श्रीमद् बुद्धिसागरजीसूरीश्वर ग्रंथमाला ग्रंथांक ९०

# आत्मप्रकाश

રચયિતા

અધ્યાત્મજ્ઞાનદિવાકર-યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ
આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી



પ્રકાશક

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ-મુંબઈ
હા. મણિલાલ મોહનલાલ પાદરાકર—મંત્રી.



આવૃત્તિ ત્રીજી

મૂલ્ય. રૂ. ૫-૦-૦

# આત્મપ્રકાશ



આત્મતત્ત્વને પામવા, આદર જ્ઞાન ઉજાસ,
પરમાતમપદ પામવા, છે આ આત્મપ્રકાશ
જોયો જાણ્યો અનુભવ્યો, આત્મા શ્વાસોશ્વાસ,
સદ્‌ગુરુ તે સમજાવતા, વિરચી આત્મપ્રકાશ
આત્મતત્ત્વ ચિંત્યુ નહિ, શા સાધન વિશ્વાસ,
વીરપ્રભુ પ્રભુતા વર્યા, લહીને આત્મપ્રકાશ
જડ ચેતનને જાણવા, જ્ઞાન ક્રિયા આચાર;
મુક્તિ પંથને પામવા, લહેજો આત્મપ્રકાશ
આઠે પહોર મળ્યા છતા, બની વ્યવહારના દાસ;
નિજાત્મતત્ત્વ કેમ પામશો, જો નહિ આત્મપ્રકાશ
ઘડી બેસી પદ્માસને, અંતર ઉતરી ખાસ,
સ્વરૂપ વિચાર્યે પામશો, અનંત આત્મપ્રકાશ
કોટિ ભાનુ મણિ–રત્નથી, ઉજ્વલ આત્મપ્રકાશ,
મોક્ષમાર્ગ કેડી મળે, અનંત મુક્તિવિલાસ
પર ઉપકારી સંતજન, જ્ઞાની શ્વાસોશ્વાસ;
પરમ તત્ત્વ જે પ્રભુ કથ્યા, કહેશે આત્મપ્રકાશ
જ્ઞાન ધ્યાન આરાધને, લેતા શ્વાસોશ્વાસ,
શ્રીબુદ્ધિસાગરસૂરિ રચ્યો, અનુભવ આત્મપ્રકાશ
ઉજ્જ્વલ આત્મપ્રકાશ આ, તત્ત્વજ્ઞાનની ખાણ,
'મણિ' અંતર પ્રકટાવશે, અનંતસુખનો ભાણ

પાદરાકર

મુદ્રક શ્રી મહોદય પ્રી પ્રેસ શા ગુલાબચંદ લલ્લુભાઇ-ભાવનગર

# નિવેદન

શ્રી આત્મપ્રકાશ ગ્રંથની આ ત્રીજી આવૃત્તિ વાચકો સન્મુખ રજૂ કરતા અમને આનંદ થાય છે આ ગ્રંથની પ્રથમાવૃત્તિ સં ૧૯૬૪ મા તથા બીજી આવૃત્તિ સં ૧૯૮૧ મા પ્રકટ થયેલી; તે પણ અપ્રાપ્ય થતા આ ત્રીજી આવૃત્તિ પ્રકાશન પામે છે

આ ગ્રંથમાં શું છે ? ગુરુશ્રીએ ગ્રંથને કેવો ગૂંથ્યો છે અને આત્માને પરમાત્મા પદ મેળવવા કયા માર્ગે ને કેવી જાગૃતિની જરૂર છે, તે સબંધી આ ગ્રંથ ખૂબ પ્રકાશ પાડે છે સંસારમા પ્રાપ્ત કરવા યોગ્ય, એક માત્ર અલભ્ય વસ્તુ તે આત્મા છે આત્મજાગૃતિ, આત્મદર્શન અને આત્મરમણતા જ પરમ આરાધ્ય વસ્તુ છે જડ અને ચેતનની વહેંચણ, આત્મા અનાત્મા વિચાર, નિજાત્મતત્ત્વ ભાવના, તત્ત્વનિદર્શન, વૈરાગ્ય, દ્રવ્યગુણપર્યાય, નય-નિક્ષેપ-પ્રમાણ-પક્ષ-સપ્તભંગ આદિ અધ્યાત્મજ્ઞાનના પ્રકાશને વિસ્તારનાર અનેક મહત્ત્વના તત્ત્વજ્ઞાનના ઉત્તમ છણાવટવાળા વિષયોથી ભરપૂર આ આત્મપ્રકાશ ગ્રંથ ખરેખર આત્માને-આત્માનો પ્રકાશ આપનાર ગ્રંથ છે

આત્મતત્ત્વ જાણવાના જિજ્ઞાસુઓને, વ્યવહાર અને નિશ્ચયથી આત્મરમણતાના સાધનો, માર્ગોના અનેક વિધાનો, આ ગ્રંથમા મળશે. પૂર્વાચાર્યોએ આત્મતત્ત્વ પર ખૂબ ભાર મૂક્યો છે અને પૂર્વાચાર્યોએ પ્રરૂપેલા મહાન્ તત્ત્વો-સૂત્રો ઉપર જ આ આખો ગ્રંથ આળેખાયેલો છે આ ગ્રંથ લેખકની વ્યવહાર નિશ્ચય-

વાળી, અધ્યાત્મ અને યોગના પ્રકાશવાળી, ભગવાન મહાવીરના ઉચ્ચ માર્ગને દર્શાવતી તેજસ્વી રસભર-સ્વાનુભવી કલમથી હવે તો સૌ પરિચિત છે જ એટલે આ ગ્રથના વાચકો અને અભ્યાસકોને ભવનિસ્તારના, અનત અવ્યાબાધ સુખ પ્રાપ્ત કરવાના માર્ગે વળવામા આ ગ્રથ તેમને સહાયક દીવાદાંડી જેવો બનો એ ભાવના

જેમ પૂર્વે પ્રકાશિત ગ્રથ કર્મયોગમા વિચારસમૃદ્ધ છણાવટ વાળી તેજસ્વી કલમે 'આમુખ' લખી ગ્રથની ઉપયોગિતામા વૃદ્ધિ કરેલી તેવી જ રીતે અમારા મડળના ઉપપ્રમુખ માનનીય શ્રી ફત્તેહચદભાઇએ આ ગ્રથમા પણ ઉચ્ચ કોટિના મનનીય વિચારો ને માર્ગદર્શનથી સમૃદ્ધ એવો આમુખ લખ્યો છે

પૂ આચાર્યદેવ શ્રીમદ્ કીર્તિસાગરસૂરિજીએ એ જ કર્મયોગમા જેમ સચ્ચાનદના ઝરણા લખી ઉત્તમ માર્ગદર્શન કરાવેલ તેમ જ આ ગ્રથમા પણ આત્માનદના ઝરણા લખી ગ્રથની ઉપયોગિતા અને ગૌરવમા વૃદ્ધિ કરી છે તે બદલ ઉપરોક્ત બ ને બહુશ્રુત વિદ્વાનોનો આભાર માનવાનુ આ સ્થળ છે

અધ્યાત્મજ્ઞાન, યોગાભ્યાસ, ત્યાગ, તપશ્ચર્યા, સયમ અને વિરાગભર્યા ચેતનને ઝંખવતા આ જડવાદના જમાનામા આવા ઉચ્ચ આત્મસ્ફુરતિના તેજને પુન પ્રકાશિત કરનાર આ ગ્રથની સમયાનુસાર માત્ર ૫૦૦ જ નકલો કાઢવાથી તેની કિમત ખર્ચ જોતા થોડી વધારે લાગે તેવી રાખવી પડી છે, પણ તેના જિજ્ઞાસુ વાચકો વધતા, વધુ નકલો કાઢતા, તે હવે પછી ઓછી કિમતે આપી શકાશે એમ માનીએ છીએ વળી કેટલાક કારણસર

આ ગ્રંથ તથા શ્રી આનંદઘન પદ સંગ્રહ ભાવાર્થના પ્રકાશનમા ત્રણેક મહિના વધુ લાગી ગયા છે તેથી પણ દુખ થાય છે

આ મંડળ પાસે કાયમનુ મોટુ ફંડ નથી, છતા શ્રી સંઘ સહાય આવા જ્ઞાન-ગ્રંથ-પ્રકાશનમા સહૃદયતાપૂર્વકની સહાય આપ્યે જ જાય છે એ અનુમોદનીય છે મંડળના બંધારણ મુજબ ૨૫૦-૫૦૦-૧૦૦૦-૨૦૦૦ અને તેથી વધુ રકમના સભ્યો નોધાય છે ને નોધાયા છે ૨૫૦ ના આજીવન સભ્યો ૫૦૦ ના ત્રીજા વર્ગના પેટ્રન તથા ૧૦૦૦ ના બીજા વર્ગના તથા ૨૦૦૦ અને તેથી ઉપરના પહેલા વર્ગના પેટ્રનો નોધાય છે આજીવન સભ્યો તથા ત્રીજા વર્ગના પેટ્રનોને ૧-૧ તથા બીજા તથા પહેલા વર્ગના પેટ્રનોને ૨-૨ નકલો પ્રકટ થતા તમામ ગ્રંથોની ભેટ અપાય છે

શ્રી સમસ્ત સંઘ, પૂ મુનિરાજો તથા જિજ્ઞાસુ ભવભીરુ વાચકો આ મંડળના સભ્ય બની તથા અન્યને બનાવી આ જ્ઞાનભક્તિના કાર્યમા સહાયક બને એ આશા રાખીએ છીએ

કોઈ પ્રસંગે સંકલ્પેલી અગર સ્વેચ્છાએ અપાતી ન્હાની મોટી સહાય સ્વીકારાય છે

આ મંડળના ન્હાના ગ્રંથો પ્રભાવના માટે ઓછી કિંમતે મળી શકે છે

મંડળના પ્રકટ થયેલા ૧૨૦ ગ્રંથોમાથી કેટલાયે ગ્રંથોની બુજ નકલો શિલીક છે અને કેટલીયે મુદ્દલ નથી જેથી નવી આવૃત્તિઓ, આ વિશિષ્ટ આત્મસંસ્કૃતિ સંરક્ષક જ્ઞાન-સાહિત્ય જળવાઈ રહે અને પ્રચાર પામે, તેટલા માટે કાઢવામા આવે છે

છેલ્લા ૩-૪ વર્ષમાં જ યોગનિષ્ઠ આચાર્ય, યોગદીપક, કર્મયોગ, ભજન સંગ્રહ, સંઘપ્રગતિ, સાવત્સરિક ક્ષમાપના, આત્મશક્તિપ્રકાશ આદિ મહાગ્રંથોની નવીન આવૃત્તિઓ પ્રકટ કરી છે અને તે ગ્રંથો સભ્યોને વિનામૂલ્યે અપાયા છે

શ્રી આનંદઘન પદ સંગ્રહ-ભાવાર્થ ક્રાઉન ૮ પેજી લગભગ ૬૫૦ પૃષ્ઠનો ઉત્તમ ગ્રંથ જેમા ૧૦૮ પદો તથા ચોવીશ સ્તવનો આપવામા આવેલ છે અને શ્રીમદ્‌ના જીવન પરથી લગભગ ૧૫ મોટા ભાવસૂચક કાલ્પનિક ચિત્રો ખાસ તૈયાર કરાવી આપવામા આવ્યા છે તે એવી આશાથી કે આ ચિત્રો પરથી ભાવિમા કોઈ સંશોધનકાર જિજ્ઞાસુ શ્રીમદ્‌ના ઇતિહાસને વધુ ઊંડા ઉતરી શોધવા પ્રેરાય અને થાકેલા વાચકને ચિત્રો જોતા, ભાવ વધતા વિસામો મળે

છેવટે આ ગ્રંથ વાચકને સંપૂર્ણ આત્મપ્રકાશ અર્પી તેના ભવનિસ્તારના માર્ગની કેડી બને અને આત્મપ્રકાશ આપે ૐ શાંતિ

| | |
|---|---|
| ૩૫-ચોપાટી સી ફેસ<br>મુંબઈ ૭<br>૨૦૧૦ વસંતપંચમી | મણિલાલ મોહનલાલ પાદરાકર<br>મંગળદાસ લલ્લુભાઈ ઘડિયાળી<br>ચંદુલાલ નગીનદાસ ભાખરીયા<br>મંત્રીઓ |

# આત્માનંદનાં ઝરણાં

લે૦ આ. શ્રી કીર્તિસાગરસૂરિજી

"વ્યાવહારિક કાર્યોમા તથા ધાર્મિક કાર્યોમા પ્રકાશની અગત્યતા શાણા સજ્જનો, અવશ્ય સ્વીકારી તેને માટે વિચારપૂર્વક પ્રયત્ન શીલ હોય છે વ્યવહારમા જ્ઞાનપ્રકાશ મળવાથી ધારેલ કાર્યો સફલ થાય છે અને આત્મપ્રકાશના પ્રભાવથી આત્મોન્નતિ–આત્મ વિકાસમા ઉત્તરોત્તર આગળ વધતા અનાદિકાલની પરાધીનતા ટાળવાપૂર્વક સાચી સ્વાધીનતાનો આવિર્ભાવ થાય છે આવી સાચી સ્વાધીનતાના યોગે અનત ઋદ્ધિ–સિદ્ધિ અને શુદ્ધિને પ્રાપ્ત કરી ભાગ્યશાલી મહાશયો, અનુપમ સુખના સ્વામી બને છે,

"પ્રકાશ વિના અધકારમા મુસાફરી કરનાર ભલે પછી સ્ટીમરમા બેઠેલ હોય અગર મનોહર નૌકામા બેઠેલ હોય તો પણ દરિયામા રહેલ ખરાબા સાથે પટકાઇને અસહ્ય પીડાઓને સહન કરવાપૂર્વક અમૂલ્ય માનવ જીવનને ભયકર જોખમથી બરબાદ બનાવે છે તેથી જ પ્રકાશ આગળ રાખીને મુસાફરી કરતા માર્ગ માલૂમ પડે છે, પરતુ આવા સમયજ્ઞ સજ્જનો, આત્મપ્રકાશને ભૂલી ઉપેક્ષા કરે તો સસારસાગરમા રહેલા વિષય કષાયના ખરાબામા–વિકારોમા ભવોભવ વારવાર પટકાઇને સર્વસ્વ ગુમાવી બેસે અને પુનઃ મનુષ્યભવાદિ સાધનો મળવા મુશ્કેલ થાય, માટે તે ભાગ્યશાલીઓને આત્મપ્રકાશની પણ આવશ્યકતા રહેવાની જ આ સિવાય સસારસાગરની

લાંબી મુસાફરીનો અંત આવવો અશક્ય છે માટે અરે ભાગ્યશાળીઓ! દુન્યવી પ્રકાશની સાથે આત્મપ્રકાશની સાધન સામગ્રીને કષ્ટ સહન કરીને પણ પ્રાપ્ત કરો આત્મપ્રકાશના સાધનો સિવાય અનંત સંસારસાગરમાં અનાદિકાલીન ભ્રમણાના યોગે વિકાર-વમળોમાં પડ્યા, જે મેળવવાનું હતું તે ભૂલાયું અને જે કાંઈક હતું તે ગુમાવ્યું, માટે આત્મપ્રકાશના સાધનોને હસ્તગત કરીને તે દ્વારા આત્મોન્નતિ સધાય તે માટે જેટલી તાકાત હોય તેટલી ફોરવો

"દુન્યવી પ્રકાશને ભયંકર વિઘ્નો આગળ ટકી રહેવાની શક્તિ હોતી નથી, પણ આત્મપ્રકાશ તો તેવા વિઘ્નો ઉપસ્થિત થતા અધિકાધિક પ્રકાશિત બને છે કદાચ દુન્યવી પ્રકાશ વિના ચાલશે પણ આત્મપ્રકાશ વિના એક ક્ષણ માત્ર પણ ચાલી શકાશે નહી સંસારસાગરના વિષયકષાયના વિચારો અને વિકારોમાં પરિભ્રમણ કરી તમે આત્મહિત કેટલું સાધ્યું ? જે સાધ્યું તેજ આ જગતમાં-મકાનમાં પડયું રહ્યું માટે સાથે ને સાથે તથા સમીપમાં રહે તેવું સાધો, કે સંસારસાગરની મુસાફરીમાં વિઘ્નો આવે નહિ, આવતી વિડંબનાઓ દૂર ભાગે અને સરલતા-સુગમતાપૂર્વક ઇષ્ટ સ્થળે પહોંચાય

"બનાવટી સુખની ખાતર, પ્રકાશ પ્રાપ્ત કરીને મનગમતા પદાર્થોને અસહ્ય પરિતાપ કરીને પણ મેળવ્યા, પણ આધિ વ્યાધિ ઉપાધિઓના કષ્ટો ટળ્યા નથી અને ટળતા નથી તે ઉપરથી માલૂમ પડે છે, કે તમોએ સત્ય પ્રકાશ, આત્મપ્રકાશ મેળવ્યો નથી, અદ્યપિ અવસર છે જો લગની લગાડી આત્મ

પ્રકાશના સાધનો મેળવશો તો વિડંબનાઓ-શોક-પરિતાપને આવવાનો અવકાશ મળશે નહિ કહેવત છે કે-ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો પરોપકારાદિ કાર્યોમા આત્મપ્રકાશને આગળ ધર વાથી ઉત્તરોત્તર નિષ્કામ ભાવની દઢતા થતી રહે છે-પછી સત્કાર્યો-ધાર્મિક કાર્યો કરતા કોઇ ભૂલો કાઢે છે અગર નિન્દા કરે તો પણ તેઓના ઉપર ઉપેક્ષાવૃત્તિ અગર દયા ચિન્તવાય છે આદરેલા કાર્યો અધૂરા રહેતા નથી અને આનંદમા વધારો થતો રહે છે " મનુષ્ય જન્મની સાર્થકતા કે સફલતા, આત્મ પ્રકાશમા સદા-સર્વદા અને સર્વથા રહેલી છે, માટે દુન્યવી સુખના સાધનો મેળવતા આત્મપ્રકાશના સાધનો ભૂલશો નહિ, અરે તેને પ્રથમ પ્રાપ્ત કરજો કે જેથી પાપોદયે સપત્તિ ખસી જતા આત્મશકિતઘાતક-માનસિકશકિતઘાતક તેમજ શારીરિક શકિતઘાતક વિચારો આવે નહિ અને શોક પરિતાપાદિક થાય નહિ શારીરિક, માનસિક અને આત્મશકિતઘાતક ચિન્તાઓ, વિચારો અને વિકારોને ટાળવા માટે પરમ પવિત્ર-યોગનિષ્ઠ આચાર્યદેવ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી ગુરુદેવે સસાર સાગરમા ભ્રમણના યોગે વમળોમા અટવાતા પ્રાણીઓ-માનવીઓ ખરાબે ચઢીને બરબાદ થાય નહિ અને સુગમતાએ મુસાફરી કરી શકે તે માટે આત્મપ્રકાશ મેળવવા માટે " **શ્રી આત્મપ્રકાશ**" ગ્રન્થની રચના કરી ભવ્ય સમકિતી જીવોને અનન્ય ઉપકાર કરેલ છે કે જેમા માનવો ધર્મનો મર્મ અને કર્મનો મર્મ, સમ્યગ્રીત્યા સમજી મિથ્યાધકારમાથી બહાર આવી રાગ-દ્વેષ અને મોહાદિકના પ્રબળ જોરને હઠાવી અનુપમ-સત્ય સુખના સ્વામી બને તથા સાત નય-સપ્તભગીની એવી રીતે

સમજણુ આપી છે કે સામાન્ય અભ્યાસી પણુ સમજી શકે તથા પ્રશમભાવ-વૈરાગ્ય-સવેગ-શ્રદ્ધાને પામી સસારસાગરથી પાર ઉતરે, તેમજ દુખમય, દુખજનક અને દુખની પરપરાને વધારનાર એવા સસારને સુખમય, સુખજનક અને સુખની પરપરામા ભવ્યજનોને લાવી મૂકે, અનત ઋદ્ધિ-સિદ્ધિ અને શુદ્ધિને પ્રાપ્ત કરવા માટે ઉત્તમ સહકાર આપી શકે છે, માટે આ ગ્રથનો વારવાર અભ્યાસ કરવા તત્પર બનશો, ઉપેક્ષા કરશો નહિ તમોને કદાચ વાચતા કટાળો આવે તો પણુ મૂકતા નહિ, કારણુ કે આત્મપ્રકાશના આધારે આપણે તરવાનુ છે અને ઈષ્ટ સ્થળે પહોચવાનુ છે

માગશર શુદિ ૧૧
૨૦૧૦

---

દેહ અને આત્મા એ બેનુ પૃથક્કરણુ સત્યાસત્ય વિવેક વગર થઈ શકે એવુ નથી એ વિવેક, એ જ્ઞાન બરાબર પચવુ જોઇએ જ્ઞાનનો અર્થ આપણે જાણવુ એવો કરીએ છીએ, પણ બુદ્ધિથી જાણવુ એ જ્ઞાન નથી મોમા ભુકડો મારવાથી ભોજન થતુ નથી મોમા ભરેલુ બરાબર ચવાઇને ગળે નીચે ઊતરવુ જોઇએ, ત્યાથી આગળ હોજરીમા પચવુ જોઇએ અને ત્યા પચીને તેનો રસ થાય એટલે આખા શરીરને લોહીરૂપે પહોચી તેનાથી પુષ્ટિ મળવી જોઇએ આટલુ થાય ત્યારે સારૂ ભોજન થયેલુ જાણવુ તે જ પ્રમાણે એકલી બુદ્ધિથી જાણવાથી કામ સરતુ નથી જાણ્યા પછી જાણેલુ જીવનમા આત્મામા ઊંડુ ઊતરવુ જોઇએ હૃદયમાં પચવુ જોઇએ

—શ્રી વિનોબાભાવે

# आमुख

अयमात्मैव चिद्रूपः शरीरी कर्मयोगतः ।
ध्यानाग्निदग्धकर्मा तु सिद्धात्मा स्यान्निरंजनः ॥
अयमात्मैव संसारः कषायेंद्रियनिर्जित' ।
तमेव तद्विजेतार मोक्षमाहुर्मनीषिणः ॥

"આ આત્મા જ્ઞાનપ્રકાશરૂપ છે, કર્મ સબંધથી શરીર ધારણ કરે છે પરંતુ ધ્યાનરૂપ અગ્નિથી કર્મોનું દહન થાય ત્યારે સિદ્ધાત્મા બને છે, કષાય અને ઇંદ્રિયોથી જીતાયલો આત્મા તેજ સંસાર છે અને ઉભયને જીતનાર આત્માને જ પંડિતો મોક્ષ કહે છે"

યોગશાસ્ત્ર-(શ્રીમદ્ હેમચંદ્રસૂરિજી)

પ્રત્યેક ગ્રંથના આંતર શરીરની ઘટનાનો આધાર ખાસ કરીને તેના અનુબંધચતુષ્ટય ઉપર હોવાથી તેની જેવા પ્રકારે સંકલના કરેલી હોય તદનુસાર વિદ્વજ્જનો ગ્રંથ મહત્ત્વતાની સમીક્ષા કરે છે મંગલ, અભિધેય, પ્રયોજન અને સંબંધરૂપ આ ચતુષ્ટય ગ્રંથની આદરણીયતા તરફ દિગ્દર્શન કરાવી વાચકો ને સન્મુખ થવા પ્રવૃત્તિ કરાવે છે જે ગ્રંથની આદિમાં અઢાર દોષ રહિત સર્વજ્ઞ પરમાત્માને નમસ્કાર હોય, જે ગ્રંથમાં આત્મવિકાસનો ક્રમ અભિધેય હોય, જે ગ્રંથનું પ્રયોજન સ્વપરને શીઘ્રપણે આત્મિક હિત કરાવતું હોય અને જે ગ્રંથમા દર્શાવેલા ઉપાયોવડે ઘાતી કર્મો દૂર થતા આત્મારૂપ સૂર્યનો કેવલજ્ઞાન

પ્રકાશ ઝળહળી ઊઠે અને પછીથી અઘાતી કર્મક્ષયથી ઉત્પન્ન થયેલી મુક્તિ સપાદન થઈ શકે, જન્મ મૃત્યુનો શાશ્વતપણે અત આવે–આવા ગ્રથો લૌકિક ફલપ્રદાનને ઉલ્લઘી અલૌકિક ફલદાન સાદર કરે તેમા શુ આશ્ચર્ય ? જૈનદર્શનનુ સૂક્ષ્મ સ્વરૂપ પચાવનાર ગ્રથકારોએ પ્રથમથી જ આવા અનુબધચતુષ્ટયની યોજના કરેલી છે જે પ્રશસ્ય હોઈ જ્ઞાનીઓએ પ્રાપ્ત કરેલા ઉત્તમ ફળોને અભિલક્ષે છે, સ મુખ થયેલા વાચકો પછીથી ગ્રથના અભિધેય અ ગોનુ નિરીક્ષણ કરી સ્વરુચિ અને સ્વાદરૂપ તુલા ઓવડે ગ્રથ પરત્વે પોતાની આત્મભૂમિકાની તુલના કરે છે, શ્રવણ મનન તથા વાચન તરફ પ્રવૃત્તિશીલ બને છે અને બુદ્ધિના ક્ષયોપશમ પ્રમાણે ગ્રથમા રહેલા રહસ્યનો આત્મા ઉપર પ્રકાશ પાડે છે, શ્રુતજ્ઞાન અને ચિ તનજ્ઞાનના સતત પરિશીલનવડે ગ્રથની અ તરગ સુ દરતા ઓળખવામા આવે છે અને ભાવના–જ્ઞાનના પરિપાકવડે નથના ચર્મદૃષ્ટિએ દેખાતા સ્થૂળભાવોના સસ્કારોનુ ચૈતન્યમય આત્મા સાથે મિલન થાય છે અને એ રીતે માનવજીવનની કૃતકૃત્યતા થતા જીવન ધન્ય બને છે

આત્મા શબ્દનો વ્યુત્પત્તિ અર્થ શાસ્ત્રકારોએ અતતીતિ આત્મા અર્થાત્ "તે તે ભાવને સતતપણે પ્રાપ્ત કરે તે આત્મા" આ અર્થ કહેલો છે અને તે અપૂર્વભાવસૂચક છે જગતમા ષડ્ દ્રવ્યો છે તેમાથી આત્મદ્રવ્ય તદ્દન જુદુ પડે છે, પાચે દ્રવ્યો જડ છે જ્યારે આત્મા ચૈતન્યમય હોવાથી જે અન તગુણો જડ વસ્તુઓમા છે તે કરતા આત્માના અન તગુણો નિરાળા છે, પાચ સમવાયોમા જડ દ્રવ્યોને [1]ત્રણ સમવાયો લાગુ પડે છે પર તુ આત્માને પુરુષાર્થ અને કર્મરૂપ બીજા બે વધારે સમવાયો પણ છે,

1 કાલ, સ્વભાવ અને ભવિતવ્યતા

આત્મા એ શી વસ્તુ છે? આત્માને સુખદુ ખનો અનુભવ કેમ થાય છે? કર્મનો સ સર્ગ આત્માને કેમ થઈ શકે છે? અરૂપી આત્માને રૂપી કર્મનો સ બ ધ ઘટી શકે? આત્મા પોતે જ સુખદુ ખના અનુભવનુ કારણ છે કે કોઈ અન્યના સ સર્ગથી આત્માને સુખદુ ખનો અનુભવ થાય છે? કર્મનો સ સર્ગ અનાદિ છે કે આદિમાન્? અનાદિ હોય તો તેનો ઉચ્છેદ કેવી રીતે થઈ શકે? કર્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે? કર્મના ભેદાનુભેદ કેવી રીતે છે? કર્મનો બ ધ ઉદય અને સત્તા કેવી રીતે નિયમબદ્ધ છે? પોતે જ કરેલા કર્મોની વિચિત્રતાઓવડે આત્માની સ સારમા કેટકેટલી હેરાનગતિઓ થાય છે? શરીરમા ગ્રહણ કરેલા ખોરાકનુ સપ્ત ધાતુઓમા રૂપાતર થાય છે તેમ કર્મોની ગૂઢ સ કલનાઓ અવ્યક્ત રીતે આત્મામા કેવુ કાર્ય કરી રહી છે? કર્મચેતના, કર્મફળચેતના અને જ્ઞાનચેતના એ શુ છે? આત્મા અરૂપી હોવા છતા દેહધારી કેમ બન્યો છે? આત્મા સ્વત ત્ર હોવા છતા કર્મની પરાધીનતાથી કેવો પાયમાલ થઈ રહ્યો છે? अजगुलगतकेसरी ની પેઠે પોતાનુ મૂળ સ્વરૂપ ક્યા સાધનોવડે પ્રાપ્ત કરી શકે છે? અવિદ્યાના અ ધકારમા પડેલા આત્મરત્નને શા વડે શોધી શકાય છે? શ્વાસોચ્છ્વાસાદિ બાહ્ય પ્રાણોવડે જીવન્ત કહેવાતો દેહ એ જ હુ એવી માન્યતા ધરાવતા મનુષ્યોનો આત્મા કેવુ જીવન અનુભવે છે? સ્થાવર અને જ ગમરૂપ બાહ્ય સમૃદ્ધિને પોતાની સમૃદ્ધિ માનનારાઓ આત્માને ઓળખી શકયા છે કે કેમ? વૈજ્ઞાનિક વિદ્યા( science )થી પણ આત્મા જેવો કોઈ દેહવ્યાપી પદાર્થ છે તેમ અનુમાન થઈ શકે છે? અગુરુલઘુત્વ પર્યાય આત્મદ્રવ્યની સમતુલા Balancing power જાળવી

ક્ષીરનીરની પેઠે શરીરવ્યાપી આત્માને-આત્મત્વમા કેમ કાયમ રાખી શકે છે ? અને જડની સાથે નિરતર રહેવા છતા જડ (અજીવ) કેમ બની જતો નથી ? અન ત કાળ વહી ગયા છતા તેને પચાવી આત્મા પોતે અમર રહી શકયો છે તેમજ એ અમરતા આધ્યાત્મિક દૃષ્ટિએ કયાથી શરૂ થાય છે અને મૃત્યુનુ મારણ કરી શાશ્વત અમરતા કેવી રીતે મળી શકે છે ? આ સર્વ હકીકતો જાણવી-સમજવી મુશ્કેલ છે, છતા શ્રી જિનેશ્વર પ્રભુના વચનો-શાસ્ત્રો ઉપર શ્રદ્ધા રાખી સૂક્ષ્મદૃષ્ટિએ તપાસતા તેમાથી તમામ ખુલાસાઓ મળી શકે છે અને આત્માના સ બ ધમા નૂતનદૃષ્ટિ સાપડે છે એ **નૂતનદૃષ્ટિની શરૂઆત સમ્યગ્દર્શન-ની પ્રાપ્તિથી** થાય છે પ્રસ્તુત ખુલાસાઓ અન્યદર્શનમા વાસ્તવિક રીતે મળી શકતા નથી, પર તુ જૈનસિદ્ધાતાનુસાર પ્રસ્તુત પ્રશ્નમા ઘણે અ શે મળી શકે છે

અનેક વાદોમય પ્રસ્તુત જમાનામા એક તરફથી આત્મજ્ઞાન નષ્ટ થતુ જાય છે તો બીજી તરફથી આત્માનુ અસ્તિત્વ અને તે વાસ્તવિક રીતે કયા સ્વરૂપવાળો છે તેનુ પ્રતિપાદન કરનારા દાર્શનિક શાસ્ત્રો જુદી જ દિશામા ગમન કરતા હોવાથી આત્મા રૂપ પદાર્થનુ વાસ્તવિક દર્શન થતુ નથી (૧) બુદ્ધગણ એટલે આત્મા માનનાર, ક્ષણે ક્ષણે નવા નવા આત્માનો સ્વીકાર કરનાર, જૈનદર્શનના પર્યાયાર્થિક નયને એકાતે માનનાર તેમજ મોક્ષ વિષયમા દીપ નિર્વાણની ઉપમાને આત્માનુ નિર્વાણ માનતુ બુદ્ધદર્શન, આર્યદર્શન હોવા છતા વસ્તુસ્થિતિમા સાકર્ય દૂષણ કરે છે, (૨) મીમાસકો-વેદાતીઓ સર્વ અવસ્થામા આત્માને એક માની નિત્ય અને અખ ડ માને છે, (૩) ભગવદ્

ળીતાના સિદ્ધાંતોવાળુ, પ્રકૃતિ-પુરુષને માનવાવાળુ, પ્રત્યેક શરીરે ભિન્ન ભિન્ન આત્મા માનતુ સાખ્યદર્શન સર્વ અવસ્થામા આત્માને કર્મનો અકર્તા અને ફળનો અભોક્તા માને છે-એ રીતે બન્ને દર્શનો જૈનદર્શનના દ્રવ્યાર્થિક નયને એકાંતે માને છે; (૪-૫) નૈયાયિકદર્શન અને યોગદર્શન જીવાત્મા અને પરમાત્મા જુદા માને છે અને જીવાત્મા પરમાત્મા થઈ શકે નહિ, ઈશ્વર જગતનો કર્તા છે વિગેરે માન્યતાને અવલબી આત્મવાદને અન્યથારૂપે સ્વીકારે છે; તદુપરાત ( ૬ ) પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારાઓને આત્મારૂપ પદાર્થ નહિ દેખાતો હોવાથી તેના અસ્તિત્વની જ ઉપેક્ષા કરતા હોવાથી આત્મસ્વરૂપના જ્ઞાનથી વિદૂર છે-આ રીતે આત્માને શોધવો અને તે યથાર્થ રીતે શોધવો એ સામાન્ય બુદ્ધિગમ્ય નથી પરતુ તેને વાસ્તવિક રીતે શોધી મૂળસ્વરૂપની ઓળખાણ કરાવવી એ સૂક્ષ્મબુદ્ધિગમ્ય હોવાથી **જૈનદર્શને** નિવેદન કરેલ નિત્યાનિત્ય, દ્રવ્યગુણપર્યાયાત્મક, સત્ અસત્, મૂર્ત અમૂર્ત, એક અનેક, દ્રવ્ય ભાવ અને નિશ્ચય વ્યવહાર તથા ઉત્પાદ વ્યય ધ્રુવાત્મક વિગેરે અનેકાંતવાદમય અનેક અપેક્ષાઓ વડે જુદી જુદી અવસ્થામા પ્રાપ્ત થતા સ્વરૂપને નિહાળી, અનુ પ્રાનોરૂપ કપ, છેદ અને તાપની કસોટીએ ચડાવી સુવર્ણની જેમ આત્મશુદ્ધિ-એકાત્મભાવ હૃદયગમ્ય કરવો એ આ દશ દૃષ્ટાન્તથી દુર્લભ માનવજન્મનુ અપૂર્વ કર્તવ્ય છે અને તે સાચા આત્મ વાદની પ્રાપ્તિ પછી सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग - રૂપે મોક્ષમાર્ગ તરફ પ્રયાણ કરી શકે છે, અને કર્મોથી આવૃત્ત થયેલા આત્માના સ્વયભૂ પ્રકાશને રફતે રફતે ખુલ્લો કરી સપૂર્ણ રીતે આત્માના અનતગુણોનો વિકાસ કરે છે સાચા

આત્મવાદના સમન્વયરૂપે શ્રી મુનિસુવ્રતસ્વામીના સ્તવનમા " આત્મતત્વ કયુ જાણ્યુ જગદ્‌ગુરુ, એહ વિચાર મુજ કહીએ " એ કાવ્યથી પ્રશ્ન કરી ષડ્‌દર્શનોની માન્યતામા કેવી રીતે એકાત વાદ આવે છે તે દર્શાવ્યા પછી શ્રી નમિનાથજીના સ્તવનમા ષડ્‌દર્શનોનો જૈનદર્શનમા સમન્વય બતાવવા માટે ષડ્‌દર્શનોને જિનેશ્વરરૂપ પુરુષના ભિન્ન ભિન્ન અગો બતાવી જૈનદર્શનને શ્રી જિનેશ્વરરૂપ પુરુષના મસ્તકરૂપે નિવેદન કરેલુ છે મતલબ કે જૈનદર્શનરૂપ સાગરમા અન્યદર્શનોની માન્યતારૂપ નદીઓ સમાઈ જાય છે–એ રીતે અન્ય સર્વ દર્શનમા જિનદર્શનના અશો છે, જ્યારે જિનદર્શન પ્રમાણનયૈરધિગમ રૂપે અખિલ–સપૂર્ણ સ્યાદ્‌વાદમય છે–આ રીતે આત્મતત્વને વાસ્તવિક સ્વરૂપમા સમન્વયપૂર્વક વિશાળ દૃષ્ટિથી સમજાવનાર તેમજ પોતાના વિશાળ મહાસાગરના ઉદરમા અન્ય દર્શનોના એકાત તત્ત્વોને સમાવનાર જૈનદર્શન છે

નન્દીસૂત્રમા કહ્યું છે કે–મહાભારત જેવા શાસ્રો એકાત મિથ્યા કે એકાત સમ્યગ્ નથી, પણ જે મનુષ્ય તેને વાચે છે તેની દૃષ્ટિ અનુસાર તે પરિણમે છે, અર્થાત્ જે વાચક સમ્યગ્–દૃષ્ટિ હોય તે સ્વય એ શાસ્ત્ર વાચીને નિર્વાણ માર્ગમા તેનો ઉપયોગ કરતો હોવાથી એને માટે એ શાસ્ત્ર સમ્યગ્ છે પણ જે મિથ્યાદૃષ્ટિવાળો વાચક એ શાસ્રને વાચે છે તે પોતાની અવળી દૃષ્ટિને કારણે તેનો સસારવૃદ્ધિમા ઉપયોગ કરતો હોઈ તેને માટે એ શાસ્રો મિથ્યા છે

ચતુર્ગતિમા અગ્રપદ ધરાવતી મનુજગતિને પ્રાપ્ત થયેલા મનુષ્ય પ્રાણીઓ કે જેમા અન્ય ગતિઓ કરતા બુદ્ધિમત્તા વિશાળ

પ્રમાણુમા પૂર્વ પુણ્યને અગે મળેલી હોય છે તેઓ ત્રણ પ્રકારના જીવનવડે જીવતા હોય છે, બહિરાત્મજીવન, અતરાત્મ જીવન અને પરમાત્મજીવન, આત્માને વાસ્તવિક સ્વરૂપમા નહિ ઓળખનાર, પૌદ્ગલિક ભાવોમા રચી-પચી રહેનાર અને સ્થૂળ દેહવડે અનુગ્રહ-ઉપઘાત યુક્ત બનતા દરેક પદાર્થોની ક્રિયાને પોતાની માનનાર અને મમત્વનુ દરેક પ્રસગે આરોપણ કરતા સર્વ મનુષ્યો બહિરાત્મ જીવનવાળા ગણાય છે આ મનુષ્યોના સાડાત્રણ હાથની અવગાહનાવાળા દેહગત પ્રમાણુવાળો આત્મા પોતાના આસપાસના તેમજ બહુ દૂર રહેલા પદાર્થોનો કર્તા પોતાને જ માને છે, આ સ્વરૂપમા આત્મસ્વભાવનુ આચ્છાદન થઈ ગયેલુ હોવાથી તેઓ પ્રથમ કોટિમા વર્તે છે, બીજી કોટિમા વર્તતા મનુષ્યો આત્માને ઓળખી લેનાર હોય છે તેમને સમજાય છે કે હુ કોણુ છુ ? આ પૌદ્ગલિક સર્વ પદાર્થોથી અમારી સ્થિતિ વિલક્ષણ પ્રકારની છે; અમારો અને તેમનો સબધ પૂર્વ અને પશ્ચિમ દિશા જેવો છે છતા આજ સુધી દિઙ્મૂઢ પ્રાણીની જેમ પૂર્વ અને પશ્ચિમ દિશા બન્ને એક જ છે તેવા ભ્રાતિજન્ય અજ્ઞાનમા વસિત હતા, ચૌદ રાજ લોકના જડ પદાર્થોમાથી પોતાને જુદો જ માની લેનારા મનુષ્યો પરસ્પર વિરોધી સુખ દુખાદિ દ્વદ્વોના સાક્ષીરૂપ બની જાય છે જેથી તેઓ અતરાત્મ જીવન જીવતા હોય છે, તેઓનો આત્મા આત્માને આત્માવડે આત્માનેમાટે આત્મામાથી આત્માનો મોક્ષ પ્રકટે છે-તેમ માનનાર હોય છે; જૈન તત્ત્વજ્ઞાન પ્રતિ અપૂર્વ શ્રદ્ધાવાળા હોય છે, ક્રિયારુચિ હોય છે, શુક્લપાક્ષિક

હોય છે, દેશવિરતિ અને સર્વવિરતિજીવનમા પ્રગતિ કરતા હોય છે, ચતુર્થ ગુણસ્થાનકથી આરભીને બારમા ગુણસ્થાનક પર્યંત અતરાત્મજીવન છે, પરમાત્મજીવન મુક્ત મનુષ્યોએ આત્માને સ્વરૂપવડે સપૂર્ણ ઓળખી લીધો હોય છે અને તે એવી રીતે ઓળખી લીધો હોય છે કે સ્વરૂપરમણતામાથી અનત કાળે પણ ચ્યુત થાય નહિ, જે ઘાતીકર્મો આત્માના અનતગુણના વિકાસ માટે અતરાયરૂપ હતા તે દૂર થઈ ગયેલા હોય છે, જ્યા સુધી દેહધારીપણે હોય ત્યા સુધી આ સસારમા વિહરે છે, પછીથી નિરીહભાવ રૂપે રહેલા દેહના સબધને પણ તજીને, આયુષ્યની પૂર્ણાહુતિ પછી પૂર્ણાનદમય તે આત્મા લોકાગ્રે જઈને વિરાજે છે, અને શાશ્વતપણે આત્મા નુભવ કરતા જગતના ત્રિકાલિક ભાવોને પોતાના કેવલજ્ઞાનમા પ્રતિબિબિત કરતા સદા જીવન્ત છે, જૈન દર્શને માનેલી આ જાતની મુક્તિ સ્પષ્ટ છે, કે જે અન્ય દર્શનની માનેલી આત્માની વિચિત્ર મુક્તિઓ કરતા જૂદુ જ દૃષ્ટિબિદુ રજૂ કરે છે, આથી એ ફલિત થાય છે કે ગુણસ્થાનકોની દૃષ્ટિએ આત્મામા જેમ જેમ ગુણોનો વિકાસ થતો જાય છે તેમ તેમ તેટલે તેટલે અશે **આત્મપ્રકાશ** આવિર્ભાવ પામતો જાય છે

આત્માને ઉચ્ચકોટિમા મૂકવા માટે રાગદ્વેષ દૂર કરવાના સિદ્ધાતને ઘણા દર્શનકારો સમ્મત થયેલા છે પરતુ તેને દૂર કરવાના સાધનોમા–અનુષ્ઠાનોમા અનેકગુણો તફાવત છે, જૈન દર્શને નિરૂપણ કરેલો આ ક્રમ સર્વ દર્શનોથી અગ્રપદ ધરાવે છે આત્માને ઉચે ચઢવાને માટે પગથિયારૂપ ચૌદ ગુણસ્થાનકોના ક્રમો, કર્મનો બધ, નિધત્તિ, નિકાચના, સત્તા, ઉદય, ઉદીરણ

વિગેરે અવસ્થાઓ, આત્મપ્રદેશોની સાથે થતો તેનો સબધ, તે વડે અરૂપી આત્માને પ્રાપ્ત થતો અનુગ્રહ અને ઉપઘાત, કર્મ પ્રકૃતિઓનુ ઘાતિત્વ, અઘાતિત્વ, સક્રમણ, ઉદ્વર્તન, ઉપશમન, જીવવિપાકીપણુ, પુદ્ગલવિપાકીપણુ તેમજ જીવસૃષ્ટિના વૈવિધ્યમા કર્મનો કાયદો એ જ કારણ છે-વગેરે વગેરે-જેવુ સૂક્ષ્મતર સ્વરૂપ જૈનદર્શનમા વર્ણવેલુ છે તેનો આશિક ભાગ પણ અન્યદર્શનોમા દૃષ્ટિગોચર થતો નથી, તે બતાવી આપે છે કે-આ સર્વજ્ઞપ્રણીત દર્શન હોવુ જોઈએ, અન્યથા આવા પ્રકારની અપૂર્વ સૂક્ષ્મ હકીકતનો સભવ ક્યાથી હોઈ શકે ? જૈનદર્શન, જગતના કર્તા તરીકે કોઈ વ્યક્તિને માનતુ નથી પરતુ આત્મા અને પાચ સમવાયો મળીને જગતનુ કાર્ય ચાલ્યા જ કરે છે તેમ માને છે, ઉત્પાદ, વ્યય અને ધ્રુવના નૈસર્ગિક સિદ્ધાત-શક્તિને અનુસારે આત્મા અનેક પદાર્થો, અનેક સ્થિતિઓ અને અનેક પોતાના આસપાસની નાની સૃષ્ટિઓ અકામપણે કે સકામપણે સર્જન કરે છે, માતાના ગર્ભમા ઉત્પત્તિ થતા જ આહાર ગ્રહણ કરી શરીર, ઇંદ્રિયો, શ્વાસોચ્છ્વાસ અને મન, વચનની શક્તિઓ વિગેરે અત્યલ્પપણે સર્જે છે અને જીવનપર્યંત તેનો લાભ લઇને વિસર્જન કરે છે તેમજ ફરીથી અન્ય જન્મમા નવી રચના કરે છે-આ રીતે કોઈ પણ વ્યક્તિને જગત્કર્તા નહિ માનતુ જૈનદર્શન આધુનિક પદાર્થ વિજ્ઞાન ( science )ને પોતાના એકભાગમા સમાવી લે છે, એટલુ જ નહિ પરતુ અરૂપી એવા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળદ્રવ્યની અવ્યક્ત શક્તિઓ પણ આત્મ[illegible] સબધ ધરાવી રહી છે તેમજ

પોતાના દર્શન જ્ઞાન ચારિત્ર વીર્યશક્તિ વિગેરે ગુણોનુ દર્શન પણ જૈનદર્શન કરાવી આપે છે તેમજ જડવાદથી થયેલા એકાત અજ્ઞાનને દૂર કરી સૂક્ષ્મદર્શી જનોને 'પ્રદીપ હસ્તેવ મતિ'ની પેઠે અચ્છો પ્રકાશ આપે છે વસ્તુસ્થિતિ આમ હોઈ જગતના આત્માઓ પોતે જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર બની જાય છે એટલે કે કર્મના સબધને લઈને પોતે જ પોતાના અને પોતાની આસપાસના સજોગોના સર્જક છે, પાલક છે અને સહારક છે, જન્મ જીવન અને મૃત્યુ-એ ત્રણે અવસ્થાઓ કર્મની સહાયથી આત્માની પોતાની જ સર્જેલી છે

આત્મા એ એવી અરૂપી વસ્તુ છે કે જેને દુયવી દૃષ્ટિ એના વર્તુળમા સમાવી શકતી નથી, પુસ્તકોના પાના કે જ્ઞાનના થડકલા એને અનુભવી શકતા નથી; એ સહજ છે છતા દુર્દર્શ છે, એ પાસે છે છતા પરખાતો નથી, ભીતર છે છતા દેખી શકાતો નથી, ઉપનિષદ્ પણ કહે છે કે "સસ્કૃતિ અને બુદ્ધિના ગહન ઉંડાણમા આત્મતત્ત્વની ઝાંખી થઈ શકે છે; સાભળવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થતુ નથી, કાનનો એ વિષય નથી, દર્શનનો એ આયનો નથી, માત્ર અભ્યાસથી એનુ સાન્નિધ્ય સાપડતુ નથી, નેતિમા અસ્તિ અનુભવવાની એ વિદ્યા છે; આ ચિદાત્મા અજર, અક્ષર, અમૃત, અમર, અવ્યય, અજ, નિત્ય, ધ્રુવ, શાશ્વત અને અનત છે, એવા આત્માને જાણીને મનુષ્ય મૃત્યુના મુખમાથી મુક્ત થઈ જાય છે"—આ હકીકત, અપેક્ષાએ જૈનદર્શનની નિશ્ચયનયની માન્યતામા સમાવી શકાય છે, શ્રી વીરપરમાત્માએ પણ આચારાગ સૂત્રમા આત્મા માટે કહ્યુ છે કે "ત્યા વાણીની પહોચ નથી, તર્કની ગતિ નથી,

બુદ્ધિ-મતિ પહોચી શકતી નથી, એ દીર્ઘ નથી, હ્રસ્વ નથી, ગોળ નથી, ત્રિકોણ નથી, કૃષ્ણ નથી, નીલ નથી, સ્ત્રી નથી, પુરુષ નથી-એ અનિર્વચનીય છે ”

ઉપમિતિભવપ્રપચાકથાકાર શ્રી સિદ્ધર્ષિજી કહે છે કે “ હે આર્ય પુડરીક ! બીજા દર્શનો તીર્થ કર પ્રભુના આપેક્ષિક વચનમાથી નીકળેલા છે અને તેમ હોવાને કારણે જિનદર્શન વ્યાપક છે, નિર્મળ ચિત્તવાળા, વૈરાગ્ય અને અભ્યાસમા રમીલા જીવોના આલબનો અનેક પ્રકારના સભવે, કારણ કે આલબનો શુદ્ધ હોય તો છેવટે એમને માધ્યસ્થભાવ તરફ લેતા જાય છે; માટે અન્ય તીર્થિકોએ માનેલા આત્મપ્રાપ્તિના ધ્યેયના જે અનેક ભેદો છે તે જિનમતરૂપ સમુદ્રના ઝરેલા બિદુઓ માત્ર સમજવા, જૈન દર્શન વ્યાપક છે તે વિચાર સમ્યગ્દૃષ્ટિનો છે અને ઘણા વિચાર અને તત્ત્વચિતનને પરિણામે થયેલા નિશ્ચયરૂપ છે ”

સજીવ નિર્જીવ પદાર્થોથી ભરેલા આ વિશ્વમા અનત જીવદ્રવ્યો છે, અજીવ પદાર્થમા જીવ દ્રવ્ય કરતા અનતગુણા દ્રવ્યો છે, અનત જીવ દ્રવ્યોમાથી પોતાના આત્માને જુદો સમજીને તેનો વિચાર કરવો, તેનુ ચિતન કરવુ તેમજ કઇ રીતે તે મોક્ષ માર્ગમા પ્રગતિ કરી શકે તે માટે સક્રિય બનવુ- એ માનવજન્મનો પ્રશસ્ત હેતુ છે, ગમે તે ભોગે આત્મસ્વરૂપ પ્રકટ કરવા માટે આ જન્મમા તાલાવેલી થાય, અશુભ બધનોમા નહિ બધાવા માટે ચેક મુકાય, મતમતાતરોના કદાગ્રહો સ્યાદ્વાદ શૈલિના જ્ઞાનથી તોડી પાડવામા આવે, ક્રોધ માનાદિ કષાયોને પાતળા કરવામા આવે, ગુણદૃષ્ટિ વૃદ્ધિ પામતી જાય તો સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રના બળોવડે આત્મા પ્રકાશમા

પ્રગતિ કરી શકે, આત્મા સ્વયપ્રકાશ હોવાથી તેની દૃષ્ટિ જેમ જેમ વધતી જાય તેમ તેમ અજ્ઞાનરૂપી અ ધકાર ખસી જાય એટલુ જ નહિ પણ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો ક્ષય ક્રમે ક્રમે થતા સ પૂર્ણ અ ધકાર જાય પરિણામે નિજ સ્વરૂપમા એકાગ્રતા કરતા જ્ઞાનગુણ એ જ હુ, દર્શનગુણ એ જ હુ અને ચારિત્રગુણ એજ હુ–એમ આત્મસાત્ નિર્ણય થાય છે

મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા એ આઠ દૃષ્ટિએ **આત્મપ્રકાશ**ની ઉત્તરોત્તર વૃદ્ધિ સૂચવે છે, સ્થિરા દૃષ્ટિમા વ્યવહારથી જૈન તત્વજ્ઞાનની અને નિશ્ચયથી જૈન દર્શનાનુસાર સિદ્ધાતવાળી આત્મશ્રદ્ધારૂપ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે છેલ્લી પરાદૃષ્ટિ ( પરા–પશ્યતી ) એ કૈવલ્ય અવસ્થાનો પ્રકાશ છે, આ રીતે ક્રમે ક્રમે અપ્પા સો પરમપ્પા શુદ્ધ આત્મદર્શન એ પરમાત્મદર્શન છે આ સ્વાનુભવ છે, અ તરાત્મ સ્વરૂપમા સોઽહ હુ કોણ છુ એ ચિ તનથી શરૂઆત કરી હતી ત્યાર પછી કૈવલ્ય અવસ્થામા સોઽહ નો અનુભવ થાય છે, ' મહાનલ એક જ છે ચીનગારી '–એ અ તરાત્મ સ્વરૂપમા પ્રકટ થયેલો અગ્નિનો નાનો કણ છેવટે જાજ્વલ્યમાન અગ્નિરૂપ કૈવલ્યાવસ્થામા બની જાય છે, અને આત્મૈવ દર્શનજ્ઞાનચારિત્રાણ્યથવા યતે એ શ્રીમદ્ **હેમચદ્રસૂરિજી**નુ વાક્ય સાર્થક બને છે

આત્મા એ જ અરિહ ત અને આત્મા એ જ સિદ્ધ–આ સ્વાનુભવનો પ્રભાવ જેમ અરીસામા જોતા આપણી મુદ્રા દેખાય છે તેમ અરિહ ત ભગવાન કે સિદ્ધભગવાનની પ્રતિમા જોતા, તેના સ્વરૂપની વિચારણા કરતા આત્માનુ પરિપૂર્ણ સ્વરૂપ કેવુ હોય છે તે ઓળખી શકાય છે, અરિહ ત ભગવાનને

આત્મા દ્રવ્ય ગુણ પર્યાય ત્રણે કરીને શુદ્ધ છે, આ સ્વરૂપને પ્રતિમારૂપ આલ બનદ્વારા જાણતા પોતાના સ્વરૂપનુ પ્રતિબિ બ જણાય છે, ચૈતન્યસ્વરૂપ આત્મા તે દ્રવ્ય, જ્ઞાનદર્શનાદિ તેના ગુણો અને કેવલજ્ઞાનમા પ્રતિબિ બિત થતા જ્ઞેયના પર્યાય- આવા દ્રવ્ય ગુણ પર્યાયથી અરિહ તનુ સ્વરૂપ ઓળખે તો અરિહ તને ઓળખ્યા ગણાય, અરિહ ત ભગવાનના દ્રવ્યગુણ પર્યાયનુ સ્વરૂપ જાણતા વિચારતા પોતાના આત્માના દ્રવ્યગુણ પર્યાય ઓળખાય છે તેમજ નિશ્ચયનયના વાકયરૂપે શ્રીમદ્ દેવચ દ્રજીએ કહ્યુ છે કે 'જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રકટે અન્વય શકિત'

શ કરાચાર્ય "કહે છે કે જેમ સૂર્યનો સ્વભાવ પ્રકાશ છે, જળનો સ્વભાવ શીતળતા છે, અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા છે, તેવી જ રીતે આત્માનો સ્વભાવ, સત્ ચિત્ અને આન દ તેમજ નિત્ય અને નિર્મળ છે, સૂર્યનો પ્રકાશ થતા પ્રાણીઓ જેમ પોતપોતાનો વ્યવહાર કરવા માડે છે તેમ આત્માના ચૈતન્યનો આશ્રય લઇ દેહ, ઇંદ્રિયો, મન અને બુદ્ધિ વિગેરે પોતપોતાના વ્યાપાર કરવા સમર્થ બને છે" આ આત્માના અસ્તિત્વ માટે આર્ય સ સ્કારરૂપ કથન છે જગત્‌ના તમામ પદાર્થો આપણી આખથી જોઇ શકીએ છીએ, નદી પૃથ્વી પાણી પર્વતો સૂર્ય ચ દ્ર ઇત્યાદિ અનેક પ્રકૃતિની સ્વાભાવિક રચનાઓ આપણી દૃષ્ટિ પહોચે એટલી દૂરથી ઇંદ્રિયોવડે જોઇ શકીએ છીએ; વિજ્ઞાન ( Science ) યાને દૂરબીન દ્વારા અત્યારે દશ્યમાન લાગતા ભૂગોળ ખગોળના સીમાડાઓને દૃષ્ટિમર્યાદામા લાવી શકે છે, જો કે જૈનદર્શનના ગણિતાનુયોગ પ્રમાણે સૃષ્ટિ અત્ય ત

વિશાળ છે, માનવી વિમાનોમા ઉડ્ડયન કરે છે, સાગરના પેટાળમા પહોચી એની ગહનતા દૃષ્ટિગમ્ય કરી શકે છે પણ આત્માને માનવી દૃષ્ટિમર્યાદામા બાધી શકતો નથી એને યથાર્થ જાણવા માટે સર્વજ્ઞ સિદ્ધાતો તપાસવા જોઇએ તે અરૂપી છે, અસખ્ય પ્રદેશી છે, અનત જ્ઞાનાદિ ગુણ સહિત છે, સૂર્ય કરતા અનત ગુણ પ્રકાશવાન છે પણ તે તિરોભાવ રૂપે છે, તે પ્રકાશનુ પ્રકટીકરણ કરવા માટે જન્મ જન્માતરમા પ્રચડ શુભ પુરુષાર્થની આવશ્યકતા છે

**આત્માનુ અસ્તિત્વ સિદ્ધ થયા પછી, ધર્મ અધર્મ, પુણ્ય પાપ, વિગેરેનુ અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે. જો** આત્માનુ અસ્તિત્વ ન સમજાય તો ધર્મ અધર્માદિની હયાતી બુદ્ધિગમ્ય થતી નથી, તેમજ પુનર્જન્મનો સિદ્ધાત પણ નિર્ણીત થતો નથી એમ થવાથી નાસ્તિકભાવ થાય તો આત્મા ઇદ્રિયા સક્ત બની અનેક દુષ્કૃત્યોને આધીન થઈ નિર્ધ્વસ પરિણામી થાય છે, તેમ થવાથી માનવજીવનના અકરૂપ કલ્યાણ સાધી શકતો નથી, આત્માનુ અસ્તિત્વ સિદ્ધ થવા પછી તેના વિકાસ માટેના સાધનોનુ અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે, તેમ થવાથી સત્કાર્યો તરફ પ્રીતિ અને અસત્કાર્યો તરફ ઉપેક્ષા રહે છે ધર્મ અથવા આત્મશ્રેય સાધવાની જિજ્ઞાસા દૃઢ થતા દયા, શાતિ, પરોપકાર, ત્યાગ, વૈરાગ્ય, જિનભક્તિ, ગુરુભકિત, વ્રત, પ્રત્યાખ્યાન વિગેરે સદ્ગુણો પ્રકટાવવા પ્રયત્ન થાય છે, આત્મા સન્માર્ગ સન્મુખ બને છે અને સમ્યક્ત્વદૃષ્ટિના રાજમાર્ગ ઉપર આત્માના ઉત્ક્રાતિક્રમ માટેની શરૂઆત થાય છે

મેળવેલા આત્મજ્ઞાનનો સદુપયોગ પણ થઇ શકે છે તેમજ

દુરુપયોગ પણ થઇ શકે છે મેળવેલા જ્ઞાન સબધમા સમ્યગ્ દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિની દૃષ્ટિ જુદી જુદી હોય છે; સમ્યગ્દૃષ્ટિ પોતાના જ્ઞાનનો સદુપયોગ કરવા તરફ વૃત્તિ રાખશે અને તેનાથી કદાચ આવેશવશ અથવા સ્વાર્થવશ તેનો દુરુપયોગ થશે ત્યારે તેનુ અ ત કરણ ડ ખશે; જ્યારે મિથ્યાદૃષ્ટિ પોતાના સ્વાર્થ માટે આત્મજ્ઞાનની ગમે તે રીતનો ઉપયોગ કરશે; એનાથી પાપાચરણ થાય તો એ માટે એને કઈ દુ ખ લાગશે નહિ, ઊલટુ તેમા તે આન દ માનશે, સમ્યક્ત્વી મનુષ્ય શ્રેયાર્થી આત્મા હોવાથી આત્મોદ્ધારના માર્ગ ઉપર છે, જ્યારે મિથ્યા દૃષ્ટિને પુણ્યપાપનો ભેદ જૈન સિદ્ધાતાનુસાર માન્ય ન હોવાને અ ગે તેની મનોદશા દૂષિત હોય છે

પ્રસ ગોપાત્ત આત્મા અને પ્રકાશને અ ગે સાત નયો અને ચાર નિક્ષેપ જાણવા ઉપયોગી થઈ પડશે જૈન દર્શનના સ્યાદ્વાદ માર્ગ અનુસાર પ્રત્યેક પદાર્થમા સાત નયો અને ચાર નિક્ષેપાનુ અવતરણ થઈ શકે છે, તે આ રીતે ( ૧ ) નૈગમનયથી સર્વ આત્માઓની ચેતના–પ્રકાશ અક્ષરના અન તમે ભાગે ખુલ્લી હોય છે ( ૨ ) સ ગ્રહ નયથી સર્વ આત્માઓની પ્રકાશસત્તા અસ ખ્ય પ્રદેશરૂપ સમાન છે ( ૩ ) વ્યવહારનયથી આત્મા સ સારી, મુક્ત, ભવ્ય, અભવ્ય, વિગેર ભેદો રૂપ જણાય છે, ( ૪ ) ઋજુસૂત્રનયથી પારિણામિક ભાવથી આત્માનો જે ઉપયોગ હોય જેમકે કષાયાત્મા, યોગાત્મા, વિગેરે રૂપ ગણાય છે ( ૫ ) શબ્દનયથી આત્મા પોતાના પ્રકાશને ઓળખી સ્વપ્રતીતિને પ્રાપ્ત કરે તે સમ્યગ્ દર્શન ગુણરૂપ હોય છે ( ૬ ) સમભિરૂઢનયથી, અપ્રમગુણસ્થાનકથી શ્રેણિમા વર્તતા તેરમા ગુણ સ્થાનકે કેવલ્યરૂપ આત્માન દ પ્રાપ્ત—

કરે તે અવસ્થા અને (૭) એવભૂતનયથી અનતકાળ પર્યંત શુદ્ધ આત્મા સર્વ કર્મક્ષયથી અનતગુણની પ્રાપ્તિ સાથે આત્મપ્રકાશ પ્રકટાવે તે ચૌદમા ગુણસ્થાનકની અતિમ અવસ્થા નિક્ષેપ સબધમા આત્મપ્રકાશ એ નામનિક્ષેપ, આત્મપ્રકાશ પ્રાપ્ત કરવા માટે જિનપ્રતિમા વિગેરે, તે સ્થાપના નિક્ષેપ, આત્માના શુભ કે શુદ્ધ ઉપયોગ વગર આત્મપ્રકાશ સહજપણે ચાલુ રહે તે દ્રવ્યનિક્ષેપ અને ઉપયોગપૂર્વક કર્મની નિર્જરા થતા અનેક ગુણોના વિકાસ સાથે આત્મપ્રકાશ પ્રાપ્ત કરવો તે ભાવનિક્ષેપ શ્રીમદ્ આનદઘનજી શ્રી શાતિનાથના સ્તવનમા કહે છે કે– 'સકલ નયવાદ વ્યાપી રહ્યો તે શિવસાધન સધિ રે' અર્થાત નયો અનત હોવા છતા પ્રત્યેક પદાર્થનુ સક્ષિપ્તમા સાત નયોથી નિરૂપણ કરવામા આવતા વસ્તુસ્વરૂપ સહેલાઇથી સમજાય જાય છે દષ્ટાત તરીકે 'હે પ્રભો! અમોને મોક્ષસુખ આપો!' પરતુ પ્રભુ તો નિરજન નિરાકાર હોવાથી મોક્ષસુખ શી રીતે આપી શકે? નૈગમનયનુ આ સાપેક્ષ વચન હોવાથી અને પ્રભુ આલબનરૂપ હોવાથી સત્ય અને સુનય છે, પરતુ એવભૂત નયથી તો જિનપૂજા, સઘપૂજા, સામાયિક, પ્રતિક્રમણ, સ્વામિવાત્સલ્ય, પૌષધ, ઉપધાન, તપશ્ચર્યા, ધ્યાન વિગેરે સાધનોવડે આત્મા શુદ્ધ થતા બીજનો ચદ્રમા જેમ પૂર્ણિમાએ પૂર્ણતાને પામે છે તેમ આત્મા પોતે જ પરમાત્મસ્વરૂપ બની જાય છે આ રીતે આત્મા સ્વતત્રપણે શુભ નિમિત્તો–આલબન દ્વારા પ્રકાશ પોતાનામાથી જ પ્રકટાવે છે, મતલબ કે આત્માને પર આત્મસ્વરૂપ બનાવવા માટે નયોની સમજણ અનેકાતદૃષ્ટિથી સ્યાદ્વાદરૂપે જિન સિદ્ધાતમા અપાયેલી છે સાત નયોનુ એકીકરણ તે સ્યાદ્વાદ સિદ્ધાત છે, અન્ય દર્શનોમા આ વસ્તુસ્થિતિ નથી

ઉપમિતિભવપ્રપંચાકથામા એક રૂપક છે, 'સુંદર રાજ મંદિરના સાતમા મજલા ઉપરથી રાજરાજેશ્વર સુસ્થિત મહારાજાની નજર નીચે એક નિષ્પુણ્યક દરિદ્રી ઉપર પડે છે તે ઉપરથી કથાનકમા વર્ણવેલો દરિદ્રી આત્મા ચેતના-જાગૃતિ-પ્રાપ્ત કરે છે ' તેનું રહસ્ય એ છે કે-અનાદિ સંસારમા રખડતા પ્રત્યેક આત્માના કર્મો જ્યારે અકામનિર્જરાવડે હલકા થાય છે અને આત્મા માર્ગ સંમુખ થઇ પ્રકાશ પ્રાપ્ત કરતો જાય છે ત્યારે પરમાત્મા( સિદ્ધાત્મા )ની દૃષ્ટિ તેના ઉપર પડવારૂપ અતિ સુંદર બનાવ બને છે, આત્માનું અનિવૃત્તિ-કરણરૂપ આત્મવીર્ય પ્રકટતા રાગદ્વેષની નિવિડગ્રંથિ તૂટતા જૈન દર્શનરૂપ રાજભવનમા આત્મા પ્રવેશ કરે છે, પછીથી ધર્મબોધકર ગુરુ તેને આવકારે છે અને તત્વપ્રીતિકર પાણી (સમ્યગ્દર્શન), વિમલાલોક અંજન (સમ્યગ્જ્ઞાન) અને પરમાન્ન-ચારિત્ર આપે છે આ રૂપક ઉપરથી સમજવાનું કે એકેંદ્રિયથી પંચેંદ્રિય તિર્યંચ સુધીની ગતિઓમા કાળ, સ્વભાવ, ભવિતવ્યતા, ઉદ્યમ અને કર્મરૂપ કારણોમા ઉદ્યમ સિવાય અન્ય કાર્યો મુખ્ય હોય છે, પરંતુ મનુષ્ય જન્મમા પુરુષાર્થની મુખ્યતા હોય છે અને અન્ય કારણો ગૌણ હોય છે, પ્રત્યેક આત્મા અનંત શક્તિમાન છે, વૃત્તિઓ વાસનાઓ કે કર્મોનો ગુલામ નથી; પરંતુ આત્માને વાસ્તવિકરીતે ઓળખી લઇ અપૂર્વ શ્રદ્ધાબળ કેળવવું જોઇએ પછીથી વ્રત, તપશ્ચર્યા, ધર્મધ્યાન વિગેરે શુભ સાધનોદ્વારા આત્મામા વિરતિબળ પ્રકટાવી ચારિત્રમોહનીયના પ્રતિબંધક બળોને પુરુષાર્થપૂર્વક રોકવાથી આત્મામા પ્રતિક્ષણ ગુણોનો વિકાસ-પ્રકાશ થતો રહે છે અને કર્મોની પરતંત્રતાથી મુક્ત થઇ જન્મ મૃત્યુ ઉપર

વાની છે

કર્મવિવશ થયેલા આત્માની જન્મ જરા અને મૃત્યુ અવસ્થા અવશ્યભાવી છે પરતુ પોતાની પરાધીન અવસ્થા માથી જાગૃત થઇ જાય અને કર્મોને દૂર કરવા પ્રયત્નો શુભ સાધનોદ્વારા કરવા લાગી જાય તો જન્મજન્માતરમા શુભ સસ્કારો ગાઢ થતા કર્મની નિર્જરા અવશ્ય થતા સ્વતત્ર મુક્ત થઇ અનત પ્રકાશ પ્રાપ્ત કરે એ નિર્વિવાદ છે—આ સબધમા અમુક વિદ્વાન તત્ત્વચિતકોના શબ્દોનો સમન્વય કરવો પ્રસગો પાત્ત ઉચિત લાગે છે

બાબુ ક્ષિતિમોહનસેન કહે છે કે " અનતપદનો યાત્રાળુ મારે ત્યા મહેમાન થઇને આવ્યો છે, તેની આગળ મગલ વસ્તુઓથી ભરેલો થાળ ધરુ ? મારા ઘરના આગણાની કદર થઇ છે અને મારો રસ્તો ફૂલોથી આચ્છાદિત થયો છે; જન્મ અને મરણવાળા સસારમા તમારો પગ મૂકયો છે, તમારી હું શું સેવા કરુ ? માર્ગ મુસાફર અને ઘર એક જ બની ગયા છે, આત્મપ્રકાશ મળ્યો છે અને ભેદભાવ નષ્ટ થયો છે "

એક ઊર્દૂ કવિ કહે છે કે " અરે ! ભાઈ ! કાલે તો કહેતો હતો કે મને પથારીમાથી ઊઠવાની શક્તિ નથી, આજ દુનિયા માથી ઊઠીને ચાલી શકવાની શક્તિ કયાથી આવી ? " સ્વ૰ કવિ સમ્રાટ્ ડો રવીન્દ્રનાથ ટાગોરે એક સ્થળે કહ્યુ છે કે ' અધકારમા અસીમ ડૂબેલી માનવ જાતને હજી સપૂર્ણતાએ પહોચવાનુ છે, અત્યારે ક્ષણે ક્ષણે દેખાતા અધકારબળો જે દિવસે સત્યનો પ્રકાશ આત્મામા ઊતરશે તે દિવસે દૂર થઇ જશે " એક આગ્લ વિદ્વાન પણ કહે છે કે—

Look backword how much has been won

Look round how much is yet win, the watches of the night are done, the watches of the day begin અર્થાત્ જૈન દૃષ્ટિએ તેનો અર્થ કરતા, હે આત્મન્ ! તારો ભૂતકાળ તુ તપાસ કે કેટલા પાપકર્મો ઉપર વિજય મેળવ્યો છે ? આવતી કાલથી જાગૃત થઈ આ મનની શક્તિઓ અને બળાબળ વિચારી આ માનવજન્મમા કેટલો આ મવિજય મેળવી શકીશ ? અજ્ઞાનની રાત્રિ પૂરી થઈ છે અને આ મપ્રકાશનો દિવસ શરૂ થઈ ગયો છે ડૉ સર રાધાકૃષ્ણને તાજેતરમા વિશ્વ સસ્કૃતિ પરિષદમા એક સ્થળે કહે છે કે " આત્માના ઇતિહાસની કૃચ સ્વય પૂર્ણ અને સ્વય નિયત્રિત માનવીની છે, મનુષ્ય આજે જેવો છે તેવો તે અપૂર્ણ પ્રાણી છે, તેણે હજી વિકાસ સાધ વાનો છે, તે સિદ્ધિ પ્રાપ્ત કરવી એ માનવી જાતિનુ લક્ષ્ય છે, આત્માનો પૂર્વજન્મનો ઇતિહાસ આપણને એ સિદ્ધિ તરફ આગળ વધવાનુ કહે છે, આત્મસયમ એ બહારના વિજય કરતા મહત્ત્વનો છે, તેનાથી પરમસિદ્ધિ અને પ્રકાશ પ્રાપ્ત થાય છે, જો તમે તમારો આત્મા ગુમાવશો તો મર્યા સમજો "

શ્રી વિનોબાભાવે ' માધુકરી ' પુસ્તકમા કહે છે કે " આજનુ મરણુ કાલ ઉપર ઠેલતા છેવટે એક દિવસ એવો ઊગે છે કે જે દિવસે મરવુ જ પડે છે, આ પ્રસગ તેમના ઉપર આવતો નથી કે જેઓ મરણુ પહેલા મરીને રહે છે, જેઓ પોતાનુ મરણુ પોતાની આખે જોઈ લે છે, જેઓ મરણુનો અગાઉ અનુભવ લે છે તેમનુ મરણુ ટળે છે અને પછીથી શાશ્વત

વિદ્વાન્ તત્વચિંતકોના આ રહસ્યોનો જૈનદૃષ્ટિમા સમન્વય કરતા આત્મામા આધ્યાત્મિક બળ પ્રેરે છે, ઉપાદાનકારણરૂપ આત્મા જાગૃત થાય તો તમામ નિમિત્ત કારણો તેને અનુસરે છે, અનાદિકાળથી જે ભૂલોની પરપરા તે અન્યમા જોતો હતો તે પોતાનામા જ જોવામા આવે છે અને પોતાની શુદ્ધિ કરવા તૈયાર થઈ મળેલો માનવજન્મ પુરુષાર્થપૂર્વક સાર્થક કરવા માટે છે, વ્યવહારનયથી સિદ્ધપરમાત્માની કૃપા હોય તો જ ઉપાદાન કારણરૂપ આત્મા મુક્તિ માટે તૈયારી કરી, પોતે પૂર્ણ આત્મપ્રકાશવાન્ બને છે, જૈન દૃષ્ટિ કહે છે કે બાહ્ય મૃત્યુથી અભય પ્રાપ્ત કરો આત્મા અમર છે પણ તેની વાસ્તવિક અમરતા સિદ્ધ કરવા સિદ્ધપરમાત્મારૂપ થવા માટે આધ્યાત્મિક કર્મયોગરૂપ સમ્યક્ત્વ, દેશવિરતિ અને સર્વવિરતિપણાના બળો જ્ઞાન અને ક્રિયાવડે પ્રાપ્ત કરી, આત્મપ્રદેશો સાથે તન્મય કરી ઘો અને તે ભાવનાપૂર્વક પ્રસ્તુત માનવજીવનના મૃત્યુ માટે તૈયાર રહી અ ય જન્મમા શુભ સ સ્કારો લઈ પ્રયાણ કરો

પ્રસ્તુત આત્મપ્રકાશ ગ્ર થ યોગિપ્રવર સ્વ૦ પૂ૦ આ૦ મ૦ શ્રી બુદ્ધિસાગરસૂરિજીએ એકસો છાસઠ દુહારૂપે વિવેચન સાથે સ્વત ત્રપણે બનાવેલો છે, તેમા અનેક બાબતોનો સમા વેશ છે જેમકે ષડ્દર્શન સ્વરૂપ, નયો, સપ્તભ ગી, પ્રાણાયામ, યોગ, અધ્યાત્મ, વૈરાગ્ય, દ્રવ્ય ગુણ પર્યાય, અનેકાંતવાદ, અગુરુલઘુત્વ વિગેરે અનેક સૂક્ષ્મ બાબતોની સમજણ આપી આત્મપ્રકાશ વસ્તુત કેમ સ પૂર્ણરીતે પ્રાપ્ત થાય અને આત્મા

માંથી જ કયા કયા શુભ સાધનોવડે અનતગુણોનો વિકાસ થાય તેનું નિદર્શન કરાવેલ છે, જે મહાન વિભૂતિએ જીવન પર્યંતની અખડ સાધનામા રચનાત્મક કાર્ય કરી લગભગ એકસો વીશ ગ્રંથો તૈયાર કરી સમાજ સમક્ષ મૂકયા છે તેમાનો પ્રસ્તુત ગ્રથ 'આત્મપ્રકાશ' છે લગભગ પાચસો પાના છે અને આ ત્રીજી આવૃત્તિ છે, જેમ કલ્યાણકારિણી ગગા નદી હિમાલયમાથી ઉતરીને ખીણો, ખાડા–ટેકરા અને કાદવવાળી જમીન ઉપર આવીને, અનેકને નિર્મળ કરતી, ધનધાન્ય નીપજાવતી, શીતળતા આપતી, પશુપક્ષીઓને તૃપ્તિ આપતી, મલિનતાને ઘસડી લઈ જતી દરિયામા મળી જાય છે, તેમ પ્રસ્તુત આત્મપ્રકાશ ગ્રથ વાચક આત્માઓના કર્મના થરોને દૂર કરી આત્મામા દિવ્ય પ્રકાશ વધારી છેવટે મુકિત માર્ગના રાજરસ્તા ઉપર પ્રાણીઓને મૂકે છે

પ્રસગોપાત્ત સ્વ૦ પૂજ્ય આચાર્યશ્રી બુદ્ધિસાગરસૂરિની પ્રસ્તુત આત્મપ્રકાશ ગ્રથદ્વારા આત્મજ્યોતિ પ્રકટાવવા સબધે મા કદાચ અત પ્રેરણા એક ભારતીય વિદ્વાનના શબ્દોમા આ રીતે હોઈ શકે, હે મુસાફર! તારે અહીં કયા સુધી પડ્યા રહેવાનુ છે? આ સૃષ્ટિ સૌન્દર્યની પેલી પાર પરોક્ષ આકાશમા તોફાન જામી રહ્યુ છે, એ ધમસાણુ કોઈપણ વખતે આવી પડે, કાળની એક ફૂક, વિસર્જનનો એક આચકો તારા આ મકાનને જમીનદોસ્ત કરી દેશે; હે પ્રભો! મારા અતરાત્માની એક માત્ર ઝખના સાભળીશ? મારે ભાડુતી મકાનો અને આ ધર્મશાળાઓ જોઈતા નથી, મારો સમાવેશ તમારી

જ્યોતિના પ્રકાશમા કરી દ્યો, મારી અનત યાત્રાનુ એ ધ્યેય છે કે Lerd kindly light तमसो मा ज्योतिर्गमय–ઊડા અધારેથી પરમપદ તેજે તુ લઈ જા !

ઉપસહારમા જણાવવાનુ કે પ્રસ્તુત **આત્મપ્રકાશ** ગ્રથ વાચકોના હ્રદયમાથી અજ્ઞાનાધકાર દૂર કરી આત્મજાગૃતિ કરી પ્રકાશ ફેલાવો, શ્રી ઉદયરત્ન કવિવરના શબ્દોમા 'ભવોભવ તુમ ચરણની સેવા–હુ તો માગુ છુ દેવાધિદેવા '–અર્થાત જન્મજન્માતરમા પણ હે પ્રભો ! આપની સેવા અમારા આત્મપ્રકાશની વૃદ્ધિ કરવા માટે હો ! એ મગલમય અભ્યર્થના કરવા સાથે **સપૂર્ણ આત્મપ્રકાશ પામેલા સિદ્ધાત્માઓને** નમન કરી શ્રીમદ્ **અમૃતચદ્રાચાર્યકૃત** પરમાત્મા સબધનો તથા સ્વ પૂ ઉ **શ્રીયશોવિજયજીકૃત** આત્મિક ઉત્ક્રાતિનો–એ બે મગલમય શ્લોકો સાદર કરી, આત્મશ્રેય માટે પ્રસ્તુત **આમુખ** લખવા પ્રેરણા કરવા માટે વ૦ **શ્રીયુત લલ્લુભાઈ કરમચદનો** તથા શ્રીયુત **મણિલાલ** પાદરાકરનો આભાર માની જૈન સિદ્ધાત વિરુદ્ધ કાંઈ પણ લખાણુ હોય તે માટે અતકરણપૂર્વક મિથ્યા દુષ્કૃત દઇ વિરમવામા આવે છે

कृतकृत्य परमपद, परमात्मा सकलविषयविषयात्मा ।
परमानन्दनिमग्नो, ज्ञानमयो नन्दति सदैव ॥

'જે કૃતકૃત્ય છે, સકલ સ્થાવર જગમ પદાર્થોના જ્ઞાતા છે, શાશ્વત આત્મ–પ્રકાશમા નિમગ્ન છે, તે સિદ્ધ પરમાત્મા જયવત વર્તે છે '

શ્રી અમૃતચદ્રસૂરિ–પુરુષાર્થસિદ્ધયુપાય

कृष्णे पक्षे परिक्षीणे शुक्ले च समुदञ्चति ।
द्योतते सकलाध्यक्षाः पूर्णानंदविधोः कलाः ॥

" મિથ્યાત્વરૂપ કૃષ્ણપક્ષ ક્ષીણ થયે છતે અને સમ્યક્ત્વરૂપ
શુક્લપક્ષ ( બીજ ) ઉદયમાન થયે છતે ક્રમે ક્રમે આત્મારૂપ
ચંદ્રની સંપૂર્ણ કળાઓ અવશ્ય પ્રકાશિત થાય છે

ઉ શ્રીમદ્ યશોવિજયજી–જ્ઞાનસાર

ૐ શાંતિ શાંતિ શાંતિ

મુંબઇ
વિ. સં ૨૦૧૦ પોષ વદી ૧૩
મેરુ તેરસ–શ્રી આદીશ્વર પ્રભુ–
પૂર્ણ–આત્મપ્રકાશ પ્રકટન–
મુક્તિદિન–મંગલ તિથિ

ફતેહચંદ ઝવેરભાઇ

---

## અનુક્રમણિકા





## આ ગ્રન્થનુ શુદ્ધિપત્રક



તૂટેલ ટાઇપ-કાનો-માત્રા-હ્રસ્વ-દીર્ઘ-રકાર-આદિ ટાઇપ ઉઠ્યા ન હોય તેવી થોડીક ભૂલો તથા નીચે જણાવેલ અશુદ્ધિ સુધારી વાચવા વિજ્ઞપ્તિ છે

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૯ | ૧૧ | અસખ્યાતાણુક | અસખ્યાતાણુક સ્કં |
| ૧૦ | ૨૨ | અ ય | અન્ય-દ્રવ્યનું અને |
| ૫૦ | ૧૮ | રહિત | સહિત |
| ૭૯ | ૧૭ | ઋક્ષિણા | પ્રદક્ષિણા |
| ૮૪ | ૨૨ | स्फुररिया | सम्स्फुरिताः |
| ૮૭ | ૧૯ | અને | અને ધર્મ |
| ૧૧૩ | ૧૪ | વ્યક્તિ | વ્યક્ત |
| ૧૬૦ | ૧૧ | આત્મ વિનાના | આત્મજ્ઞાન વિનાના |
| ૧૯૮ | ૧૨ | ઘટ્ટે | ઘટે |
| ૩૨૯ | ૬ | सद्र | सद्रू |
| ૪૭૮ | ૨૪ | ઉદાયી | કૌણિક |

ૐ

નિજાત્મ જ્યોતિસ્વરૂપ

# શ્રી અનુભવ બહોંતેરી



- રચયિતા -

નિજાત્મસ્વરૂપમગ્ન પરમ આધ્યાત્મિક

યોગનિષ્ઠ

**શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી**



રચનાસ્થાન-શેઠ મણિભાઈ પ્રેમાભાઈનો બંગલો

અમદાવાદ-સાબરમતીતીર



સંવત ૧૯૬૪ કાર્તિક કૃષ્ણસપ્તમી શુક્રવાર



નિજાત્મ અનુભવ જેને થયો, ચેતનને ચિન્યો સદ્દહ્યો,
તે ગુણસ્થાનક ચઢતો ગયો, અનંત સુખનો ભોગી થયો.

# શ્રી અનુભવ બહોંતેરીની વસ્તુ



આ બહોતેરી હસ્તલિખિત હમણા જ મળી આવી છે સ્વાનુભવના પરમભોગી—અ તરાત્મયોગી—એવા અધ્યાત્મજ્ઞાનના પરમ અનુભવી શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરીશ્વરજી વખતોવખત નિજાત્મમસ્તી અનુભવતા અને જો કલમ કાગળનો જોગ મળી જતો તો તેજ વખતે તે આલેખતા અમદાવાદ સાબ્રમતી નદીના તીરે શેઠ મણિભાઇ પ્રેમાભાઇના બ ગલે શ્રીમદ્ વિચરતા આવી ચઢ્યા અને આગ્રહ થયે એક દિવસ રોકાયેલા ત્યારે તેઓશ્રીએ આ બહોતેરી લખી છે ૭૨ ગાથા ઓમા તે પૂર્ણ કરી પ્રશસ્તિની ત્રણ ગાથાઓ તે ઉપરાંત રચાયલી છે શ્રી આત્મપ્રકાશ છપાઇ રહ્યો હતો છતા અમે તેમાજ આ બહોતેરી પ્રકટ કરવાની લાલચ થોભાવી ન શક્યા અને મુમુક્ષુઓના હિતાર્થે તે આ પ્રથમાજ પ્રકટ કરી છે વાચકોને તે અન ત અવ્યાબાધ શાશ્વત સુખના નિમિત્તરૂપ બનો એ અભિલાષા શાસનદેવ પૂર્ણ કરો ॐ



# શ્રી અનુભવ અહંહૂરી



( રચયિતા-શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી )

( રચનાસ્થાન-અમદાવાદ, સં. ૧૯૬૪ )

પરમ મહોદય શ્રી પરમેશ, વંદુ ભાવે શ્રી જિનેશ,
ભજન સ્મરણ કીર્તન તવ સેવ, શાશ્વત અનુભવ અમૃત મેવ;
અંતર તવ સરખો મુજ દેશ, પરમ મહોદય શ્રી પરમેશ ૧
સત્તાથી જોતા નહિ ભેદ, સિદ્ધ સમો વર્તે છે વેદ,
સ્વરૂપ ભૂલી હાર્યો રત્ન, કર્યો ન કિંચિત્ ચેતન યત્ન;
પરસ્વભાવે પામ્યુ ખેદ, સત્તાથી જોતા નહિ ભેદ ૨
અંતર હ્હારી શક્તિ ઘણી, જાગ જાગ ચેતન દિનમણિ,
રત્નત્રયીનો ભોક્તા સાર, હ્હારા ગુણનો નાવે પાર,
ચિદાનંદ સોહે જગધણી, અંતર હ્હારી શક્તિ ઘણી ૩
શરીર પિંડ વસીઓ સાચ, કર્મ શ્રદ્ધાથી ભવના કાજ,
પરમા શક્તિ હ્હારી ભળે, તેથી તું પુદ્ગલમાં મળે,
તુજ વિણ પુદ્ગલ આદિક કાચ, શરીરપિંડ વસીઓ સાચ ૪
હ્હારી શક્તિ અપરંપાર, અધુના કર્માચ્છાદિત ધાર,
ચેતન ધ્યાને પ્રકટે સર્વ, અહંભાવનો નાસે ગર્વ,
સ્યાદ્વાદ સત્તા સુખકાર, હ્હારી શક્તિ અપરંપાર ૫
અજ્ઞાને જડમાં સુખ દુઃખ, માની પેઠી મોટી ભૂખ,
સુખદુઃખના હેતુ નહિ સત્ય, જડમાં જાણો ભવ્ય અસત્ય,
રાગદ્વેષ ને ભ્રાંતિ મુખ, અજ્ઞાને જડમાં સુખદુઃખ ૬

મન ફેરે સુખદુખનો ફેર, નહિ સમજ્યાથી એ અન્ધેર,
મનથી આતમ ન્યારો ભવ્ય, આત્મિક ધર્મે તુજ કર્તવ્ય;
આત્મસ્વભાવે રમતા લ્હેર, મન ફેરે સુખદુખનો ફેર ૭

સુખદુખ બાહ્ય વિષયમા થાય, તબ તક મોહતણો મહિમાય,
સુખદુખ બાહિર વિષયો કહ્યા, વીરે તે મનમા સદ્દહ્યા,
પણ પુદ્ગલ સગે કહેવાય, સુખદુખ બાહ્ય વિષયમા થાય ૮

બાહ્ય વિષયમા સુખની આશ, તબ તક છો પુદ્ગલના દાસ,
બાહિર સુખની ભ્રાતિ ટળે, ત્યારે શાશ્વત સુખડા મળે,
મોહ મદિરાની દુર્વાસ, બાહ્ય વિષયમા સુખની આશ ૯

સુખદુખ બાહ્ય વિષયમા શૂન્ય, એવી ઘટમા લાગે ધૂન,
અતર્યામી તબ પરખાય, બાહ્ય વિષયમા સમતા થાય,
ચેતન જ્ઞાને કાઈ ન ન્યૂન, સુખદુખ બાહ્ય વિષયમા શૂન્ય ૧૦

બહેરા આગળ જેવુ ગાન, વિષધરને અમૃતનુ પાન,
અધા આગળ દર્પણ ફોક, સમજે નહિ ત્યુ મોહી લોક,
મોહીને પ્રગટે નહિ જ્ઞાન, બહેરા આગળ જેવુ ગાન. ૧૧

દૃષ્ટિ રાગી મોહી મૂઢ, સમજે નહિ અતરનુ ગૂઢ,
સદ્ગુરુ વાણી સુણે ન કાન, તેને પ્રકટે નહિ નિજ ભાન;
અશુભ વ્યવહારે તે છે રૂઢ, દૃષ્ટિરાગે મોહી મૂઢ ૧૨

જિનવાણીનો મનમા વાસ, શ્રદ્ધા સાચી સમજે ખાસ,
વર્તે નિશ્ચય ને વ્યવહાર, સદ્ગુરુ આણા ગ્રહીને સાર,
ઉત્તમ તેનો છે સન્યાસ, જિનવાણીનો મનમા વાસ ૧૩

ભિન્ન ભિન્ન જડચેતન ગ્રહે, ઉપાદેય ચેતન સદ્દહે,
ભિન્ન ભિન્ન લક્ષણથી બોધ, ગુણનો અન્તર કરતો શોધ,
ઉદયિકથી ન્યારો મન રહે, ભિન્ન ભિન્ન જડ ચેતન ગ્રહે ૧

રાગ દ્વેષ છે મિથ્યા યોગ, એ નહિ સાચો ભવ્યો યોગ,
ક્ષાયિક ભાવે કેવળ યોગ, સત્ય યોગને જાણે લોક,
સુખદુ ખ બાહ્ય વિષયમા રોગ, રાગદ્વેષ છે મિથ્યા યોગ ૧૫
રાગદ્વેષાદિક દુ ખ મૂલ, અજ્ઞાને વર્તે એ ભૂલ,
અનત ભવમા કીધા પાપ, ચતુર્ગતિ પામ્યા સન્તાપ,
અજ્ઞાને મોટુ એ શૂળ, રાગદ્વેષાદિક દુ ખ મૂળ ૧૬
રાગદ્વેષને ત્યાગે ત્યાગ, ધરજો ચેતન તત્ત્વે રાગ,
ચેતન વસ્તુ સાચી ખરી, તે મ્હે હૃદયે ભાવે ધરી,
ભાખે છે જિનવર વીતરાગ, રાગદ્વેષને ત્યાગે ત્યાગ ૧૭
સમજો ષડ્ દ્રવ્યોનુ જ્ઞાન, તેથી જાશે મમતા માન,
અન્તરનુ અજવાળુ ઑર, મિથ્યાતમ વ્યાપે નહિ ઘોર,
આત્માનુભવ અમૃત પાન, સમજો ષડ્ દ્રવ્યોનુ જ્ઞાન ૧૮
ચેતન ભાવે ચેતન રહે, શુદ્ધ ચેતના ચેતન લહે,
અન્તરદૃષ્ટિ સ્થિરોપયોગ, આતમ ભોગવતો સુખ ભોગ,
સમભાવે દુ ખડા સૌ સહે, ચેતન ભાવે ચેતન રહે ૧૯
જાતિ ભાતિ તુ નહિ વેદ, દીન કલ્પી કયુ કરતો ખેદ ?,
બાહિર ભાવે તુ નહિ ચેત, શાને ફોકટ થાય ફજેત ?,
ધરજે અન્તરમા નિર્વેદ, જાતિ ભાતિ તુ નહિ વેદ ૨૦
યશ અપયશથી ચેતન ભિન્ન, તેમા થાયે છે કયુ લીન ?,
સારો ખોટો દુનિયા ગાય, તેથી ત્હારુ કાંઈ ન જાય,
ધન સત્તાથી ફોકટ દીન, યશ અપયશથી ચેતન ભિન્ન ૨૧
મન વૈરી ને મન છે મિત્ર, મનની બાજી છે વિચિત્ર,
મન પારો સદ્ધ્યાને મરે, પરમબ્રહ્મ ત્યારે તુ ખરે,
મન જીત્યાથી સત્ય પવિત્ર, મન વૈરી ને મન છે મિત્ર ૨૨

મન જીત્યાથી ઝગડો જાય, ચરણ કરણનો એ મહિમાય,
હળવે હળવે મન જીતાય, સર્વોત્તમ ઉદ્યમ ઉપાય,
વીર જિનેશ્વર વાણી ગાય, મન જીત્યાથી ઝગડો જાય ૨૩
બાહ્ય સયમથી મન જીતાય, જિનવરની એવી આજ્ઞાય,
અનેકાત મારગ સુખકાર, ભેદ ભાવ જ્યા નહિ લગાર,
અન્તર સયમ પણ પ્રકટાય, બાહ્ય સયમથી મન જીતાય ૨૪

અન્તર સયમ દોષો હરે, ભવસાગરને પ્રાણી તરે,
અન્તર સયમમા ઉપયોગ, યોગી સાધે તેથી યોગ,
ભાવ લક્ષ્મીને સ્હેજે વરે, અતર સયમ દોષો હરે ૨૫
બાહ્યાતર સયમથી મુક્તિ, અનેકાન્તથી એવી યુક્તિ,
કર્માષ્ટકનો હોવે નાશ, મુક્તિપુરીમા સ્હેજે વાસ,
અન્તરગુણ ભોગોની મુક્તિ, બાહ્યાતર સયમથી મુક્તિ ૨૬
બાહિર્હેતુ બાહ્યિયોગ,-અતર્હેતુ છે ઉપયોગ,
બાહિર સયમ સાધ્યોપાય,-ઉપાદાન અતર પરખાય,
ચિદાનદનો વર્તે ભોગ, બાહિર્હેતુ બાહ્યિયોગ ૨૭
ચેતનના ઉપયોગે ધર્મ, બાહિર્ભાવે બાધે કર્મ,
બાહિર્હેતુ સયમ બેશ, વ્યવહારે મુનિનો છે વેશ,
બાહિર સયમથી છે શર્મ, ચેતનના ઉપયોગે ધર્મ ૨૮
ચેતન વ્યક્તિ માટે સહુ, જાણતાને શુ બહુ કહુ !
શુદ્ધ ભાવમા ચેતન વસે, તેથી કર્માવરણો ખસે,
શુદ્ધ વિચારે સયમ બહુ, ચેતન વ્યક્તિ માટે સહુ ૨૯
સાચી ચેતનની છે ભક્તિ, ભક્તિથી પ્રકટે છે શક્તિ,
સાચો સાહિબ સેવો ભાઈ, ચેતન ભાવે સત્ય સગાઈ,
પ્રકટે પરમાતમની વ્યક્તિ, સાચી ચેતનની છે ભક્તિ ૩૦

ભક્તિ મહિમા અપરપાર, ચેતન ભક્તિ સોમા સાર,
ભક્તિથી થાશો ભગવાન, ભક્તિ સર્વ ગુણોની ખાણ;
તાર તાર આતમને તાર, ભક્તિ મહિમા અપરપાર ૩૧
ભક્તિમા ભળશે જો જીવ, ભક્તિથી થાશે તે શિવ,
ચેતન ભક્તિમા જો પ્રેમ, હરતા ફરતા વર્તે ક્ષેમ,
આત્માનુભવ લહે સદૈવ, ભક્તિમા ભળશે જો જીવ ૩૨
પર આલબન જિનવર દેવ, સાચી કેવળજ્ઞાની સેવ,
જિનપૂજનથી પૂજક થાય, જિન ધ્યાવે તેવો થઈ જાય,
મિથ્યામતની ટાળો ટેવ, પર આલબન જિનવર દેવ ૩૩
બાહ્યવિષયે હર્ષ ને શોક, ફોગટ માને મોહી લોક,
સમભાવે કરવુ સહુ કામ, લેવુ શ્રી જિનવરનુ નામ;
સમજે વિરલા સજ્જન લોક, બાહ્યવિષયે હર્ષ ને શોક ૩૪
પુષ્ટાલબન ગુરુને ભજી, ગુણગણુમાળા અન્તર સજી,
ધ્યાવો સાચો આતમરામ, અનેક નામો પણ નહિ નામ;
પુદ્દગલ મમતા જ્ઞાને ત્યજી, પુષ્ટાલબન ગુરુને ભજી ૩૫
આત્મપ્રભુ ભજવામા ભાવ, ભવજલધિમા સાચું નાવ,
આત્મસ્વભાવે રમવુ સાચ, તે વિણ બાકી સમજો કાચ;
શ્વાસોશ્વાસે બનો બનાવ, આત્મપ્રભુ ભજવામા ભાવ ૩૬
પ્રભુભજને સાપેક્ષા ઘણી, વ્યવહારે શ્રી વીરે ભણી,
સાપેક્ષે સાચુ છે સહુ, શ્રુતજ્ઞાને મનમા સદ્દહુ,
સત્ય સત્ય ચેતન દિનમણિ, પ્રભુભજને સાપેક્ષા ઘણી ૩૭
જિનવરની વાણી ગભીર, સમજે હરિભદ્રાદિક વીર,
યશોવિજયજી વાચક રાય, શ્રુતવાણી સમજ્યા સુખદાય;
આનદઘનજી સમજે ધીર, જિનવરની વાણી ગભીર ૩૮

નિશ્ચય ને શોભે વ્યવહાર, જિનવરની વાણી જયકાર,
સદ્દગુરુગમથી જો સમજાય, તો દો ભેદે સમકિત થાય,
કેવળજ્ઞાની વાણી સાર, નિશ્ચયને શોભે વ્યવહાર ૩૯
ધરો ધ્યાન સૂત્રાનુસાર, સફળ થશે માનવ અવતાર,
અશુદ્ધ પર્યાયોનો નાશ, આત્મિક પર્યાયે સુખ વાસ,
શુદ્ધ સ્વભાવે મુક્તિ ધાર, ધરો ધ્યાન સૂત્રાનુસાર ૪૦
યથા યથા ધ્યાને લયલીન, તથા તથા ચેતનના પીન,
જ્ઞાન ધ્યાન શક્તિ અનુસાર, ચેતનને સમજે સુખકાર,
ચેતન જૈન અને છે જિન, યથા યથા ધ્યાને લયલીન ૪૧
અચિંત્ય ચેતનનુ છે રૂપ, ચેતન સેવક ચેતન ભૂપ,
ચેતન ધ્યાતા ચેતન ધ્યેય, ચેતન જ્ઞાની ચેતન જ્ઞેય,
ચેતન બોલે ચેતન ચૂપ, અચિન્ત્ય ચેતનનુ છે રૂપ ૪૨
કર્તા હર્તા ચેતન ખરે, ચતુર્ગતિ ચેતન અવતરે,
પંચમગતિ ચેતન સંચરે, પરમાતમ પદ ચેતન ધરે,
કર્મ કરે કર્માદિક હરે, કર્તા હર્તા ચેતન ખરે ૪૩
સાપેક્ષાએ સહુ સમજાય, ત્યારે ચેતન જ્ઞાની થાય,
નિરપેક્ષાએ મિથ્યા ઝેર, અંતરમાં વર્તે અન્ધેર,
સમકિત અંતરમાં પ્રકટાય, સાપેક્ષાએ સહુ સમજાય ૪૪
ઉપાધિને અળગી કરી, સમતા સ્થિરતા દીલમાં ધરી,
સત્તા ધ્યાવો ચેતનતણી, પ્રકટે વ્યક્તિ ચેતનમણિ,
માન માન શિક્ષા છે ખરી, ઉપાધિને અળગી કરી ૪૫
સેવો સુખકર ચેતન રામ, તેથી સરસે સઘળાં કામ,
રામ રામ ચેતન છે સાચ, તે વિણુ જાણો સઘળું કાચ,
ઠરશો તેથી નિર્ભય ઠામ, સેવો સુખકર ચેતન રામ ૪૬

તુજ સેવનથી સેવ્યુ સર્વ, તુજ સેવનથી નાસે ગર્વ,
તુજમા સર્વ સમાયુ અહો, ચેતન ભાવે ચેતન રહો,
તુજ રમણુતા રૂડુ પર્વ, તુજ સેવનથી સેવ્યુ સર્વ ૪૭
તુજ દર્શનથી ભ્રાન્તિ જાય, તુજ દર્શનથી શાન્તિ થાય,
તવ દર્શનથી સત્યાનન્દ, તવ દર્શનથી વિઘટે ફન્દ,
ચેતન દર્શન સન્તો ગાય, તુજ દર્શનથી ભ્રાન્તિ જાય ૪૮
તવ દર્શનથી શાશ્વત સુખ, તવ દર્શનથી જાવે દુ ખ,
તવ દર્શનથી જય જયકાર, તવ દર્શનથી સ્થિરતા સાર,
તવ દર્શનથી ભાગે ભૂખ, તવ દર્શનથી શાશ્વત સુખ ૪૯
સત્ય સત્ય દર્શન તવ સાર, તવ દર્શનથી જાશે માર,
તવ દર્શનને યોગી ચહે, તવ દર્શનને વિરલા લહે,
તવ દર્શનનો સહુને પ્યાર, સત્ય સત્ય દર્શન તવ સાર ૫૦
શ્વાસોશ્વાસે ચેતન ધ્યાન, હરતા ફરતા ચેતન ભાન,
રટના હૃદયે લાગે ખરી, જન્મ મરણ તવ નાવે ફરી,
અન્તર અનુભવ ભાસે જ્ઞાન, શ્વાસોશ્વાસે ચેતન ધ્યાન ૫૧
પ્રવૃત્તિમા પડે ન ચેન, આતમ અનુભવ પ્રકટે ઘેન,
દ્વેષ કલેશ સર્વાદિક ટળે, ચેતનતા ચેતનમા ભળે,
દિવસ સરખી ભાસે રેન, પ્રવૃત્તિમા પડે ન ચેન ૫૨
અનુભવી ચેતનમા રમે, ચેતન સ્મરણ મનન મન ગમે,
રત્નત્રયીમા રમતો રામ, સાધે ક્ષાયિક ભાવે કામ,
પર સ્વભાવે તે નહિ ભ્રમે, અનુભવી ચેતનમા રમે ૫૩
વિકથા માહિ પડે ન વ્હાલ, મોહ ભાવની નાસે ચાલ,
અનુભવ અમૃત હોવે પાન, શોભે અન્તરમા સુલતાન,
નાઠો દુ ખદાયક મહાકાલ, વિકથામાહિ પડે ન વ્હાલ ૫૪

ઝળહળતી જાગે ઘટ જ્યોત, હોવે અન્તરમાહિં ઉદ્યોત,
પરસ્વભાવે રમવુ ઝેર, આત્મસ્વભાવે અમૃત લ્હેર,
કયા દિનમણિ ને કયા ખદ્યોત, ઝળહળતી જાગે ઘટ જ્યોત ૫૫
ઝરમર ઝરમર વરસે ધાર, ઉપશમ ભાવાદિક સુખ સાર,
ભવ દાવાનળ હોવે શાંત, નાસે મિથ્યાત્વાદિક ભ્રાન્ત,
ધન્ય ધન્ય હોવે અવતાર, ઝરમર ઝરમર વરસે ધાર ૫૬
ભાવવીર્યથી હોવે વીર, ભાવ ધૈર્યથી હોવે ધીર,
પ્રકટે આતમ અનુભવ નાદ, ચેતન કરતો અમૃત સ્વાદ,
ઉતરે ભવસાગરને તીર, ભાવવીર્યથી હોવે વીર ૫
રમવુ આતમભાવે ભવ્ય, તત્ત્વથકી એ છે કર્તવ્ય,
અનન્તશકિતનુ તુ ધામ, અસખ્ય પ્રદેશી ચેતનરામ,
પરસ્વભાવો પરિહર્તવ્ય, રમવુ આતમભાવે ભવ્ય ૫
આત્મસ્વભાવે રમવુ શ્રેષ્ઠ, પરસ્વભાવે રમવુ વેઠ,
આત્મસ્વભાવે રમતા ઈશ, ભાખે છે જિનવર જગદીશ,
કેમ ચાહે છે પુદ્ગલ એઠ, આત્મસ્વભાવે રમવુ શ્રેષ્ઠ ૫
ચેતન ધ્યાને પ્રગટે ધર્મ, ચેતન ધ્યાને નાસે કર્મ,
ચેતન ઈશ્વર ધ્યાને થાય, અનત ભવના આસવ જાય,
ઘટમા શાશ્વત પ્રકટે શર્મ, ચેતન ધ્યાને પ્રકટે ધર્મ ૬
ચેતનનુ ચિતન સુખકાર, ચેતન નામે જય જયકાર,
ચેતન સેવો સુખ ભરપૂર, વાજે જેથી મગલ તુર,
મગલ માલા ભાવે ધાર, ચેતનનુ ચિન્તન સુખકાર ૬૧
મગલમા મગલ છે એહ, રત્નત્રયીનુ ચેતન ગેહ,
પૂજે ને ચેતન પૂજાય, અદ્ભુત આતમનો મહિમાય,
શોધો ચેતન વસિયો દેહ, મગલમા મગલ છે એહ ૬૧

ચેતન જાણ્યા વિણુ સૌ ધૂળ, અમૂર્ત ચેતનનુ નહિ મૂળ,
અનાદ્યન તી સ્થિતિ ધરે, ચેતન ભવસાગરને તરે;
ચતુર ચેતન સત્ય અમૂલ્ય, ચેતન જાણ્યા વિણુ સૌ ધૂળ ૬૨
સહજ સ્વરૂપી ચેતનરામ, ક્ષાયિકભાવે ઠરતો ઠામ,
પુરુષોત્તમ જે પુરુષ પુરાણ, ષડ્દ્રવ્યોનો સમ્યગ્ જાણુ,
અસખ્ય પ્રદેશી રૂડુ ગામ, સહજ સ્વરૂપી ચેતનરામ ૬૩
હેય જ્ઞેય છે સહુ બાહ્યાર્થ, સુખકર આન્તર ગુણુનો સાર્થ,
ચેતન સેવાથી સુખ મળે, મોહમાયાદિક દોષો ટળે,
ચેતન આદરવો પરમાર્થ, હેય જ્ઞેય છે સૌ બાહ્યાર્થ ૬૪
જાગ જાગ અબ ચેતન જાગ, કરજે શાશ્વત સુખનો રાગ,
ધાર ધાર ચેતન અબ ટેક, કરજે શાશ્વત જ્ઞાન વિવેક,
સદુપયોગે ધર વૈરાગ્ય, જાગ જાગ અબ ચેતન જાગ ૬૫
આતમ ધર્મે નિશદિન રાચ, ચેતનના ધર્મોને યાચ,
સદુપયોગે નિર્મળ હસ, ચેતન ધર્મો સત્ય પ્રશસ્ય,
અનુભવયોગે હર્ષે માચ, આતમ ધર્મે નિશદિન રાચ ૬૬
અષ્ટસિદ્ધિ ઋદ્ધિ ભડાર, યાચક ચેતન છે દાતાર,
પરમાતમ પોતે તુ ખાસ, ધર તુ નિજ શક્તિ વિશ્વાસ,
પામે ભવજલધિનો પાર, અષ્ટસિદ્ધિ ઋદ્ધિ ભડાર ૬૭
વળજે ચેતન શિવપુર વાટ, ચરણુ કરણુનુ રચજે હાટ,
અન્તરગુણુના ઘડજે ઘાટ, ધોજે કર્મમેલનો કાટ,
બેસીશ નહિ કુમતિની ખાટ, વળજે ચેતન શિવપુર વાટ ૬૮
ચાલ ચાલ ચેતન શિવપથ, વાચી સૂત્રો ને સદ્ગ્રથ,
વિષય વિકારો સર્વે ટળે, તાત્ત્વિક સુખ ચેતનનુ મળે,
સુમતિપતિ આતમ તુ કથ, ચાલ ચાલ ચેતન શિવપથ ૬૯

અનિત્ય પર્યાયાર્થિક સાર, દ્રવ્યાર્થિકથી નિત્યાધાર,
શુભાશુભ પુદ્ગલથી ભિન્ન, વર્તે હીન સત્તાથી જિન;
મળીયુ ટાણુ હવે ન હાર, અનિત્ય પર્યાયાર્થિક સાર ૭૦
પુન પુન મનમન્દિર ધ્યાઉં, આતમ ધ્યાને શિવપુર પાઉં,
ધ્યાને સિધ્યા સઘળા જીવ, પામ્યા સિદ્ધ સનાતન શિવ,
હરતા ફરતા તવ ગુણ ગાઉં, પુન પુન મનમન્દિર ધ્યાઉં ૭૧
હુ-તુ નો સહુ નાસે ભેદ, પરસ્વભાવી નાસે ખેદ,
શાશ્વત સિદ્ધ ધ્યાને ધરે, જય જય મંગલમાલા વરે,
કર્માષ્ટકનો હોવે છેદ, હુ-તુ નો સૌ નાસે ભેદ ૭૨

## પ્રશસ્તિ

દાસપ્રતિ એમ પ્રેમે ગાઈ, સાબરમતીના કાંઠે આઈ,
મણિભાઈ પ્રેમાભાઈ વાસ, બેશ બંગલો શોભે ખાસ,
એક દિન ધ્યાને ચેતન ધ્યાઈ, દાસ પ્રતિ એમ પ્રેમે ગાઈ, ૭૩
ચિત્તની સ્થિરતા સુખને હેત, અનુભવ બહોંતેરી સંકેત,
સંવત ૧૯૬૪ સાલ, કાર્તિક વદી સાતમ સુરસાળ,
દેહ બંગલો ચેતન ચેત, ચિત્તની સ્થિરતા સુખને હેત ૭૪
ચેતનનુ સાચુ છે જ્ઞાન, માન માન શિક્ષા દિલ માન,
અનુભવ મંગલ વાજે તૂર, શાશ્વત લક્ષ્મી પામે શૂર,
બુદ્ધિસાગર સિદ્ધિસ્થાન, ચેતનનુ સાચુ છે જ્ઞાન ૭૫



# સાર અમોએ વિચાર્યો.

卐

( ભૈરવી-આશા )

જાણી ગણી સાર અમોએ વિચાર્યો,
આત્મજ્ઞાન આધારો જાણી ગણી૦

પુરાણો વાચ્યા ઘણા રે, વેદો વાચ્યા વિચારો;
ઉપનિષદો ભગવદ્ગીતા રે, વાચી કાઢ્યો એ સારો
ખરેખર આત્મજ્ઞાન૦ ૧

કુરાન બાઇબલ વાચીયા રે, ષડ્દર્શન મત ભારો,
સત્ય તત્ત્વ એ જાણીયુ રે, વીતરાગ જયકારો
ખરેખર આત્મજ્ઞાન૦ ૨

દિગબર શાસ્રો ઘણા રે, જોવા વિચાર આચારો,
રાગ દ્વેષને કાઢવા રે, ધ્યાન માર્ગ છે પ્યારો !
ખરેખર આત્મજ્ઞાન૦ ૩

વીર પ્રભુની વાણીથી રે, સાચા જાણ્યા વિચારો,
આત્મજ્ઞાન ને ધ્યાનમા રે, આનદ પ્રકટે અપારો !
ખરેખર આત્મજ્ઞાન૦ ૪

સ્યાદ્વાદ સત્તા મળી રે, અનત ગુણનો ક્યારો,
બુદ્ધિસાગર આતમા રે, ધ્યાતા થાવે ભવપારો !
ખરેખર આત્મજ્ઞાન૦ ૫

ભાવાર્થ—અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરવામા આવ્યો તેમાથી સાર એ નીકળે છે કે-રાગ-દ્વષનો નાશ કરીને આત્માની શુદ્ધિ કરવી અન્ય દર્શનીઓમા વેદ, ઉપનિષદો, ભગવદ્ગીતા, પુરાણો, સાખ્યશાસ્ત્રો, બુદ્ધના તત્ત્વો, બાઈબલ, કુરાન વગેરે વાચ્યા અને તેથી નિશ્ચય એ જે થયો કે-શ્રી મહાવીર પ્રભુએ આત્માની પરમાત્મ દશા પ્રાપ્ત કરવા જ્ઞાન, દર્શન અને ચારિત્રનો જે માર્ગ બતાવ્યો છે તે જ વીતરાગ પથ ઉત્તમ છે આગમોનો સાર એ જ છે કે-જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના કરવી આત્મજ્ઞાન થતા સ્યાદ્વાદ દૃષ્ટિએ અનેક નયોની અપેક્ષાએ સત્ય તત્ત્વ ગ્રહણ કરવાની શક્તિ પ્રકટે છે સમ્યગ્દૃષ્ટિને એકાત શાસ્ત્રો પણ સમ્યગ્રૂપે પરિણામ પામે છે

ૐ શાતિ

[ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી સ ૧૯૬૭ ની જેઠ વદી ૧૪ ની ડાયરીમા પૃ ૨૩૫ મે લખેલુ ]





રચયિતા—

અધ્યાત્મ જ્ઞાનદિવાકર-યોગનિષ્ઠ શાસ્ત્રવિશા

# આચાર્ય શ્રીમદ્ બુધ્ધિસાગરસૂરીશ્વર

પ્રકાશક—

શ્રી અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ -

ॐ अर्हम्

# आत्मप्रकाश.



नत्वा स्मृत्वा जगद्देव, श्रीवीर परमेश्वरम् ॥
आत्मप्रकाशशास्त्रस्य, व्याख्या वितन्यते मया ॥ १ ॥



## दुहा

परपरागम पामीने, पाळे पञ्चाचार ॥
रजोहरण मुखवस्त्रिका, जैनसूत्र अनुसार ॥ १ ॥

વિવેચન–આ જગત્મા અનેક પ્રકારના ધર્મમાર્ગો પ્રવર્તે છે, પણ તેમા પૂર્ણ સત્ય સમાયુ નથી દુનિયામા ત્રણસો ત્રેસઠ પાખડીઓના મતો છે અને તેનુ વિવેચન શ્રી સૂયગડાગસૂત્ર વિગેરેમા કર્યું છે દરેક મતોમા સપૂર્ણ અશે સત્યતા નથી, એવુ જ્ઞાન જે વીતરાગકથિત તત્ત્વોને જાણે છે, તેને થાય છે જે ભવ્યો વીતરાગના વચન જાણે છે તે દુનિયામા ઉત્પન્ન થએલા ધર્મ પન્થો, કે, જે એકાતવાદથી ભરપૂર છે, તેમા ફસાતા નથી શ્રી વીતરાગપ્રરૂપિત સાત નયોનુ ગુરુગમ દ્વારા જ્ઞાન થતા સમ્યક્તત્ત્વનુ શ્રદ્ધાન થાય છે, માટે ભવ્ય પુરુષોએ ગુરુચરણની ઉપાસના કરવી જોઇએ સાધુ તરીકે પચમ પરમેષ્ઠીરૂપ ગુરુ નવકાર પદમા જે જણાવ્યા છે, તેનુ લક્ષણ પ્રથમ બાલજીવોના અર્થે કહે

આવે છે સાધુરૂપ ગુરૂનુ લક્ષણ કહેવાનુ પ્રયોજન એ છે કે, શ્રી સાધુ મહારાજની ઓળખાણ થાય, અને તેમનુ ઓળખાણ થતા, તેમની વિનયભક્તિ થશે, અને તેમની વિનયભક્તિથી જ્ઞાન મળશે, અને જ્ઞાનથી સમકિતની પ્રાપ્તિ થશે. ઉત્તરોત્તર આત્મા પરમાત્મ અવસ્થાની સન્મુખતાને ભજશે જે કોઈ સાધુ પરંપરાગમ પ્રાપ્ત કરી, પંચમહાવ્રત ગુરુ પાસે ઉચ્ચરી, રજોહરણ અને મુખવસ્ત્રિકારૂપ યતિલિંગને ધારણ કરે અને જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર તેમજ વીર્યાચારનુ સમ્યગરીત્યા દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે રક્ષણ કરે, અને આત્મસન્મુખતાને ભજે, એવા મુનિરાજ વ્યવહારથી સાધુ કહેવાય છે વ્યવહારથી કથિત મુનિ વેષથી જીવ ઉપાધિ માર્ગથી ન્યારો રહેવા પ્રયત્ન કરે છે ધમ્મો રક્ખઇ વેસ્સ એમ પણ કહ્યુ છે, માટે વેષ પણ ભાવમુનિગુણ પ્રાપ્ત કરવામા ઉપકારક છે શ્રી તીર્થંકર ભગવાન્ પણ ગૃહસ્થાવાસનો ત્યાગ કરી, વ્યવહાર સાધુપણુ ગ્રહણ કરે છે કોઈ ગૃહસ્થ ભાવમુનિના ગુણ સ્પર્શી ભાવચારિત્ર પ્રાપ્ત કરી, કેવળજ્ઞાની બને, અને તેનુ આયુષ્ય વિશેષ હોય તો, અવશ્ય તેવા કેવલજ્ઞાનીને રજોહરણ અને મુખવસ્ત્રિકા ધારણ કરવી પડે છે શ્રીકૂર્માપુત્રને ગૃહસ્થાવાસમા કેવલજ્ઞાન થયુ, અને છ મહિના સુધી ગૃહસ્થાવાસમા રહ્યા, અને તે વાતની સ્પષ્ટતા થતા ( આયુષ્ય મર્યાદા વિશેષ હતી માટે ) કૂર્માપુત્રે રજોહરણ અને મુખવસ્ત્રિકારૂપ વ્યવહારસાધુનો વેષ અંગીકાર કર્યો આ ઠેકાણે સમજવુ કે, તેમણે, નિશ્ચય ચારિત્ર પ્રાપ્ત છતા, પણ ઉપદેશાધિકાર તથા અનાદિમાળની સ્થિતિ

જાળવવા અને તેથી અનેક જીવોને લાભ થાય, તે માટે વ્યવહારથી સાધુને વેષ અંગીકાર કર્યો વ્યવહારમા વ્યવહાર સાધુપણુ બળવાન્ છે, વ્યવહારસાધુત્વના અંગીકારથી નિશ્ચયસાધુત્વ પ્રકટવુ એ તો રાજમાર્ગ છે, અને એવો માર્ગ સર્વ જગત્ જીવોને અવલબનીય છે અને તેથી સિદ્ધાતકારે કહ્યુ છે કે—

**ગાથા**

एगदिवसपि जीवो, पव्वज्जमुवागओ अनन्नमणो ॥
जइवि न पावइ मुक्खं, अवस्स वेमाणिओ होइ ॥ १ ॥

कचणमणिसोवाण, थमसहस्समूसिय सुवन्नतल ॥
जो कारिज्ज जिणहर, तओवि तव सजमो अहिओ ॥ २ ॥

ભાવાર્થ–જે કોઈ ભ ય જીવે એક દિવસની પણ અન ન્યચિત્તથી દીક્ષા અગીકાર કરી હોય, તે જો કદાપિ મુક્તિ પામે નહિ તો પણ અવશ્ય આરાધક હોવાથી, વૈમાનિક થાય છે કોઇ મનુષ્ય સહસ્ર સ્તભવી શોભાયમાન સુવર્ણ તથા મણિમય જિનમ દિર કરાવે, તેવી પણ તપ અને સજમ-માર્ગ વિશેષ છે, અલબત્ત, સવરમય ચારિત્રમાર્ગ ગૃહસ્થાવાસના ધાર્મિક કૃત્યો કરતા અધિક છે, આત્માને સમ્યગ્મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાન હોય, તો પણ વ્યવહારથી સાધુપણુ અગીકાર કરી પાળેલો ચારિત્રમાર્ગ વિશેષત કર્મને ક્ષય કરે છે દેવતાઓને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, તથા અવધિજ્ઞાન હોય છે, તો પણ તેમનામા વ્યવહારથી ચારિત્રગુણ અગીકાર કરવાની શક્તિ નથી, તેથી તેઓ મનુષ્યાવતારમા જે

કોઈ વ્યવહારચારિત્ર અગીકાર કરે છે તેમને નમસ્કાર કરે છે, તેમની સ્તુતિ કરે છે, ચોસઠ ઇદ્રને પણ વ્યવહારચારિત્ર પાળનાર મુનિરાજ વદ્ય છે, તો ગૃહસ્થજીવ મુનિરાજને વદન કરે જ તેમા શુ આશ્ચર્ય ! તીર્થંકર ભગવાન્ ધર્મમાર્ગ પ્રવર્તાવવા પ્રથમ સાધુમાર્ગમા જીવોને પ્રવેશ કરાવે છે, અને પોતે ભવ્ય જીવોને વ્યવહારચારિત્ર અગીકાર કરાવે છે કેવળજ્ઞાનીના હુકમને અનુસરી, સર્વ જીવોએ વ્યવહારચારિત્ર અગીકાર કરેલા મુનિરાજોની વિનયભક્તિ કરવી તેમનાથી ઉન્મુખ થઇ ઉત્સૂત્ર પ્રલાપ કરવો નહિ કોઇ એમ કહે કે, હાલના સમયમા સાધુ નથી, સાધ્વી નથી, શ્રાવક નથી, શ્રાવિકા નથી– એમ કહેનારને સઘનાં બહાર કાઢવો વ્યવહાર સાધુનો વેષ પણ જિનેશ્વરકથિત સૂત્રાનુસારે હોવો જોઇએ વ્યવહારચારિત્ર અગીકાર કરવાથી, અનેક પ્રકારની સસારની ઉપાધિયો દૂર થાય છે કાજળની કોટડીમા રહીને જેમ ડાઘરહિત રહેવુ તેવુ જ સસારાવસ્થામા રહીને ઉપાધિરહિત રહેવુ કઠિન છે ત્રણજ્ઞાને યુક્ત એવા, તીર્થંકર ભગવાન કે જેમને તે ભવમાં મુક્તિ જવાનુ છે, એમ જાણે છે, છતા વ્યવહારચારિત્ર અગીકાર કરે છે–તો અન્ય ભવ્ય જીવોએ તે અવશ્ય વ્યવહારચારિત્ર અગીકાર કરવુ અને વ્યવહાર ચારિત્રધર્મ અગીકાર કરનાર મુનિરાજની સેવા–ચાકરી કરવી જે કોઇ વ્યવહાર સાધુ થવારૂપ વ્યવહારનુ ઉત્થાપન કરે છે, તે તીર્થનો ઉચ્છેદ કરી, મહામોહનીય કર્મ સમુપાર્જન કરે છે, માટે આત્માર્થી જીવોએ સુસાધુનુ બહુમાન કરવુ, અને સાધુ પદ અગીકાર કરવાની ચાહના કરવી;

સંસારને બંધનરૂપ માનવો ગૃહસ્થાવાસમા છકાયના જીવોની હિંસા કરવી પડે છે, અને પંચપ્રકારના અવ્રતોનુ સેવન થાય છે વ્યવહારચારિત્રાવસ્થામા પંચપ્રકારના અવ્રતોનો ત્યાગ કરવો પડે છે ધર્મોપદેશ આપવાના અધિકારી પણ ગીતાર્થ સાધુ મહારાજ છે, પણ ગૃહસ્થ નથી તેથી આત્માર્થી જીવોએ માધ્યસ્થભાવ ધારણ કરવો ઉપદેશના વા વ્યાખ્યાનના અધિકારી મુનિરાજ છે શાસ્ત્રમા પણ કહ્યું છે કે—

गाथा

सविग्गो गीयथ्थो, मज्झथ्थो दशकालभावन्नू ॥
नाणस्म होइ दाया, जो शुद्धपरूवगो माहू ॥ १ ॥

ભાવાર્થ—સંવિગ્ન, ગીતાર્થ, માધ્યસ્થ અને દેશકાલભાવનો જાણ એવો અને શુદ્ધપ્રરૂપક સાધુ તે જ જ્ઞાનનો દાતા જાણવો ગૃહસ્થાવાસમા રહીને ઉપદેશનો અધિકારી જીવ બની શકતો નથી જ્યા જ્યા સૂત્રમા ધર્મકથાઓ ચાલી છે ત્યા ત્યા મુનિરાજોએ ધર્મોપદેશ આપ્યો છે શ્રાવક વા સાધુમાર્ગનો ઉપદેશ કરવો, એ મુનિરાજનુ કર્તવ્ય છે ગૃહસ્થાવાસમા રહીને પણ અપવાદમાર્ગે—કોઇને કોઇ ગૃહસ્થજીવ, ગીતાર્થ મુનિરાજની નિશ્રાએ સમજાવે તો પણ સૂત્રમા શ્રાવકને लद्धट्ठा गहियट्ठा કહ્યા છે, પણ ઉપદેશ વા ધર્મવ્યાખ્યાન આપનાર કહ્યા નથી ગીતાર્થ મુનિ વિના ધર્મોપદેશ આપ્યાથી ઉત્સૂત્રપ્રરૂપણા, ધર્મમાર્ગલોપ, વગેરે દોષોત્પત્તિ થવાનો પ્રસંગ રહે છે, માટે જ્ઞાની—સદ્ગુરુચરણસેવાધીન રહી, ભવ્ય જીવોએ આત્મકલ્યાણ કરવું,

અને એવા સદ્ગુરુ મુનિદ્વારા જ્ઞાન ગ્રહણ કરવુ એ જ ઉદ્દેશ હૃદયમા ધારણ કરવો

## दुहा.

**आत्मध्यानी पण साधु वा, श्रावक जे को होय ॥**
**परमपथने पारखी–करे न सशय कोय ॥ २ ॥**

ભાવાર્થ—જે કોઇ આત્મધ્યાન કરનાર સાધુ અગર શ્રાવક હોય, તે શ્રી વીતરાગપ્રરૂપિત પરમ પન્થને જાણી પૂર્વોક્ત બાબતમા કોઈ પણ પ્રકારનો સશય કરતા નથી શ્રાવક ધર્મ અને સાધુ ધર્મ, તે બન્ને ધર્મનુ પૂર્ણ રહસ્ય સમજી, આત્મ ધ્યાની શ્રાવક વા સાધુમાર્ગનો નિષેધ કરતો નથી સર્વજ્ઞે બે માર્ગ પ્રરૂપ્યા છે, તે યથાયોગ્ય છે કેવલજ્ઞાનીએ જે જે માર્ગ–સ્વરૂપ બતાવ્યુ છે, તે તે સત્ય છે, એમ સમજી આત્મધ્યાની પોતે પ્રયત્નમાજ જોડાય છે, આત્મ તત્ત્વસન્મુખ થવા સદ્ગુરુની ઉપાસના કર્યા કરે છે **પોતાની શક્તિ હોય તો, સાધુ ધર્મ સ્વીકારે છે, અને તેટલી શક્તિ ન હોય તો શ્રાવકનો ધર્મ સ્વીકારે છે** પોતાનાથી જેટલુ બને તેટલું કર્યા કરે છે, શ્રાવક કરતા સાધુને ધર્મધ્યાન તથા શુક્લધ્યાનની પ્રાપ્તિ રાજમાર્ગથી જોતા વિશેષત થાય છે ગૃહસ્થ દેશથી અવિરતિપણાનો ત્યાગ કરે છે, અને મુનિરાજ સર્વથા પ્રકારે અવિરતિપણાનો ત્યાગ કરે છે ઉપાધિરહિત દશામ ધ્યાન કરી શકાય છે ગૃહસ્થ સદાકાળ પ્રાય ઉપાધિ દશામા જીવન ગાળે છે, તેથી તેને ધ્યાનનો સભવ અલ્પ છે, અને મુનિરાજ તો કચન, કામિની, સસારવ્યવહાર વગેરેના ત્યાગી હોવાથી, તેઓને

આત્મધ્યાન માટે ઘણો વખત મળે છે, અને તેથી તેઓ ધર્મ ધ્યાનાદિકનુ વિશેષત સેવન કરી શકે છે શ્રાવક ચોથા ગુણુ સ્થાનકમા વા પચમગુણુસ્થાનકમા વર્તતા હોય છે, અને ચોથા તથા પાચમા ગુણુઠાણે ધર્મધ્યાન કહ્યુ છે, તેથી શ્રાવકને પણ આત્મધ્યાની કહ્યા છે, પણ શ્રાવકને ગુણુઠાણાની મર્યાદા પ્રમાણે ધ્યાન છે ધ્યાનની મુખ્યતા મુનિમાર્ગમા છે મુક્તિ પ્રાપ્ત કર વાનો આસન્ન[1] ઉપાય મુનિધર્મ છે મુનિધર્મથી સર્વ કર્મનો નાશ થાય છે શ્રાવક પણ સદાકાળ મુનિ થવાની અતરમા ભાવના કરે આત્મધ્યાની શબ્દનો પરમાર્થ એ છે કે, શ્રાવક વા સાધુ વર્ગ ફક્ત આત્મધર્મ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય છે મુનિરાજ આત્મધર્મ સન્મુખ કેવી રીતે થાય છે તે બતાવે છે

## दुहा

द्रव्यानुयोगे करी, करता आतमध्यान ।
चरणानुयोगे करी, बाह्याचारविधान ॥ ३ ॥
वर्ते निजपद शून्यता, चलवे डाकडमाल ।
वर्ते बाह्याचारमा, मच तस अरहट्टमाल ॥ ४ ॥
वेष ग्रहेथी शु हुवे, अन्तर नहि उपयोग ।
अतर उपयोगी मुनि, पामे निजगुण भोग ॥ ५ ॥

ભાવાર્થ—મુનિરાજ દ્રવ્યાનુયોગના જ્ઞાનથી આત્મધ્યાન કરે છે, અને ચરણકરણાનુયોગથી બાહ્ય સાધુના આચારમા તત્પર રહે છે અનુયોગ ચાર પ્રકારના છે ૧ દ્રવ્યાનુયોગ ૨ ગણિ

---

૧ નજીકનો

તાનુયોગ ૩ ચરણકરણાનુયોગ અને ૪ ધર્મકથાનુયોગ એ ચાર અનુયોગમા દ્રવ્યાનુયોગ તે તત્વમય છે 'શ્રીતીર્થંકર પ્રભુએ દ્રવ્યગુણપર્યાયનુ સ્વરૂપ 'કહ્યુ છે, તે દ્રવ્યની વ્યાખ્યા **ષડ્દ્રવ્યનો વિચાર અસ્મદીય 'ષડ્દ્રવ્યવિચારનામા' ગ્રથ** માથી જોઇ લેવો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ અને જીવ એ ષડ્દ્રવ્ય છે ધર્માસ્તિકાય દ્રવ્યનો ચલણ સહાય ગુણ છે ધર્માસ્તિકાયના અસખ્ય પ્રદેશ છે લોકાકાશવ્યાપી ધર્માસ્તિકાય દ્રવ્ય છે ધર્માસ્તિકાયના પ્રતિ પ્રદેશે ચલણસહાયગુણ રહ્યો છે ધર્માસ્તિકાય અનાદિકાળથી છે અને અનત છે ધર્માસ્તિકાય અરૂપી છે, અજીવ છે પર દ્રવ્યમા પરિણમતુ નથી ધર્માસ્તિકાયના પ્રતિપ્રદેશે અનત ગુણપર્યાય છે ધર્માસ્તિકાયમા સમયે સમયે એકેક પ્રદેશમા ઉત્પાદવ્યયની વર્તના થઇ રહી છે, તે જ પ્રમાણે અધર્માસ્તિ કાય દ્રવ્ય પણ અસખ્યપ્રદેશી છે, સ્થિર થવામા સાહાય્ય આપવી, એ ગુણ અધર્મદ્રવ્યનો છે અધર્માસ્તિકાય દ્રવ્ય લોકાકાશવ્યાપી છે તેના પ્રતિપ્રદેશે અનત ગુણપર્યાય રહ્યા છે અધર્માસ્તિ કાય દ્રવ્ય અનાદિકાળથી છે અને અનત છે જે વસ્તુ અનાદિ અનત છે, તેના અન્ય કોઇ કર્તા નથી અધર્માસ્તિકાય અરૂપી છે તથા અજીવ છે તે પરદ્રવ્યમા પરિણમતુ નથી; અધર્મ દ્રવ્યના એકેક પ્રદેશમા સમયે સમયે અનત ઉત્પાદવ્યયની વર્તના થયા કરે છે

ત્રીજુ આકાશાસ્તિકાય દ્રવ્ય છે આકાશદ્રવ્ય લોક તથા અલોકમા સર્વવ્યાપી છે અવગાહો આગાસ અવકાશ આપવો, એ જ આકાશનુ લક્ષણ છે સર્વ દ્રવ્યને રહેવાની સ્થિતિ આકા

'શમા' છે લોકાકાશમા પચ દ્રવ્ય છે અલોકાકાશમા તો ફક્ત એક આકાશ દ્રવ્ય છે આકાશના અનતપ્રદેશ છે લોકાકાશના અસખ્યપ્રદેશ છે અલોકાકાશના અનતપ્રદેશ છે આકાશદ્રવ્ય અનાદિઅનત છે આકાશ અરૂપી છે, અજીવ છે, તેના પ્રતિ પ્રદેશે સમયે સમયે ઉત્પાદ વ્યય થયા કરે છે આકાશ દ્રવ્ય અન્ય દ્રવ્યમા પરિણમતુ નથી

ચોથુ દ્રવ્ય પુદ્ગલાસ્તિકાય છે પુદ્ગલ પરમાણુ અનત છે, પ્રત્યેક પરમાણુમા એક વર્ણ, એક ગધ, એક રસ અને બે સ્પર્શ રહ્યા હોય છે બે પરમાણુ ભેગા થાય ત્યારે દ્વયણુક કહેવાય છે ત્રણ પરમાણુ ભેગા થાય, ત્યારે ત્ર્યણુક સ્કધ થાય છે અસખ્ય પરમાણુ ભેગા થાય ત્યારે અસખ્યાતાણુક કહેવાય છે અનતપરમાણુ ભેગા થાય ત્યારે અનતાણુક પુદ્ગલસ્કધ કહેવાય છે આઠકર્મની વર્ગણાએ પણ આવા પુદ્ગલ પરમાણુ ઓથી બની હોય છે ઔદારિક વર્ગણામા અનત પરમાણુએ હોય છે તેનાથી વૈક્રિયવર્ગણામા અનતપરમાણુ વિશેષ હોય છે તેના કરતા આહારક વર્ગણામા અનતપરમાણુ વિશેષાધિક છે તેના કરતા તૈજસ વર્ગણામા અનતપરમાણુ વિશેષાધિક છે એમ ભાષા વર્ગણા તથા શ્વાસોશ્વાસ વર્ગણા અને મનો વર્ગણા અને આઠમી કાર્મણ વર્ગણામા ઉત્તરોત્તર અનતાનતવિશેષાધિક પર માણુએ રહ્યા હોય છે આ આઠ વર્ગણાએ ચૌદ રાજલોકમા ભરી છે દરેક જીવ-આ આઠ વર્ગણાઓને ગ્રહણ કરે છે, અને પછી તેને ત્યાગે છે આઠ કર્મ પણ પુદ્ગલ પરમાણુઓના સ્કધોથી બન્યા છે છ લેશ્યાએ પણ પરમાણુઓના સ્કધોથી બની હોય છે પાચ પ્રકારના શરીર પણ પુદ્ગલ પરમાણુઓના

સ્કંધોથી બને છે પુદ્ગલ સ્કંધના બે ભેદ છે એક સચિત્ત પુદ્ગલ સ્કંધ અને બીજો અચિત્ત પુદ્ગલસ્કંધ તેમા જીવની સાથે લાગેલા સ્કંધોને સચિત્ત પુદ્ગલ સ્કંધ કહે છે, અને જે જીવના પ્રદેશોની સાથે નથી લાગ્યા તેને અચિત્ત પુદ્ગલ સ્કંધો કહે છે સચિત્ત અને અચિત્ત પુદ્ગલ સ્કંધો પણ એકઠા મળે છે અને પાછા વિખરાઈ જાય છે સ્કંધ પણ પુદ્ગલ દ્રવ્યના પર્યાય કહેવામા આવે છે પુદ્ગલ સ્કંધ અનિત્ય છે પૃથિવી, જલ, અગ્નિ અને વાયુ તત્ત્વરૂપે પણ પુદ્ગલ દ્રવ્ય પરિણમે છે, [1]ચાર તત્ત્વમય સ્થિતિ તે પણ પુદ્ગલ સ્કંધોની છે છકાયરૂપે પણ પુદ્ગલ દ્રવ્ય પરિણમે છે પુદ્ગલ દ્રવ્ય રૂપી છે અનાદિકાળથી પુદ્ગલદ્રવ્ય છે અને તેનો અંત નથી, માટે તે અનંત છે કર્તા કોઈ અન્ય ઇશ્વર નથી જે વસ્તુ અનાદિ છે, તેનો બનાવનાર કોઇ હોતો નથી પ્રત્યેક પરમાણુમા સમયે સમયે ઉત્પાદ વ્યય થયા કરે છે પુદ્ગલ દ્રવ્ય પરિણામી કહેવાય છે, પુદ્ગલ દ્રવ્ય વ્યવહારથી જીવની સાથે પરિણામી છે, પણ નિશ્ચયથી પરિણામી હોત, તો પુદ્ગલદ્રવ્યથી ભિન્ન કોઈ આત્મા થાત નહિ અનેક જીવો પુદ્ગલ દ્રવ્યથી ભિન્ન થાય છે, માટે પુદ્ગલ દ્રવ્ય વ્યવહારથી જીવની સાથે પરિણમે છે જેમ દૂધ અને જલ પરસ્પર પરિણમે છે તેમ અનાદિકાળથી આત્માની સાથે કર્મરૂપ પુદ્ગલ પરિણમ્યુ છે કર્મ પુદ્ગલ સ્કંધો અનિત્ય છે, કારણ કે, તે મળે છે અને વિખરે છે પુદ્ગલ પરમાણુઓ જડ છે અન્ય દ્રવ્યનુ પોતાનુ સ્વરૂપ જાણવાનો પુદ્ગલ દ્રવ્યમા સ્વભાવ નથી પુદ્ગલ દ્રવ્યરૂપ અનંત પરમાણુઓમા નિત્યપણુ અને અનિત્યપણુ કહ્યુ છે નૈયાયિકોએ પરમાણુઓને એકાંતે

---

૧ પુણ્ય પાપ, બંધ અને આસ્રવ

નિત્યપણુ અને અનિત્યપણુ કહ્યુ છે દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્યપણુ અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્યપણુ રહ્યું છે—એમ સર્વજ્ઞે કહ્યું છે—એક જ પરમાણુમા એક સમયે નિત્યત્વપણુ અને અનિત્યત્વપણુ રહ્યું છે પરમાણુમા રહેલા વર્ણ, ગધ, રસ અને સ્પર્શના પર્યાય ફરે છે, માટે અનિત્યત્વપણુ રહ્યુ છે પરમાણુરૂપ દ્રવ્ય છે તે પર્યાયના ફેરફારથી પણ પોતે બદલાતુ નથી, માટે તે પરમાણુ દ્રવ્યપણે નિત્ય છે, જગત્મા અનત પરમાણુઓ છે પરમાણુઓથી બનેલા પુદ્ગલ સ્કધો કેટલાક દૃષ્ટિગોચર થાય છે અને કેટલાક દૃષ્ટિગોચર થતા નથી પરમાણુઓમા ગમનશકિત રહી છે, તેથી તે ગમન શકિત પરમાણુથી બનેલા સ્કધોમા પણ આવે છે ઉદ્યોત, તાપ, પ્રતિબિબ, ટાઢ, છાયા એ સર્વ પુદ્ગલ દ્રવ્યના સ્કધો છે शब्दगुणमाकाश નૈયાયિકો શબ્દગુણ આકાશનો એમ કહે છે પણ તે તેમની ભૂલ છે કારણ કે, આકાશદ્રવ્ય અરૂપી છે અને શબ્દ તો રૂપી છે, આકાશ તો અગતિમાન્ છે અને શબ્દ તો ગતિમાન્ છે વળી શબ્દ તો મુખાદિ પ્રયત્નજન્ય છે, તેથી તે આકાશનો ગુણ નથી વળી હાલના સમયમા શબ્દ ગતિમાન્ રૂપી છે, તેની સાબિતીમા ફોનોગ્રાફયત્ર અને ટેલી-ફોન વિગેરેને જોઈ લ્યો શબ્દ રૂપી છે અને તે પુદ્ગલ દ્રવ્ય છે, એમ અનેક હેતુઓથી સિદ્ધ થાય છે આ સ્થળે તેની ઘણી ચર્ચા કરવી તે યોગ્ય નથી પુદ્ગલ દ્રવ્ય રૂપી છે તેનો સ્વભાવ સડણ, પડણ અને વિધ્વંસનનો છે, પુદ્ગલ દ્રવ્ય અજીવ છે લોકાકાશમા પુદ્ગલ દ્રવ્યની સ્થિતિ છે પુદ્ગલ દ્રવ્યમા ઘણી શકિત રહી છે, પણ તે આત્મિકશકિત કરતા

જુદા પ્રકારની છે ઘર, હાટ, શરીર, ઇન્દ્રિય, મહેલ, પૃથ્વી, રથ, ધન એ સર્વ પુદ્દગલદ્રવ્યના સ્કંધો છે, પુદ્દગલદ્રવ્યમાં મળવાની અને વિખરવાની સ્વભાવથી શક્તિ રહી છે પુદ્ગલ દ્રવ્યના મોટા મોટા પર્યાયરૂપ આકારો દેખી આપણે અજ્ઞાનથી વિચારીએ છીએ કે, અહો ! આવા મોટા આકારો કોણે કર્યા હશે ? તેનો કર્તા અન્ય કોઇ હોવો જોઇએ ? પણ જ્ઞાનદષ્ટિ જ્યારે થાય છે અને આવી રીતે પુદ્દગલદ્રવ્યનુ સ્વરૂપ સમજ વામા આવે છે ત્યારે માલુમ પડે છે કે, પુદ્દગલદ્રવ્યમા જ મળ વાની એને વિખરવાની શક્તિ રહી છે કોઇ એમ કહેશે કે, પરમાણુદ્રવ્યના પર્વત આદિ મોટા મોટા આકાર બનાવનાર ઇશ્વરની શક્તિ માનવી જોઇએ, આવી રીતે કોઇ કહે તો તેની ભૂલ છે, કારણ કે, તેની પર્વતાદિ મોટા પર્યાયરૂપે થવાની શક્તિ પુદ્દગલદ્રવ્યમા ન હોત તો ઇશ્વરશક્તિની કલ્પના કરવી પડત પણ એવી શક્તિ પુદ્દગલદ્રવ્યમા રહી છે, માટે ઇશ્વર શક્તિની જરૂર રહેતી નથી ઇશ્વરની શક્તિ તો ચૈતન્ય સ્વરૂપ છે, તે જડ જે પુદ્દગલ પરમાણુઓ તેને એકઠા કરવા જુદા કરવા આદિ કાર્ય કરી શકતી જ નથી દૂધનો દધિરૂપ પર્યાય થવાની શક્તિ-સ્વભાવ તો દૂધમાજ છે પણ કંઇ ઇશ્વરે દૂધનો દધિરૂપ પર્યાય કર્યો નથી ઇશ્વરની શક્તિથી અમુક મોટુ વિગેરે થાય છે, તેમ કહેવુ તે તો અજ્ઞાનથીજ છે જ્યારે દરેક દ્રવ્યનો ભિન્ન ભિન્ન સ્વભાવ છે ત્યારે અન્ય દ્રવ્યનુ કાર્ય અન્ય દ્રવ્ય કેમ કરી શકે ? અગ્નિમા ઉષ્ણતા સ્વભાવેજ રહી છે તેનો કર્તા અન્ય ( ઇશ્વર ) નથી જલમા શીતતા સ્વભાવે રહી છે, તેનો કર્તા અન્ય ઇશ્વરરૂપે

નથી તેમ ષડ્દ્રવ્યના સમૂહરૂપ આ જગતનો કર્તા અન્ય (ઈશ્વર) નથી, પણ પ્રત્યેક દ્રવ્ય પોતપોતાના ધર્મનો કર્તા છે અમુક અમુક પદાર્થ ભેગા કરીએ ત્યારે લાલરંગ બને છે, તેમ પુદ્ગલ સ્કંધોના ભેગા થવાથી મોટા મોટા પર્વતો વગેરે બને છે પુદ્ગલદ્રવ્યના મહાન્ પર્યાય થવામાં પુદ્ગલ દ્રવ્ય જ કારણીભૂત છે પુદ્ગલ દ્રવ્યમાં વિચિત્ર શક્તિઓ રહી છે એક તલમાત્ર હલાહલ વિષથી, મોટા મોટા હાથીઓના પ્રાણ નાશ પામે છે, ત્યારે વિચારો કે પુદ્ગલમાં કેટલી શક્તિ રહી છે ? ભિન્ન ભિન્ન વર્ણ, ગંધ, રસ અને સ્પર્શને લઈ પુદ્ગલ સ્કંધો પણ ભિન્ન ભિન્ન શક્તિવાળા બનેલા હોય છે, અને તેથી પુદ્ગલદ્રવ્યના પર્યાયો પણ પરસ્પર એક બીજાથી વિરુદ્ધ સ્વભાવવાળા હોય છે, કેટલાક પુદ્ગલો શરીરમાં રુધિરરૂપે પરિણમે છે, અને કેટલાક પુદ્ગલો શરીરમાં ધાતુરૂપે પરિણમે છે વળી કેટલાક પરમાણુ પુદ્ગલોનો અસ્થિરૂપ પરિણામ બને છે કેટલાક પુદ્ગલોપરસેવારૂપે પરિણમે છે એમ પુદ્ગલ દ્રવ્યના પર્યાયોનો પરિણામ ભિન્ન ભિન્નરૂપે પરિણમ્યા કરે છે શેલડીના પુદ્ગલો સાકરરૂપ પરિણામને ધારણ કરે છે દૂધરૂપ પુદ્ગલો દહિરૂપ પર્યાય પરિણામને ધારણ કરે છે અપ્કાયના પુદ્ગલો વરાળરૂપ પરિણામને ધારણ કરે છે અનેક પ્રકારના ઔષધોરૂપ પુદ્ગલપર્યાયોથી, અનેક પ્રકારના રોગો મટે છે જ્વરના ઔષધથી જ્વરોત્પાદક પુદ્ગલસ્કંધોની શાંતિ થાય છે કોઈ મનુષ્યને સર્પ કરડે છે ત્યારે તેના શરીરમાં સર્પવિષના પુદ્ગલોનો પ્રવેશ થાય છે, તે જ વિષ પુદ્ગલોના પ્રતિપક્ષી ઔષધરૂપ પુદ્ગલોથી નાશરૂપ

[1]વિપરિણામ થાય છે કોઇ મનુષ્યની આગળીએ વૃશ્ચિક કરડયો હોય છે, અને ત્યાથી તેના હસ્તમા લોઢી મારફત વિષના પુદ્ગલો પ્રસરે છે, ત્યારે તેજ વિષપુદ્ગલોનો તેના ઔષધરૂપ પ્રતિપક્ષી પુદ્ગલોથી શાત ભાવ થાય છે, અર્થાત્ તે વિષના પુદ્ગલો બહાર નીકળી જાય છે, વા શરીરમા જ વિષતાને છોડી અન્ય રૂપે પરિણમે છે, એમ જણાય છે આ ઉપરથી વિચારો કે પુદ્ગલોમા જ સ્વભાવત કેવા પ્રકારની શકિત રહી છે કોઇ મનુષ્યની આખ દુખે છે ત્યારે તેની ચક્ષુ રક્ત પુદ્ગલવાળી દેખાય છે ત્યારે તે રકત પુદ્ગલો ઉપશાત કરવા સારૂ અન્ય પ્રતિપક્ષી ઔષધરૂપ પુદ્ગલોને ચક્ષુમા આજતા, તુરત રકત પુદ્ગલોનો શાતભાવ થાય છે દરેક વનસ્પતિના પુદ્ગલોમા સ્વભાવત એક બીજાથી વિરુદ્ધ એવા પ્રકારની શક્તિ, વર્ણ-ગધરસસ્પર્શની વિભિન્નતાએ રહ્યા કરે છે તેમજ પુણ્ય અને પાપના પુદ્ગલો પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળા હોય છે પુણ્યના પુદ્ગલો જ્યારે શાતાવેદનીયના હેતુ થાય છે ત્યારે પાપના પુદ્ગલો અશાતાવેદનીયના હેતુભૂત થાય છે ચૌદ રાજલોકમા પુદ્ગલસ્કધો સદાકાળે વર્તે છે વિશ્રસા મિશ્રસા અને પ્રયોગસા આ ત્રણ પ્રકારે પણ પુદ્ગલોજ પરિણમે છે પુદ્ગલ સ્કધો અનેકરૂપે પરિણમે છે શુભપુદ્ગલો અશુભરૂપે પણ પરિણમે છે, અને અશુભ પુદ્ગલો છે, તે શુભ રૂપે પણ પરિણમે છે મિષ્ટ પુદ્ગલો અમિષ્ટરૂપે પરિણમે છે, અને અમિષ્ટ પુદ્ગલો મિષ્ટરૂપે પરિણમે છે સુગધી પુદ્ગલો ક્ષણમા દુર્ગધરૂપે પરિણમે છે, અને દુર્ગધના પુદ્ગલો નિમિત્ત પામી, ક્ષણમા સુગધરૂપે

---

[1] ઉલટુ પરિણામ

પરિણમે છે અ ધકારના પુદ્ગલો અજવાળારૂપે પરિણમે છે, અને અજવાળાના પુદ્ગલો અ ધકારરૂપે પરિણમે છે નૈયાયિક તેજના અભાવને તમ માને છે, પણ તેની તે ભૂલ છે તેજનો અભાવ તે અ ધકાર નથી, પણ અ ધકાર પુદ્ગલ દ્રવ્ય છે જેમ તેજની ઉત્પત્તિ અને વિલય છે, તેમ અ ધકારની પણ ઉત્પત્તિ અને વિલયતા છે તેજના પુદ્ગલોથી અ ધકારના પુદ્ગલોનો નાશ થાય છે જેટલા જેટલા ભાગમા તેજના પુદ્ગલો હોય છે, તેટલા ભાગમા અ ધકારના પુદ્ગલો 'તેજ રૂપે ક્ષણમા પરિ ણમે છે **પુદ્ગલદ્રવ્યમા અદ્ભુત પરિણમનશક્તિ છે,** તેથી અ ધકારના પુદ્ગલો ક્ષણમા 'તેજ'રૂપે પરિણમે, એમા આશ્ચર્ય નથી વળી રાત્રિ પડતા તેજના પુદ્ગલો પણ અ ધકાર રૂપે પરિણમે છે પુદ્ગલ સ્ક ધોમા નાશ અને ઉત્પાદપણુ રહ્યુ છે જે કઈ પદાર્થ જ નથી તેનામા ઉત્પાદ અને નાશ હોતો નથી જેમ આકાશકુસુમનુ દૃષ્ટાત તે જ પ્રમાણે અ ધકાર જો પદાર્થ ન હોત, તો તેમા ઉત્પાદવ્યય થાત જ નહીં, અને ઉત્પા દવ્યય તો થાય છે, માટે તે પુદ્ગલ સ્ક ધ છે એમ ન્યાયથી પણ સિદ્ધ ઠર છે અને આગમપ્રમાણ આ પ્રમાણે કહે છે—

## गाथा

सद्दधयारउज्जोअ, पमाछायातवेहिया
वन्नगधरसाफासा, पुग्गलाण तु लक्खण ॥ १ ॥

ભાવાર્થ-શબ્દ, અ ધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ, વર્ણ, ગ ધ, રસ અને સ્પર્શ એ પુદ્ગલોનુ લક્ષણ છે અનેક પ્રકારના દારૂના ગોળાઓ પણ પુદ્ગલ સ્ક ધોનોજ પરિણામ છે

કેટલાક પુદ્ગલો સારી અસર, આત્મામા ઉત્પન્ન કરે છે અને કેટલાક પુદ્ગલો નઠારી અસર, આત્મામા ઉત્પન્ન કરે છે કસ્તૂરીરૂપ સુગંધ પરિણામને પામેલા પુદ્ગલો જ છે, અને લસણરૂપ દુર્ગંધ પરિણામને પામેલા પણ પુદ્ગલો જ છે

હડકવાવાળા કૂતરાના વિષના પણ પુદ્ગલો જ છે હડકાયા કૂતરાના વિષના પુદ્ગલોની ઘણી પરપરા દેખાય છે હડકાયુ કૂતરુ જેને કરડે તે મનુષ્ય પણ હડકાયુ થાય છે વળી તે મનુષ્યને હડકવા થતા તે જેને કરડે તેને પણ હડકવા થાય છે. પાપારભકાર્યોથી પાપના પુદ્ગલોની પ્રવૃત્તિ પણ હડકાયા કૂતરાના વિષ સદશ જ છે, માટે સર્વ પાપોના હેતુઓનો [1]ત્રિધા યોગે ત્યાગ કરવો જોઈએ બકરીને સર્પ કરડે છે, તો મરતી નથી અને વૃશ્ચિક જો બકરીને કરડે છે તો બકરી, પ્રાણનો ત્યાગ કરે છે, આ સાભળેલી વાતમા પણ વિચારીએ તો પુદ્ગલોનોજ પરિણામ છે બકરીના શરીરમા સર્પના વિષના પુદ્ગલોની અસર થાય નહિ, એવા પ્રકારના પ્રતિપક્ષી પુદ્ગલોની હયાતી છે તેથી સર્પવિષના પુદ્ગલો પોતાની અસર કર્યા વિના ઉપશાત થાય છે અનેક પ્રકારે પુદ્ગલ દ્રવ્ય પરિણમે છે એક કૃષ્ણ પરમાણુ દાખલા તરીકે લ્યો, અને એક રક્ત પરમાણુ દાખલા તરીકે લ્યો કૃષ્ણ પરમાણુમા રક્ત ગુણની નાસ્તિતા છે, અને રક્ત પરમાણુમા કૃષ્ણ ગુણની નાસ્તિતા છે પોતાને ગુણે અસ્તિતા છે અને પરગુણની; પોતાનામા નાસ્તિતા એક સમયમા આવે છે એમ એક જ કૃષ્ણ પરમાણુમા અસ્તિતા અને નાસ્તિતા એક સમયમા રહી છે કૃષ્ણ ગુણવાળા પરમાણુમા

[1] મન, વચન અને કાયાથી

અસ્તિતા અને નાસ્તિતાના યોગે સપ્તભંગી ઉત્પન્ન થાય છે એમ એકેક પરમાણુમા પ્રત્યેક વર્ણ, ગધ, રસ અને સ્પર્શને આશ્રયી સપ્તભગી ઉત્પન્ન થાય છે એમ પરમાણુ દ્રવ્યમા નિત્ય અને અનિત્ય તેમજ એક અને અનેક તેમજ ભેદ અને અભેદ આદિની સપ્તભગીઓ કરી હોય તો અનેક સપ્તભગીનો અવતાર થાય છે પરમાણુઓ અનત છે અને પરમાણુ દ્રવ્ય અનાદિ અનત છે પરમાણુરૂપ પુદ્ગલ દ્રવ્યનો બનાવનાર કોઈ નથી જે વસ્તુ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ અનાદિઅનત હોય છે, તેનો અન્યકર્તા હોતો નથી પુદ્ગલ દ્રવ્ય પરમાણુપણે નિત્યદ્રવ્ય છે તે પરમાણુ દ્રવ્યનો ત્રિકાલમા નાશ થતો નથી, માટે તે નિત્ય છે જે વસ્તુ નિત્ય હોય છે તે અનાદિઅનત હોય છે પુદ્ગલ પરમાણુઓ પણ દ્રવ્યપણે નિત્ય છે, માટે તે અનાદિ અનત છે અનાદિ વસ્તુનો ઉત્પન્નકર્તા અન્ય કોઇ નથી પુદ્ગલ દ્રવ્યથી આત્મગુણનો ઘાત થાય છે પુદ્ગલદ્રવ્યથી આત્મ ગુણનુ આવરણ થાય છે, તેનુ દૃષ્ટાત નીચે મુજબ સમજવુ

જેમ મદિરા રૂપી છે, તથા મદિરાના અણુઓ પણ જડ છે-પુદ્ગલ છે, પણ મદિરાપાન કરવાનો આત્માનો જ્ઞાનગુણ અરૂપી છે, તેનુ આચ્છાદન થાય છે, તથા ચક્ષુની અદર ગોલકમા અસખ્ય પ્રદેશ આત્માના છે તે પ્રદેશોમા ચક્ષુદર્શનાવરણીય કર્મના ક્ષયોપશમ યોગે ચક્ષુદર્શન ગુણ આત્માનો છે, તોપણ તે ગુણનુ આવરણ-પડલ વિગેરે પુદ્ગલ પર્યાયોથી થાય છે, માટે અનેક દૃષ્ટાતોથી સિદ્ધ થાય છે કે આત્મગુણનું આચ્છાદન પુદ્ગલ સ્કધોથી થાય છે તેમજ ક્ષયોપશમભાવીય

મતિજ્ઞાનનો વિકાસ બ્રાહ્મી વિગેરે ઔષધિયોના ભક્ષણથી થાય છે ક્ષયોપશમભાવીયજ્ઞાનમા પુદ્ગલ સ્કધો કથચિત્ નિમિત્ત કારણરૂપે ઉપકારક પણ થાય છે પુદ્ગલ દ્રવ્ય સક્રિય છે, તેથી પરમાણુઓ એક સ્થાનેથી અન્યસ્થાને ગમન કર્યા કરે છે પુદ્ગલદ્રવ્યના યોગે આત્મા પણ એક ગતિમાથી અન્યગતિમા જઈ શકે છે પુદ્ગલ સ્કધો અનેકરૂપે પરિણમેલા દૃષ્ટિગોચર થાય છે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાયરૂપે પણ પુદ્ગલ સ્કધો જ પરિણમ્યા છે ઋતુવતી સ્ત્રીના શરીરની છાયાના પુદ્ગલોથી અડદના પાપડ ફાટી જાય છે તેથી સમજાય છે કે છાયાના પુદ્ગલો મા પણ ઘણી શક્તિ રહી છે જે લોકો છાયાના પુદ્ગલો નથી માનતા તેઓને આ દષ્ટાત વિચારી જોતા મનાશે સ્ત્રીના આસને બ્રહ્મચારી પુરુષે બે ઘડી પછી બેસવુ, તેનુ કારણ પણ એ છે કે જે સ્થાને સ્ત્રી બેઠી હોય છે, તે સ્થાને વિષયના કેટલાક પુદ્ગલો બહાર નીકળેલા હોય છે, તે પુદ્ગલોનો સબધ પુરુષના શરીરની સાથે થતા વિષયના પુદ્ગલો શરીરમા પ્રવેશી મનમા ખરાબ અસર કરે છે બે ઘડી પછી વિષયના પુદ્ગલો સ્ત્રીના ગયા બાદ નષ્ટપ્રાય થઈ જાય છે, માટે અનુભવથી જોતા પુદ્ગલોના વિચિત્ર સ્વભાવ માલૂમ પડે છે જેણે ફોનોગ્રાફ યત્ર પ્રત્યક્ષ જોયુ હશે તેને માલૂમ પડશે કે તેમા આપણે જેવુ બોલીએ છીએ, તેવા જ સ્વરથી ફોનોગ્રાફ યત્ર સામુ બોલી જવાબ આપે છે પોતાના મુખમાથી જે જે શબ્દો નીકળે છે તે તે શબ્દના પુદ્ગલોને ધારણ કરવાની તે યત્રમા શક્તિ હોય છે આરીસામા મુખ જોતા, સામુ દેખાય છે તે મુખનુ પ્રતિ

બિબ છે, અને તે પુદ્‌ગલ સ્કંધોથી તેવા જ પ્રકારનુ બની જાય છે જે મનુષ્યો છબીઓ પાડે છે, તેમા પણ અસલ વસ્તુ સદૃશ અન્ય પુદ્‌ગલો જ ગોઠવાય છે, તેમજ આત્મા જે જે રાગ અને દ્વેષના વિચારો કરે છે, તેથી કર્મરૂપ પુદ્‌ગલસ્કંધોને પોતાના પ્રદેશોની સાથે ગ્રહણ કરે છે જેવો વિચાર તેવાજ કર્મનુ ગ્રહણ, જેમ જેવો મનુષ્ય તેવા જ આકારની છબી પડે છે, તે પ્રમાણે આત્મા જેવા શુભ વા અશુભ વિચાર કરે છે તેવા જ કર્મ ગ્રહણ કર્યા કરે છે અનાદિકાળથી કર્મ, આત્માની સાથે વર્તે છે દરેક ગતિમા આત્મા, આઠ કર્મના કેટલાક પુદ્‌ગલો ગ્રહણ કરે છે, અને છોડે છે શુભ અને અશુભ વિચારોથી સમજમા વા અણસમજમા પણ આત્મા પુણ્ય અને પાપરૂપ પુદ્‌ગલો ગ્રહણ કર્યા કરે છે રાગદ્વેષના વિચારયોગે કર્મ ગ્રહણ થાય છે રાગ દ્વેષનો કર્તા આત્મા છે, તેથી રાગ દ્વેષયોગે ગ્રહણ થતા કર્મનો કર્તા પણ આત્મા બને છે જ્યારે આ **પ્રમાણે સ્વભાવે જ પુદ્‌ગલોમા પોતાની મેળે પરિણમવાની શક્તિ રહી છે, ત્યારે અન્ય ઇશ્વર કર્મ ગ્રહણ કરાવે છે-વિગેરે જે કલ્પના કરવી, તે અજ્ઞાનતાનુ** કારણ છે જુઓ નાળીએરનુ પાણી કેવુ સરસ છે, પણ તેજ પુદ્‌ગલોમા કપુરના પુદ્‌ગલો મેળવીએ તો બનેનો થયેલો વિકાર અશુભ થાય છે પરમાણુઓથી બનેલા પુદ્‌ગલ સ્કંધોનો જેમ જેમ અનુભવ કરીએ છીએ તેમ તેમ તે સબધી વિશેષ વિશેષ જ્ઞાન પ્રકટ થતુ જાય છે જે મનુષ્યને પ્રમેહરોગ થાય છે, તેના પેશાબમા પણ પ્રમેહરોગના પુદ્‌ગલો હયાતી ધરાવે છે, તેથી પ્રમેહથી મનુષ્યના પેશાબ ઉપર [illegible]

છે, તો તે પ્રમેહરોગના પુદ્ગલો પેશાબ કરનાર પુરુષની ઉપસ્થ ઇન્દ્રિયદ્વારા શરીરમા દાખલ થઇ તે પુદ્ગલો પોતાની વૃદ્ધિ કરે છે, અને પ્રમેહરોગ કરે છે (પ્રમેહી વિગેરે ચેપી રોગ વાળા પુરુષના પેશાબની ઉપર પેશાબ કરતા પણ રોગના પુદ્ગલો બીજાને લાગી શકે છે, માટે બનતી સગવડે અન્યે કરેલા પેશાબ ઉપર પેશાબ કરવો નહીં ) વળી પેશાબ ઉપર પેશાબ કરવાથી જીવોની ઉત્પત્તિ થાય છે, માટે પેશાબ ઉપર પેશાબ કરવો નહીં સૂક્ષ્મ દૃષ્ટિથી આવા સૂક્ષ્મ પુદ્ગલોના પરિણામો સમજવામા આવે, તો આત્મા સારો અનુભવ મેળવી શકે અમુક રોગી પુરુષનો શ્વાસ લેવો નહિ એમ કોઇ સ્થાને દેખાડયુ છે, તેનુ કારણ પણ શ્વાસના પુદ્ગલોથી થતી ખરાબ અસરજ છે, ક્ષયવાળા પુરુષની સતતિને પણ ક્ષયરોગ પ્રાપ્ત થાય છે, તેમા પણ પુદ્ગલોનીજ થતી અસર છે જે પિતાના શરીરમા રોગો હોય છે તે રોગો પુત્રના શરીરમા પણ દેખવામા આવે છે, તેનુ કારણ રોગના પુદ્ગલોનો પરપરાએ પુત્રના શરીરમા પ્રવેશ અમુક રીતિએ થાય છે તેજ છે-ઇત્યાદિ સર્વ પુદ્ગલો નો સ્વાભાવિક વિચિત્ર પરિણામ જાણવો હવે કાલ દ્રવ્યનું સ્વરૂપ કહે છે-કાલદ્રવ્ય ઔપચારિક છે, કાલ કઇ પ્રદેશ સમૂહ રૂપ નથી માટે તે દ્રવ્ય નથી કાલના ત્રણ ભેદ છે અતીત, અનાગત અને વર્તમાન કાલદ્રવ્યનુ એમ સામાન્ય સ્વરૂપ કહ્યું જીવદ્રવ્ય અનત છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એ જીવનુ લક્ષણ છે કહ્યું છે કે—

गाथा

नाण च दसण चेव । चरित्त च तवो तहा ॥
वीरिय उवओगो अ । एय जीअस्स लक्खण ॥ १ ॥

જીવ બે પ્રકારના છે, સંસારી તથા સિદ્ધ તેમાં સંસારી જીવના બે ભેદ છે ૧ ત્રસ અને ૨ સ્થાવર તેમાં સ્થાવરના પાંચ ભેદ છે, ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ તેઉકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, તેમજ ત્રસ જીવના દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેદ્રિય એ ચાર ભેદ છે **એમ જીવના પાંચશે ત્રેસઠ ભેદ થાય છે.** ચેતના લક્ષણથી જીવ એક પ્રકારે છે ત્રસ અને સ્થાવરની અપેક્ષાએ જીવ બે પ્રકારે કહેવાય છે સ્ત્રી વેદ, પુરૂષવેદ, અને નપુંસકવેદ, આ ત્રણ વેદવાળા જીવો દુનિયામાં વર્તે છે, માટે ત્રણ પ્રકારે જીવ કહેવાય છે દેવતા, મનુષ્ય, તિર્યંચ, અને નારકી આ ચાર ગતિની અપેક્ષાએ જીવ ચાર પ્રકારના કહેવાય છે, તેમ સ્પર્શેન્દ્રિય, રસેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય અને શ્રોત્રેન્દ્રિયની અપેક્ષાએ જીવ પાંચ પ્રકારે કહેવાય છે કાયની અપેક્ષાએ જીવ છ પ્રકારે કહેવાય છે વળી નવતત્ત્વ પ્રકરણમાં જીવના ચઉદ ભેદ કથન કર્યા છે—

गाथा

एगिंदिअ सुहुमियरा, सण्णियर पणिंदिया स बितिचउ ॥
अपज्जत्ता पज्जत्ता, कमेण चउदस जीयठाणा ॥ १ ॥

એકેંદ્રિયના સૂક્ષ્મ અને બાદર એ બે ભેદ છે પંચેદ્રિય જીવો સંજ્ઞી અને અસંજ્ઞી એ બે ભેદે છે એ ચાર ભેદમાં બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચતુરિંદ્રિયના ત્રણ ભેદો ઉમેરતા સાત ભેદો થયા એ સાત ભેદ પર્યાપ્તા અને અપર્યાપ્તા ગણતા, ચતુર્દશ ભેદ થયા જીવ સંબંધીનો વિશેષ અધિકાર **અસ્મદીય કૃત તત્ત્વવિચાર** નામના ગ્રંથમાંથી જોઇ લેવો, તેથી

વિશેષ જીવાભિગમ સૂત્ર આદિમાથી અધિકાર જોવો સિદ્ધ જીવોના ભેદ નથી, કારણ કે સિદ્ધના જીવોએ ક્ષાયિક ભાવે સ્વસ્વરૂપ પ્રાપ્ત કર્યું છે જીવ દ્રવ્ય બે પ્રકારના છે એક ભવ્ય જીવ અને બીજા અભવ્ય જીવ ભવ્યજીવમા મુક્તિની યોગ્યતા છે અને અભવ્ય જીવમા મુક્તિની યોગ્યતા નથી અભવ્ય જીવ સમ્યક્ત્વરત્ન પ્રાપ્ત કરી શકતો નથી, જીવના અસખ્યાતા પ્રદેશ છે, એકેક પ્રદેશે અનત કર્મવર્ગણા લાગી રહી છે, જીવના પ્રદેશોમા એવો સ્વભાવ છે કે તે કીડીનુ શરીર ધારણ કરતા તેમાજ સમાઈ રહે છે, અને તે જ જીવના અસખ્યાત પ્રદેશ હસ્તીના શરીરમા પણ સમાઈ જાય છે જીવ દ્રવ્ય અનાદિ અનત છે, જે વસ્તુની અનાદિ છે તે વસ્તુ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય હોય છે, આત્મામા નિત્યત્વપણુ રહ્યું છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્યત્વપણુ રહ્યુ છે, તેમજ આત્મામા એકત્વ રહ્યુ છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનેકત્વ રહ્યુ છે, તેમજ આત્મામા ભવ્યસ્વભાવ રહ્યો છે, અને અભવ્યસ્વભાવ રહ્યો છે તેમ આત્મામા ભેદત્વ અને અભેદત્વ રહ્યુ છે નૈયાયિકો એકાત આત્માને નિત્ય માને છે, પણ તેમની તે ભૂલ છે, કારણ કે એકાત નિત્ય આત્મા કર્માચ્છાદિત થઇ શકતો નથી તેમજ એકાત નિત્ય માનવાથી મનુષ્યાદિ પર્યાય ધારણ કરી શકે નહિ, માટે પર્યાયાર્થિક નયને મતે કથચિત્ અનિત્ય માનતા, બધ મોક્ષાદિની વ્યવસ્થા યથાયોગ્ય થઈ શકે છે આત્મામા સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવની અસ્તિતા રહી છે અને પરદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવની નાસ્તિતા રહી છે આત્મામા જે સમયે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવની અસ્તિતા છે, તે જ સમયમા પરદ્રવ્ય

ક્ષેત્ર કાલ ભાવની નાસ્તિતા છે આત્મામા રહેવી અસ્તિતા તથા કથ ચિત્ નાસ્તિતા અવક્તવ્ય છે-કથ ચિત્ અસ્તિતા અવક્તવ્ય છે, તેમજ કથ ચિત્ નાસ્તિતા પણ અવક્તવ્ય છે અસ્તિતા અને નાસ્તિતા આત્મામા રહી છે, તે યુગપત્ અવક્તવ્ય છે એમ આત્મામા અસ્તિતા અને નાસ્તિતાના યોગે સપ્તભ ગી ઉત્પન્ન થાય છે તેમ એક, અનેક તથા નિત્ય અને અનિત્ય આદિની અનેક સપ્તભ ગીઓ આત્મામા લાગી શકે છે આત્મા જ્ઞાન ગુણવડે સ્વ અને પરનો પ્રકાશક છે, માટે આત્મા સ્વપર પ્રકાશક કહેવાય છે ષડ્દ્રવ્યનો જ્ઞાનમા પ્રતિભાસ થાય છે આત્મજ્ઞાનમા અન ત વસ્તુઓ જ્ઞેયરૂપે પ્રતિભાસે છે આત્મામા અન ત દર્શન ગુણ છે દર્શનના ચાર ભેદ છે, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવલદર્શન આ ચાર દર્શનોમા કેવલદર્શન છે તે ક્ષાયિક ભાવનુ શુદ્ધ દર્શન છે, તે કેવળદર્શનથી ષડ્દ્રવ્યો દશ્યપણે પ્રતિભાસે છે તેમજ આત્મામા ચારિત્ર ગુણ રહ્યો છે, **આત્માના અન ત ગુણો પોતાના સ્વભાવે શુદ્ધ સ્થિર થાય તેને ચારિત્ર કહે છે,** તેમજ આત્મામા અન ત ક્ષાયિક સમકિતગુણ રહ્યો છે, તેમજ આત્મામા અન ત દાનાદિક પાચ લબ્ધિઓ રહી છે આત્માનુ સ્વરૂપ કદાપિકાળે ક્ષરતુ નથી માટે આત્માને અક્ષર કહે છે તેમજ આત્મા કદાપિકાળે ઉત્પન્ન થયો નથી, માટે તેને અજ કહે છે વળી આત્મા વર્ણાદિકથી ન્યારો છે, માટે તેને અરૂપી કહે છે સમયે સમયે આત્મા સુખાદિક અન ત ગુણનો ભોકતા છે, માટે તેને ભોગી કહે છે, પરપુદ્ગલરૂપ અચેતન વસ્તુનો આત્મા અભોગી છે પૂર્વોક્ત ગુણવિશિષ્ટ આત્મદ્રવ્ય સ્વરૂપ છે શ્રી યશોવિજય ઉપાધ્યાય

પણ ન્યાયાલોક નામના ગ્રંથમાં કહે છે કે—तत्र द्रव्याणि धर्माधर्माकाशकालजीवपुद्गलभेदात् षोढा એમ, દ્રવ્યનું સ્વરૂપ સંક્ષેપથી કહ્યું છે—उत्पादव्ययध्रौव्ययुक्तं द्रव्य ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યપણું દ્રવ્યનું લક્ષણ કહેવાય છે જે સમયે દ્રવ્યનો ઉત્પાદ છે, તેજ સમયે વ્યય છે, અને તેજ સમયે ધ્રૌવ્યતા રહી છે એકલું ઉત્પાદપણું તથા એકલું વ્યયપણું, તથા એકલું ધ્રૌવ્યપણું દ્રવ્યનું લક્ષણ થતું નથી ત્રણે મળીને દ્રવ્યનું લક્ષણ થાય છે શ્રી વીતરાગ ભગવતે આવા છ દ્રવ્ય કથન કર્યાં છે દુનિયાના દરેક તત્ત્વોનો આ ષડ્ દ્રવ્યમાં સમાવેશ થાય છે વૈશેષિક દર્શન, દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ, આ સાત પદાર્થ માને છે પૃથ્વી, અપ્, તેજ, વાયુ, આકાશ, કાલ, દિગ્, આત્મા, મન આ નવ દ્રવ્યના ભેદ છે પૃથ્વી, અપ્, તેજ, વાયુ, જો સચિત્ત હોય તો તેઓનો જીવમાં સમાવેશ થાય છે, અને અચિત્ત હોય તો તેઓનો અજીવમાં સમાવેશ થાય છે આકાશ તો દ્રવ્ય જ ભિન્ન છે દિક્નો આકાશ દ્રવ્યમાં સમાવેશ થાય છે કાલદ્રવ્ય ભિન્ન છે આત્મા દ્રવ્ય ભિન્ન છે મનના બે ભેદ છે, તેમાં દ્રવ્ય મન જે પુદ્ગલસ્વરૂપ છે, તેનો પુદ્ગલદ્રવ્યમાં સમાવેશ થાય છે ગુણ એ કંઇ દ્રવ્યને ત્યાગ કરી અન્યત્ર રહેતો નથી, તેથી તેને ભિન્ન પદાર્થ કલ્પવો વ્યર્થ છે કર્મનો સમાવેશ પુદ્ગલ દ્રવ્યમાં થાય છે સામાન્ય અને વિશેષ એ બે તો વસ્તુના ધર્મ છે, તેથી તેનો છ દ્રવ્યના ધર્મમાં જ સમાવેશ થાય છે, તેથી અન્ય પદાર્થની કલ્પના કરવી વ્યર્થ છે સમવાય એક જાતનો સંબંધ છે તેનો પણ ષડ્ દ્રવ્યમાં જ સમાવેશ થાય છે અભાવ એ નાસ્તિસ્વરૂપ છે

અને નાસ્તિતારૂપ ધર્મ છે તે ધર્મ વિના રહી શકે નહીં ષડ્ દ્રવ્યોમા પરસ્પર નાસ્તિતા રહી છે, માટે અભાવ પણ ષડ્દ્રવ્યમા પ્રવિષ્ટ થાય છે નૈયાયિક મતમા પ્રમાણ પ્રમેયાદિ સોળ પદાર્થની કલ્પના કરી છે, તેનો પણ ષડ્દ્રવ્યમા સમાવેશ થાય છે, નવ તત્ત્વનો પણ ષડ્ દ્રવ્યમા સમાવેશ થાય છે વેદાન્ત મત પ્રરૂપકો, સર્વ ખલુ ઇદ બ્રહ્મ એમ કહી એક બ્રહ્મ વિના અન્ય વસ્તુનો અપલાપ કરે છે, તે તેમની ભૂલ છે તે સબધી ઘણી ચર્ચા છે, તે અન્ય ગ્રથોથી જોઇ લેવી

એમ છ દ્રવ્ય અનાદિ કાળથી છે, તેનુ સાત નયથી યથાતથ્ય જ્ઞાન કરવુ, અને એ ષડ્દ્રવ્ય ઉપર સપ્તભગીનો અવતાર કરવો તથા ચાર નિક્ષેપાથી ષડ્ દ્રવ્યનુ ગુરુગમદ્વારા જ્ઞાન કરવુ દ્રવ્યાનુયોગે કરી કરતા આતમધ્યાન આ પ્રમાણે વાકયાર્થથી એમ સૂચવ્યુ કે ધ્યાની પુરુષો દ્રવ્યાનુયોગથી આત્મધ્યાન કરે છે દ્રવ્યાનુયોગના જ્ઞાન વિના, આત્મધ્યાન થઇ શકતુ નથી માટે જે ભવ્ય પુરુષોને ધ્યાનેચ્છા પ્રવર્તતી હોય તેમણે દ્રવ્યાનુયોગનુ સ્વરૂપજ્ઞાન સપ્રાપ્ત કરવુ **આત્માર્થી પુરુષો દ્રવ્યાનુયોગથી આત્મધ્યાન કરે છે અને ચરણાનુયોગ દ્વારા ચારિત્રમાર્ગનુ સમ્યગ્રીત્યા પરિપાલન કરે છે** વ્યવહાર ચારિત્ર અગીકાર કરી, ચારિત્રમોહનીય કર્મનો પરાજય કરવા ભવ્ય પુરુષો સદાકાળ પ્રયત્ન કરે છે

પોતાના સ્વરૂપમા અતર દૃષ્ટિથી શૂન્યતા વર્તે, અર્થાત્ સ્વસ્વરૂપનો ઉપયોગ હોય નહિ, અને બાહ્ય દૃષ્ટિથી અધની પેઠે ધાકડમાલ ચલાવી પોતાને ધર્મી માને અને સદાકાળ બાહ્યા ચારમા પ્રવર્તે, આત્મજ્ઞાન અને આત્મતત્ત્વપ્રાપ્તિમા નિમિત્ત

દિક આચારો પ્રતિ લક્ષ આપે નહિ, એવા જીવના ભવ, અર ઘટ્ટ ઘટિકાની પેઠે, પુન પુન [1]સસૃતિમા થયા કરે છે; માટે ભવ્યજીવે આત્મજ્ઞાનપ્રાપ્તિ યોગ્ય આચારોનુ સેવન કરી અ તર ઉપયોગદશાની જાગૃતિ કરવા પ્રયત્ન કરવો

જે બાહ્ય વેષ માત્રથી મુક્તિ માની, આત્મજ્ઞાન તથા આત્મધર્મ પ્રતિ લક્ષ આપતા નથી, તેમને શિક્ષાવચન કહે છે કે એકલો મુનિવેષ ધારણ કરવાથી શુ થાય ? અ તરદશા ની જાગૃતિ થવી જોઈએ આત્માર્થી પુરુષોએ આત્મજ્ઞાનથી આત્મ સન્મુખતાને ભજવી આત્મ સન્મુખતાથી સ વર તત્વની પ્રાપ્તિ થાય છે ઉપશમભાવ, ક્ષયોપશમભાવ અને ક્ષાયિકભાવનું આરાધન કરવા અ તર ઉપયોગ દશાનુ સેવન કરવુ જે ભવ્ય મુનિ, વેષ ધારણ કરી, આત્મોપયોગમા વર્તે છે, તે મુનિનો દ્રવ્ય વેષ ઉપયોગી છે શ્રી આનદઘનજી મહારાજ પણ કહે છે કે—आतमज्ञानी श्रमण कहावे बीजा तो द्रव्यलिंगी रे-એ વાક્યથી આત્મજ્ઞાનોપયોગી મુનિ કહ્યા છે એવા આત્મજ્ઞાની મુનિ સ્વસ્વરૂપના ભોગી બને છે ભવ્યજીવ, તત્વજ્ઞાનના બોધક સદ્ગુરુનુ વિશેષત આલ બન કરે છે, તે નીચેના દુહાથી બતાવે છે

### दुहा

तत्त्वबोधना हेतु जे, सद्गुर्वादिक होय ॥
पामी तेने प्रेमथी, पापपक सब धोय ॥ ६ ॥

ભાવાર્થ -તત્વજ્ઞાનના હેતુભૂત સદ્ગુરુમહારાજ તથ સૂત્રાદિક છે તેનુ વિશેષત અવલ બન કરીને જીવ, સમકિ

---

1 સસાર

રત્ન પ્રાપ્ત કરે છે અને અનાદિકાળથી લાગેલ મિથ્યાત્વાદિ પાપપકનો નાશ કરે છે, માટે ભવ્યજીવે જો તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવુ હોય તો, સદ્ગુરુ મુનિરાજનુ શરણુ અંગીકાર કરવુ, તેમના વિશ્વાસે વર્તવુ, તેમની મન, વચન અને કાયાથી ભકિત કરવી, સદ્ગુરુની આજ્ઞા સદાકાળ પાળવી, જિનવાણી તથા સદ્ગુરુ તથા જિનમૂર્તિનુ અવલબન કરવુ, જિનવાણીનું સદ્ગુરુદ્વારા શ્રવણુ કરવુ, પુષ્ટ નિમિત્તને અવલબવાથી, આત્મા સ્વોન્નતિ શિખરે ચડે છે

## दुहा.

**निज परना विज्ञान विन, क्रियाकाण्डमा रक्त ॥**
**भेदज्ञाननी दृष्टिविन, नहि धर्मे आसक्त ॥ ७ ॥**

ભાવાર્થ –પોતાના અને પરસ્વરૂપના જ્ઞાન વિના અજ્ઞાન દૃષ્ટિથી બાહ્ય ક્રિયાસમૂહમા જે વર્તે છે તથા તેમાજ એકાતે હિત ગણી આસકત થએલો જીવ પોતાનુ હિત કરી શકતો નથી બાહ્ય દૃષ્ટિથી જોતા, ધર્મમા આસકત થએલો દેખાય છે, પણુ ષડ્દ્રવ્ય અને તેના ગુણુપર્યાયથી જે ભેદજ્ઞાન દૃષ્ટિ થાય છે તે ભેદજ્ઞાનની દૃષ્ટિ વિના, સાધ્યભૂત આત્મધર્મમા આસક્ત થયેલો હોતો નથી, ત્યારે શાથી આત્મધર્મમા આસકત થએલો જીવ સમજવો, એવી જિજ્ઞાસા થતા તેનો પ્રત્યુત્તર આપે છે

## दुहा

**भेदज्ञान प्रगटे लहे, प्रेमे शिवपुर पथ ॥**
**ग्रन्थी त्यजे द्विधा तदा, थावे महानिर्ग्रन्थ ॥ ८ ॥**

ભાવાર્થ—જ્યારે ષડ્દ્રવ્યનુ ગુરુગમદ્વારા જ્ઞાન થાય છે,

ત્યારે જીવદ્રવ્ય અને અન્યદ્રવ્ય ભિન્ન છે, મન, વાણી અને કાયાથી આત્મતત્ત્વ સદા ભિન્ન છે, એવી ભેદજ્ઞાનદૃષ્ટિ થાય છે ત્યારે જીવને ઉદાસીનભાવ પ્રકટે છે અહો! આ સંસારમાં જે દેખુ છુ, તે સર્વ પુદ્ગલ વસ્તુ છે, આજ પર્યંત મે અજ્ઞાન દશાથી પર જડ વસ્તુને પોતાની માની, તેના મમત્વભાવથી સ્વભાન ભૂલ્યો અને ચાર ગતિમા ઝૂલ્યો, અને પરઋદ્ધિથી ફુલ્યો અહો મારી કેવી અજ્ઞાન દશા! જેમ કોઈ બાલક લાકડાની સ્ત્રીને પોતાની સ્ત્રી કલ્પે, તેમ મે પોતાનાથી ભિન્ન એવી પરવસ્તુને પોતાની કલ્પી હવે હુ પરવસ્તુમા રાચુ નહી મારુ સ્વરૂપ તો પોતાના ગુણમા રમવાનુ છે અને ખરુ નિત્યસુખ પણ આત્મામાજ રહ્યું છે જડવસ્તુમા અંશ માત્ર પણ નિત્યસુખ નથી, એવી ભેદજ્ઞાનયોગે વિવેકખ્યાતિ જાગ્રત્ થતા આત્મા ચાર ગતિના વાસને વિષ્ટાગૃહ સમાન માની, આત્મસ્વરૂપમા રમણ કરવા લાગ્યો વ્યવહારથી બાહ્યગ્રંથિનો ત્યાગ કરી, અને અંતરથી રાગદ્વેષાદિક ગ્રંથિનો ત્યાગ કરી, આત્મા સત્ય નિર્ગ્રંથ થયો અને આ રીતે સ્વસ્વરૂપમા એક ચિત્તથી રમણ કરતો કર્મપ્રકૃતિનો નાશ કરતો, આત્મા શિવપુરપન્થ પ્રાપ્ત કરી પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે

## दुहा

साध्यदृष्टि सापेक्षथी, यदि वर्ते व्यवहार ॥
निर्विकल्पपणे ग्रहे, शुद्धस्वरूपाधार ॥ ९ ॥

ભાવાર્થ—ધર્મવ્યવહારના આચરણો અંતરતત્ત્વ સાધ્ય કરવાની દૃષ્ટિથી જો હોય, તો તે ભવ્ય નિર્વિકલ્પરૂપ શુદ્ધ

સ્વરૂપમય આત્મતત્ત્વની પ્રાપ્તિ કરી શકે છે તે સબધી શ્રી આનદઘનજી મહારાજ કહે છે કે—

वचन निरपेक्ष व्यवहार जूठो कह्यो, वचन सापेक्ष व्यवहार माचो ।
वचननिरपेक्ष व्यवहार ससारफल, सांभळी आदरी काई राचो ॥

સાધ્યદૃષ્ટિશૂન્યતા અતરમા વર્તતી હોય, તો કરેલો વ્યવહાર નિરપેક્ષ હોવાથી ત્યાજ્ય છે, માટે મુનિમહારાજ દ્રવ્યાનુયોગ વિગેરેથી આત્મસાધ્ય સિદ્ધ કરતા હોય તો તેમની બાહ્યક્રિયા પણ અતિશય ફલવતી જાણવી અધ્યાત્મદૃષ્ટિમત જીવની વ્યવહારક્રિયા સફલ જાણવી અત્ર જાણવુ કે કોઇ જીવ આત્મજ્ઞાનવિના ધર્મબુદ્ધિથી બાહ્યપચાચારરૂપ વ્યવહારનુ પરિપાલન કરે છે, તો તેનુ કોઈએ ખડન કરવુ નહિ બાહ્યધર્મક્રિયાથી પણ શુભ કર્મોપાર્જન થાય છે

## दुहा

सूक्ष्मज्ञाननी सद्दृष्टि विण, होवे नहि भव अत ॥
शिवपुर पन्थ चल्या विना, कबु न होवे सन्त ॥१०॥

ભાવાર્થ—તત્ત્વોનુ વ્યવહાર અને નિશ્ચયદ્વારા સૂક્ષ્મજ્ઞાન થયા વિના, અને આત્માની સન્મુખ થયા વિના, [1]ભવાત હોતો નથી અને સૂક્ષ્મજ્ઞાન અને સદ્દૃષ્ટિ વિના શિવપુરપન્થમા વહન થતુ નથી, અને શિવપુરપથપ્રતિ ગમન કર્યા વિના, સન્તપણુ પ્રાપ્ત થતુ નથી

---

1 સસારનો અત

दुहा.

अन्तरशून्य दशा वहे, बाह्य दशा उजमाल ॥
द्रव्यधर्म आराधना, ते मूर्खानी चाल ॥ ११ ॥

ભાવાર્થ—જ્ઞાન વિના અ તરમા શૂન્ય દશા આત્માની હોય, અર્થાત્ બહિરાત્મદશામા ઉજમાલ થયો હોય, એવો પુરુષ દ્રવ્યધર્મ આરાધે છે, અને તેવી આરાધના અજ્ઞ પુરુષોની છે, માટે આત્મોપયોગે વર્તી ધર્મસાધન કરવુ આત્મસ્વરૂપ સાધ્ય ગણી ધર્મારાધના કરવી

वर्ते आत्मस्वभावमा, आत्मस्वभावे स्थिर ॥
शुद्धचरण परमार्थथी, पामी थाय फकीर ॥ १२ ॥

ભાવાર્થ—જ્ઞ યાત્મા ચૈતન્યધર્મસાધક પુરુષ આત્મસ્વભાવ મા વર્તે, બાહ્ય જગત્ પ્રપ ચમા અજ્ઞાનત ભ્રમણ કરતી ચિત્તવૃત્તિયોને સ હરી, એક પરમ શુદ્ધ આત્મસ્વરૂપમા રમતો રહે આત્માના અસ ખ્ય પ્રદેશમા સ્થિરતા કરે બાહ્ય અનિત્ય જગત્મા અસ્થિરત્વ દેખી, અખ ડ અસ ખ્ય પ્રદેશરૂપ જે રૂપદીય વાસ તેમાજ વસે, અને સત્યવાસ પણ અસ ખ્ય પ્રદેશ મય આત્મતત્ત્વમાજ માને, આત્મગુણ સ્થિરતારૂપ શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરી, સત્યફકીર અર્થાત્ આત્માન દ ભોગી પોતે બને આત્મામા અન ત સત્યસુખ છે, તેનો અનુભવ સ્થિરતા પ્રાપ્ત કર્યા વિના પ્રાપ્ત થતો નથી આત્મગુણસ્થિરતાના પ્રાપ્તિસાધનો નિર્જન દેશ, જ્ઞાનધ્યાદિનુ અવલ બન કરી જીવ અ તર્સત્યાન દનો ભોક્તા બને છે, અમલ ફકીરી કઈ આત્માથી ભિન્ન નથી અન ત ગુણપર્યાયાધાર આત્માને જાણતા, તેની શ્રદ્ધા કરતા, અને તેમા — રમણ કરતા સુખની લહરીઓનો ભાસ પોતાને થાય છે

## दुहा

**आत्मस्वभावे ध्यान त्या, परनो नहि प्रसग ॥**
**चरण करण साफल्यता, पामे प्रभुता अग ॥ १३ ॥**

ભાવાર્થ—જ્યા આત્મિક શુદ્ધ સ્વભાવનુ ધ્યાન છે, ત્યા પરનો પ્રસગ એટલે પુદ્‌ગલ વસ્તુનો સબધ રહેતો નથી, અર્થાત્ આત્મધ્યાની આત્મધ્યાનપ્રાબલ્યથી પરવસ્તુમા લેપાતો નથી જ્યા લેપાવાપણુ છે ત્યા ધ્યાન નથી અને જ્યા ધ્યાન છે ત્યા લેપાવાપણુ નથી, આત્મજ્ઞાન વિના ધ્યાન થતુ નથી, "જ્ઞાનીકો ભોગ સવિ નિર્જરાકો હેતુ હે" ( સમયસાર )—એ વચન પણ આત્મજ્ઞાનીની પરિણતિને ઉદ્દેશી કહ્યુ છે આત્મ ધ્યાની પુરુષો બાહ્ય ક્રિયા કરતા ધ્યાનરૂપ ક્રિયાથી ઘણા કર્મનો ક્ષય કરે છે, ધ્યાન પણ ક્રિયારૂપ છે, જે લોકો આત્મધ્યાન કરનારને ક્રિયા કરનાર નથી માનતા તે લોકો અજ્ઞાની જાણવા ક્રિયા બે પ્રકારની છે ૧ બાહ્યક્રિયા ૨ અતરક્રિયા બાહ્યક્રિયા પ્રતિલેખના વદનાદિક છે અને અતરક્રિયા ધ્યાનરૂપ છે શ્રી વિજયલક્ષ્મી સૂરિમહારાજ પણ કહે છે કે—

> **ध्यानक्रिया मनमां आणीजे, धर्म शुक्ल ध्यायीजेरे ॥**
> **आर्त्त रौद्रनां कारण किरिया, पचवीशन वारीजेरे ॥**

ધ્યાનક્રિયા—ધ્યાન અને ક્રિયા કરનાર શ્રી વિજયલક્ષ્મીસૂરિ ગીતાર્થ હતા તેમણે પણ અતરક્રિયાનુ આ પ્રમાણે સ્વરૂપ દર્શાવ્યુ છે, અનેક ગ્રથોમા બે પ્રકારની ક્રિયાના પુરાવા મળી આવે છે જે મુનિ દ્રવ્યાનુયોગના જ્ઞાની હોય અને આવી અતરક્રિયામા વિશેષ પ્રવૃત્તિવાળા હોય, અને તેથી બાહ્યક્રિયામા

વિશેષ લીન ન હોય, તોપણ તે અંતરક્રિયા કરવાથી સર્વ કરતા મોટામાં મોટા ધર્મારાધક સમજવા કારણ કે, મનને જીતવું એ અંતરક્રિયા છે, તે ક્રિયાના કર્તા જે હોય છે તે પૂજ્ય, આરાધ્ય, સેવ્ય જાણવા બાહ્યક્રિયાનો કંઇ નિષેધ નથી પ્રથમ માર્ગમાં તેની જરૂર છે, પણ જ્યારે આત્મજ્ઞાનથી ધ્યાનમાં પ્રવેશ થાય છે ત્યાં તો અંતરક્રિયાની મહત્વતા જાણવી. આત્મધ્યાનીઓ પરમાર્થપ્રપંચમાં પ્રસંગે આવી પડે તોપણ અંતરથી ન્યારા વર્તી શકે છે, કારણ કે તેઓ જ્ઞાનદૃષ્ટિથી વિવેક દ્વારા સ્વપરની વહેંચણ કરે છે, અને તેમાં રાગદ્વેષે કરી લીન થતા નથી ગૃહસ્થાવાસમાં કૂર્માપુત્ર તથા ભરત ચક્રવર્તી વિગેરેને કેવળજ્ઞાન થયું તેનું કારણ પણ તેમના આત્માએ અંતરથી સેવેલી ધ્યાનક્રિયા છે, ચાલતા, હરતા, ફરતા, ખાતા, પીતા, પણ અન્તરથી પોતાના સ્વરૂપનો ઉપયોગ ક્ષણે ક્ષણે વર્તે, અને બાહ્ય કાર્ય કરતા છતા પણ ચિત્ત બાહ્યભાવમાં રંગાય નહીં, અને આત્માના સ્વરૂપમાં રમણ કરે, એવી આત્માની સ્થિતિને ધ્યાનક્રિયા કહે છે આવી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે વૈરાગી મુનિરાજોની સંગતિ કરવી, અને દ્રવ્યાનુયોગના પુસ્તકો વાચવા એમ સતત પ્રયાસ કર્યાથી, વૈરાગ્યભાવ પ્રકટ થશે અને તેથી વિષયોથી, વિરાગી થયેલું મન આત્માના ગુણો તરફ વળશે જળમાં કમળ રહે છે પણ જળથી ન્યારું રહે છે, તેમ તેવા જીવો સંસારવ્યવહારકાર્યોમાં પ્રવૃત્તિ ઔદયિકભાવના યોગથી કરે પણ અન્તરથી ન્યારા વર્તી, રાગદ્વેષનો લેપ આત્માને થવા દેતા નથી તેથી તેઓ ખરા વૈરાગી કહેવાય છે આવા વૈરાગી પુરુષો વા શ્રીવર્ગ આત્મિક સુખ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન

કરે છે, અને સત્ય સુખ પ્રાપ્ત કરવા અને વિષયસુખથી પરાઙ્મુખ થવા ચારિત્ર અંગીકાર કરી નિરૂપાધિ દશા ભોગવી, ક્ષણે ક્ષણે આત્મસુખ અનુભવે છે ખરેખર સત્યસુખ, મુનિ અવસ્થામા ધ્યાનદશાથી મળે છે સંસારના વૈષયિકસુખ ત્યાગ વાનુ કારણ એ છે કે-સંસારી સુખ અનિત્ય છે, અને તે સુખની પાછળ દુઃખ રહ્યું છે અને આત્મસુખ નિત્ય છે આત્મસુખ સદાકાળ રહે છે, તેથી આત્મસુખ પ્રાપ્ત કરવા ચારિત્ર અંગીકાર કરવાની જરૂર છે પરિસહ કેવળ સહન કરવા એટલો જ ઉદ્દેશ કાંઇ ચારિત્ર શબ્દનો નથી પરિસહ સહન કરવા તે પણ આત્મસુખ પ્રાપ્ત કરવા માટે, અને નવા કર્મ બંધાય નહિ તે માટે છે આત્મધ્યાની ચારિત્રમાર્ગ પાળી આત્મિક સુખ ક્ષણે ક્ષણે અનુભવી, ચરણકરણની સફલતા કરે છે ચરણકરણનુ ફળ આત્મા પોતાની સુખાદિ અનંતઋદ્ધિ પ્રકટ કરે તે જ છે ચરણ કરણથી આત્મા સ્વસ્વરૂપમા આવી, ક્ષણે ક્ષણે અનંતકર્મવર્ગણાને ખેરવનો અને તે તે અંશે આત્મગુણો પ્રાપ્ત કરતો છતો પ્રાંતે ક્ષપકશ્રેણિ આરોહી, પરમપદની પ્રાપ્તિ કરી, અનંત સુખનો સમયે સમયે ભોક્તા બને છે તે સુખ પ્રાપ્ત કરવા માટે, આત્મધ્યાની મુનિવરોની યોગ્યતા છે સંસારના સુખમા વિષ્ટાના કીડાની પેઠે રાચીમાચી રહેલા મોહી પામર સંસારીજીવોની-નિત્યસુખમા ધ્યાની મુનિરાજ જેવી યોગ્યતા નથી, માટે તેવી યોગ્યતા પ્રાપ્ત કરવા માટે તેવા સદ્ગુરુના ચરણકમળ સેવી, યોગ્યતા મેળવી, આત્મધ્યાની થવુ ધ્યાની આત્મપરિણતિ કેવા પ્રકારની સેવે તે પરિણતિનુ વિવેચન કરે છે

### दुहा.

**द्विधा परिणति ख्याति छे, शुद्धाशुद्ध विचार ॥**
**शुद्ध रही सिद्धात्ममा, नित्यानदाधार ॥ १४ ॥**

ભાવાર્થ—પરિણતિના બે ભેદ છે-૧ શુદ્ધ પરિણતિ અને બીજી અશુદ્ધ પરિણતિ તેમા પ્રથમ શુદ્ધ પરિણતિસ્વરૂપ કહે છે આત્માના ગુણો ક્ષાયિકભાવે શુદ્ધ થઈ શુદ્ધ પરિણામને ભજે, તે શુદ્ધ પરિણતિ કહેવાય છે કેવળ શુદ્ધ પરિણતિના ધારક સિદ્ધાત્માઓ છે, અને કેવળજ્ઞાનીઓ છે નિત્ય આન દના આધારભૂત શુદ્ધપરિણતિ કોઈ પણ કાળે પોતાનુ સ્વરૂપ ત્યાગતી નથી શુદ્ધપરિણતિ સાદિ અન તમા ભાગે છે એવી શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરવા આત્માર્થી ભ વ્યજીવોએ આત્મસન્મુખતા સેવવારૂપ ક્રિયા કરવી જોઈએ, જીવ અને પુદ્ગલની વહેચણી કરી, આત્મ દ્રવ્યને પુદ્ગલથી ભિન્ન ધારી, તેના સ્વરૂપમા એક સ્થિર ચિત્તથી રમણતા કરવાથી, શુદ્ધ પરિણતિ સન્મુખ ગતિ કિચિત્ કિચિત્ અશે થશે, અને જે જે અશે આત્મસ્વરૂપમા લીનતા થશે, તે તે અશે શુદ્ધ પરિણતિનો અનુભવ આત્માને થશે શુદ્ધ પરિણતિ એ અરૂપી છે, અને અરૂપી શુદ્ધ પરિણતિનો અનુભવ પ્રાપ્ત કરવો એ દુર્લભ વાત છે અરૂપી આત્મસ્વરૂપમા રમણતા કરે, તો તેથી અરૂપી શુદ્ધ પરિણતિ શી વસ્તુ છે, તેનો અનુભવ થઈ શકે બાહ્યપદાર્થોમા અહર્નિશ મનમર્કટ પરિભ્રમણ કર્યા કરે, અને શુદ્ધ પરિણતિનો અનુભવ કરવો—એ વાત ભસવુ અને આટો ફાકવા બરાબર છે, માટે અરૂપી એવા

આત્માનુ ધ્યાન કરો, ચિત્તને બાહ્યમા એક પરમાણુ માનના વિચારમા પણ જવા દો નહી એક મીનીટ, બે મીનીટ, અર્ધ કલાક, પોણો કલાક, એમ શુદ્ધ આત્મસ્વરૂપમા જ સ્થિરોપયોગ કરવાનો અભ્યાસ કરો અને પછી જુઓ કે પ્રથમના કરતા તમારી દૃષ્ટિમા હવે શુદ્ધ પરિણતિના અનુભવમા કેટલો વિશેષ નિશ્ચય થયો છે તમારો આત્મા તમને તે સબધી પ્રત્યુત્તર આપશે અહર્નિશ સાસારિક પદાર્થોમા સુખની બુદ્ધિથી ગચ્યામાચ્યા રહી તમો આત્મસબધી જરા માત્ર લક્ષ આપતા નથી, અને એકદમ શુદ્ધ પરિણતિનો અનુભવ કરવો છે, તેની હયાતિ જાણવી છે—આ બાબતમા તમો કેટલુ બધુ સાહસ કરો છો? તમો તમારા શરીરને નવરાવવા, ખવરાવવા, અને શણગારવા જેટલો વખત ગાળો છો, તેટલો પણ વખત શુ શુદ્ધપરિણતિના અનુભવ માટે થતા ધ્યાનના પ્રયાસમા ગાળો છો? ના નથી ગાળતા જ્યારે તમે ગાળતા નથી ત્યારે તે વસ્તુનો તમને અનુભવ થાય નહિ તે યોગ્ય છે તમારે શુદ્ધ પરિણતિ માટે પ્રયત્ન કરવો નથી, અને શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ કરવી છે તેની નકામી આશાથી તમારુ કાર્ય સિદ્ધ થવાનુ નથી તમો તમારા પુત્રને માટે, તથા સ્ત્રી માટે, તથા તમારા ઘેર આવેલા પ્રાહુણાઓ માટે, કેટલો બધો વખત ગાળો છો? તેટલો વખત પણ તમે ખરા અત કરણથી શુદ્ધ પરિણતિના અનુભવનુ કારણ—ધ્યાન માટે જ્ઞાનપૂર્વક દરરોજ સેવ્યો છે? ઉત્તરમા કહેશો કે સેવ્યો નથી જ્યારે ધ્યાનનો પ્રયત્ન સેવ્યો નથી, તો તેનો અનુભવ તમે પ્રાપ્ત કરી શકવાના નથી. ખાતા પીતા પ્રભુ મિલે, તો હમકુ ભી કહિયો—આની સ્થિતિ

## दुहा.

द्विधा परिणति ख्याति छे, शुद्धाशुद्ध विचार ॥
शुद्ध रही सिद्धात्ममां, नित्यानंदाधार ॥ १४ ॥

ભાવાર્થ—પરિણતિના બે ભેદ છે-૧ શુદ્ધ પરિણતિ અને બીજી અશુદ્ધ પરિણતિ તેમા પ્રથમ શુદ્ધ પરિણતિસ્વરૂપ કહે છે આત્માના ગુણો ક્ષાયિકભાવે શુદ્ધ થઈ શુદ્ધ પરિણામને ભજે, તે શુદ્ધ પરિણતિ કહેવાય છે કેવળ શુદ્ધ પરિણતિના ધારક સિદ્ધાત્માઓ છે, અને કેવળજ્ઞાનીઓ છે નિત્ય આનંદના આધારભૂત શુદ્ધપરિણતિ કોઈ પણ કાળે પોતાનુ સ્વરૂપ ત્યાગતી નથી શુદ્ધપરિણતિ સાદિ અનંતમા ભાગે છે એવી શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરવા આત્માર્થી ભવ્યજીવોએ આત્મસન્મુખતા સેવવારૂપ ક્રિયા કરવી જોઈએ, જીવ અને પુદ્ગલની વહેચણી કરી, આત્મ દ્રવ્યને પુદ્ગલથી ભિન્ન ધારી તેના સ્વરૂપમા એક સ્થિર ચિત્તથી રમણતા કરવાથી, શુદ્ધ પરિણતિ સન્મુખ ગતિ કિંચિત્ કિંચિત્ અંશે થશે, અને જે જે અંશે આત્મસ્વરૂપમા લીનતા થશે, તે તે અંશે શુદ્ધ પરિણતિનો અનુભવ આત્માને થશે શુદ્ધ પરિણતિ તે અરૂપી છે, અને અરૂપી શુદ્ધ પરિણતિનો અનુભવ પ્રાપ્ત કરવો એ દુર્લભ વાત છે અરૂપી આત્મસ્વરૂપમા રમણતા કરે, તો તેથી અરૂપી શુદ્ધ પરિણતિ શી વસ્તુ છે, તેનો અનુભવ થઈ શકે બાહ્યપદાર્થોમા અહર્નિશ મનમર્કટ પરિભ્રમણ કર્યા કરે, અને શુદ્ધ પરિણતિનો અનુભવ કરવો—એ વાત વાસતુ અને આટો ફાકવા બરાબર છે, માટે અરૂપી એ

આત્માનુ ધ્યાન કરો, ચિત્તને બાહ્યમા એક પરમાણુ માત્રના વિચારમા પણ જવા દો નહી એક મીનીટ, બે મીનીટ, અર્ધ કલાક, પોણો કલાક, એમ શુદ્ધ આત્મસ્વરૂપમા જ સ્થિરોપયોગ કરવાનો અભ્યાસ કરો અને પછી જુઓ કે પ્રથમના કરતા તમારી દૃષ્ટિમા હવે શુદ્ધ પરિણુતિના અનુભવમા કેટલો વિશેષ નિશ્ચય થયો છે તમારો આત્મા તમને તે સબધી પ્રત્યુત્તર આપશે અહર્નિશ સાસારિક પદાર્થોમા સુખની બુદ્ધિથી રાચ્યામાચ્યા રહી તમો આત્મસબધી જરા માત્ર લક્ષ આપતા નથી, અને એકદમ શુદ્ધ પરિણુતિનો અનુભવ કરવો છે, તેની હયાતિ જાણુવી છે—આ બાબતમા તમો કેટલુ બધુ સાહસ કરો છો ? તમો તમારા શરીરને નવરાવવા, ખવરાવવા, અને શણુગારવા જેટલો વખત ગાળો છો, તેટલો પણ વખત શુ શુદ્ધપરિણુતિના અનુભવ માટે થતા ધ્યાનના પ્રયાસમા ગાળો છો ? ના નથી ગાળતા જ્યારે તમે ગાળતા નથી ત્યારે તે વસ્તુનો તમને અનુભવ થાય નહિ તે યોગ્ય છે તમારે શુદ્ધ પરિણુતિ માટે પ્રયત્ન કરવો નથી, અને શુદ્ધ પરિણુતિની પ્રાપ્તિ કરવી છે તેવી નકામી આશાથી તમારુ કાર્ય સિદ્ધ થવાનુ નથી તમો તમારા પુત્રને માટે, તથા સ્ત્રી માટે, તથા તમારા ઘેર આવેલા પ્રાહુણાઓ માટે, કેટલો બધો વખત ગાળો છો ? તેટલો વખત પણ તમે ખરા અતકરણથી શુદ્ધ પરિણુતિના અનુભવનુ કારણુ—ધ્યાન માટે જ્ઞાનપૂર્વક દરરોજ સેવ્યો છે ? ઉત્તરમા કહેશો કે સેવ્યો નથી જ્યારે ધ્યાનનો પ્રયત્ન સેવ્યો નથી, તો તેનો અનુભવ તમે પ્રાપ્ત કરી શકવાના નથી. ખાતા પીતા પ્રભુ મિલે, તો હમકુ ભી કહિયો—આવી સ્થિતિ

તમે કરો છો, ધનની પ્રાપ્તિ માટે તમો અમુક શેઠના દાસ થઈને રહો છો રાત્રી અને દિવસ ગદ્ધાવૈતરું કરતા જરા માત્ર અચકાતા નથી વળી તમે ધનની પ્રાપ્તિ માટે પહાડ, નદી, જગલ, સમુદ્ર, આદોમા-ભયને દૂર કરી જાઓ છો અને તે કાર્યમા કેટલો બધો ઉમગ ધરાવો છો? શુ તમોએ આત્માની શુદ્ધ પરિણતિરૂપ અનત ધન અર્થે સદ્ગુરુનુ દાસત્વ અગીકાર કર્યું છે? શુદ્ધ પરિણતિરૂપ ધન અર્થે શુ તમોએ રાત્રીદિવસ સતત પ્રયત્ન કર્યો છે? શુ તમોએ આત્મપરિણતિરૂપ ધનને અર્થે અનેક પ્રકારના ભયનો ત્યાગ કરી, ધ્યાનાભ્યાસમા પ્રવેશ કર્યો છે? ઉત્તરમા કહેશો કે કશુ કર્યું નથી જ્યારે તમે સત્યધન અને સત્ય સુખરૂપ શુદ્ધ પરિણતિ માટે ધ્યાનાભ્યાસરૂપ પ્રયત્ન કરતા નથી, તો તેની પ્રાપ્તિ શી રીતે કરી શકો? શુ વાત કરતા વડા થઈ જશે એમ તમે ધારો છો? ના કદી તેમ થવાનુ નથી તમે જરા જુઓ! જબૂસ્વામી નામે ચરમકેવલી થયા, તેમણે સાસારિક ક્ષણભગુર સુખનો ત્યાગ કરી, સત્ય અનતસુખ પ્રાપ્ત કરવા માટે કેટલો બધો પ્રયત્ન કર્યો હતો શ્રી જબૂસ્વામીએ આત્મસન્મુખતા માટે બાહ્ય પ્રપચોથી કેટલી બધી પરાઙ્મુખતા ધારણ કરી હતી! તેવો પ્રયત્ન તમે કદી કરો છો? શ્રી વીરપરમાત્માચરમતીર્થંકરે શુદ્ધ પરિણતિ અર્થે બાર વર્ષ અધિક ઉત્તમ પ્રકારની ચારિત્ર અવસ્થા ગાળી ત્યારે તેમને કેવળજ્ઞાન થયુ તેવી સ્થિતિ પ્રાપ્ત કરવા તમોએ જરા માત્ર પણ પ્રયત્ન કર્યો નથી આતેલા સાઢની પેઠે અહર્નિશ ચિત્ત દુનિયાના વ્યવહારમા ગમે ત્યા ફરવા દો, તો તેથી તમારે

અને શુદ્ધ પરિણતિને આકાશ અને પાતાળ જેટલુ અંતર રહે છે શુદ્ધ પરિણતિ તમારા આત્માથી દૂર નથી, તમારી પાસે જ સદા કાલ વસે છે પણ તમારાજ પ્રમાદથી તે તિરોભાવે વર્તે છે જો તમે આત્માભિમુખતા સાધવા અર્થે શુદ્ધજ્ઞાન અને ક્રિયાવડે બાહ્ય પ્રપંચથી તથા રાગદ્વેષાદિ આંતર પ્રપંચથી દૂર રહી, પ્રયત્ન કરો, તો તે પ્રકટ થયા વિના રહેવાની નથી તમારા ઉદ્યમમા ખામી છે, તમે શુદ્ધપરિણતિ પ્રકટ કરવા અર્થે આજ સુધી દૃઢ સંકલ્પ કરી, ખરા પ્રેમ તથા પ્રયત્નથી જોડાયા નથી શુદ્ધ પરિણતિ એમ કહે છે કે જે ભવ્ય આત્મસ્વભાવમા પરિણમે, અને પરસ્વભાવમા પરિણમે નહિ તેની તો હુ દાસી થઈને રહુ છુ પણ જે જીવ અશુદ્ધ પરિણતિનુ સેવન કરે છે, અને તેનામાજ રાગદ્વેષથી પરિણમી રહે છે, તેનાથી હુ–તેની પાસે છતા–દૂર છુ વળી શુદ્ધ પરિણતિ એમ કહે છે કે જે ભવ્ય આત્મધ્યાનથી સ્વસ્વભાવમા રમણતા–લીનતા–એકતા કરે છે, તેની હુ રાગિણી થાઉં છુ મારી પ્રાપ્તિ કરનાર આત્માને સદાકાળ અખંડ અનંત સુખ સમયે સમયે મળે છે મારી પ્રાપ્તિ કરનાર આત્મા ત્રણ ભુવનનો પતિ બને છે વળી મારા સંગે રહેનાર આત્મા સાદિ અનંતમા ભાગે શુદ્ધ બુદ્ધ પરમાત્મારૂપ બને છે, મારી સંગતિથી અનંત સિદ્ધાત્માઓ અનંત અનંત સુખ ભોગવે છે મારી સંગતિથી આત્મા અનંતકાળ પર્યંત ભોગવેલા દુખથી દૂર રહે છે મારી સંગતિથી ચોરાશી લાખ જીવયોનિમા પરિભ્રમણ થતુ નથી મારી સંગતિથી જીવ રંક સરખો હો[illegible]રાજા બને છે, મારી સંગતિથી જીવ અજર

અમર બને છે, કોઈ જીવ સદ્ગુરુ વચનામૃત પ્રાપ્ત કરી મારી સગતિ અર્થે પ્રયત્ન કરે છે જેમ સ્પર્શમણિના સંયોગે લોહ સુવર્ણપણાને પામે છે, તેમ મારી સંગતિથી જીવ તે શિવ એટલે પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે ભૂતકાળે અનંત સિદ્ધો થયા, વર્તમાન કાળે થાય છે, અને ભવિષ્યમાળે અનંત સિદ્ધો થશે, તે સર્વ શુદ્ધ પરિણતિ સેવન કરવાથી જ થાય છે, માટે ભવ્યજીવોએ શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ અર્થે અહર્નિશ પ્રયત્ન કરવો, આત્મસ્વભાવમા રમવુ, પરસ્વભાવનો ત્યાગ કરવો, એ જ શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરવાનો સરળ ઉપાય છે શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરી સિદ્ધના જીવો શું સુખ ભોગવે છે, તે બતાવે છે

दुहा

**पामी शुद्ध स्वभावने, शाश्वत शुद्ध कथाय ॥**
**सुख अनंता भोगवे, निर्मलता निर्माय ॥ १५ ॥**

ભાવાર્થ—સિદ્ધ પરમાત્માઓ શુદ્ધસ્વભાવરૂપ શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરી, સાદિ અનંતમે ભાગે શાશ્વત શુદ્ધ કહેવાય છે, ત્યા અનંત સુખ આત્મસ્વભાવથી સમયે સમયે ભોગવે છે જ્યા દુઃખનુ તો કિંચિત્ માત્ર પણ નામ નથી જ્યા સદાકાળ આનંદ આનંદ વર્તી રહ્યો છે, શુદ્ધ નિર્મલતા પ્રાપ્ત કરી જે સદાને માટે કૃતકૃત્ય થઈ રહ્યા છે જ્યા આધિ, વ્યાધિ, ઉપાધિનો તો બીલકુલ સંભવ નથી, એવુ શુદ્ધ પરિણતિનુ સામર્થ્ય સિદ્ધ પરમાત્મામા વર્તે છે હવે પ્રસંગાનુસાર જિજ્ઞાસા થઈ કે જ્યારે સિદ્ધપરમાત્માઓ શુદ્ધ પરિણતિના ભોક્તા છે, ત્યારે તે સિદ્ધાત્માઓની સિદ્ધ સ્થાનમા વા સિદ્ધ થયાની આદિ છે કે નહિ, તેનુ સમાધાન કરે છે

## दुहा.

स्थिति प्रवाह अपेक्षता, आदि कबहू न होय ॥
आत्मसिद्धनी दृष्टिए, भगी प्रथमज जोय ॥ १६ ॥
एकज व्यक्ति अपेक्षता, सिद्ध जीवनी जाण ॥
सादि अनत स्थिति जिहां, शोभे छे निर्वाण ॥ १७ ॥

ભાવાર્થ—પ્રવાહની અપેક્ષાએ સિદ્ધ જીવોની આદિ નથી અર્થાત્ અનાદિ છે, એમ આત્મસ્વરૂપ વ્યકતભાવે કરેલ અનત સિદ્ધની અનાદિ સ્થિતિ જાણવી, અને એક શ્રી ઋષભદેવ અથવા વીરપ્રભુરૂપ વ્યક્તિની અપેક્ષાએ સિદ્ધ જીવની સાદિ અનત સ્થિતિ છે એવુ વિશેષ સ્વરૂપ સદ્ગુરુ ઉપાસના કરી જાણી લેવુ મોક્ષસ્થાન પ્રાપ્તિની એક જીવની અપેક્ષાએ સાદિ છે, પણ મોક્ષમાથી જીવ પાછો સસારમા આવતો નથી સસારમા પરિભ્રમણ કરવાનુ કારણ કર્મ છે, અને કર્મ જ્યા છે ત્યા સસાર છે સિદ્ધના જીવ સપૂર્ણ કર્મક્ષય કરી નિર્વાણ પદ પામ્યા છે તેથી પુન સસારમા અવતાર લઈ શકતા નથી કહ્યુ છે કે—

## श्लोक.

दग्धे बीजे यथात्यतं, प्रादुर्भवति नाङ्कुर ॥
कर्मबीजे तथा दग्धे, न रोहति भवाङ्कुरः ॥ १ ॥

બીજ બળી જતા, જેમ બળેલા બીજમાથી અકુર ઊગી નીકળતો નથી, તેમ કર્મ બીજ બળી જતા સસારરૂપ [illegible] છે કે—

यद्गत्वा न निवर्तंते तद्धाम परम मम। જ્યા ગયા બાદ સસારમા પાછુ આવતુ નથી, તે જ મોક્ષ છે આત્મા પોતાના અસખ્ય પ્રદેશે કરી મુક્તિસ્થાનમા રહે છે સ્વસ્વરૂપે આત્મા અનત ગુણથી-અનત પર્યાયથી જ્યા શોભી રહ્યો છે, તે સ્થાન ભવ્ય પુરુષોએ પ્રાપ્ત કરવુ યોગ્ય છે

હવે સામાન્યત શુદ્ધ પરિણતિ તથા તેના સ્વામીનુ વર્ણન લેશ માત્ર કર્યું, હવે અશુદ્ધ પરિણતિનુ સ્વરૂપ કહે છે

### दुहा

काल अनादि प्राणीने, वर्ते छे अज्ञान ॥
वृद्धिगत थाता क्रमे, प्रगटे लौकिक भान ॥ १८ ॥
अहवृत्त्युद्भव थता, अशुद्ध परिणति पोष ॥
अहवृत्ति छे ज्या लगे, मिटे न तावद्दोष ॥ १९ ॥

ભાવાર્થ—અનાદિકાળથી પ્રાણીને અજ્ઞાન વર્તે છે, અનત કાળથી નિગોદમા જીવ રહ્યો છે ત્યા પણ અજ્ઞાન વર્તે છે જેમ જેમ જીવ નિગોદમાથી નીકળી ઉચ્ચગતિ એકેન્દ્રિ બેઇન્દ્રિય વિગેરેમા આવ્યો, તેમ તેમ અવ્યક્તભાવે રહેલુ અજ્ઞાન, તે કિંચિત્ વ્યક્તપણે પ્રકટવા લાગ્યુ ક્રમે ક્ર વ્યક્તપણે અજ્ઞાનની વૃદ્ધિ થવા લાગી પચેન્દ્રિય અવતાર પણ અજ્ઞાન વર્તી રહ્યુ છે અને તે અજ્ઞાનથી દુનિયા વ્યવહારના અભ્યાસમા પ્રવર્તતા લૌકિકઅજ્ઞાન વૃદ્ધિ પામ આ હુ અને આ મારો, એવુ લૌકિકભાન થવા લાગ્યુ અને અજ્ઞાનદ્વારા અહવૃત્તિનો ઉદ્ભવ થવા લાગ્યો, અને તેથી હુ અ

મારુ એવા પ્રપચથી અહવૃત્તિ–સસ્કારની પુષ્ટિ થવા લાગી તેથી જીવ દુનિયાના વ્યવહારમા સગાવહાલા, ધન, કુટુબ, પુત્ર, સ્ત્રી, મહેલ, શરીરાદિને પોતાના કલ્પવા લાગ્યો તે કુટુ બાદિમા રાચીમાચી રહી તેજ પોતાના, અને તેજ હુ–એમ મિથ્યા અધ્યાસવાળો પ્રાણી થઇ ગયો પર અને પોતાનુ શુ, તે તત્ત્વથી જાણ્યુ નહિ જગતના વ્યવહાર પ્રમાણે વર્તવુ તેજ સ્વજન્મકર્તવ્ય સમજવા લાગ્યો એમ અજ્ઞાનથી કેવળ આત્માએ પચેદ્રિયપણુ પામીને પણ અહવૃત્તિથી અશુદ્ધ પરિણતિનુ પોષણ કર્યું અને જ્યા સુધી અશુદ્ધ પરિણતિ છે ત્યા સુધી અજ્ઞાનાદિ દોષો ટળ્યા નહિ–એમ જીવની અજ્ઞાનત બહિરાત્મદશાજ રહી

હવે અહવૃત્તિ હોય ત્યા સુધી આત્મા દોષ રહિત થાય નહિ, તે પ્રસગાનુસાર જણાવે છે

## दुहा

अहवृत्ति यावद्, तावद्दोप न अस्त ॥
अहवृत्ति अज्ञानथी, प्रगटे दोप समस्त ॥ २० ॥

अहवृत्ति उदये ग्रहे, भ्रात मात ने तात ॥
अह मत्र मोहारिनो, स्मरता नरके पात ॥ २१ ॥

ભાવાર્થ—અહવૃત્તિ આત્મામા જ્યા સુધી રહે છે ત્યા સુધી કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, અજ્ઞાનાદિ દોષોનો ક્ષય થતો નથી અહવૃત્તિરૂપ અજ્ઞાનથી સર્વ પ્રકારના દોષો પ્રકટે છે પરવસ્તુમા અહવૃત્તિ થતા, તેમા મમતા થાય છે આ ઘર

મારુ એમ અહવૃત્તિ ઉત્પન્ન થતા, તે ઘરમા અન્ય કોઇનો
પ્રવેશ થતા, તેના ઉપર દ્વેષ ઉત્પન્ન થાય છે અમુક પુત્ર પોતાનો
માનતા, તે જો વ્યભિચાર આદિ દોષો સેવે, તો તેથી મહાદુ:ખ
ઉત્પન્ન થાય છે અમુક ઘર મારુ છે, એવી અહવૃત્તિ થાય
અને પશ્ચાત્ તે ઘર બળી જાય તો તેથી પ્રાણી મહાદુ:ખ
ધારણ કરે છે, અને વળી તેથી [1]ગ્રથિલ પણ બની જાય છે
અમુક રાજ્ય મારુ છે, અમુક દેશ મારો છે, એમ અધ્યાસ
થતા, તે રાજ્ય વા દેશ જીતવા અન્ય કોઇ પ્રયત્ન કરે તો તે
માટે પોતે અહવૃત્તિના આવેશથી યુદ્ધ કરે છે, પ્રાણનો નાશ કરે
છે રશીઆ અને જાપાનને લડાઇ થઇ અને તેમા લાખો મનુષ્યો
નો નાશ થઈ ગયો, તે પણ અહવૃત્તિના આવેશથી જ જાણવુ

અહવૃત્તિના ઉદયે, જીવ બાહ્યપદાર્થોમા વ્યવહાર-મમત્વને
અધ્યાસ કરી, આ મારા ભ્રાતા, અમુક મારી મા, અને અમુ
જનક, વગેરેને કલ્પી લે છે અને પછી દૃઢ અધ્યાસ પ્રતિદિ
વૃદ્ધિ પમાડતો પ્રવૃત્તિ કર્યા કરે છે પોતાના પાડેલા નામમ
પણ હુ દેવદત્ત, હુ ચદ્રદત્ત, એવો દૃઢ અધ્યાસ ધારણ ક
છે પછી દેવદત્ત નામથી પ્રશસા શ્રવણ કરી બહુ ખુશી થા
છે, કોઇ દેવદત્ત નામથી સબોધી ગાલીપ્રદાન કરે, તો તે બ
દુખી થાય છે ગાની દેનારને પણ ગાલીદાન સામુ અર્પે છે
જાહેર પત્રોમા કે પુસ્તકોમા પોતાનુ નામ આવેલુ જુએ છે, ત
તે ખુશી થાય છે પોતાના નામ માટે ધારે તે કરે છે
પોતાનુ નામ પ્રસિદ્ધ થાય, તે માટે અનેક પ્રયત્નો કરે છે
એમ અજ્ઞાનયોગે પાડેલા નામમાજ તેની અહવૃત્તિ દૃઢ થવાથી

[1] ગાંડો

અન્ય કશુ સમજી શકતો નથી, પોતાના નામને દેવદત્તભાઈ અથવા 'જી' એવુ જોડી અન્ય લોકો બોલાવે, તો તેને સારુ સમજે છે આ સર્વ અશુદ્ધ પરિણતિના વિલાસ છે જ્ઞાની પુરુષને પોતાના નામ ઉપર મોહ રહેતો નથી જ્ઞાની પુરુષ સમજે છે કે જેમ ઘટપદાર્થ ઓળખવા ઘટ એવો શબ્દ સકેત છે, તેમ આકી મનુષ્યાવસ્થા ઓળખવા માટે એક મજ્ઞા પાડી છે અને સજ્ઞા તે હુ નથી ફક્ત તે થકી જગતમા વ્યવહારમાર્ગ પ્રવર્તે છે, આપણા ચોવીસ તીર્થંકરોના પણ નામ હતા, પણ તે નામમા અહવૃત્તિ રાખતા નહોતા, તેથી તેઓ સર્વજ્ઞ થયા દુનિયાના વ્યવહાર પ્રવર્તવા માટે દરેક વસ્તુઓના નામ પડે છે પણ તે નામમા અજ્ઞાની મોહ પામી ભૂલ કરે છે અને જ્ઞાની મોહ પામતા નથી આત્માએ અનતીવાર જન્મ ધારણ કર્યા તે વખતે તેના જુદા જુદા નામ પાડવામા આવેલા પણ તેમાનુ હાલ એકે નથી તેમ વળી હાલ જે નામ પાડયુ છે, તે અન્ય આગામી ભવમા રહેવાનુ નથી તો હવે સમજો કે આપણુ કયુ નામ સાચુ અને કયુ નામ ખોટુ ? આપણે પોતાના નામની પ્રસિદ્ધિ-કીર્તિ માટે જે કઈ સારા કામ કરીએ છીએ, તેટલાજ પરોપકાર કૃત્ય તેવી ખરાબ આશા વિના કરીએ, તો આત્માની ઉન્નતિ અલ્પકાળમા કરી શકીએ અલક્ષ્ય એવો આત્મા તેનુ વસ્તુત વિચારીએ તો નામ નથી, આત્મા અનામી છે, શબ્દ-સકેતથી જગત્નો વ્યવહાર ચાલે છે ઉત્તમ પુરુષોના નામ સ્મરણથી ઉત્તમગુણની યાદી આવે છે, અને તેવા ગુણો પોતાના આત્મામા પ્રકટે છે. માટે વ્યવહારમાર્ગમા પ્રભુ નામ. ગુરુ

નામ, રમગણીય છે પણ નામ જેનુ પાડવામા આવ્યુ છે,
તેથી વસ્તુ ન્યારી હોય છે; તે વાત ભૂલવી જોઇતી નથી નામ
છે તે વાચક છે અને વસ્તુ વાચ્ય છે નામ અને વસ્તુનો વાચ્ય
વાચ્ય સબધ છે, તીર્થંકરોના નામ તે તીર્થંકર વ્યક્તિનું ભાન
કરાવે છે, માટે તે વાચક છે, અને તીર્થંકર વ્યક્તિનુ સ્વરૂપ
વાચ્ય છે તેમ આપણુ અમુક નામ પાડયુ તે વાચક છે, અને
આપણી આકૃતિ તે વાચ્ય છે નામ અને આપણી વ્યક્તિને
એકાતે અભેદ અધ્યાસ ધારણ કરી આપણે અશુદ્ધ પરિણતિને
સેવીએ છીએ અને તેથી અજ્ઞાનમા જીવન ગાળીએ છીએ
અહવૃત્તિ ઉત્પન્ન કરનાર અજ્ઞાનનો પુત્ર અવિવેક છે જગત્મ
પુરુષ અને લલનાઓ હરેક આવી રીતે નામ, રૂપ, જ્ઞાત, માત
તાતમા, અહવૃત્તિથી ફસાયા છે જ્ઞાનીઓ અહવૃત્તિનુ પ્રબ
સામર્થ્ય જોઇ, આશ્ચર્ય પામે છે કે અહો! અહવૃત્તિએ મોહરૂ
મદિરાપાન કરાવી, સર્વ જીવોને બેભાન કરી દીધા છે, તે
પોતાનુ સત્યસ્વરૂપ સમજવા જરામાત્ર પણ પ્રયત્ન કરતા નથ
મારો અમુક પદાર્થ, એમ અહવૃત્તિની જાગૃતિ થતા, આત
તેમા રાગ ધારણ કરી કર્મવર્ગણાઓ ગ્રહણ કરે છે અનાદિ
કાળથી જીવો સસારમા પરિભ્રમણ કરે છે, અને નિવૃત્તિ
પ્રાપ્ત કરતા નથી તેનુ કારણ પણ અહવૃત્તિ છે ત્યારે
આપણે આ આપણો પુત્ર, આ મારો શિષ્ય, આ મા
ઘર, એવો વચનવ્યવહાર મૂકી દેવો જોઇએ ? ઉત્તર
કહેવાનુ કે તમો એવો વ્યવહાર કરો, પણ તે વસ્તુ
હુ અગર તે મારી છે, એવુ અતરમા માની
નહિ જગત્ના વ્યવહારકાર્ય માટે, આ મારો પુત્ર, આ મ

ધન એમ કહેવુ, તેટલામાત્રથી આપણે બધાતા નથી પણ તે વસ્તુમા મમત્વપરિણામ ધારણ કરવાથી બધાઇએ છીએ, માટે મમત્વપરિણામનો ત્યાગ કરવો, તેજ અત્ર સારાશ છે, પણ તેવા શબ્દ ત્યાગવા, અગર બોલવા નહિ એમ કહેવાનો ઉદ્દેશ નથી જ્ઞાની આ મારા શિષ્ય, આ મારા શ્રાવકો, આ મારા ગુરુ, એવા શબ્દોનો વ્યવહાર કરે છે, પણ અહવૃત્તિના ત્યાગથી બધાતો નથી અને અજ્ઞાની બધાય છે મનમા ઉત્પન્ન થતી અહવૃત્તિનો જ દોષ છે, કઈ શબ્દનો દોષ નથી એમ વિવેકદૃષ્ટિથી સમજવુ; કે જેથી ધર્મવ્યવહારમા પણ મારા ગુરુ, મારા શિષ્ય, મારા દેવ, એમ વ્યવહાર કરતા દોષ સમજાય નહિ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા દેવ, ગુરુ અને ધર્મમા પણ મારા સાધુ, મારા દેવ, વિગેરે શબ્દો બોલતા કોઈ જાતનો દોષ નથી, વા તે શબ્દો દોષોત્પાદક નથી પરતુ ઉલટા ગુણોત્પાદક છે જ્ઞાની પુરુષ આવી રીતે ધર્મમાર્ગમા શબ્દવ્યવહાર કરે છે, પણ બધાતા નથી કારણ કે તે સ્વ અને પરવસ્તુના ભેદને જાણનાર હોય છે ધર્મોત્પાદક નિમિત્તકારણીભૂત દેવગુરુ ઉપર પ્રશસ્ય રાગ થાય, તો તે વ્યવહારમા પ્રશસ્ય છે કારણ કે તેથી ઉપાદાન કારણરૂપ જ્ઞાન દર્શનચારિત્રનો લાભ મળે છે સાધુમાર્ગમા તે પ્રમાણે વ્યવહારધર્મપ્રવર્તન અર્થે અમુકના શિષ્ય અમુક વિગેરે નામ પાડવામા આવે છે, તેથી કઇ દોષ નથી શબ્દવ્યવહાર વિના વ્યવહારધર્મમા પ્રવેશ થતો નથી, અને વ્યવહારધર્મ વિના નિશ્ચય આત્મધર્મની પ્રાપ્તિ થતી નથી, માટે આવા પ્રકારના શબ્દવ્યવહાર કરતા, જ્ઞાની ધર્મવૃદ્ધિ સાપેક્ષ

પણે કરે છે એમ જે ન માને, તે નામ નિક્ષેપાનુ ઉત્થાપન કરે છે અત્ર પ્રસગાનુસાર લખવાનુ થયુ છે તે અહવૃત્તિરૂપ પરિણામ કરવાથી કર્મબધ છે, તેને ઉદ્દેશીને છે, પણ તેથી શબ્દ માટે કોઈએ વિપરીત અર્થ ગ્રહણ કરવો નહિ અહ વૃત્તિરૂપ અશુદ્ધપરિણતિની વ્યાખ્યાનોજ અત્ર ઉદ્દેશ છે મોહ રૂપ શત્રુએ અહમમરૂપ મત્રથી સર્વજગત્ વશ કર્યુ છે, અને જે જીવો અહમત્રનુ સ્મરણ કરે છે, અહમત્રમા જ ચિત્તવૃત્તિ રાખ્યા કરે છે, તે જીવો નરકાદિગતિને ભજનારા થાય છે ઘણા ચક્રવર્તિયો, ઘણા રાજાઓ પૃથ્વીમા, રાજ્યમા અહભાવ ધારણ કરી, રાગદ્વેષયોગે અનેક પ્રકારના અશુભકર્મ ઉપાર્જન કરી નરકમા ગયા જુઓ સિદ્ધાતોમા જે જીવો નરકે ગયા, તે અહવૃત્તિના યોગે જ જણાશે અહવૃત્તિ બળતી અગ્નિ સમાન છે, તેનો સસગ કરનાર જીવ મહાદુખ પ્રાપ્ત કરે છે યાવત્પર્યંત જીવ બહિરાત્મભાવમા છે, તાવત્ પર્યંત તે અહ વૃત્તિમા જ રમણતા કરે છે આત્મજ્ઞાન થતા અહવૃત્તિ છૂટે છે તે વિના મહાવિકરાળ અહવૃત્તિ રાક્ષસી ક્રિયાકાડથી પણ છૂટતી નથી તે જણાવે છે

## दुहा.

यावद् भान न आत्मनु, अनेकान्त नहि दृष्टि ॥
क्रियाकाण्ड क्लेशे करी, मिटे न तावत् सृष्टि ॥२२॥

सूत्रभणी पण्डित थने, हु पण्डित अभिमान ।
वेदभणी हु वेदी छु, माने ते अज्ञान ॥ २३ ॥

ભાવાર્થ—યાવત્પર્યંત[1] આત્મજ્ઞાન થયુ નથી, અર્થાત્ સાત નય, સપ્તભંગી, ચાર નિક્ષેપા, વ્યવહાર અને નિશ્ચયથી, તેમ ચાર પ્રમાણથી, તથા અષ્ટપક્ષથી, આત્મજ્ઞાન થયુ નથી, અને સમ્યગ્રીત્યા તેનુ ભાન થયુ નથી, અને યાવત્પર્યંત અનેકાન્તમત જાણીને અને કાન્તદૃષ્ટિ થઇ નથી, તાવત્પર્યંત ક્રિયાકાંડના કલેરો કરી જગત્પરિભ્રમણ મટતુ નથી સ્વ અને પરના જ્ઞાનવિના મનુષ્ય આત્મતત્ત્વારાધક થઈ શકતો નથી, અને આત્મારાધક થયા વિના, શુદ્ધપરિણતિ સન્મુખ થવાતુ નથી યથાપ્રવૃત્તિ કરણની આરાધના જીવે ઘણીવાર કરી પણ સમકિતગુણ પ્રાપ્ત થયો નહીં અને તેથી ભવાંત આવ્યો નહીં આત્મજ્ઞાન થયા વિના, વૈરાગ્યગુણ તથા ખરેખરી ઉદાસીનતા પ્રકટ થતી નથી, અને આત્મજ્ઞાન વિના મોહભાવ ઘટતો નથી આત્મજ્ઞાન વિના સંયમની આરાધના થતી નથી, આત્મજ્ઞાનથીજ વિવેકદૃષ્ટિ પ્રકટે છે અને તે વિવેકદૃષ્ટિ વિના અવિવેકથી અનેક પ્રકારની કષ્ટક્રિયાઓ કરવા છતા પણ ભવાંત આવતો નથી

વળી અશુદ્ધપરિણતિથી આત્માએ સ્વપરનુ જ્ઞાન મેળવ્યુ નહીં, અને વ્યવહારમાર્ગથી સૂત્ર ભણી પંડિતપણાનુ અભિમાન ધારણ કર્યું ફકત પંડિતાઈની ખ્યાતિમાટે સૂત્રાભ્યાસ સ્વીકાર્યો, તેમ વેદભણી, હુ વેદાંતજ્ઞાતા, મારા જેવો કોઇ વિદ્વાન્ નથી, એવુ અહંવૃત્તિથી માની લીધુ આત્મજ્ઞાન પૂર્વક વિવેકદૃષ્ટિથી જો તત્ત્વાભ્યાસ કરવામા આવે તો અહં-

---

[1] જ્યા સુધી

પણે કરે છે એમ જે ન માને, તે નામ નિક્ષેપાનુ ઉત્થાપન કરે છે અત્ર પ્રસગાનુસાર લખવાનુ થયુ છે તે અહવૃત્તિરૂપ પરિણામ કરવાથી કર્મબધ છે, તેને ઉદ્દેશીને છે, પણ તેથી શબ્દ માટે કોઈએ વિપરીત અર્થ ગ્રહણ કરવો નહિ અહ વૃત્તિરૂપ અશુદ્ધપરિણતિની વ્યાખ્યાનોજ અત્ર ઉદ્દેશ છે મોહ રૂપ શત્રુએ અહમમરૂપ મન્ત્રથી સર્વજગત્ વશ કયુ છે, અને જે જીવો અહમત્રનુ સ્મરણ કરે છે, અહમત્રમા જ ચિત્તવૃત્તિ રાખ્યા કરે છે, તે જીવો નરકાદિગતિને ભજનારા થાય છે ઘણા ચક્રવર્તિયો, ઘણા રાજાઓ પૃથ્વીમા, રાજ્યમા અહભાવ ધારણ કરી, રાગદ્વેષયોગે અનેક પ્રકારના અશુભકર્મ ઉપાર્જન કરી નરકમા ગયા જુઓ સિદ્ધાતોમા જે જીવો નરકે ગયા, તે અહવૃત્તિના યોગે જ જણાશે અહવૃત્તિ બળતી અગ્નિ સમાન છે, તેનો સસગ કરનાર જીવ મહાદુખ પ્રાપ્ત કરે છે યાવત્પર્યંત જીવ બહિરાત્મભાવમા છે, તાવત્ પર્યંત તે અહ વૃત્તિમા જ રમણતા કરે છે આત્મજ્ઞાન થતા અહવૃત્તિ છૂટે છે તે વિના મહાવિકરાળ અહવૃત્તિ રાક્ષસી ક્રિયાકાડથી પણ છૂટતી નથી તે જણાવે છે

## दुहा.

यावद् मान न आत्मनु, अनेकान्त नहि दृष्टि ॥
क्रियाकाण्ड क्लेशे करी, मिटे न तावत् सृष्टि ॥२२॥

सूत्रभणी पण्डित थने, हु पण्डित अभिमान ॥
वेदभणी हु वेदी छु, माने ते अज्ञान ॥ २३ ॥

ભાવાર્થ—યાવત્પર્યંત[1] આત્મભાન થયુ નથી, અર્થાત્ સાત નય, સપ્તભ ગી, ચાર નિક્ષેપા, વ્યવહાર અને નિશ્ચયથી, તેમ ચાર પ્રમાણથી, તથા અષ્ટપક્ષથી, આત્મજ્ઞાન થયુ નથી, અને સમ્યગ્રીત્યા તેનુ ભાન થયુ નથી, અને યાવત્પર્યંત અનેકાન્તમત જાણીને અનેકાન્તદૃષ્ટિ થઇ નથી, તાવત્પર્યંત ક્રિયાકાંડના કલેશે કરી જગત્પરિભ્રમણ મટતુ નથી. સ્વ અને પરના જ્ઞાનવિના મનુષ્ય આત્મતત્ત્વારાધક થઈ શકતો નથી, અને આત્મારાધક થયા વિના, શુદ્ધપરિણતિ સન્મુખ થવાતુ નથી યથાપ્રવૃત્તિકરણની આરાધના જીવે ઘણીવાર કરી પણ સમકિતગુણ પ્રાપ્ત થયો નહીં અને તેથી ભવાંત આવ્યો નહીં આત્મભાન થયા વિના, વૈરાગ્યગુણ તથા ખરેખરી ઉદાસીનતા પ્રકટ થતી નથી, અને આત્મભાન વિના મોહભાવ ઘટતો નથી આત્મજ્ઞાન વિના સયમની આરાધના થતી નથી, આત્મજ્ઞાનથીજ વિવેકદૃષ્ટિ પ્રકટે છે અને તે વિવેકદૃષ્ટિ વિના અવિવેકથી અનેક પ્રકારની કષ્ટ ક્રિયાઓ કરવા છતા પણ ભવાંત આવતો નથી

વળી અશુદ્ધપરિણતિથી આત્માએ સ્વપરનુ જ્ઞાન મેળ યુ નહીં, અને વ્યવહારમાર્ગથી સૂત્ર ભણી પ ડિતપણાનુ અભિમાન ધારણ કર્યું ફક્ત પ ડિતાઈની ખ્યાતિમાટે સૂત્રાભ્યાસ સ્વીકાર્યો, તેમ વેદભણી, હુ વેદાંતજ્ઞાતા, મારા જેવો કોઇ વિદ્વાન્ નથી, એવુ અહ વૃત્તિથી માની લીધુ આત્મજ્ઞાન પૂર્વક વિવેકદૃષ્ટિથી જો તત્ત્વાભ્યાસ કરવામા આવે તો અહ

---

૧ જ્યા સુધી

વૃત્તિ ઉદ્ભવતી નથી કારણ કે, જે જે ભણવુ છે, તે તે આત્માર્થે છે, એમ વિવેકી સમજે છે, તેથી વિવેકી પુરુષ સૂત્રસિદ્ધાતનુ રહસ્ય યથાર્થ સમજી શકે છે કોઇ અહં-વૃત્તિવાળો હોય છે, તોપણ સૂત્રાદિક ભણવાથી તેની અહં-વૃત્તિનો નાશ થાય છે એથી એકાત કોઇએ સમજવુ નહિ દુહામા જે લખ્યુ છે, તે તો અહંવૃત્તિને સૂત્ર ભણીને પણ ટાળવી, તેવા ઉદ્દેશથી સમજવુ કિંતુ તેથી અન્યોએ એવો અર્થ લેવો નહિ કે, સૂત્રાદિકનો અભ્યાસ કરવાથી, અહંવૃત્તિ પ્રકટે છે, અથવા જે વિદ્વાનો હોય છે, તે સર્વે ખરાબ છે, આવો વિચાર સ્વપ્નમા પણ લાવવાથી આત્માનુ હિત થતુ નથી જે જે વચનો લખાય છે, તે સાપેક્ષથી શિક્ષારૂપ છે, પણ તેથી વિદ્યાભ્યાસનો નિષેધ નથી ગગાનદીમા ગમે તેવો મલિન પુરુષ સ્નાન કરે તોપણ જલનો સ્વભાવ એવો છે કે તે પુરુષના શરીરને સ્વચ્છ કરે તેમ અત્ર પણ **શ્રીવીરપ્રભુના સૂત્રોમા એવુ સામર્થ્ય છે, કે તેથી ભવ્યાત્મા નિર્મલ** બને અત્ર તો એટલુ જ લેવુ કે, કોઇ જીવ સૂત્રાર્થ ભણી ગર્વ કરે તો વિદ્યામદ કર્યાથી આત્મઅહિત કરે, તેથી તેવી પરિણતિ જીવને થાય નહિ, તેટલા પૂરતુ આ શિક્ષાવચન દુહામા કહ્યુ છે, પણ તેથી કોઇએ વિપરીત માર્ગમા પ્રવેશ કરવો નહિ, જિનવાણી સૂત્રરૂપ ગગાનો પ્રવાહ છે, તથા જિન વાણી તે સાક્ષાત્ તીર્થંકર સમાન છે તેના અભ્યાસી સાધુઓની પૂર્ણ ભક્તિ કરવી તેમની નિદા કરવી નહિ જ્ઞાન અને જ્ઞાનીની આશાતના વર્જવી જ્ઞાન અને જ્ઞાનાભ્યાસી મુનિરાજોની પૂર્ણ ભક્તિ કરવી જ્ઞાનેચ્છુ જીવોએ તો જ્ઞાનીની સેવા કરવી એટલુ જ

લક્ષ્યમા રાખવાનુ છે પણ અમુક અહ વૃત્તિ ધારણ કરે છે, એમ પરમા પ્રવેશવાની બુદ્ધિ રાખવી નહિ. સૌને પોતપોતાનું કૃત્ય કરવાનુ છે ભવભીરુ આત્મસાધક જીવ તો અહર્નિશ સ્વસન્મુખતા સેવવા પ્રયત્ન કરે છે મિથ્યાજ્ઞાન ભણવાથી અહ-વૃત્તિની જાગૃતિ થાય એ સ્વાભાવિક છે પણ જિનેદ્રવચનથી તો અભવ્ય સિવાય દરેક જીવને પ્રાય સ્વસન્મુખતા થાય છે શ્રીયશોવિજયજી ઉપાધ્યાયજી, તથા શ્રીહરિભદ્રસૂરિ જેવાના વચનો પ્રમાણે વર્તી, આત્મકલ્યાણ માટે પ્રયત્ન કરવો

दुहा.

क्रियागर्व हृदये वहे, परनिन्दामा भाव ॥
अहवृत्तिने धारतो, पामे नहि सुखदाव ॥२४॥

सत्ताधारी वृद्ध हु, सघळो मारो देश ॥
वृद्ध युवा हु नृपति, अहवृत्तिथी क्लेश ॥ २५ ॥

ભાવાર્થ—જે કોઈ બહિરાત્મવાળો જીવ, અજ્ઞાન દશામા અનેક પ્રકારની ક્રિયાઓ ધર્માર્થે કરે, પણ તેથી પોતાને ઉત્તમ સમજી, અન્ય જનોની નિદા કરે, અને પરભાવમા રમણતા કરે, અને પોતાને નિરપેક્ષ બાહ્યક્રિયા માત્રથીજ કૃતકૃત્ય સમજે છે, તેવો જીવ અહ વૃત્તિને ધારણ કરતો, સુખપ્રાપ્તિ કરી શકતો નથી શાસ્ત્રમા ક્રિયાનુ અજીર્ણ નિદા લખી છે વળી ક્રિયાઓ કરીને, ક્રિયા નહિ કરનારાઓની નિદા કરવાથી, મન નિદામા લપટાય છે, અને તેથી નિદાની વૃત્તિ વૃદ્ધિ પામવાથી

પરનિંદા રહિત થવાતું નથી અશુદ્ધપરિણુતિથી, નિંદાદિક દોષોમાં પ્રવૃત્તિ વૃદ્ધિ પામે છે એક વાર જો મનને નિંદા કરવામાં વેગ આપ્યો, તો બીજીવાર સહેજે બીજાની નિંદા થાય છે, એમ પ્રતિદિન નિંદાની ટેવ વધવાથી, પછીથી નિંદામાંથી મન પાછું વાળતાં બહુ પ્રયાસ કરવો પડે છે પ્રબળ પ્રયત્ન કર્યા વિના, નિંદાની પ્રવૃત્તિ ટળતી નથી, માટે નિંદાવૃક્ષને ઉગતાંજ, છેદી નાખવું અત્ર કહેવાનું તાત્પર્યાર્થ એ છે કે-ક્રિયા કરતાં, પણ અન્ય નિંદા પ્રવૃત્તિ કરવી નહિ અને તેવી નિંદાની પ્રવૃત્તિ થાય છે, તેનું કારણ અશુદ્ધપરિણુતિ છે અને અશુદ્ધપરિણુતિ રહેવાનું કારણ બહિરાત્મભાવ છે અને બહિરાત્મભાવનું કારણ અજ્ઞાન છે અને અજ્ઞાનથી ઉત્તરોત્તર તેવા દોષોની ઉત્પત્તિદ્વારા અશુદ્ધ પરિણુતિની પુષ્ટિ થાય છે, માટે ભવ્ય જીવે જ્ઞાન સંપાદન કરી ગર્વરહિત ક્રિયા કરવી પણ ધર્મક્રિયાથી ભ્રષ્ટ થવું નહિ સારાંશ કે ક્રિયાઓ કરી, નિંદાદિક દોષો પરિહરવા જો ધર્મક્રિયામાં પ્રવર્તીને પણ નિંદાદિક કરે, તો અશુદ્ધ પરિણુતિની વૃદ્ધિ કરે છે અને ક્રિયાનું યથાર્થ ફળ મળતું નથી જેથી ભવ્ય જીવે ક્રિયાનું સેવન કરવું-ધર્મક્રિયા નિષ્ફળ જતી નથી દોષ રહિત ક્રિયા કરવાના કરતાં ક્રિયા નહિ કરવી, તે સારી એમ કોઈ કહે તો તે યોગ્ય નથી દોષ ટાળવાની સાપેક્ષ બુદ્ધિથી ક્રિયા કરે ને દોષ લાગે, તો પણ ક્રિયા કરનાર ક્રિયા નહિ કરનાર કરતાં સારો છે, અને તે આરાધક છે જ્ઞાન હોય તો પણ ક્રિયા વિના મુક્તિ નથી સિદ્ધાંતમાં કહ્યું છે કે—

गाथा

जाणंतो वि य तरिउं, काइयजोगं न जुंजए जेउ ।
सो बुड्डइ सोएण एव, नाणी चरणहीणो ॥ १ ॥

ભાવાર્થ—તરવાનુ જાણતા છતા પણ નદીમા પેસી કર અને ચરણ હલાવે નહિ, તો નદીમા બૂડે, તેમ જ્ઞાની પણ ચારિત્રમાર્ગથી હીન ભવસાગરમા ડૂબે ચારિત્રમાર્ગથી ઘણા ગુણોની પ્રાપ્તિ થાય છે, માટે આવશ્યકાદિ ધર્મક્રિયાઓનુ બહુ પ્રેમથી સેવન કરવુ પણ નિંદાદિક દોષોનુ સેવન કરવુ નહિ, તેમ ક્રિયાનો ગર્વ પણ કરવો નહિ **ધર્મક્રિયા કરનારાઓ જો જ્ઞાન સંપાદન કરે, અને અન્તરાત્મ સન્મુખ વળે, તો દોષો નાશ પામતા જાય** ગમે તેવી પોતે બહિરાત્મભાવથી સારી ધર્મક્રિયા કરે, અને ગર્વ નિંદાદિ દોષોનુ સેવન કરે, તો પોતાના આત્માને પણ હિત થાય નહિ અને બીજાઓ પણ પોતાની ખરાબ પ્રવૃત્તિથી ધર્મની હીલના કરે, માટે પરનિંદાદિકમા થતી અહવૃત્તિને ધર્મક્રિયા કરતા સેવવી નહિ અને જો તે સેવાય તો અશુદ્ધપરિણતિની વૃદ્ધિ થાય છે હુ અમુક–દીવાન છુ, રાજા છુ, અમીર છુ, શહેનશાહ છુ, અમુક લૉર્ડ છુ, ઈત્યાદિ બાહ્ય સત્તામા અહ પણુ સ્ફુરાય માન થાય, તથા આ દેશ મારો છે–એમ બાહ્યવસ્તુમા અહ-કારની સ્ફુરણા થાય તેમજ વૃદ્ધ, યુવા અને બાલ્યાવસ્થાને આત્માની અવસ્થા માને, તેમા અહકાર સ્ફુરે તો તેથી બહિરાત્માપણુ–વદ્ધિ પામે છે, અને એવી અહ...

નવીન કર્મ સમુપાર્જન કરે છે, અને અહ મમત્વના યોગે રાગ દ્વેષના યોગે શારીરિક–માનસિક મહાક્લેશ પામે છે

વળી અહ વૃત્તિયોગે કેવા પ્રકારની સ્ફુરણાઓ મનમા સમુદ્ભવે છે, તે બતાવે છે

### दुहा.

**क्षत्री ब्राह्मण वैश्य हु, सहुमा हु छु श्रेष्ठ ॥**
**अहवृत्तिनी जागृति, थावे शु परमेष्ट ॥ २६ ॥**

ભાવાર્થ—અહ વૃત્તિયોગે ક્ષત્રિયકુળમા ઉત્પન્ન થતા હુ ક્ષત્રિય છુ એવો અજ્ઞાનમૂલક દૃઢાધ્યાસ બધાઈ જાય છે, તેથી ક્ષત્રિયાભિમાની બની ભ્રમજાળમા સપડાય છે બ્રાહ્મણીની કૂખે જન્મતા, હુ બ્રાહ્મણ છુ, વર્ણમા બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, એવો મિથ્યા દૃઢાધ્યાસ અજ્ઞાનત બધાઇ જાય છે, અને તે મહાપ્રયત્ને સદ્ગુરુસગથી છૂટે છે, ત્યારે હુ તો આત્મા છુ, એમ સત્યજ્ઞાન પ્રકટે છે વૈશ્યને ત્યા જન્મ થતા, હુ વૈશ્ય છુ, મારા અમુક કાર્ય છે, એમ બહિરાત્મપણાથી વૈશ્ય જાતિમા અહ વૃત્તિની જાગૃતિ થાય છે ક્ષુદ્રને ત્યા જન્મ થતા હુ ક્ષુદ્ર છુ, એમ દૃઢ અધ્યાસ બધાય છે યવનને ત્યા જન્મ થતા, હુ યવન છુ, એમ અહવૃત્તિરૂપ દૃઢ અધ્યાસ બધાય છે ચીનાને ત્યા જન્મ થતા હુ ચીનો છુ, એવો દૃઢ અધ્યાસ બધાઇ જાય છે વળી ઉત્તમ કુળમા [illegible] તો મનમા અહ કારથી વિચારે કે સર્વ મનુષ્યોમા [illegible] રીતે આત્મા અહો! બહિરાત્મભાવથી [illegible] તેવો માની

લે છે અહો! સદાકાળ અજ્ઞાનમૂલ અહંવૃત્તિની જાગૃતિમા, આત્મા પોતાની જાગ્રદવસ્થા સ્વીકારે છે અહો! આવી રીતે આત્મા જ્યારે બાહ્યભાવમા પોતાને કલ્પી લે છે, તો તે પર માત્મસ્વરૂપ શીરીતે પ્રાપ્ત કરી શકે? જેમ કોઇ મનુષ્ય પોતાને રાજા છતા, ભિક્ષુક કલ્પી લે, તો તેની કેટલી અજ્ઞાનાવસ્થા! તેમ આ આત્મા બહિરાત્મભાવમા, પોતાને કલ્પી, મહાદુ:ખપાત્ર બન્યો છે જેમ કોઈ મનુષ્યે મદિરાપાન કર્યું હોય, અને પોતાને પછી કહે કે-હુ તો સ્ત્રી છુ, વા કહે કે હુ તો વાઘ છુ વા કહે કે હુ તો બાદશાહ છુ, જેમ તે દારૂપાન કરનારની કલ્પનાઓ જૂઠી છે, તેમ નિશ્ચયનયથી જોતા આત્મા બ્રાહ્મણાદિ જાતિરૂપે નથી નાહક મોહ મદિરા પીને પોતાને પરરૂપે કલ્પી દુ:ખી થાય છે

વળી અહંવૃત્તિથી આત્માની કેવી સ્થિતિ થાય છે તે બતાવે છે

दुहा

भ्रमण करे भवमा भवि, अहवृत्ति आवेश ॥
अहवृत्ति मनमा जगे, फरतो देशोदेश ॥ २७ ॥
आशाथी आधीनता, सुख तो मळे न लेश ॥
अहवृत्ति ससारता, टळता शु अवशेष ॥ २८ ॥

ભાવાર્થ—અજ્ઞાની જીવ અહંવૃત્તિના આવેશથી ચોરાશી લાખ જીવયોનિરૂપ સંસારમા અનંતશ: પરિભ્રમણ કરે છે, દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકીમા પણ આ જીવ જન્મ્યો અને

ત્યા અહંમમત્વરૂપ અહંવૃત્તિના વિચારમા પડી, પુન પુન કર્મ ઉપાર્જન કર્યા અને કર્મ ઉપાર્જન કરી, મહાદુ ખ પામ્યો. મનમા અહંવૃત્તિની જાગૃતિ થએ છતે, આત્મા ધના દિક અર્થે દેશોદેશ પરિભ્રમણ કરે છે દેશને પોતાના કલ્પી લે છે અને તે બાહ્યદેશમા પોતાને કલ્પી ત્યા સુખની આશાએ પ્રયત્ન કરતો છતો, પણ જરા માત્ર સુખ પામી શકતો નથી ક્ષણિકસુખની લાલચે, અનતસુખાશ્રય આત્મસ્વરૂપને ભૂલી ગયો જરા માત્ર પણ આ જીવે આત્મસુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો નહિ, આત્મસુખ માટે સદ્ગુરુના ચરણકમળની ઉપાસના કરી નહિ આત્મસ્વરૂપજ્ઞાનાર્થે, ગીતાર્થ ગુરુઓના વચન શ્રવણ કર્યા ના, સામાન્ય વિશેષાત્મકપદાર્થસ્વરૂપ સમજી શક્યો નહિ આત્મારૂપ દેશનું જ્ઞાન લીધુ નહીં, અને બાહ્યદેશમા સુખ માની લીધુ ઈત્યાદિ સર્વ અહંવૃત્તિનો પ્રભાવ જગત્મા દૃષ્ટિગોચર થાય છે વળી અહંવૃત્તિથી આશા ઉત્પન્ન થાય છે આ જગતમા અનેક પ્રકારની આશાઓને મનુષ્યો ધારણ કરી રહ્યા છે, કરે છે અને કરશે સ્ત્રી, ધન, પુત્ર, સુખની આશાએ અનેક પ્રકારના ઉદ્યમો કરાય છે આશારૂપ પિશાચિનીના યોગે, અનેક પ્રકારની ગુલામગીરી જીવ કરે છે ધનની આશાએ મૂર્ખ-મૂઢ રાજાની સેવા પડિતો પણ કરે છે સ્ત્રીની આશાએ અનેક પ્રકારની આજ્ઞાઓ પુરુષ ઉઠાવે છે; સંસારના સુખ મધુબિંદુ સમાન છે, તેની આશામા જીવ પોતાનુ આયુષ્ય વ્યર્થ ગુમાવે છે, ક્ષણિક સુખની આશામા, ચડાલની પણ સેવા ચાકરી કરે છે તે સબધી શ્રી આનદઘનજી મહારાજ કહે છે—

पद.

आशा ओरनकी क्या कीजे, ज्ञान सुधारस पीजे ॥आशा॥
भटकत द्वार द्वार लोकनके, कुकर आशा धारी ॥
आतम अनुभव रसके रसीया, उतरे न कबहु खुमारी ॥आशा॥१॥
आशा दासीके जे जाया, ते जन जगके दासा ॥
आशा दासी करे जे नायक, लायक अनुभव प्यासा ॥आशा॥२॥
मनसा प्याला प्रेम मसाला, ब्रह्मअग्नि परजाली ॥
तनभाठी अवटाइ पीए कस, जागे अनुभव लाली ॥आशा॥३॥
अगम पियाला पीयो मतवाला, चिन्ही अध्यातमवासा ॥
आनदघन चेतन व्है खेले, देखे लोक तमासा ॥आशा॥४॥

બહિરાત્મભાવથી અજ્ઞાની જીવો આશારૂપ ઝેરના પ્યાલા પીવે છે, અને પરભાવરૂપ વિષ્ટામા ભૂડની પેઠે સદાકાળ રાચી માચીને રહે છે આશાના બાધ્યા જીવો પરભાવરૂપ મહા દુખસાગરમા પડે છે આશાના યોગે જીવો અનેક પ્રકારના મહાકુકર્મો કરે છે કૂતરાની પેઠે આશાના યોગે જીવ ઠેકાણે ઠેકાણે ભમ્યો, પણ કોઇપણ સ્થાને જરામાત્ર સુખ પામ્યો નહીં વિશેષ શુ કહેવુ ? આશાની વૃદ્ધિથી વિશેષ દુખ અને આશાના નાશથી સુખ થાય છે પરાધીનપણુ આશાના યોગ થીજ જીવોને હોય છે

આશારૂપ દાસીના પુત્રો જગત્મા દાસજ જાણવા આશાથી લેશ માત્ર પણ સુખ મળતુ નથી આશાનો નાશ થતા, કશુ

અવશેષ રહેતુ નથી અહો ! આ જીવ આશાના યોગે અનેક પ્રકારના વિકલ્પસકલ્પો કરે છે, તેમજ અનેક પ્રકારના પ્રયત્નો કરે છે, પણ તેથી કઈ સુખ નથી શ્રી આનદઘનજી મહારાજ કહે છે કે—

आशा मारी आसन घर घटमें, अजपाजाप जपावे ।
आनदघन चेतनमय मूरति, नाथ निरजन पावे ॥

ઇત્યાદિ—અનાદિકાળથી મોહના વશથી આ જીવ પરપુદ્ગલ વસ્તુમા સુખની આશા રાખે છે, તેનુ કારણ અજ્ઞાન છે, જો આત્મજ્ઞાન થાય, તો પરવસ્તુમા અહપણુ જીવ શા માટે ધારણ કરે ? જે પુદ્ગલ વસ્તુઓ એક ક્ષણમા અન્ય રૂપ ધારણ કરે છે, તેવી જડ વસ્તુઓમા જીવ પોતાપણુ કલ્પે નહિ તો તે સુખી છે, જે વસ્તુઓની આશા રાખવામા આવે છે, તે વસ્તુઓ સર્વ પ્રાપ્ત થાય એવો કોઈ નિયમ નથી તેમ તે વસ્તુઓથી સુખ પણ થતુ નથી, એમ અનુભવથી જોવામા આવે છે આશારૂપ દાસીના પ્રેમથી ફસાએલ આ જીવે અનેક શરીરો ધારણ કરી, અનેક સકટો વેઠયા, તો પણ હજી તેને કઈ સુખ પ્રાપ્ત થયુ નહીં અને થનાર પણ નથી, માટે ભવ્યજીવોએ આશાથી દૂર રહેવુ-પાણી વલોવતા કદી માખણ નીકળનાર નથી જેમ રેતી પીલતા, તેલ નીકળતુ નથી, તેમ આશાના સગથી કદી સુખ થતુ નથી જે પ્રાપ્ત થવાનુ છે, તે થવાનુ છે તે સબધી નાહક વિકલ્પસકલ્પરૂપ-ચિતારૂપ દાવાનલમા પડવાથી દુખજ પ્રાપ્ત થાય છે આકાશમા જેમ આકાશીયપુષ્પ ઉત્પન્ન થાય નહી, તેમ પરવસ્તુની આશાથી

ગાળ્યુ એમ વિચાર કરતા તેણીના મનમા વૈરાગ્ય પ્રકટ્યો વેશ્યાનો ધધો છોડી દીધો, પ્રભુભજન કરવા લાગી, અને અનેક પુરુષોને વેશ્યાના સગથી થતી ખુવારી સમજાવવા લાગી, અને પોતે સદાચારમા તત્પર થઇ, " આશાને ઉદ્દેશી કહ્યું કે— आशा हि परम दुःख, नैराश्य परम सुखम्—આશા છે તેજ મોટામા મોટુ દુ:ખ છે, અને આશારહિતપણુ તેજ મોટુ સુખ છે આપણે આશાના બધનો છોડીએ તો સુખનો અનુભવ મેળવવા ભાગ્યશાળી થઇશુ અનેક પ્રકારની આશાઓના વિચારો અપાસપ મનમા કર્યા કરો છો, અને સુખની આશા રાખો છો, તે એકી વખતે ભસવા અને આટો ફાકવા બરોબર છે તમારે સુખની ઇચ્છા છે, પણ આશાના વશમા છો, ત્યા સુધી તમો તમારુ કાર્ય સિદ્ધ કરી શકવાના નથી બહિરાત્મભાવ યોગે આશાથી અહવૃત્તિ, પરવસ્તુમા થયા કરે છે શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે—

हु एनो ए माहरो, ए हु एणीबुद्धि ॥
चेतन जडता अनुभवे, न विमासे शुद्धि ॥
आतमतत्त्व विचारीए ॥

હુ એનો અને એ મારો, એવી બુદ્ધિથી ચેતન જડતા એટલે બહિરાત્મપદ અનુભવે છે અને તેની બહિરાત્મ બુદ્ધિથી આત્મા પોતાનુ શુદ્ધ સ્વરૂપ અનુભવી શકતો નથી, માટે આત્મતત્ત્વની વિચારણા કરવી કે જેથી પરમા થતી અહવૃત્તિ ટળે, અહવૃત્તિથીજ સસારમા પરિભ્રમણ થયા કરે છે આશા ટળે તો કઇ બાકી રહેતુ નથી, અર્થાત્ આશાના નાશથી

શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે જેમ વડના બીજથી મોટુ વૃક્ષ બને છે, તેમ એક નાની સરખી આશાથી પણ મોટુ દુ ખવૃક્ષ ઉત્પન્ન થાય છે આશાનો નાશ કઈ એકદમ થતો નથી જ્ઞાની સદ્ગુરુ મુનિરાજની સેવના, ભેદજ્ઞાનની પ્રાપ્તિ અને સ સારના ત્યાગથી આશારૂપ અ કુરો નાશ પામે છે; આત્માને એ આશાથી ખરેખર દુ ખ જ થાય છે, એમ જો નિશ્ચય કર્યો હોત તો સ સારમા પરિભ્રમણનો સમય રહેત નહિ આશા એ ક્ષયરોગ સમાન છે ક્ષયરોગથી એક વાર મરણ થાય છે, અને આશારૂપ ક્ષયરોગથી તો વાર વાર જન્મ મરણ થાય છે ક્ષયરોગની તમારા હૃદયમા જેટલી બીક રહે છે તેટલી જો આશારૂપ ક્ષયરોગની બીક હોત, તો પરાધીન અવસ્થા ભોગવવી પડત નહિ આપણે પોતેજ આશારૂપ દુ ખવૃક્ષોને અહવૃત્તિરૂપ જલથી સિ ચી મોટા કરીએ છીએ તો તેનુ ફળ આપણને જ ભોગવવુ પડશે હે ચેતન ! તારી આવી પરાધીન સ્થિતિ પરની આશાથી થઇ છે, પરપુદ્ગલની આશાથી, હે ચેતન ! તુ પુદ્ગલદ્રવ્યના ઘરે, વર્ણ ગ ધાદિક વસ્તુની ભિક્ષા માગતો ફરે છે, પણ તેથી હે ચેતન ! તારુ કઇ કાર્ય સિદ્ધ થશે નહિ, તારી અન ત જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રૃદ્ધિ તારી જ પાસે છે; માટે પોતાની ઋદ્ધિની શોધ કર, ધ્યાન કર, તારી ઋદ્ધિ વિના હે ચેતન ! તને ખરે-ખર સત્યસુખ પ્રાપ્ત થશે નહિ અન ત તીર્થંકરો થયા, તેમણે પણ પુદ્ગલ-વસ્તુઓરૂપ ઋદ્ધિને એઠ સમાન સમજી તેનો ત્યાગ કરી, અ તરની ઋદ્ધિ પ્રાપ્ત કરી હે આત્મા ! તુ પણ હવે આવુ તારુ સ્વરૂપ સમજી, બાહ્ય વસ્તુઓની આશા કરીશ નહિ ખરેખર તુ તો જ્ઞાનરૂપ અમૃતનો પીનાર છે, તો તુ

આશારૂપ વિષના પ્યાલા કેમ પીવે છે ?, જરા અ તરમા વિચાર કર આત્મસ્વરૂપનો અનુભવરૂપ રસ પીવાથી જે ખુમારી ચઢશે, તે કદિ ઉતરશે નહિ, અને તે અનુભવરસ પીવાથી અનત સુખની ખુમારી અનુભવમા આવશે મોટા મોટા રાજા ચક્ર વર્તિયો પણ આશાનો ત્યાગ કરી, નિર્જન પ્રદેશમા ધ્યાનારૂઢ થયા અને પરમ સુખ પામ્યા જગતના કાર્યો કરતા, પણ અ તરમા નિરાશભાવે વર્તવાથી, કર્મલેપ લાગતો નથી, અન્ય જીવોને ઉપકાર કરીને, પણ સામી અમુક વસ્તુ પ્રાપ્ત કરવાની આશા રાખીશ નહિ હુ અમુકને દાન આપું છું, તેથી તે અમુક મારુ કાર્ય કરશે, એવી આશા રાખીશ નહિ જો તે અમુક આશાથી, અમુક મનુષ્યને ભણાવ્યો, પાછળથી તે મનુષ્ય તારુ કામ નહિ કરે, તો તને પશ્ચાત્તાપ થશે; અને પછી બીજાઓને ભણાવતા, દાન દેતા પાછો હઠીશ, માટે પરોપકાર વિગેરે જે જે કાર્ય કરવા, તે નિરાશાભાવે કરવા, નિરાશાભાવે કાર્ય કરવાથી, આત્મા પરમસુખ પ્રાપ્ત કરે છે અધ્યાત્મજ્ઞાન વિના બહિરાત્મભાવનો નાશ થતો નથી, માટે અહવૃત્તિનુ સ સાર પરિભ્રમણરૂપ ફળ જાણી સ્વસ્વરૂપનુ જ્ઞાન લેવુ વળી અહવૃત્તિનુ માહાત્મ્ય જણાવે છે

दुहा.

शस्त्र ग्रही रणमां चढे, माने हु महायोध ॥
अहवृत्ति प्रगटे यदा, तव वर्ते छे क्रोध ॥ २९ ॥

ભાવાર્થ—અજ્ઞાની અહવૃત્તિના યોગે, શસ્ત્ર ગ્રહણ કરી રણમા ચઢે છે, અનેક પ્રકારના યુદ્ધો—લડાઇઓ પરમા અહત્વ

બુદ્ધિયોગે થાય છે મહાભારતની લડાઇ થઈ, તેમા પણ અહ-
વૃત્તિરૂપ મહાડાકિનીનુ જોર હતુ. ઇગ્લીશોએ ટ્રાન્સવાલની
લડાઈ કરી, તેમા અહવૃત્તિ જ કારણભૂત હતી જાપાન અને
રુશીયાની લડાઈ થઇ તેમા પણ અહવૃત્તિ જ બીજરૂપ છે
રણમા અજ્ઞાની જીવ પોતાને મહાયોદ્ધા તરીકે માને છે, તે
પણ અહવૃત્તિની ચેષ્ટાજ છે જેમ કોઇ સ્ત્રીના શરીરમાં વ્યતરી
પેઠી હોય, અને પછી તે સ્ત્રી રુદન કરે, મારવા ઉઠે, ગાળો દે,
અનેક પ્રકારનુ જૂઠુ બોલે, ઘડીમા ઉઠાઉઠ કરી મૂકે, તેમ
અહવૃત્તિરૂપ ડાકિની, પુરુષ યા સ્ત્રીના શરીરમા પ્રવેશ કરી,
અનેક પ્રકારની યુદ્ધની ચેષ્ટાઓ કરે છે, અને સહસ્રશ જીવોનો
ઘાત કરી દે છે, તેમ વળી અહવૃત્તિના પ્રેર્યા જીવો ક્ષણમા
ક્રોધી બની જાય છે, અને તેથી મહાકર્મ ઉપાર્જન કરે છે
અહવૃત્તિરૂપ વ્યતરીથી પ્રેરાયલા જીવોના સગતમા આવનાર
મનુષ્યોને અહવૃત્તિ વળગે છે અહવૃત્તિરૂપ વ્યતરી, જીવોને
ચારગતિરૂપ ખાડામા નાખી દે છે મોટા મોટા ઋષિયો અને
મહાતપસ્વીઓને પણ અહવૃત્તિએ સસારમા પાડી દીધા
અહવૃત્તિવશમા પડેલા જીવો પોતાનુ સ્વરૂપ બીલકુલ સમજી
શકતા નથી; અનેક યુદ્ધમા જય કરી શકાય છે, ભૂખ વેઠી
શકાય છે, તૃષા વેઠી શકાય છે, શત્રુઓ ઉપર જય કરી શકાય
છે, આકાશમા પણ ચાલી શકાય છે, પણ અહવૃત્તિનો નાશ
કરી શકાતો નથી કોઇ વિરલા પુરુષો અહવૃત્તિનો નાશ કરી
શકે છે અહવૃત્તિ અનેક પ્રકારના રૂપ ધારણ કરી હૃદયમા
પ્રકટે છે તેનુ યતકિચિત્ સ્વરૂપ બતાવે છે

આશારૂપ વિષના પ્યાલા કેમ પીવે છે ? જરા અંતરમાં વિચાર કર આત્મસ્વરૂપનો અનુભવરૂપ રસ પીવાથી જે ખુમારી ચઢશે, તે કદિ ઉતરશે નહિ, અને તે અનુભવરસ પીવાથી અનંત સુખની ખુમારી અનુભવમાં આવશે મોટા મોટા રાજા ચક્રવર્તિયો પણ આશાનો ત્યાગ કરી, નિર્જન પ્રદેશમાં ધ્યાનારૂઢ થયા અને પરમ સુખ પામ્યા જગતના કાર્યો કરતાં, પણ અંતરમાં નિરાશાભાવે વર્તવાથી, કર્મલેપ લાગતો નથી; અન્ય જીવોને ઉપકાર કરીને, પણ સામી અમુક વસ્તુ પ્રાપ્ત કરવાની આશા રાખીશ નહિ. હું અમુકને દાન આપું છું, તેથી તે અમુક મારું કાર્ય કરશે, એવી આશા રાખીશ નહિ જો તે અમુક આશાથી, અમુક મનુષ્યને ભણાવ્યો, પાછળથી તે મનુષ્ય તારું કામ નહિ કરે, તો તને પશ્ચાત્તાપ થશે; અને પછી બીજાઓને ભણાવતાં, દાન દેતાં પાછો હઠીશ, માટે પરોપકાર વિગેરે જે જે કાર્ય કરવાં, તે નિરાશાભાવે કરવાં. નિરાશાભાવે કાર્ય કરવાથી, આત્મા પરમસુખ પ્રાપ્ત કરે છે અધ્યાત્મજ્ઞાન વિના બહિરાત્મભાવનો નાશ થતો નથી, માટે અહંવૃત્તિનું સંસાર પરિભ્રમણરૂપ ફળ જાણી સ્વસ્વરૂપનું જ્ઞાન લેવું વળી અહંવૃત્તિનું માહાત્મ્ય જણાવે છે

दुहा.

शस्त्र ग्रही रणमां चढे, माने हुं महायोध ॥
अहवृत्ति प्रगटे यदा, तव वर्ते छे क्रोध ॥ २९ ॥

ભાવાર્થ—અજ્ઞાની અહંવૃત્તિના યોગે, શસ્ત્ર ગ્રહણ કરી રણમાં ચઢે છે; અનેક પ્રકારના યુદ્ધો–લડાઇઓ પરમાં અહંત્વ

બુદ્ધિયોગે થાય છે મહાભારતની લડાઇ થઈ, તેમા પણ અહ-
વૃત્તિરૂપ મહાડાકિનીનુ જોર હતુ. ઇગ્લીશોએ ટ્રાન્સવાલની
લડાઈ કરી, તેમા અહવૃત્તિ જ કારણભૂત હતી જાપાન અને
રુશીયાની લડાઈ થઇ તેમા પણ અહવૃત્તિ જ બીજરૂપ છે
રણમા અજ્ઞાની જીવ પોતાને મહાયોદ્ધા તરીકે માને છે, તે
પણ અહવૃત્તિની ચેષ્ટાજ છે જેમ કોઇ સ્રીના શરીરમાં વ્યતરી
પેઠી હોય, અને પછી તે સ્રી રુદન કરે, મારવા ઉઠે, ગાળો દે,
અનેક પ્રકારનુ જૂઠુ બોલે, ઘડીમા ઉઠાઉઠ કરી મૂકે, તેમ
અહવૃત્તિરૂપ ડાકિની, પુરુષ યા સ્રીના શરીરમા પ્રવેશ કરી,
અનેક પ્રકારની યુદ્ધની ચેષ્ટાઓ કરે છે, અને સહસ્રશ જીવોનો
ઘાત કરી દે છે, તેમ વળી અહવૃત્તિના પ્રેર્યા જીવો ક્ષણમા
ક્રોધી બની જાય છે, અને તેથી મહાકર્મ ઉપાર્જન કરે છે
અહવૃત્તિરૂપ વ્યતરીથી પ્રેરાયલા જીવોની સગતમા આવનારા
મનુષ્યોને અહવૃત્તિ વળગે છે અહવૃત્તિરૂપ વ્યતરી, જીવોને
ચારગતિરૂપ ખાડામા નાખી દે છે મોટા મોટા ઋષિયો અને
મહાતપસ્વીઓને પણ અહવૃત્તિએ સસારમા પાડી દીધા
અહવૃત્તિવશમા પડેલા જીવો પોતાનુ સ્વરૂપ બીલકુલ સમજી
શકતા નથી, અનેક યુદ્ધમા જય કરી શકાય છે, ભૂખ વેઠી
શકાય છે, તૃષા વેઠી શકાય છે, શત્રુઓ ઉપર જય કરી શકાય
છે, આકાશમા પણ ચાલી શકાય છે, પણ અહવૃત્તિનો નાશ
કરી શકાનો નથી કોઇ વિરલા પુરુષો અહવૃત્તિનો નાશ કરી
શકે છે અહવૃત્તિ અનેક પ્રકારના રૂપ ધારણ કરી હૃદયમા
પ્રકટે છે તેનુ યત્કિંચિત્ સ્વરૂપ બતાવે છે

## दुहा.

विषयेच्छा बुद्धि करो, अहवृत्तितायोग ॥
भय चचलता वैरता, अहवृत्तिना भोग ॥ २० ॥

हु शाणो हु शोभतो, हु सहुमा हुशियार ॥
अहवृत्ति महाडाकिनी, दु.खश्रेणि दातार ॥ २१ ॥

ભાવાર્થ-સ્પર્શનેન્દ્રિય, રસનેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, શ્રોત્રેન્દ્રિય, એ પાચ ઇંદ્રિયોના વિષય ભોગની ઇચ્છાની વૃત્તિ પણ અહવૃત્તિના યોગે ઉત્પન્ન થાય છે **રાવણે સીતાને અપહરી**, તેમા વિષયની ઇચ્છાજ કારણભૂત હતી વિષયોમા સુખબુદ્ધિ ઉત્પન્ન થઈ ત્યારે રાવણે પાપ કર્મ આદર્યું, અને તેથી તેનુ રાજ્ય ગયુ, રણમા મરી ગયો અહવૃત્તિએ **રાવણના** આત્મામા પોતાની પ્રબલ સત્તા વર્તાવી હતી દુર્યોધને અહવૃત્તિના યોગે પાચ પાડવોની સાથે લડાઇ કરી હતી વિષયોમા અહવૃત્તિથી આસક્ત થએલા ગર્દભિલ્લરાજાએ દુર્ગતિ સ્વીકારી અલ્લાઉદ્દીન ખુનીએ લાખો મનુષ્યોને અહવૃત્તિના યોગે મારી નાખ્યા અનેક પ્રકારના દુ ખની દેનારી લડાઈઓમા પ્રાણાહુતિ અર્પનાર મનુષ્યો પણ અહવૃત્તિના સેવકો જાણવા વળી આ આત્મા અહવૃત્તિના યોગે સાત ભયનો ભોક્તા બને છે યાવત્ પરપુદ્ગલવસ્તુમા અહત્વમમત્વભાવ છે, ત્યા સુધી જ ભયદશા રહે છે પરવસ્તુમાથી મમત્વભાવ છૂટી જતા, જીવ નિર્ભય થાય છે અનેક પ્રકારની મન, વચન તથા કાયયોગથી થતી ચચળતા પણ અહવૃત્તિના યોગે છે આત્મા મોક્ષ પામ્યો નહિ, તેનુ કારણ અહવૃત્તિ છે આત્મા વારવાર કર્મ ગ્રહણ કરી અનેક

પ્રકારના શરીર ગ્રહણુ કરે છે, અને છોડે છે, તે પણુ અહ
વૃત્તિનોજ પ્રભાવ છે પોતાના સબધમા આવતા અનેક જીવોન
સાથે કલેશ કરે છે અને અનેક જીવોનો નાશ કરે છે, તેનુ
કારણુ પણુ અહવૃત્તિજ છે હુ શાણો છુ, મારા જેવો કોઇ
નથી, મારા વિના કોઇ કાઇ કરી શકનાર નથી, મારી શક્તિન
જેવી કોઇની શક્તિ નથી, સર્વ સસારી વ્યાપાર વિગેરે પ્રપચમ
મારા જેવો બીજો કોઇ હુશિયાર નથી–ઇત્યાદિ મનમા વિચારવુ
તે સર્વ અહવૃત્તિની ચેષ્ટા છે અહો ! આશ્ચર્યની વાત છે
અહવૃત્તિથીજ આવા પ્રકારના વિચિત્ર દુખ થાય છે, તો પણ
મોહરૂપ મદિરાનુ પાન કરનાર મૂઢ જીવો જરામાત્ર પણુ ચેત
શકતા નથી **અહવૃત્તિરૂપ મહાડાકિની, દુખશ્રેણિ
અર્પનાર છે, એમ ભવ્ય જીવો જાણો, અને તે ડાકિ
નીનો સગ નિવારો** આત્મજ્ઞાનરૂપ મત્રથી અહવૃત્તિ–ડાકિન
દૂર નાશી જશે, માટે આત્મજ્ઞાનરૂપ મત્રના અર્પનાર સદ્ગુર
મુનિરાજની ઉપાસના કરો સદ્ગુરુની આજ્ઞામા રહો પામરજીવ
સદ્ગુરુના ઉપદેશ વિના ધર્મતત્ત્વ સમજી શકતો નથી અહ
વૃત્તિના નાશ માટે સદ્ગુરુ મહારાજ સારા ઉપાયો બતાવશે
પરમ વૈરાગ્ય અને જ્ઞાન વિના અહવૃત્તિનો નાશ થતો નથી
આત્મજ્ઞાનરૂપ સૂર્ય હૃદયાકાશમા પ્રકટતા અહવૃત્તિરૂપ અધકા
નાશ પામે છે, મોટા મોટા કુહાડાઓ લોઢાને કાપી શકતા નથી
પણુ છીણીઓ લોઢાને કાપી નાખે છે તેમ જગત્ની વિદ્યાઓ
અહવૃત્તિનો નાશ કરી શકતી નથી, પણુ આત્મજ્ઞાન અહવૃત્તિન
ત્વરિત નાશ કરે છે અહવૃત્તિનો નાશ ભેદજ્ઞાન અને ચારિ
વિના થતો નથી [1]મોક્ષસાધ્યસાધક ભવ્ય પુરુષો અતરથ

[1] મોક્ષરૂપ સાધ્યને સાધનાર

આત્મસ્વરૂપનુ સ્મરણ કરી, અહવૃત્તિનો નાશ કર છે; સર્વ સામારિક પદાર્થોનો ત્યાગ કરી, પચમહાવ્રત અગીકાર કરી, મુનિ થઇને પણ અહવૃત્તિનો નાશ કરી આત્મિકસુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો, એજ ઉત્તમોત્તમ કર્તવ્ય છે અહવૃત્તિ જો કે મહાજોરવાળી છે, તો પણ જ્ઞાન અને ધ્યાનથી તેનો નાશ થઈ શકે છે અહવૃત્તિથી થતા અભિમાનથી સસારમા જીવો હિસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, વિશ્વાસઘાત, વિગેરે પાપકૃત્યો અહર્નિશ કર્યા કરે છે અહવૃત્તિના યોગે આત્મા પોતાના સ્વરૂપનુ ધ્યાન મૂકી, અન્યવસ્તુનુ ધ્યાન કરે છે, તેથી પોતે પર વસ્તુનો ધ્યાતા કહેવાય છે અનેક પ્રકારના દોષોની ઉત્પત્તિ અહવૃત્તિના યોગે ઉદ્ભવે છે, આત્માના અનતગુણોનુ આવરણ અહવૃત્તિના યોગે થયુ છે, થાય છે, અને થશે અહવૃત્તિના યોગે આપણે અન્ય પુદ્ગલવસ્તુઓને ઋદ્ધિ તરીકે માની તેમા રમણતા કરીએ છીએ અહો! અહવૃત્તિ, તારુ પ્રબળ સામ્રાજ્ય છે હવે કૃપા કરી તુ મારાથી જરા દૂર થા! દૂર થા! વળી અહવૃત્તિનુ સ્વરૂપ વર્ણવે છે

### दुहा

जे अज्ञानी जीव छे, पशुसम वर्ते जोय ॥
अहवृत्ति तेमा घणी, कथ्यु विचारी जोय ॥ ३२ ॥
अज्ञानीने अघ वे, देखे नहि तलभार ॥
रणना रोझममान ते, पामे नहि भवपार ॥ ३३ ॥
अज्ञानी अज्ञानमा, गाळे सघळो काळ ॥
वृद्धपणुने श्वेतकेश, पण वर्ते छे बाळ ॥ ३४ ॥

ભાવાર્થ—જે પુરુષો સમ્યગ્ અનેકાન્તધર્મતત્ત્વથી અજાણ છે, તે આ સ્થળે અજ્ઞાની જાણવા. ધર્મથી અજાણ પુરુષો પશુ સદૃશ સંસારમાં પ્રતિભાસે છે અજ્ઞાની જીવો સ્વપરજ્ઞાનના અભાવે સંસારમાંજ સાર માની, રાત્રી અને દિવસ ઘાંચીની ઘાણીના બળદની પેઠે યત્ન કર્યા કરે છે અને અજ્ઞાની જીવો સાંસારિક સુખની લાલચાએ અનેક પ્રકારના પાપો મેળવવામાં, જરામાત્ર પણ અચકાતા નથી મનુષ્ય ભવતાર શાથી પ્રાપ્ત થયો ? હું કોણ છું ? ક્યાંથી આવ્યો ? અને ક્યાં જઈશ ? મારું સંસારમાં શું છે ! મારી સાથે પરભવમાં કોઈ આવશે ? પુણ્ય શું ? અને પાપ શું ? ઈત્યાદિ વિચારશૂન્ય અજ્ઞાની જીવોનું હૃદય હોય છે સંસારમાં શું આદેય છે ? કઈ વસ્તુ ત્યાગ કરવા યોગ્ય છે ? શું જાણવા યોગ્ય છે ? ઈત્યાદિ વિવેકના અભાવે, **અજ્ઞાની જીવને શાસ્ત્રકાર પશુ સમાન કહે છે,** તે અસત્ય નથી પશુ જેમ ખાવું, પીવું, ઊંઘવું અને વિષયસુખ ભોગવવા, એટલું જ સમજી શકે છે, તેમ અજ્ઞાની મનુષ્ય ખાવું, પીવું, સ્ત્રી, ધન, પુત્રનું પાલન કરવું અને વિષયસુખ ભોગવવા એટલું જ સમજી શકે છે અજ્ઞાનીજીવમાં અહંવૃત્તિ ઘણી હોય છે બી એ અથવા એમ એ પર્યંત અભ્યાસ કરો, સી આઈ ઇ આદિ અક્ષરોની પદવીઓ મેળવો, પણ તેથી તમારું હિત તેટલામાં સમાયું નથી જ્યાંસુધી ષડ્દ્રવ્ય, સાત નય, સિદ્ધાંતાદિકનું જ્ઞાન યોગ્યતાપૂર્વક મેળવી સેંo જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી, ત્યાં સુધી તમો આત્મસન્મુખ થયા નથી, અને આત્મસન્મુખ થયા વિના તમારું જાણવું અવિદ્યા વા અજ્ઞાનરૂપ છે, અને એવા અજ્ઞા

૫

નથી દુ ખકારક ભવાલ થતો નથી, અજ્ઞાની પુરુષ જડ સરખો અ તરદૃષ્ટિથી જોતા ગણાય છે અજ્ઞાની અને અ ધ એ સરખા છે અ ધપુરુષના કરતા પણ અજ્ઞાની તો ખરાબ છે, કારણુ કે અ ધપુરુષ તો સદ્ગુરુ ઉપદેશ શ્રવણુ કરી, અ તરદૃષ્ટિને ખીલવે છે, રણુના રોઝ સમાન અજ્ઞાની છે અજ્ઞાની મિથ્યાત્વા દિકમા લેપાએલો હોવાથી શાશ્વતમુક્તિ પામી શકતો નથી અન તકાળ આ જીવે નિગોદમા ગાળ્યો, ત્યા પણુ અજ્ઞાન હતુ, અવ્યવહારરાશિરૂપ નિગોદમાથી નીકળી, વ્યવહારરાશિમા આવ્યો પાચ સ્થાવરમા ઘણુાકાળ સુધી પરિભ્રમણુ કર્યું ત્યાથી બેઇંદ્રિયમા આવ્યો, ત્યાથી તેઇંદ્રિય અને ત્યાથી ચતુરિન્દ્રિયમા આ યો, ત્યાથી પ ચે દ્રિયમા આવ્યો, પ ચે દ્રિયના પણુ દેવતા, મનુષ્ય, તિર્યં ચ અને નારકી એ ચાર ભેદ છે એ ચારના પણુ પ્રત્યેકના ઘણુા ભેદ છે, ઇત્યાદિ અવતારો ગ્રહણુ કર્યાં, પણુ અજ્ઞાનના વશથી આત્મા પોતાનુ સ્વરૂપ સમજી શક્યો નહિ, શ્રીવીતરાગ વચનની શ્રદ્ધા કરી નહિ કુદેવ, કુગુરુ, કુધર્મને ધર્મ માની, તેમા વિશ્વાસ રાખ્યો ઇત્યાદિ સર્વ અજ્ઞાનનાજ પરિણામ જાણુવા અજ્ઞાન પણુ ત્રણુ ભેદે છે મતિઅજ્ઞાન, બીજુ શ્રુતઅજ્ઞાન અને ત્રીજુ વિભગજ્ઞાન, તેમા પ્રથમના બે ભેદો હાલમા આ પ ચમઆરામા વિશેષત જોવામા આવે છે અજ્ઞાનથી જીવને અજીવ માનવામા આવે છે, તેમજ અજ્ઞા નથી પુણ્યને પાપ માનવામા આવે છે, અને પાપના કાર્યને પુણ્ય માનવામા આવે છે અજ્ઞાનથી આશ્રવને સ વર માનવામા આવે છે અને સ વરને આશ્રવ માનવામા આવે છે, તેમજ અજ્ઞાનથી બ ધને મુક્તિ માનવામા આવે છે, અને મુક્તિને

અધ માનવામા આવે છે અજ્ઞાનથી પુદ્ગલદ્રવ્યને જીવરૂપે માન વામા આવે છે, અને જીવને જડ માનવામા આવે છે, અજ્ઞાનથી રૂપી વસ્તુને અરૂપી માનવામા આવે છે, અને અરૂપીને રૂપી માનવામા આવે છે અજ્ઞાન એ જ મિથ્યાત્વનુ મૂળ છે, અજ્ઞાની જીવથી આત્મહિત થઈ શકતુ નથી **મહાપ્રોફેસરની પદવી મેળવો, અનેક પ્રકારની ભાષાના વિદ્વાન્ ગણાઓ, પણ જ્યા સુધી સ્યાદ્વાદ રૂપે આત્માને ઓળખ્યો નથી ત્યા સુધી અજ્ઞાની છો અજ્ઞાનીની ક્રિયા સસારની વૃદ્ધિ કરે છે** વિષમા વિષ, દુ ખમા દુ ખ અજ્ઞાન છે, માટે અજ્ઞાનનો નાશ કરવા સદ્ગુરુ મુનિરાજની ઉપાસના કરવી અજ્ઞાનથી સત્યાસત્યનુ ભાન થતુ નથી અજ્ઞાની પુરુષ લોકવ્યવહારની નીતિનેજ ધર્મ કહે છે, વા દુનિયામા શુદ્ધાચાર રાખવો, એટલોજ ધર્મ સ્વીકારે છે, પણ તે તેનુ અજ્ઞાનજ છે, અજ્ઞાની પુરુષ સર્વ ધર્મને એક ધર્મ માની બેસે છે જેમ કોઈ બાળક, બકરી, ગાય, ભેસ, ઉંટ, શુવર અને આકડાના દૂધને એક સરખુ દૂધ માની લે છે, તેમ અજ્ઞાની જીવ, સર્વ ધર્મને એક સરખા માની લે છે, પણ તેનાથી સત્યાસત્યનો નિર્ણય કરી શકાતો નથી દુનિયાની વસ્તુઓનુ જ્ઞાન સારી રીતે મેળવ્યુ, પણ આત્માનુ જ્ઞાન, સાતનય, સપ્તભગી, નિક્ષેપા, પ્રમાણ, અનુભવાદિથી મેળવ્યુ નથી, ત્યા સુધી તમારુ કાર્ય સિદ્ધ થવાનુ નથી અને સમકિત રત્ન પ્રાપ્ત કરી શકવાના નથી, ઉમર વધવાથી કાઈ મહત્ત્વ પ્રાપ્ત થતુ નથી કહ્યુ છે કે–

उमर वधी तो शु थयु, गद्धां घरडां थाय ॥

વૃદ્ધપણુ તથા ધોળા વાળ આવવાથી મહત્ત્વપણુ પ્રાપ્ત થતુ નથી, એવા વૃદ્ધો પણ અજ્ઞાનયોગે બાળ જાણવા અને બાળ હોય તો પણ અઇમુત્તામુનિની પેઠે જ્ઞાનવૃદ્ધ જાણવા અજ્ઞાની જીવો સસારની મોહમાયારૂપ ઘોર નિદ્રામા સૂઇ રહ્યા હોવાથી હિતાહિત જાણી શકાતા નથી જ્ઞાની શ્વાસોશ્વાસમા કર્મનો ક્ષય કરે છે, ત્યારે અજ્ઞાની પૂર્વ ક્રોડ વર્ષ પર્યંત ચારિત્ર પાળે, તો પણ કર્મક્ષય કરી શકતો નથી જ્ઞાનીને આશ્રવના હેતુઓ પણ સવરરૂપે પરિણમે છે, અને સવરના હેતુઓ, અજ્ઞાનીને આશ્રવરૂપે પરિણમે છે અજ્ઞાની અને ભૂડનુ જીવન સરખુ છે કોઇ પણ પ્રકારની ભાષા ભણ્યા વા વાચતા લખતા આવડયુ એટલે જ્ઞાની બની ગયા એમ સમજવુ નહીં શ્રી વીતરાગના વચન, અનેકાન્ત રૂપે સમજી, શ્રદ્ધા કરવાથી જ્ઞાની થઇ શકાય છે, અજ્ઞાની બાહ્ય વસ્તુમા સદાકાળ લોભાઈ દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભાદિકનુ સેવન કરી, અહવૃત્તિની પ્રતિદિન પુષ્ટિ કર્યા કરે છે અહવૃત્તિના યોગે જ્ઞાનાવરણીયાદિક આઠ કર્મોની વર્ગણાઓ ગ્રહણ કરે છે અને તેથી પોતે સસારમા બધાય છે—વળી અહવૃત્તિનુ સ્વરૂપ બતાવે છે

## दुहा

अहवृत्तिना योगथी, उत्शृंखलताबुद्धि ॥
अस्थिर अन्तरवृत्तियो, दुःखावहा समृद्धि ॥ ३५ ॥
सत्य असत्यपणे ग्रहे, जडमां आतमबुद्धि ॥
धर्मदृष्टि नहि आतममा, करेशु निजपद शुद्धि ॥३६॥

ભાવાર્થ—અજ્ઞાનજન્ય અહંવૃત્તિથી, ઉચ્છૃંખલતાની વૃદ્ધિ થાય છે તેથી આત્મા, મનમા આવે તેવુ માને છે, અને મનમા આવે તેવુ બકે છે જેમ કોઇ મનુષ્ય ગાંડો થયો હોય, તેમ તેની ચેષ્ટાઓ બહિરાત્મયોગે થાય છે; અહંવૃત્તિધારક મનુષ્યની અંતરવૃત્તિઓ અસ્થિરપણે વર્તે છે જેમ જાતે મર્કટ, વળી તે શરીરે પુષ્ટ હોય, અને તેને મદિરાનુ પાન કરાવ્યુ હોય, અને વળી તેવા પ્રસંગે તેને વૃશ્ચિક કરડે, તો કુદકુદા કરવામા બાકી મૂકે નહિ દોડદોડા કરી મૂકે, જરા માત્ર પણ સ્થિર રહે નહિ તેમ અજ્ઞાની જીવ પણ મૂળ તો આત્મસ્વરૂપથી અજાણ અને વળી તેમા મોહમદિરાનુ પાન કર્યું, અને વળી તેને અવિવેકરૂપી વૃશ્ચિક કરડયો, એટલે તેની અંતરવૃત્તિઓ અસ્થિર વર્તેજ, અને મુક્તિરૂપ સ્થાને ઠરીને બેસે નહીં, તે સત્યજ જાણવુ અજ્ઞાની જીવને બાહ્ય સમૃદ્ધિ પણ દુખપ્રદ થાય છે અજ્ઞાનીજીવ જાણે ગાંડોજ થઈ ગયો હોયની, તેમ સંસારમા ચેષ્ટા કરે છે જેમ કુત્તરુ આરિસામા પોતાનુ રૂપ દેખી, સામુ બીજા કુતરાની વિદ્યમાનતા દેખી, ખૂબ ભસ્યા કરે છે, અને અન્ય કુતરાના અધ્યાસથી પ્રતિબિંબને મારવા દોડે છે, તેમ અજ્ઞાની જીવ મનમા, વાણીમા તથા કાયામા આત્મત્વ બુદ્ધિ ધારણ કરી, તેમા અહંત્વનો દૃઢાધ્યાસ ધારણ કરી મુઝાય છે કેટલાક અજ્ઞાની છીપોનો મોટો ઢગલો દૂરથી દેખી, તેમા રૂપાની બુદ્ધિ ધારણ કરી તેનુ ગ્રહણ કરે, અને તેને વેચવા જતા ઝવેરીઓની આગળ કહે કે " આ રૂપુ છે " પણ ઝવેરીઓ પાસેથી તેને કંઈ મળે નહિ, ઉલટા પોતાની મૂર્ખતાથી પશ્ચાત્તાપ પા[illegible] અજ્ઞાની જીવ અહંવૃત્તિ યોગે,

જડપદાર્થોને પોતાના કલ્પી, રાચી રહે, પણ અતે પરભવ જત
શરીરથી આત્મા છૂટતા માલૂમ પડે કે, અહો ! હુ જન્મ ધારણ
કરી, નાહક મોહમાયામા મુઝાયો, એણે મારુ સત્યસ્વરૂપ ઓળ
ખ્યુ નહીં અરે ! હવે મારી શી ગતિ થશે ? અરે ! ફરી મનુષ્ય
જન્મ પામુ તો ભૂલ કરુ નહિ, એમ ઘણો પશ્ચાત્તાપ કરે
પણ પુન મનુષ્ય અવતાર દુર્લભ છે તેમ અત્ર પણ અજ્ઞાન
જીવ ભ્રાંતિથી સાસારિક કાર્યોમા પુત્ર, ધન, સ્ત્રી વગેરેમ
પોતાનુ આયુષ્ય ગાળે અને તેમાજ સાર માને, તે પીળા દિવ
મોહ શત્રુઓથી મનુષ્ય ગતિરૂપ બજારમા લૂટાય છે, લક્ષાધિપ
હોય, રાજા હોય, પણ આત્મજ્ઞાનના અભાવે, બાહ્યપદાર્થો
અહવૃત્તિથી, રાચીમાચી રહેવાથી, અતે દુખપાત્ર બને
આ ભવમા જે કર્મ કર્યા હોય છે, તે અવશ્ય પરભવમા ભે
વવા પડે છે તેમા કોઇનો છૂટકારો થતો નથી જેમ ઘૂકમ
સૂર્યને દેખવાનો સ્વભાવ નથી તેમ, અજ્ઞાની જીવ સત્ય તત્વ
દેખી શકતો નથી ઉલટુ સત્ય વસ્તુને અજ્ઞાની અસત્ય જ
છે ઠાણાગસૂત્રમા મિથ્યાત્વનુ સ્વરૂપ સારી રીતે બતાવ્યુ
તેવુ મિથ્યાત્વ પણ અજ્ઞાનમૂલક છે એમ ભવ્ય જીવોએ જાણ
પાચભૂતના બનેલા શરીરમા અજ્ઞાનીઓ આત્મબુદ્ધિ ધારણ
છે, અને તેથી નાસ્તિક લોકો આત્મા શરીરથી ભિન્ન છે,
માનતા નથી, અથવા કેટલાક જીવો આત્મા અને મન
સમજે છે, વળી કેટલાક આત્મા અને મનનો ધર્મ ભિન્ન સ
જાતા નથી; વળી કેટલાક આત્માને ઉત્પન્ન થયેલો માને
વળી કેટલાક આત્માને પુણ્ય પાપ લાગતુ નથી, એમ માને

૧ ઘુવડ

એમ અનેક કુતર્કોના કરનારાઓ અજ્ઞાની જાણવા, અજ્ઞાની જીવ જડમા આત્મબુદ્ધિ ધારણ કરે છે, તેમજ વળી જડમા ધર્મ માને છે જડમા ત્રિકાલમા પણ આત્મધર્મ નથી જેમ અગ્નિનો સ્વભાવ ઉષ્ણ છે, જલનો સ્વભાવ શીત છે, તેમ જડનો જડત્વ ધર્મ છે, અને આત્માનો જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ ધર્મ છે, એમ અજ્ઞાની સમજી શકતો નથી અજ્ઞાનીની આત્મામા ધર્મબુદ્ધિ નથી, પણ તેની તો જડમા ધર્મબુદ્ધિ વર્તે છે તેથી અજ્ઞાની જીવ પોતાના આત્માની શુદ્ધિ કરી શકતો નથી આત્માનુ સ્વરૂપ જાણે નહિ અને મનમા આવે તેમ વર્તે તેથી આત્મહિત થઇ શકતુ નથી ઉપયોગે ધર્મ અને ક્રિયાએ કર્મ, અને પરિણામે બધ છે, એનુ સ્વરૂપ અજ્ઞાની સમજી શકતો નથી અજ્ઞાની જીવ પોતાની ભુલ સમજી શકતો નથી અહો ! હે ચેતન ! જો તને શિવપુર પ્રાપ્ત કરવાનો ભાવ છે, તો આત્મસન્મુખ ગમન કર હે જીવ ! બાહ્ય પ્રયત્નો રાગદ્વેષથી તે અનતીવાર કર્યા, પણ તેથી તારુ કાર્ય સિદ્ધ થયુ નહિ હે જીવ ! વારવાર આર્ય દેશ, મનુષ્ય જન્મ, દેવ ગુરુ સામગ્રી પામીને, પણ હજી સુધી તુ શ્રી વીરપ્રભુના પરમ શિવસુખકારક વચનામૃતોનુ પાન કરતો નથી હે જીવ ! હજી સમય ગયો નથી ચેતે તો હજી તારા હાથમા બાજી છે આયુષ્ય અવધિ સમાપ્ત થતા, તારુ ડહાપણ ધૂળમા મળશે સમજીને પણ કેમ પ્રમાદી થાય છે ! એક દિવસ આ દેખાતુ શરીર ધૂળમા ભળી જશે ધૂમાડાના બાચકા સરખી મોહ માયાથી તારુ હિત થનાર નથી હે જીવ ! તુ અહવૃત્તિના યોગે જ્યા ત્યા કુલણજીની પેઠે કુદી જાય છે અને દુનિયાદારીના

ગપાટાસપાટામા તારુ જીવન નકામુ ગાળે છે અને જાણે હુ અમર છુ, એમ સમજે છે પણ યાદ કર કે દુનિયાદારીની ક્ષણિક બાજી કોઇને છાજી નથી અને છાજશે પણ નહિ હે આત્મન્! તુ દુકાનમા બેસી, અનેક જીવોને જૂઠુ સમજાવી, જૂઠુ આપી, હર્ષ ધારણ કરે છે પણ તેથી કર્મ રાજા તારુ આવુ સ્વરૂપ દેખી, હર્ષ ધારણ કરે છે કે, એ જીવ મારા તાબામા રહેવાનો છે અરે જીવ! તુ ધનપતિ, વા સત્તાધારી થઇ, અનેક જીવોની હિસા કરી, શુ ખુશી થાય છે? તારી મોજ મઝા અને આનદ પરભવમા જોતા જોતા ઊડી જશે, અને ત્યા મહાદુખી થઇશ. હે જીવ! તુ ધર્મી પુરુષોને ઠોગી ગણે છે, પણ તારી દુર્મતિનુ ફળ પરભવમા મહાદુખરૂપે વેઠીશ અરે જીવ! તુ બીજા જીવોની ઠઠ્ઠા-મશ્કરી કરે છે પણ સમજતો નથી કે તારી મશ્કરી કર્મ રાજા તેજ વખતે કરે છે, અરે જીવ! તુ મસ્ત થઇને મ્હાલે છે, પણ યાદ રાખ કે તારા જેવા નવાણુ લાખ દુનિયામા જન્મી જન્મીને ચાલ્યા ગયા, તો તારો શો ભાર છે! અરે જીવ! તુ અજ્ઞાનના યોગે મનમા અનેક પાપ કાર્ય કરવાના ઘાટો ઘડ્યા કરે છે, પણ યાદ કર કે ઘડી પશ્ચાત્ શુ થશે? તેની તને સમજણ નથી અરે જીવ! તુ મિત્રોની સોબતમા અનેક પ્રકારની કુચેષ્ટાઓ કરે છે, તેનુ ફળ તને મળ્યા વિના રહેનાર નથી અરે જીવ! તુ મોટાઇની આશાએ કેટલી તારી ચતુરાઇ બીજાઓને દેખાડે છે, પણ યાદ રાખ કે પરભવમા તારી ચતુરાઇ જરા માત્ર રહેવાની નથી અરે જીવ! તુ અવિદ્યાના તોરમા અને કુતર્કો કરી, ધર્મશાસ્ત્રને જૂઠ

પાડે છે, પણ તેનુ ફળ નરકાદિક તને મળ્યા વિના રહેનાર નથી અરે જીવ ! તુ અનેક પ્રકારના પાપ કર્મ કરીને તેને અહીં છાના રાખ પણ પરભવમા તેના ફળ ભોગવવી વખત જરા માત્ર પણ પાપ છાનુ રહેનાર નથી અરે લોભી જીવ ! તુ લોભથી અનેક પ્રકારના અસત્ય વચન બોલ, પણ તેથી પરભવમા જીભ પ્રાપ્ત કરવી, પણ તને મુશ્કેલ થશે. મનમા આવે તેમ ચાલ, ગમે તેમ કર, પણ પરભવમા માલૂમ પડશે. અરે જીવ ! માયાના વિષ વૃક્ષો તુ વાવે છે, તો તેના નઠારા ફળ તુ ભોગવીશ અરે જીવ ! તુ જ્ઞાની મુનિરાજોની ફાવે તેમ નિંદા કર, પણ તેથી પરભવમા મૂઢ બન્યા વિના રહેનાર નથી અરે જીવ ! તુ પોતાને ઓળખ, અવિદ્યામા અનત કાળ ગયો, પણ તેથી તને પરમ શાતિ મળી નહિ અરે જીવ ! તુ પોતે પોતાને ઓળખતો નથી, એ તારી કેટલી મોટી ભૂલ છે ? અહવૃત્તિના યોગે તુ ભૂતની પેઠે ચેષ્ટા કરે છે અહ વૃત્તિના યોગે તુ પરસ્વભાવમા પરિણમી જાય છે અહંવૃત્તિ બાહ્યનુ જીવન છે અહવૃત્તિ એ વિભાવદશા છે

હવે પુન અહવૃત્તિનુ સ્વરૂપ કહે છે

## दुहा.

धर्मपन्थनी भिन्नता, अहवृत्तिना जोर ॥
अहवृत्तिमतवादियो, करता शोरबकोर ॥ ३७ ॥
अनेकपन्थ प्रगटया भूवि, धाशे पन्थ अनेक ॥
अहवृत्ति अज्ञानथी, वर्ते मिथ्या टेक ॥ ३८ ॥

ભાવાર્થ–જગત્મા ધર્મ પન્થની ભિન્નતા દેશોદેશ જોવામાં આવે છે, તેનુ કારણ અહંવૃત્તિનુ જોર જાણુવુ મન, વચન, કાયા અને ધનાદિકમા અહંવૃત્તિ ધારનાર તથા માનપૂજા, કીર્તિ બહુમાનના લાલચુ જીવો, અહંવૃત્તિથી પરસ્પર ખંડનમંડન કરી, પોતાનો મત સ્થાપન કરવા પ્રયત્ન કર્યા કરે છે કેટલાક પોતાના મતની પુષ્ટિ માટે, ઉત્સૂત્રભાષણુ કરે છે કેટલાક મતવાદિયો તરવારની ધારથી લાખો મનુષ્યોના લોહી પૃથ્વી ઉપર વહેવરાવી, ધર્મોન્નતિ કરવા ધારે છે, કેટલાક મતવાદિયો ધર્મના નામે અનેક પશુ પક્ષીઓને મારી નાખી, પ્રભુને પ્રસન્ન કરવા ઇચ્છે છે, કેટલાક વામમાર્ગિઓ પોતાના પન્થની પુષ્ટિ કરવા, અહંવૃત્તિથી પ્રયત્ન કર્યા કરે છે કેટલાક ફક્ત વ્યવહારનયને માની, સાખ્યમતને એકાતે સ્વીકારી, આત્માને અનાદિ કાળથી નિર્લેપ માની, ધર્મક્રિયાથી ઉન્મુખ બની, બીજાઓની સાથે શાસ્ત્રાર્થ કરી, પોતાના મતમા આણુવા પ્રયત્ન કર્યા કરે છે કેટલાક આત્માને ક્ષણિક માનનારા બૌદ્ધો, પોતાના મતની યુક્તિઓ વિસ્તારવા અહર્નિશ પ્રયત્નો કર્યા કરે છે બુદ્ધ મત એકાતઋજુસૂત્રનયને માની, અન્યનયોકથિત સ્વરૂપ માનતો નથી શબ્દ બ્રહ્મનેજ એકાતે સ્વીકારનાર, એકાત શબ્દનયવાદી મીમાસકો, ઇશ્વરાદિને સર્વજ્ઞ સ્વીકારતા નથી અને સર્વજ્ઞ પરમાત્માને તેઓ માનતા નથી કેટલાક નૈયાયિકો આત્માને એકાતે આકાશની પેઠે વ્યાપક માની આત્માના સુખાદિ અનત ગુણોનો અપલાપ કરે છે શ્રી વીશમા મુનિસુવ્રતસ્વામીના સ્તવનમા આનદઘનજી મહારાજ દરેક મતવાદીઓના એકાત નયથી ઉઠતા શોરબકોરનુ વિવેચન કરતા કહે છે કે—

मुनिसुव्रत जिनराय, एक मुज विनति निसुणो ।
आतम तत्त्व क्यु जाण्यु जगतगुरू, एह विचार मुज कहीयो ॥
आतमतत्त्व जाण्या विण निर्मल, चित्तसमाधि न लहीयो ।
मुनिसुव्रतजिनराय, एक मुज विनति निसुणो ॥ १ ॥
कोई अबंध आतमतत्त्व माने, क्रिया करतो दीसे ।
क्रियातणु फल कहो कुण भोगवे, इम पूछयु चित्तरीसे ॥
मुनिसुव्रत ॥ २ ॥
जड चेतन ए आतम एकज, थावर जंगम सरखो ।
सुख दु:ख संकर दूषण आवे, चित्त विचारी जो परखो ॥
मुनिसुव्रत ॥ ३ ॥
कोई कहे नित्य ज आतमतत्त्व, आतमदर्शन लीनो ।
कृतविनाश अकृतागमदूषण, नवि देखे मतिहीनो ॥ मुनिसुव्रत ॥ ४ ॥
सौगतमतरागी कहे वादी, क्षणिक ए आतम जाणो ।
बंध मोक्ष सुखदु:ख नवि घटे, एह विचार मन आणो
मुनिसुव्रत. ॥ ५ ॥
भूतचतुष्कवर्जित आतमतत्त्व, सत्ता अलगी न घटे ।
अंध शकट जो नजरे न देखे, तो शुं कीजे शकटे । मुनिसुव्रत ६
एम अनेकवादि मत विभ्रम, संकट पडीयो न लहे ।
चित्तसमाधि ते माटे पूछुं, तुम विण तत्त्व कोई न कहे ।
मुनिसुव्रत ॥ ७ ॥
वळतु जगगुरु एणी पेरे भाखे, पक्षपात सवि छंडी ।
रागद्वेषमोहपखवर्जित, आतम शु रढ मंडी–मुनिसुव्रत ॥ ८ ॥

आतमध्यान करे जो कोउ, सो फिर इणमें नावे ।
वाग्जाल बीजु सहु जाणे, एह तत्त्व चित्त चावे मुनिसुव्रत॥९॥
जेणे विवेक धरी ए पख ग्रहीए, ते तत्त्वज्ञानी कहीए ।
श्रीमुनिसुव्रत कृपाकरो तो,आनन्दघनपद लहीए.मुनिसुव्रत॥१०

શ્રી આનંદઘનજી એકેક નયથી, એકાંતે ઉઠેલા મતોનું સ્વરૂપ કહી, અંતે કહે છે કે-જે કોઇ સાત નય, ચાર નિક્ષેપા, સપ્તભંગીપૂર્વક આત્મસ્વરૂપ સમજી, તથા કારણકાર્યભાવ સમજી, દ્રવ્યગુણપર્યાય સમજી, આત્મધ્યાન કરે, આત્મામાંજ રમણતા કરે, આત્માનેજ પરમ તત્ત્વ સમજે, પાંચ દ્રવ્યથી ભિન્ન આત્મસ્વરૂપનું જ સ્મરણ કરે, ધર્મધ્યાનથી પોતાના આત્માની પુષ્ટિ કરે, બાહ્ય વસ્તુઓમાં વારંવાર ભટકતી ચિત્તવૃત્તિને, આત્મધ્યાનમાં વાળે, રાગદ્વેષથી પરમાં પરિણમન થતું વારીને, એક શુદ્ધ જ્યોતિર્મય આત્મધ્યાનમાં લયલીનતા કરે, વિભાવ દશામાં વારંવાર થતું પરિણમન, અંતરથી વારી, આત્માના ઉપયોગે વર્તે, પુદ્ગલના કાર્ય તે આત્માનાં નહિ, એમ જાણી, તથા શાતાવેદનીય અને અશાતાવેદનીયના વિપાકો ઉદય આવે, ત્યારે અંતરથી રાગદ્વેષથી ન્યારો વર્તી વેદે, શાતા અને અશાતા તેમ કીર્તિ અને અપકીર્તિ તેમજ માન અપમાનને વેદે, પણ સાક્ષીભૂત થઇને વર્તે તેમાં પરિણમી જાય નહિ, શુભ અને અશુભવિપાકોદયમાં હર્ષ વિષાદ ધારણ કરે નહિ, સમભાવે વર્તીને ઉદયમાં આવતા કર્મને ખેરવે, જેમ કોઇ લેણદાર લેણું લેવા આવે ત્યારે અવશ્ય આપવું પડે, તેમ કર્મના વિપાકોદય આવે, તે ભોગવે, પણ તેથી ખિન્ન થાય નહિ, ઔદયિકભાવ

ભોગવતો, પણ તેને રોગ સમાન જાણી, આત્માના ઉપયોગમા રમણતા કરવી, એજ ધર્મનુ શ્રદ્ધાન કરે, અને એક સ્થિર ઉપયોગથી આત્મધ્યાન કરે તે જ જ્ઞાની જાણવો તે સબધી નીચેનુ પદ જાણીને તે પ્રમાણે લક્ષ્ય લગાવે માટે નીચે પદ લખાય છે

पद

एणी पर ध्यान धरीजे घट अतर, एणी पेरे ध्यान धरीजे जी,
मनकर वशमे न तनकर कबजे, आतमरूप समरीजेरे हेजी,
आसन मारी आशा मारी, समतामाव धरीजे-घट० ॥ १ ॥
स्थिर उपयोग करी ध्यावो नर मांहिला, चित्त परमां नवी
दीजे रे हेजी ॥
असख्यप्रदशी परमातम सो, पोतानापर रीजे-घट० ॥ २ ॥
जिन केम दीन थाय, ग्रहू निजपद तत्र, जगमगज्योति
जगावे रे-हेजी ॥
बुद्धिसागर निर्भयदेशी, समजे सो नर पावे-घट० ॥ ३ ॥

ભાવાર્થ—આત્માનુ આવી રીતે ધ્યાન કરવુ પ્રથમતો અનેક પ્રકારના વિકલ્પસકલ્પ કરનાર મનને વશ કરવુ અ ત રમા સ્થિરતાવાળુ મન થાય, તેવી રીતે મન કબજે કરવુ પદ્માસન અને સિદ્ધાસન વગેરેથી, તનની સ્થિરતા કરવી, અને પશ્ચાત્ સમભાવ ધારણ કરવો ચાર ભાવનાઓ ભાવી અ તરમા લક્ષ્ય દેવુ, અને સ્થિર ઉપયોગથી, અ તરાત્માનુ સ્વરૂપ વિચારવુ મન ભટકી ભટકીને બહાર દોડે, તો પણ ખેચી

આણી આત્મસ્વરૂપમા જોડવુ અસખ્યપ્રદેશી આત્માના ગુણ પર્યાયનુ અષ્ટ પક્ષથી ધ્યાન કરવુ એક ધ્યાનસતતિથી સમયે સમયે ઘણી કર્મવર્ગણાઓ ખેરવી દેતા આત્મા પોતાના ગુણ પ્રકટાવી, પોતાને જ આપે છે આત્મા પોતાના સ્વરૂપમા રમણતા કરે, તો પોતાના પર રીઝી, પરમાત્મદશા પ્રકટાવે અહો! આત્મા જિન છે આત્મા તે પરમાત્મરૂપ છે સર્વ કર્મનો જય કરનાર આત્મા માટે આત્માને જિન કહેવામા આવે છે હવે તે જિન સમાન આત્મા પોતાના સ્વરૂપનો ભોક્તા હોઈ પોતાનુ પદ ગ્રહણ કરતા કેમ દીન એટલે રક બને? અર્થાત્ વીર્યોલ્લાસ પરિણામની વધતી ધારાએ કદી દીન થાય નહી, અને સ્વધ્યાનમા રહી, અનતજ્ઞાનરૂપ ઝગઝગ કરતી જ્યોતિ જગાવે, અનતા જીવોએ આવી પૂર્ણજ્યોતિ પ્રકટ કરી અને કરે છે આવો અસખ્યપ્રદેશી આત્મા તે નિર્ભય છે આત્મપ્રદેશોમા કઈ પણ ભય નથી અભયરૂપ આત્માના અસખ્ય પ્રદેશમા વાસ કરતા અનત સુખની ખુમારી પ્રકટે છે જે ભવ્યો આત્મા ગુરુગમથી આવુ સ્વરૂપ સમજે છે, તે પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે;-આત્મધ્યાનને જે ભવ્ય કરે છે, તે આ સસારચક્રમા જન્મ મરણ ધારણ કરતો નથી આત્માની અનતશક્તિની ઉપાસના મૂકી, અન્યકાર્યમા લક્ષ દેવુ, તેનુ ભાષણ કરવુ તે નિશ્ચય નયની અપેક્ષાએ વાગ્જાલ જાણવુ આત્માર્થી જીવોનુ આત્મતત્ત્વમાજ લક્ષ્ય લાગે છે, અને તેની જ ચાહના આત્માર્થીઓને રહે છે, જેણે સત્ય વિવેક ધારણ કરી, આત્મતત્ત્વની ઉપાસના-સેવના-ભક્તિ કરી, તેજ તત્ત્વજ્ઞાની કહેવાય છે આનદઘનજી મહારાજ કહે છે કે-હે મુનિસુવ્રત સ્વામી! આપ

કૃપા કરે તે પરમાત્મતત્ત્વ પામીએ, એકાંતનયવાદનો પરિહાર કરી, અનેકાંતનયવાદ ગ્રહણ કરી, આત્માનું સ્વરૂપાલંબન કરવું શબ્દબ્રહ્મ અને, પરબ્રહ્મ એ બે બ્રહ્મનું સ્વરૂપ ગુરુ ગમથી અવધારવું અનુભવજ્ઞાનમાં ગુરુગમ વિના પ્રવેશ થતો નથી સદ્ગુરુ મુનિરાજની ઉપાસના કરવી, તેમનો વિનય કરવો તેમની વૈયાવચ્ચ કરવી ગુરુની આજ્ઞા મન વચન અને કાયાએ કરી પાળવી સદ્ગુરુ મુનિરાજને આહારાદિક વહોરાવવા ગુરુ ગામની નજીક આવ્યા હોય, તો વાજતે ગાજતે તેડી લાવવા ગુરુરાજ અન્યત્ર વિહાર કરે, ત્યારે પોતાની શક્તિ મુજબ પહોંચાડવા જવું ગુરુ ઉભા હોય તો બેસવું નહીં, બેઠા હોય તો શયન કરવું નહિ ગુરુ ઉભા થાય તો સર્વ શિષ્યોએ ઉભા થવું ગુરુશ્રી વહોરવા આવ્યા હોય, તો સર્વ કાર્ય પડતાં મૂકી સામા જવું ગુરુની પાછળ ગુરુના ગુણ ગાવા, તથા સર્વ લોકોની આગળ ગુરુની સ્તુતિ કરવી, ગુરુનું બહુમાન કરવું, કોઇ ગુરુરાજના અવર્ણવાદ બોલતો હોય, તો તેને અટકાવી, નિરુત્તર કરવો ગુરુરાજની નિંદા શ્રવણ કરવી નહિ ગુરુને ત્રણ પ્રદક્ષિણા તથા ત્રણ ખમાસમણ દેઇને શાતા પુછવી, પશ્ચાત્ ખમાસમણ દેઇને અબ્ભુટ્ઠિઓઅબ્ભિંતર ખામવું ગુરુના સન્મુખ હાથ જોડી બેસવું પગ લાંબા કરી બેસવું નહિ, તેમ પગના ઉપર પગ ચઢાવવો નહીં ગુરુરાજ આજ્ઞા ફરમાવે તો તે શ્રવણ કરી મનમાં અત્યંત હર્ષ ધારણ કરે અને ભાવના ભાવે કે અહો ! આજ મારા પૂર્ણ ભાગ્ય કે શ્રી સદ્ગુરુએ મારી ઉપર કૃપા કરી, આજ્ઞા ફરમાવી, તથા ગુરુ જે વચન કહે તે તહત્તિ કરી સ્વીકારે, તથા કાયા થકી

કરેલા કાર્ય કરે, એમ અનેક પ્રકારે સદ્ગુરુનો વિનય સાચવી, તેમના મુખથી આત્મતત્ત્વ વિદ્યાનુ ગ્રહણ કરે ગુરુનો બહુ વિનય કરે નહિ, તો તત્ત્વ પ્રાપ્ત થઇ શકે નહિ મુક્તિમાર્ગ દર્શક, સંસારસમુદ્ર તારક શ્રી સદ્ગુરુ જ છે ગુરુ વિના સ્વચ્છંદતાએ પુસ્તકો વાચવાથી કાર્ય સિદ્ધ થતુ નથી ગુરુનો વિનય વૈયાવચ્ચ અભ્યંતર તપમા કહ્યો છે ગુરુવિનયથી જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે, માટે સદ્ગુરુ ઉપાસના પૂર્વક આત્મજ્ઞાનની સંપ્રાપ્તિ કરવી આત્મજ્ઞાનથી અહંવૃત્તિનો નાશ થાય છે આત્મજ્ઞાન વિના અહંવૃત્તિનુ રાજ્ય પ્રવર્તવાથી, અનેક ધર્મ પન્થો પૃથ્વીમા પ્રકટ થયા અને થાય છે, તેમા અહંવૃત્તિનો વિલાસ છે અહંવૃત્તિનુ મૂળ અજ્ઞાન છે અને અજ્ઞાન મિથ્યાત્વની પુષ્ટિ કરે છે જગતના જીવો સર્વે બાહ્ય મોહ, પ્રપંચનુ સ્વરૂપ ખોટુ જાણે, તો મુક્તિ દૂર નથી અહંવૃત્તિથીજ દુ ખ થયા, અને થશે, અહંવૃત્તિથીજ ધર્મની લડાઇયો થઇ અહંવૃત્તિથીજ ધર્મ કરતા પણ ધાડ જેવુ થાય છે અહંવૃત્તિનો મહિમા સર્વ જીવોને દુ ખમા રાખવાનો છે સર્વ સંસારી જીવો, જરા આંખ મીંચી, અંતરમા વિચારે તો માલુમ પડશે કે મારામા કેટલી બધી અહંવૃત્તિ ભરી છે ? મારૂ મનુષ્યત્વ અહંવૃત્તિથી કેટલુ ગયુ છે, એમ સહેજે હૃદયમા વિચાર કરતા માલુમ પડશે અહંવૃત્તિ મનમા પ્રકટ થાય છે, માટે ક્ષણે ક્ષણે અહંવૃત્તિનુ સ્વરૂપ તપાસવા મન તરફ લક્ષ દેવુ વળી અહંવૃત્તિનુ સ્વરૂપ વર્ણવે છે

> भिन्नभिन्न वेषो ग्रहो, धर्मीनाम धराय ॥
> अहंवृत्ति मनमा लही, घूते भोळा माय ॥ २९ ॥

कृष्ण चतुर्दशी सारिखु, अघाह महाघोर ॥
व्याप्यु जगमां जाणजो, अहवृत्तिनु जोर ॥ ४० ॥

ભાવાર્થ—શ્રી સર્વજ્ઞપ્રણીત વ્યવહાર ધર્મના સમ્યગ્ વેષ વિના જગતના જીવો અનેક પ્રકારના ઢબો ધારણ કરી, ભિન્ન ભિન્ન વેષો ધારણ કરે છે અને પોતે ધર્મી બની બેસે છે તેઓ અહવૃત્તિ ધારણ કરી ભોળા અજ્ઞાની જીવોને પોતાની કુયુક્તિના પાસલામા સપડાવી ધૂતે છે

પ્રશ્ન—વાહરેવાહ ! તમે ઠીક કહો છો શ્રીજિનેશ્વર વિના સર્વ ધર્મવાળાઓના વેષને અપ્રમાણિક ગણો છો, તેમા તમારો પક્ષપાત નજરે દેખાય છે

ઉત્તર—અમો જરા પણ પક્ષપાત રાખતા નથી અમને શ્રીવીર પ્રભુ ઉપર રાગ નથી, તેમ અન્ય ઉપર દ્વેષ પણ નથી જેના વચનમા વિસવાદ હોય, અને જેના વચન અનુભવમા સત્ય લાગે, તેવા પુરુષનો કથિત ધર્મ અમારે માન્ય છે, અને તેવા સર્વજ્ઞ ભગવતે કથેલા ધર્મ-વેષમા વિશેષ પ્રામાણ્યતા છે અને તેમના કથનાનુસાર ચાલવાથી સર્વ જીવોનુ કલ્યાણ થાય છે, માટે તેવા શ્રીવીતરાગ સર્વજ્ઞ વચન વિના, અન્ય વચનમા સર્વાશે સત્યતા નથી, માટે અન્ય કદાગ્રહી, અને સ્વ પક્ષસ્થાનમા જ રસિક થઇ જગતના જીવોને કુપથમા લગાવે છે, તેથી તે માનનીય નથી

પ્રશ્ન—સર્વજ્ઞ વીતરાગના વચન શા પ્રમાણથી સત્ય માનવા ?
ઉત્તર—યુક્તિ અને અનુભવમા આવે [illegible] ો વળી

શ્રીવીતરાગ પ્રભુના વચન સ્ખલાયમાન હોતા નથી, તેથી તે પ્રમાણ છે અન્યોના શાસ્ત્રમા હિંસાયજ્ઞ, વિગેરે પાપકૃત્યોનુ પ્રતિપાદન કર્યું છે જૈનશાસ્ત્રોમા સર્વ વસ્તુઓનુ સ્વરૂપ સાત નયોથી વર્ણવ્યુ છે, જૈનશાસ્ત્રોમા દરેક વસ્તુનુ સ્વરૂપ નયોની અપેક્ષાથી એવી રીતે સ્થાપન કર્યું છે, કે જેમા જરા માત્ર શંકા રહે નહીં

પ્રશ્ન—જ્યારે તમે જિનેશ્વરકથિત વેષનુ પ્રતિપાદન કરો છો, અને તેથી ધર્મસાધના થાય છે, ત્યારે તમારા ભગવતે પણ કહ્યું છે કે અન્યલિંગે અર્થાત્ અન્ય વેષે પણ મુક્તિ, જીવોની થાય છે, તેથી તે અન્યલિંગ સિદ્ધ કહેવાય છે, ત્યારે તમે કેમ એકાંત પોતાના દર્શનનુ લિંગ પ્રતિપાદન કરો છો ?

ઉત્તર—હે ભવ્ય ! હજી તને સદ્ગુરુનો સમાગમ થયો નથી, જો સદ્ગુરુનો સમાગમ થયો હોત, તો શંકા રહેત નહીં સ્વલિંગે સિદ્ધ થાય તે તો રાજમાર્ગ છે, અને અન્યલિંગે સિદ્ધ થાય, તે તો છીંડીનો માર્ગ છે, માટે અત્ર રાજમાર્ગરૂપ સ્વલિંગની મુખ્યતા સ્થાપન કરી છે અન્યલિંગે સિદ્ધ થાય, તો પણ નિશ્ચય સમકિત તથા નિશ્ચય ચારિત્ર વિના મુક્તિ થતી નથી પૂર્વભવમા જૈનતત્ત્વનો અભ્યાસ કર્યો હોય, અને પશ્ચાત્ કર્મયોગે મિથ્યાત્વ કુળમા જન્મ થાય, ત્યા વૈરાગ્યાદિથી વલ્કલચીરીની પેઠે અન્ય તાપસાદિ લિંગ ધારણ કરે, અને પશ્ચાત્ જાતિસ્મરણ જ્ઞાનથી પૂર્વભવ સ્મરણમા આવે અને તેથી જિનતત્ત્વનુ શ્રદ્ધાન થાય, અને પશ્ચાત્ અંતરંગમા સમ્યગ્ આત્મતત્ત્વનુ ધ્યાન થાય અને તેથી ચારિત્રમોહનીયનો ક્ષય કરી, અંતરંગચારિત્ર પ્રાપ્ત કરીને જીવ મુક્તિપદ પામે. આવ

અનાવોમા અન્યલિગ છતા પણુ અ તરગ સમકિત તેઓને પ્રકટવાથી સમભાવ આવે છે, અને તેથી પરમપદની પ્રાપ્તિ થાય છે, તેથી શાસ્ત્રકારોએ પક્ષપાત રહિતપણે પ્રતિપાદન કર્યું છે કે-

सेयवरो वा आसवरो वा, युद्धो वा अहव अन्नो वा ॥
समभावभावि अप्पा, लहइ मुक्ख न सदेहो ॥ १ ॥

ભાવાર્થ—શ્વેતાબર હોય, દિગ બર હોય, અથવા બુદ્ધ હોય અને કોઇ વેદાન્તી વિગેરે હોય તો પણુ જ્યારે આત્મા સમભાવથી આત્માને ભાવિત કરે, ત્યારે મુક્તિ પ્રાપ્ત કરે તેમા સદેહ નથી

પ્રશ્ન—જ્યારે સમભાવ આવે ત્યારે મુક્તિ થાય, તેવો સમ ભાવ તો દરેક દર્શનમા, ધર્મમા આવે-આવી શકે, ત્યારે જૈનદર્શનની મહત્વતા શાથી માનવી ?

ઉત્તર —હે ભવ્ય ! શ્રવણુ કર મુખ્યતાએ જિનેશ્વરના વચન સમજ્યા વિના, અને તે પ્રમાણે વર્ત્યા વિના સમભાવ આવી શકતો નથી સમ્યગ્જ્ઞાનને જિનેશ્વર ભગવતે પ્રરૂપ્યુ છે, માટે તેની શ્રદ્ધા કરવાથી આત્મા સ્વસ્વરૂપને ઓળખે છે અને અન્યમતોમા સમ્યગ્જ્ઞાનના અભાવે, એકાત વસ્તુની પ્રતીતિ થવાથી, કદાગ્રહ તથા મિથ્યા આચરણુ આચરી શકાય છે માટે સમભાવની પ્રાપ્તિ અન્ય દર્શનમા પ્રાપ્ત થવી પ્રાય દુર્લભ છે, સમ્યક્ત્વવિના સમભાવ આવવો દુર્લભ છે રાગ દ્વેષ રહિત આત્માની સમભાવ પરિણુતિ થવામા, જિનેશ્વરના વચન પુષ્ટ લબન રૂપ છે જિનેશ્વરનુ દર્શન તે સર્વનુ દર્શન છે, શ્રી જિનેશ્વર ભગવતે સર્વ જગતના દરેક જીવોમા જેવો સ્વાભાવિક ધર્મ

રહ્યો છે, તેવો કહ્યો છે તેમજ ષડ્ દ્રવ્યાદિક પદાર્થોનું પ્રતિ પાદન કર્યું છે શ્રી સર્વજ્ઞે વ્યવહારથી અને નિશ્ચયથી ધર્મ તત્ત્વનુ પ્રતિપાદન કર્યું છે અન્ય દર્શનો જ્યારે એક દેશથી આત્મ ધર્મ બતાવે છે ત્યારે શ્રી જિનદર્શન સર્વ દેશથી સર્વ નયોના, સાપેક્ષપણે આત્મધર્મનુ પ્રતિપાદન કરે છે-સર્વવસ્તુને સાપેક્ષ વચનોથી સ્વીકારે છે તે સબધી શ્રી આનદઘનજી મહારાજ એકવીશમા શ્રી નમિનાથના સ્તવનમા કહે છે કે—

जिनवरमां सघळां दर्शन छे, दर्शने जिनवर भजनारे,
सागरमा सघळी तटिनी सहि, तटिनीमां सागर भजनारे-
षट्दर्शन जिन अग भणीजे ॥

શ્રીજિન દર્શનમા સઘળા દર્શનોનો નયમાર્ગોની અપેક્ષાએ સમાવેશ થાય છે અર્થાત્ જિનદર્શન આરાધ્યુ તો, સઘળા દર્શનની આરાધના કરી કહેવાય સાગરમા સઘળી નદીઓ આવી પડે-તેમા સમાય, પણ નદીમા સાગરની ભજના છે તેમ જિન દર્શનમા સઘળા દર્શન છે, પણ પ્રત્યેક દર્શનમા જિનદર્શનની ભજના છે કારણ કે, અન્યદર્શનો, એકાત એકેક નયથી થયા છે, અને જિનદર્શન તો સર્વ નય પરિપૂર્ણ છે, માટે જિનદર્શન અગી છે અને બાકીના અગ છે સાપેક્ષબુદ્ધિથી જ્ઞાન ગ્રહણ કરે, તો જિનદર્શનની પ્રાપ્તિ થાય ન્યાયદિવાકર મહાતાર્કિક શ્રીસિદ્ધસેન સૂરિકૃત સમતિતર્કમા પણ કહ્યું છે કે—

श्लोक

सुनिश्चित नः परतन्त्रयुक्तिषु, स्फुरन्ति याः काश्चन सूक्तिसपद'
तवैव ताः पूर्वमहार्णवोच्छ्रिता, जगत्प्रमाण जिनवाक्यविप्रुष

માટે ભવ્યજીવોએ જિનદર્શનની શ્રદ્ધા કરવી જિનદર્શનની શ્રદ્ધા તથા જ્ઞાનથી માધ્યસ્થ ભાવ પ્રકટશે, તેથી અંતે સમ ભાવની પ્રાપ્તિ થશે અન્ય દર્શનમા સમભાવની પ્રાપ્તિ પૂર્વોક્ત રીત્યા છીંડી માર્ગે છે, પણ રાજમાર્ગે નથી તેથી અમો સ્વ લિંગની મુખ્યતા સમજી, અન્ય લિંગમા ઉદાસી ભાવે રહીએ છીએ અને અન્યલિંગથી કંઈ તત્વસ્વરૂપ પમાતુ નથી, માટે તેનો પરિહાર કરીએ છીએ આ સબધી ચર્ચા ઘણી છે, પણ ગ્રંથગૌરવ તથા પ્રસગાભાવે વિશેષ લખવામા આવેલ નથી હવે પ્રસ્તુત વિષય સબંધી વર્ણન કરતા કહેવામા આવે છે કે તત્વસ્વરૂપના અજ્ઞ લોકો અહવૃત્તિમા મગ્ન રહી, અનેક પ્રકારના વેષો ધારણ કરે, પણ તેથી તેમના આત્માનુ કલ્યાણ થાય નહિ, અને વેષમા મમત્વભાવ ઉલટો બધાઈ જાય, તે છૂટે પણ નહીં ત્યારે કોઇ કહેશે કે જિનદર્શનનો વેશ પણ મમત્વપ્રદ રહેશે, તેના ઉત્તરમા સમજવાનુ કે જિનદર્શનકથિત વેષ મમત્વનો નાશ કરે છે, કારણ કે, જિનદર્શનના સાધુનો વેષ જેઓ પહેરે છે, તેઓ પ્રથમ તો સર્વ પાપકૃત્યોનો ત્યાગ કરે છે ગૃહસ્થાવાસના કૃત્યોનો ત્યાગ કરે છે, અને પુત્ર સ્ત્રી આદિકનો મમત્વભાવ દૂર કરી, સસારને ત્યાગી, સર્વ પરભાવથી દૂર રહી જિનદર્શનના ચિહ્ન તરીકે તથા ગૃહસ્થવાસ કરતા સાધુ માર્ગ અન્ય છે, તે ઓળખાવવા, તથા શરીરની ધર્મના અર્થે સરક્ષા કરવા માટે, સાધુવેષ અગીકાર કરવાથી, મમત્વનો તો મૂળથીજ નાશ થાય છે, અને આત્માના ગુણ પ્રકટાવવા ધ્યાન વિગેરેમા પ્રયત્ન થાય છે શરીરનુ પણ મમત્વ રહેતુ નથી, તો વસ્ત્રનુ મમત્વ ક્યાથી હોય ? ફક્ત એક આત્મા વિના કોઇ પણ વસ્તુ ર

ભાસતી નથી, તેથી જિનદર્શનના સાધુમા વ્યવહારવેષ અગીકાર કરતા કોઇપણ દોષ સભવતો નથી; જેમ ઔષધ ખાતા કરી પાળવી છે, તે પણ દેહ ધર્મના માટે છે; જેમ ક્ષેત્રને વાડની જરૂર છે, તેમ ધર્મ કરતા સાધુવેષની પણ જરૂર છે જેમ આબાના વૃક્ષને વાડોલીઆની જરૂર છે, તેમ સાધુનો ધર્મ સેવન કરતા સાધુવેષની જરૂર છે જેમ રૂપૈયામા એક તો રૂપુ હોય, અને છાપ સારી હોય, તેમ એક તો ધર્મ સત્ય, અને વેષ પણ સત્ય એમ જિનદર્શનમા સમજી લેવુ. અન્ય વેષોનો પરિહાર કરી સત્ય ધર્મવેષની સિદ્ધિ કર્યા બાદ, પુન અહવૃત્તિનુ વર્ણન કરતા કહેવામા આવે છે કે અહો! આ જગતમા કાળીચૌદશના જેવુ અધારુ વ્યાપી રહ્યુ છે અર્થાત્ દુનિયાના જીવોમા અજ્ઞાનરૂપ અધારુ મહાઘોર વર્તી રહ્યુ છે, તે પણ અહવૃત્તિનુ જ જોર જાણવુ જેમ અધકાર થી વસ્તુને દેખી શકાય નહીં, તેમ મિથ્યાત્વરૂપ અધકાર છતા આત્મદર્શન થવુ દુર્લભ છે જેમ અધકારથી જડ અને ચેતન સ્વરૂપ જાણી શકાતુ નથી, માટે તે પણ અહવૃત્તિનો ઉદય જાણવો, અહવૃત્તિનો ઉદય મહાબળવાન્ છે, અહવૃત્તિ રૂપ સમુદ્રમા સર્વ જીવો બૂડે છે, વિરલા તરી શકે છે, ત્યારે પ્રશ્ન થાય છે કે અહવૃત્તિનાશક કોઇ બળવાન્ શરણ છે? (કોઇ બળવાન્ વસ્તુ છે) કે જેના આધારે અહવૃત્તિને જીતી શકાય? એ પ્રશ્નનો ઉત્તર નીચેના દુહાથી આપે છે

दुहा

ज्ञानप्रकाशक ज्ञानिना, वाणीनो आधार ॥
जगमां वर्ते जीवने, पञ्चमआरमझार ॥ ४१ ॥

**ज्ञानी सद्गुरु सेवतां, अहवृत्तिनो नाश ॥**
**सत्यज्ञान प्रगटे हृदि, करतुं तत्त्वप्रकाश ॥४२॥**

ભાવાર્થ—જ્ઞાનનો પ્રકાશ કરનાર જ્ઞાની સદ્ગુરુનો આધાર આ જગતમા ભવ્યજીવોને વર્તે છે પચમ આરામા જ્ઞાની સદ્ગુરુની ઉપાસનાથી અહવૃત્તિનો નાશ થાય છે શ્રી સદ્ગુરુની ઉપાસના થયા વિના અહવૃત્તિની વૃદ્ધિ થયા કરે છે ગીતાર્થના સેવનથી આત્મા, શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરે છે, અને સત્ય આત્મજ્ઞાનનો હૃદયમા પ્રકાશ કરે છે આ કાળમા જિનવાણીમા અનેક પ્રકારના કુતર્ક કરનારાઓ વર્તે છે પોતાના વિચારની પુષ્ટિ માટે અનેક પ્રકારની કુયુક્તિયોથી જીવોને ભર માવે છે અહો ! સદ્ગુરુ વિના જીવ, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ ઓળખી શકે નહી, માટે પુન પુન ભલામણ છે કે સદ્ગુરુની ઉપાસના કરવી શુદ્ધ નિરજન આત્મસ્વરૂપની ઉપાસના કરવી વ્યવહારની અપેક્ષાએ આત્મા રૂપી છે; અને નિશ્ચયથી આત્મા અરૂપી છે વ્યવહારથી જોતા આત્મા અનેક પ્રકારે દે ખાય છે શબ્દનયથી આત્મા સમકિત પ્રાપ્ત કરેલો જ કહેવાય છે. એમ દરેક નયથી આત્માનુ સ્વરૂપ અવધારવું નામજીવ, સ્થાપનાજીવ, દ્રવ્યજીવ અને ભાવજીવનુ સ્વરૂપ અવધારવુ વ્યવહારથી દેવ, ગુરુ અને ધર્મનુ સ્વરૂપ બતાવ નાર ગુરુરાજ છે, અને તેમજ નિશ્ચયથી દેવગુરુધર્મના સમ જાવનારા પણ ગુરુમહારાજ જ છે નવતત્ત્વમા પણ આત્મા જ મુખ્યતાએ ઉપાદેય છે જેણે આત્માની ઉપાસના કરી તેણે મોક્ષની ઉપાસના કરી કારણ કે, મોક્ષ કઈ આત્માથી ભિન્ન નથી સવર પણ આત્માનો ધર્મજ છે વૃત્તીમા " ...

વેશાણી હોય, તેને કીડીઓ વીણી ખાય છે, તેમ સૂક્ષ્મસ્વરૂપ દર્શી અન્તરાત્માઓ શુદ્ધચૈતન્યસ્વરૂપ પોતાનુ છે તે પુદ્ગલથી ન્યારુ કરી તે પ્રમાણે આચરણ કરી પ્રાપ્ત કરે છે જેમ કમળ પત્રને જલનો લેપ લાગતો નથી, તેમ સદ્ગુરુની ઉપાસના કરનાર અ તર ાત્માઓને અહ વૃત્તિનો લેપ થતો નથી જેમ અગ્નિ, સર્વને બાળી ભસ્મ કરી દે છે, તેમ અ તરાત્મા જ્ઞાની, કર્મને બાળી ભસ્મ કરી દે છે શ્રીઆષાઢાભૂતિ આચાર્ય કે જે પ્રથમ વેશ્યાના સ ગી હતા, તે પણ આત્મજ્ઞાનની ભાવનાથી કેવલજ્ઞાન પામ્યા શ્રી ભરતરાજા પણ આત્મજ્ઞાનથી મુક્તિ પામ્યા, શ્રી ગૌતમસ્વામી પણ આત્મસ્વરૂપ ચિ તવનથી કેવળજ્ઞાન પામ્યા આત્મસ્વરૂપના ઉપયોગમા વર્ત્યા વિના અનેક કષ્ટ ક્રિયાઓ-તપ જપ કરવાથી પણ આત્મા શુદ્ધ થતો નથી વિરલા પુરુષો આત્મતત્ત્વની આરાધના કરે છે કેટલાક પુરુષો તો હુ આત્મા છુ કે જડ છુ, તેનુ પણ સ્વરૂપ સમજતા નથી તેવા જીવોને જ્ઞાની સદ્ગુરુ શરણ્ય છે જ્ઞાની ગુરુ વિના મોક્ષમાર્ગસ્વરૂપ સમજાતુ નથી, માટે ભવ્યજીવોએ જ્ઞાનીની ઉપાસના કરવી પિસ્તાલીશ આગમનુ રહસ્ય સમજાવનાર પણ જ્ઞાની મુનિરાજ છે, માટે આ કાળમા વિશેષત ગુરુની ઉપાસના કરવી જેમ સૂર્ય ઊગતા અ ધકાર સ્વત દૂર થાય છે તેમ જ્ઞાની ગુરુની વાણી શ્રવણ કરતા, અહ વૃત્તિ પલાયન કરી જાય છે કોઇ પુરુષ, ગુફાના અ ધકારને નાશ કરવા તેના સામી તરવાર ચલાવે, વા ભ ડુક ફોડે, વા લાકડીઓ મારે, પણ તેથી જરા માત્ર તેમનો નાશ થતો નથી પણ તેમા નાનો સરખો દીપક લઈ જવાથી અ ધકાર તુરત નાશ પામે છે, તેમ જ્ઞાની ગુરુ

સેવતા અહંવૃત્તિરૂપ અંધકારનો તુરત નાશ થાય છે હાલના સમયમા ગુરુ શરણ્ય છે પ્રદેશીરાજા મહામિથ્યાત્વી હતો, પુણ્ય પાપ માનતો ન હતો, તથા જીવ પણ માનતો ન હતો, પંચભૂતનું પૂતળુ શરીર છે, તે વિના જીવ વસ્તુ, અન્ય નથી, એવુ તે માનતો હતો પણ કેશીકુમારની પાસે આવ્યો ત્યારે તેના હૃદયમાં જ્ઞાનરૂપ સૂર્યનો પ્રકાશ થયો, અને જૈન ધર્મ અંગીકાર કર્યો તેનો વિશેષ વિચાર અમારા બનાવેલા પંચશતી નામના ( પરમાત્મદર્શન[1] ) ગ્રંથમાથી જોઇ લેવો. તેમજ જ્ઞાની સદ્ગુરુની કેવી રીતે ભક્તિ કરવી તેની વિધિ અમારા બનાવેલા અનુભવપંચવિંશતિ[2] નામના ગ્રંથમાથી જોઈ લેવી આ સ્થાને તેનો વિશેષ અધિકાર લખ્યો નથી ગુરુ સેવા સંબંધી નીચે લખેલુ પદ અનુભવવુ —

पद

गुरुगमथी भाइ ज्ञान ग्रहो तुम, गुरु दवता गुरु दीवो ।
गुरु आंखो ने गुरु छे पांखो, गुरु गीतारथ जगजीवो–गुरु०॥१॥
गुरुकृपाथी ज्ञान ज प्रगटे, निघटे मिथ्यामल भारी ॥
चिरजीवजो गुरुगीतारथ, बुडतां बेडली तारी–गुरु०॥ २ ॥
देवगुरु दो देखी सज्जन, वन्दो पहेला किमकु भाइ ॥
उपकारी गुरुवन्दन पहला, सब जनोए दीयु बताइ–गुरु०॥३॥
गुरुने देखी वन्दन करवु, नम्रवचनने उचरवु ॥
हाथ जोडकर सुणी देशना, गुरुविनये मनडु धरवु–गुरु०॥ ४ ॥

---

૧ મકળે પ્રગટ કરેલ છે ગ્રંથાંક ૮

૨ મકળે પ્રગટ કરેલ ગ્રંથાંક ૫

समकितदायक सद्गुरुदर्शन, विधिये करज्यो नरनारी ॥
प्राणांते पण गुरुनी आणा, लोपो नहि हिम्मतधारी–गुरु०॥५॥
जेना माथे सद्गुरु नहीं ते, नगुरा दुःख लहेशे भारी ॥
सेवो गुरुने ज्ञान ज अर्थे, समज समज मन ससारी–गुरु०॥६॥
गुरुनी भक्ति करजो प्रेमे, श्रद्धा मन लावी सारी ॥
बुद्धिसागर वन्दो सद्गुरु, हु जावु तुम बलिहारी–गुरु०॥७॥

ઇત્યાદિ સદ્ગુરુ મહિમા અપરપાર છે સદ્ગુરુ સદા આરાધ્ય છે તેમના સગથી અહવૃત્તિનો નાશ થાય છે હવે સદ્ગુરુસેવનથી આત્માની ઉન્નતિ થાય છે, તે બતાવે છે

## दुहा

ग्राह्याग्राह्यविवेकता, प्रगटे घटमां स्पष्ट ॥
सूक्ष्मभेद विचारणा, होवे ज्ञान अदृष्ट ॥ ४३ ॥
भेदज्ञानथी भेदता, स्वसचक्षुने न्याय ॥
पुद्गल चेतन लक्षणो, भिन्न भिन्न परग्याय ॥ ४४ ॥

ભાવાર્થ –શ્રી સદ્ગુરુ મહારાજની ઉપાસના કરવાથી ગ્રાહ્ય ગ્રાહ્યનો વિવેક ઘટમા સ્પષ્ટ રીતે પ્રકટે છે, અને જ્ઞાન દર્શન ચારિત્રવીર્યસુખાદિ અનત ગુણોનો ભોક્તા હુ આત્મા છું, હુ ભાવ સવરમય છુ, પુદ્ગલોની બનેલી અનેક કર્મવર્ગણાઓ આત્માના અસખ્ય પ્રદેશે લાગેલી છે, તે મારે ભોગ્ય નથી કારણ કે વર્ગણાઓમા વર્ણ, ગધ, રસ અને સ્પર્શ રહેલો છે દરેક વર્ગણાઓમા સમયે સમયે ઉત્પાદ વ્યય થઇ રહેલો છે વર્ગણા

ઓમા સક્રિયપણુ છે ઓદારિક વર્ગણા,
વર્ગણા, આહારક વર્ગણા, ભાષા વર્ગણા,
મનોવર્ગણા, અને કાર્મણવર્ગણા
અનાદિકાળથી આત્માના પ્રદેશોની
જીવને આઠ વર્ગણા અનાદિ સાંત
ત્માઓ થયા તેઓએ આઠે વર્ગણાઓને
અને તે ગ્રહેલી વર્ગણાઓ ચૌદ
કારણ યોગે અન્ય પરિણામને પણ
પણ આઠે વર્ગણાઓ લાગી છે,
પોતાનુ જુદુ જુદુ કાર્ય કરે છે
સમયે આત્મા, અનત કર્મવર્ગણા
વગણાઓ અનતાનત પરમાણુની
કરતા બીજીમા અનત પરમાણુ
ઉત્તરોત્તરની વર્ગણાઓમા અનતાનત
આત્મા ચોરાશી લાખ જીવયોનિમા
કર્મ વર્ગણાઓને ગ્રહણ કરે છે,
છોડે છે શરીરમા રહેલો
વર્ગણાઓને ગ્રહણ કરે છે
સમયે સમયે વર્ણ, રસ અને
વર્ણ, ગધ, રસ, અને સ્પર્શ
વૃદ્ધિ પરિણમી રહી છે
ગ્રહણ કરી રાગ અને દ્વેષ
ગ્રહણ કર્યુ, પણ એમા
વર્ગણાઓમા આત્માને નથી

અને આત્મા જ્ઞાનવાન્ છે આત્માને આત્મત્વ જાતિ છે અને પુદ્ગલની પુદ્ગલત્વ જાતિ છે, આત્મા અરૂપી છે અને વર્ગણાઓ રૂપી છે આત્મા અક્રિય છે, અને વર્ગણાઓ સક્રિય છે, આત્માઓ અવિનાશી છે, અને વર્ગણાઓ વિનાશ ધર્મ વાળી છે આત્મા સ્વસ્વરૂપે પરિણામી છે, અને તેમા અનત સુખ રહ્યુ છે પુદ્ગલમા સુખ ગુણ નથી આત્મા લોકાલોકને પોતાના જ્ઞાનમા વિષયીભૂત કરે છે અને પોતાના સ્વરૂપને પણ જ્ઞાનમા જ્ઞેયરૂપે વિષયીભૂત કરે છે તેથી આત્મા સ્વપરપ્રકાશક કહેવાય છે. સ્વપરપ્રકાશક ગુણ અજીવ પદાર્થોમા થયો નથી, અને થશે પણ નહિ સુખ જાણવાની શક્તિ તથા ભોગવવાની શક્તિ આત્મામા રહી છે તેથી આત્મા અનત સુખનો ભોગી કહેવાય છે આત્મા પોતાના સ્વરૂપમાજ સુખનો અનુભવ પામે છે પરસ્વરૂપમા રમણ કરવાથી, ત્રિકાલમા પણ સુખનો અનુભવ થઈ શકતો નથી બાહ્ય પદાર્થોમા જે સુખની બુદ્ધિ થાય છે તે ફક્ત ભ્રાન્તિ જ છે જડ પદાર્થોમા જે જીવો રાચીમાચી રહેલા છે, તે જીવો કદાપિ કાળે સુખાનુભવ કરી શકતા નથી આઠ વર્ગણાઓને પુદ્ગલ જાણી, અગ્રાહ્યતારૂપે સ્વીકારે; તેમજ આઠ કર્મ, છ લેશ્યાઓ, પાચ શરીર, છ સસ્થાન, મન વચન કે કાયાના યોગમા આત્મા નથી, તેથી આત્માને કર્માદિક ગ્રાહ્ય નથી બાહ્ય દેખાતા દ્રશ્ય તથા અદ્રશ્ય પદાર્થો પુદ્ગલ સ્કધો છે, તે પણ આત્માને ગ્રાહ્ય નથી અગ્રાહ્ય એવી પુદ્ગલ વસ્તુને, આત્મા ગ્રહણ કરી, ચાર ગતિમા પરિભ્રમણ કરે છે પુણ્ય અને પાપના પુદ્ગલો પણ વર્ણ, ગધ, રસ અને સ્પર્શવાળા છે

પુણ્યના પુદ્ગલો શુભવર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળાં છે, અને પાપના પુદ્ગલો અશુભવર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળા છે પુણ્યના પુદ્ગલોથી શુભ વિપાકોદય શાતાવેદનીયરૂપ ભોગ ભોગવવો પડે છે પુણ્ય અને પાપની ચતુર્ભંગી થાય છે પુણ્યાનુબંધી પુણ્ય, પાપાનુબંધી પુણ્ય, પાપાનુબંધી પાપ, પુણ્યાનુબંધી પાપ, આ ચારભંગીનુ વિશેષ વિવરણ આત્મશક્તિ પ્રકાશ (ગ્રન્થાંક ૪) નામનો અમારો બનાવેલો ગ્રંથ છે, તેમાથી જોઇ લેવુ, અત્ર તો સામાન્યત વર્ણન કર્યું છે પુણ્ય અને પાપના પુદ્ગલો પણ આત્માથી જુદા છે આત્મા, પુણ્ય અને પાપથી ભિન્ન છે એમ સમજીને તેમા રમણતા કરવી, પુદ્ગલ દ્રવ્યના સ્કંધો અભોગ્ય અને અગ્રાહ્ય છે, પણ ચેતન વિભાવદશાથી, તેનો ગ્રહણકર્તા તથા ભોક્તા અનાદિકાળથી આત્મા બન્યો છે, અભવ્ય જીવને પુણ્ય પાપ અનાદિ અનંતમે ભાગે છે અને ભવ્યજીવને પુણ્ય ને પાપ અનાદિસાંત ભાગે છે પુણ્ય સુવર્ણની બેડી છે, અને પાપ લોહની બેડી છે પુણ્ય છાયા સમાન છે, અને પાપ તડકા સમાન છે **પુણ્ય વ્યવહારથી આદરવા લાયક છે અને નિશ્ચયથી ત્યાગ કરવા લાયક છે** પુદ્ગલ સ્કંધો જે જે આત્માની સાથે લાગ્યા છે, તે સર્વ રાગ અને દ્વેષથી લાગ્યા છે જ્યારે રાગ અને દ્વેષનો ત્યાગ કરવામા આવે છે ત્યારે પુદ્ગલસ્કંધોનુ આવાગમન આત્માની સાથે થતું નથી રાગદ્વેષ પરિણતિથી કર્મ ગ્રહણ થાય છે, માટે તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો જોઇએ, રાગ અને દ્વેષના પણ ચાર ભેદ છે શુભરાગ અને અશુભરાગ, અને શુભદ્વેષ અને અશુભદ્વેષ, એ ચાર ભેદો છે, તે પણ નિશ્ચયથી અગ્રાહ્ય સમજવા રાગ અને દ્વેષનો

ગુણસ્થાનકની હદે નાશ થાય છે, માટે તેનો નાશ કરવા વ્યવહાર ચારિત્રને અંગીકાર કરવુ શુભ રાગથી અશુભ રાગનો નાશ થાય છે, અને શુભ દ્વેષથી અશુભ દ્વેષનો નાશ થાય છે અનુક્રમ દશાએ રાગદ્વેષનો નાશ કરવા પ્રયત્ન કરવો ક્રોધ, માન, માયા અને લોભનો પણ રાગ દ્વેષમા સમાવેશ થાય છે તેનુ સ્વરૂપ શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજીકૃત અધ્યાત્મમતપરીક્ષામ સારી રીતે વર્ણવ્યુ છે વિભાવ દશાનુ મૂલ કારણ રાગ અને દ્વેષ છે વિભાવ દશામા રમણતા કરવાથી, અશુદ્ધ ષટ્કારકને કર્તા આત્મા અનાદિકાળથી થયો છે, તેથી જ પરવસ્તુમા અહ અને મમત્વ અધ્યાસ બધાયો છે, માટે વિભાવદશા પણ અગ્રાહ્ય સમજી, તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો મિથ્યાત્વ, અવિરતિ આદિ પણ અગ્રાહ્ય જાણી, ત્યાગ કરવા યોગ્ય છે ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલ અને કાલ આ પચ દ્રવ્યથી આત્મદ્રવ્ય ભિન્ન ઉપાદેય છે નવતત્ત્વમા પણ અજીવ પાપ, આશ્રવ અને બધ તત્ત્વત્યાગ કરવા લાયક છે અને પુણ્ય વ્યવહારથી ગ્રાહ્ય છે, અને નિશ્ચયથી ત્યાગ કરવા લાયક છે, સવર, મોક્ષ અને નિર્જરાતત્ત્વ ઉપાદેય છે વિવેક દૃષ્ટિથી જોતા શુદ્ધ આત્મતત્ત્વ ઉપાસ્ય છે, તેની ઉપાસના કરવાથી આત્મા તેજ પરમાત્મારૂપ થાય છે, આત્માના ગુણપર્યાયનુ સ્મરણ, ધ્યાન, નિદિધ્યાસન કરવુ, આત્મા તે જ પ્રભુ છે, ક્ષણે ક્ષણે આત્મસ્વરૂપ ઉપયોગથી સ્મરવુ, તે સબધે તાર્કિક ન્યાયવિશારદ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય ગાવે છે કે

પદ.

परम प्रभु सब जन शब्द ध्यावे, जब लग अन्तर भ्रम न भागे।
तब लग कोउ न पावे. परम० ॥ १

सकल अंश देखे जग जोगी, जो खीणु समता आवे ॥
ममता अन्ध न देखे याको, चित्त चिन्हु ओर ध्यावे. परम०॥२॥
सहज शक्ति अरु भक्ति सुगुरुकी, जो चित्त जोग जगावे ॥
गुणपर्याय द्रव्य शु अपने, तो लय कोउ लगावे. परम०॥३॥
पढत पुराण वेद अरु गीता, मूरख अर्थ न पावे ॥
इत उत फरत लहत रस नांहि, ज्यु पशु चर्वित चावे परम॥४॥
पुद्गलशु न्यारो प्रभु मेरो, पुद्गल आप छीपावे ॥
उनसे अन्तर नांहि हमारे, अब कहां भाग्यो जावेपरम०॥५॥
अकल अलख अरु अजर निरंजन, सो प्रभु सहज कहावे ॥
अन्तरजामी पूरण प्रगटयो, सेवक जस गुण गावे. परम०॥६॥

પરમ એટલે ઉત્કૃષ્ટ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ લક્ષ્મીના સ્વામી આત્માને સર્વે પુરુષો શબ્દથી ધ્યાવે છે આત્મા આત્મા એમ સર્વ કહે છે, પણ તેથી કઇ કાર્યસિદ્ધિ થતી નથી જ્યા સુધી જડ અને ચેતનનુ જ્ઞાન થતુ નથી, અને જડમા ચેતન બુદ્ધિ છે, બહિરાત્મભાવરૂપ ભ્રમણા વર્તે છે, ત્યા સુધી કોઇ આત્મરૂપ પરમ પ્રભુની પ્રાપ્તિ કરી શકતા નથી અષ્ટપક્ષ, અને સાતનય, તથા ચાર નિક્ષેપાવડે સમ્યગ્ આત્મસ્વરૂપ સર્વાંશે પરિપૂર્ણ સ્વરૂપને, સુનિશાલો કે જે પોતાના ગુણોને પોતાના સ્વરૂપમા જોડનારા યોગિયો છે તે જાણે છે ક્ષણ ભાવમા પણ સમતા જો આવી જાય, તો આત્મા પોતાના સ્વરૂપનો અનુભવ પ્રકાશ કરી શકે છે જ્યારે આત્મા રાગદ્વેષ, માન, અપમાન, કીર્તિ, અપકીર્તિ, શત્રુ, મિત્ર, પ્રિય, અપ્રિય,

તૃણ, મણિ, વદક, નિંદક ઉપર સમભાવ ધારણ કરે છે, અને એક આત્માના શુદ્ધસ્વરૂપમા જ ઉપયોગભાવે એકાગ્રચિત્તથી વર્તે છે, ત્યારે સહજાનદનો અનુભવ કરી શકે છે મમતામા અધ થયેલા પુરુષો કે જેનુ ચિત્ત ચારે તરફ ફરતુ છે તેઓ પરમ પ્રભુસ્વરૂપ આત્માને અનુભવ ચક્ષુથી દેખી શકતા નથી જ્યારે સ્વાભાવિક આત્મશક્તિઓની સ્ફુરણા થાય છે, સદ્ગુરુની ભક્તિ હૃદયમા જાગૃત થાય છે, સદ્ગુરુ ઉપદિષ્ટ આત્મસ્વરૂપ મા ચિત્ત સ્થિરતાને પામી ધ્યાન કરે છે, અને આત્માના ગુણ પર્યાયનુ જ્ઞાન-ધ્યાન થાય છે ત્યારે કોઈ ભવ્ય પુરુષ લયયોગ, સ્વરૂપાવસ્થાનમય પ્રાપ્ત કરે છે; પુરાણ, વેદ અને ગીતાનો અભ્યાસ કરતા, મૂર્ખ સાપેક્ષ બુદ્ધિ વિના સમ્યગ્ અર્થ પામી શકનો નથી અનેક પ્રકારની વનસ્પતિઓનુ ચર્વણ કરનાર પશુ, એક વનસ્પતિના રસનો આસ્વાદ પ્રાપ્ત કરતુ નથી, તેમ વિચારશૂન્ય અને જ્ઞાનનયોના જ્ઞાનથી હીન પામરમનુષ્ય આત્મતત્ત્વ પ્રાપ્ત કરતો નથી પુદ્ગલના બનેલા દેહથી આત્મા ન્યારો છે પોતે પુદ્ગલ મા રહ્યો છે, તેનુ કારણ કર્મ છે જેમ શેલડી પરાળમા ઢાકી છતા છુપાતી નથી, તથા જેમ છાબડીથી સૂર્યનુ આચ્છાદન થઇ શકતુ નથી; કારણ કે જ્ઞાન અને દર્શન આત્મા ગુણો છે, તે સ્વત પોતાના સ્વરૂપને જાણી તથા દેખી શકે છે એ રીતે **શ્રી ઉપાધ્યાયજી પરોક્ષ જ્ઞાનદ્વારા અનુભવદૃષ્ટિથી અને જ્ઞાનવડે કહે છે, કે અમારે પરમપ્રભુ આત્માથી અતર નથી અતરનુ કારણ બહિરાત્મદશા હતી બહિરાત્મ દશાનુ કારણ અજ્ઞાન હતુ અજ્ઞાન ટળવાથી, સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત થયુ, અને તે સમ્યગ્જ્ઞાન કાઇ આત્માથી**

ન્યારૂ નથી સમ્યગ્જ્ઞાનમા આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, તે સાક્ષાત્ થયેલો આત્મા શી રીતે દૂર થઇ શકશે, અર્થાત્ તે દૂર થઇ શકનાર નથી, એમ પરમભક્તિદ્વારા કહે છે વળી આત્માનુ સ્વરૂપ બતાવે છે–આત્મા કળારહિત છે બાહ્યથી દેખાતી ચદ્રાદિકની કળા વૃદ્ધિ અને ક્ષીણતાને પામે છે આત્માની સકળ કળા છે, તે ઉપશમસમકિત, ક્ષયોપશમસમકિત અને ક્ષાયિક સમકિત પ્રાપ્ત થતા પ્રતિભાસે છે વળી આત્મા અલક્ષ્ય છે સ્પર્શેન્દ્રિયના આઠ ગુણ છે, સ્પર્શેન્દ્રિય, સ્પર્શને જાણી શકે છે, પણ અરૂપી આત્મસ્વરૂપને જાણી શકતી નથી રસનેન્દ્રિય રસને, ઘ્રાણેન્દ્રિય ઘ્રાણને, ચક્ષુરિન્દ્રિય રૂપને, શ્રોત્રેન્દ્રિય શબ્દને, અને મન રૂપી પદાર્થને જાણી શકે છે આત્મા અરૂપી છે, તેથી તે અતીન્દ્રિય છે, અને અતીન્દ્રિય આત્મસ્વરૂપ અનુભવ જ્ઞાન તથા કેવળજ્ઞાન વિના લક્ષમા આવી શકે નહિ, માટે આત્મા અલખ કહેવાય છે આત્માને જન્મ જરા મરણ નથી, કારણ કે નિશ્ચયનયથી આત્મા અનાદિકાળથી છે અસખ્ય પ્રદેશરૂપ પોતાનુ સ્વરૂપ કદી ઉત્પન્ન થયુ નથી અને થનાર નથી આત્મા વ્યવહારદષ્ટિથી કર્મયોગે શરીરાદિ ધારણ કરે છે, તેની અપેક્ષાએ જન્મ, જરા, મરણનો ધારણ કર્તા કહેવાય છે જન્મ, જરા અને મરણરૂપ અશુદ્ધ પર્યાય તે આત્માના શુદ્ધ પર્યાયથી ભિન્ન છે શુદ્ધપર્યાયરૂપ ધર્મ ઉપાસ્ય છે અને ઉપાસક આત્મા છે અશુદ્ધ પર્યાય ત્યાજ્ય છે અને તેનો ત્યાગ કરનાર શુદ્ધપર્યાય પ્રકટકર્ત્તા આત્મા કહેવાય છે ગતિપર્યાય, દેહ પર્યાયાદિનો ત્યાગ કરવાથી, આત્મા પરમાત્મરૂપે પ્રકાશે છે

આત્મા નિરજન કહેવાય છે શુદ્ધ નિશ્ચયનયથી જોતા આત્મા કર્મરૂપ અજનથી રહિત છે, અને વ્યવહારથી પરભાવમા રમણુ કરે છે, ત્યા સુધી કર્મરૂપ અજનવાળો કહેવાય છે વસ્તુત જોતા કર્મરૂપ અજન આત્માનો ધર્મ નથી, અને જે પોતાનુ સ્વરૂપ નથી, તેમા રમવુ તે અજ્ઞાનીનું લક્ષણ છે જે જે જ્ઞાની મહાત્માઓ થઇ ગયા, તેઓ આત્મજ્ઞાન ધ્યાનમા રમણુતા કરી, તિરોભાવ ઋદ્ધિનો આવિર્ભાવ કરી શુદ્ધ સિદ્ધ બુદ્ધ થયા પચશતી નામના અમારા બનાવેલા ગ્રથમા કહ્યું છે કે —

तिरोमाव निज ऋद्धिनो, आविर्माव प्रकाश ॥
परमातमपद ते कह्यु, ते पदरूप हु खास ॥ १ ॥

પરમાત્મસ્વરૂપ એજ સારમા સાર, આદેયમા આદેય છે અનત ગુણુથી વિરાજિત શુદ્ધાત્મા–અતર્યામી–ધ્યાનથી પૂર્ણ પ્રકટે છે જરા માત્ર પણુ પોતાના ગુણુમા ન્યૂનતા રહેતી નથી, એમ આત્મઉપાસક, આત્મપ્રભુસેવક શ્રી યશોવિજયજી પોતાના સ્વરૂપનુ જ્ઞાન કરે છે આવી રીતે શ્રાદ્ધ આત્મસ્વરૂપ જાણી, ધ્યાનશતકમા કથન કરેલ ધ્યાનપ્રયોગે સ્વવીર્ય પ્રકટ કરી, શુદ્ધાત્માની ઉપાસના કરી પૂજ્ય બને છે; ચતુર્થગુણુસ્થાનકથી ઉપશમ સમકિત, ક્ષયોપશમસમકિત, અને ક્ષાયિકસમકિતથી આત્મસ્વરૂપની ઉપાસના કરાય છે, પાચમા ગુણુસ્થાનકથી, ઉપશમ ચારિત્રથી અને ક્ષયોપશમ ચારિત્રથી, શુદ્ધ ચરણુની ઉપાસના થાય છે અષ્ટમગુણુસ્થાનકથી, ક્ષપકશ્રેણિએ ચઢેલો આત્મા કર્મ પ્રકૃતિઓને ખેરવતો, નવમા દશમા ગુણુઠાણુાને સ્પર્શતો, બારમા ગુણુઠાણે આવે છે બારમા ગુણુઠાણે ક્ષયોપશમભાવનુ જ્ઞાન છે,

અને ત્યા દર્શનાવરણીય કર્મનો પણ ક્ષયોપશમભાવ છે બારમા ગુણઠાણાને અતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અતરાય, એ ત્રણ કર્મનો ક્ષય કરે છે, મોહનીયકર્મનો નાશ, દશમા ગુણઠાણે કરે છે, એમ ચાર ઘાતીકર્મનો ક્ષય કરી આત્મા તેરમા ગુણઠાણે આવે છે, અને ત્યા સયોગી કેવલી કહેવાય છે શરીર છતા આયુષ્યની મર્યાદાએ કેવલજ્ઞાની, ભવ્ય જીવોને ધર્મ ઉપદેશ આપે છે આયુષ્ય મર્યાદા પૂર્ણ થતા, શુક્લધ્યાનના ચરમ બે પાયાનુ ધ્યાન કરી, ગુણઠાણાતીત થઈ, એક સમયમા ઊર્ધ્વ ગમન કરી, સમશ્રેણિએ સિદ્ધશિલાની ઉપર-એક યોજનના ચોવીશ ભાગ કરીએ તેમા ત્રેવીશ ભાગ નીચે મૂકી ચોવીશમા ભાગની ઉપર સાદિ અનતમે ભાગે પરમાત્મરૂપે સમયે સમયે અનત સુખના ભોક્તા થઈ વિરાજે છે પોતાના શુદ્ધ સ્વરૂપનો ભોગ તેજ નિશ્ચયનયથી જોતા ગ્રાહ્ય છે, અને તેમાજ રમણતા કરવી ઈષ્ટ છે આવી રીતે સૂક્ષ્મભેદની વિચારણાથી, અનતજ્ઞાન કે જે ઇંદ્રિયોથી નહિ દેખાયલુ એવુ હૃદયમા પ્રકટ થાય છે, અને તેથી અહવૃત્તિ સમૂલત ભેદજ્ઞાનથી નાશ પામે છે ભેદ જ્ઞાન, હસની ચચુ માફક છે હસ પોતાની ચચુથી દૂધ અને પાણી બેને ભિન્ન કરી, દૂધનુ પાન કરે છે, તેમ આત્મા પણ વિવેકદૃષ્ટિ ભેદજ્ઞાનરૂપ ચચુથી જલ સમાન પુદ્ગલ વસ્તુ અને દુગ્ધસમાન ચૈતન્ય વસ્તુ ભિન્ન કરી ચૈતન્યસ્વરૂપને ગ્રહે છે સમ્યગ્ ભેદજ્ઞાનથી આત્મા જડ અને ચૈતન્યસ્વરૂપોને ભિન્ન ભિન્નપણે પારખી શકે છે

दुहा.

कायादिपर्याय सहु, पुद्गलना पर्याय ॥
आत्मप्रदेशो कर्म पण, पुद्गलकार्य सोहाय ॥ ४५ ॥
चेतन पण जडसगते, जडतारूप जणाय ॥
तिरोभाव निज शक्तिथी, आच्छादनता थाय॥४६॥
अहवृत्ति आच्छादती, अन्तर निजगुणशक्ति ॥
अहवृत्तिता जो टले, परमातमपद व्यक्ति ॥ ४७ ॥

કાયા લેશ્યાદિ સર્વ પુદ્ગલ સ્કધોના પર્યાય છે આત્માના પ્રદેશોની સાથે ક્ષીરનીરવત્ પરિણમે છે કર્મ પણ પુદ્ગલ પર્યાયો છે અહો !! ચેતન પણ જડની સગતિથી જડ જેવો બની ગયો છે અને તેથી આત્માના અનતગુણો 'સૂર્યતેજ જેમ' વાદળથી ઢકાય છે તેમ કર્મયોગે આચ્છાદિત થયા છે આત્માના ગુણો તિરોભાવે વર્તે છે, તે જેમ જેમ 'કર્માવરણ' જે જે પ્રમાણમા ટળે છે, તે તે પ્રમાણમા આવિર્ભાવતાને પામે છે; જ્ઞાનાવરણીય કર્મોનો ક્ષયોપશમ, વા ક્ષાયિકભાવ થવાથી, જ્ઞાનગુણ આવિર્ભાવતાને પામી, સ્વપરનો પ્રકાશ કરે છે દર્શનાવરણીયકર્મનો ક્ષયોપશમ વા ક્ષાયિકભાવ થતા, દર્શનગુણ—આવિર્ભાવતાને પામે છે વેદનીયકર્મનો ક્ષય થતા અવ્યાબાધ સુખ આત્મામા પ્રકટે છે; મોહનીયકર્મનો ઉપશમભાવ, ક્ષયોપશમભાવ તથા ક્ષાયિકભાવ થવાથી સમકિતગુણ તથા ચારિત્રગુણ પ્રકટે છે આયુષ્ય કર્મનો ક્ષય થતા આત્માની સાદિ અનતી સ્થિતિ પ્રકટે છે, નામકર્મનો નાશ થતા અરૂપીગણ આત્માનો આવિર્ભાવતાને

પામે છે ગોત્રકર્મનો નાશ થતાં આત્માનો અગુરુલઘુગુણ આવિર્ભાવને પામે છે અંતરાયકર્મનો ક્ષયોપશમ વા ક્ષાયિકભાવ થતાં,-અનંત દાન, લાભ, ભોગ, ઉપભોગ, અનંતવીર્યગુણ આત્મામાં પ્રકટે છે આત્માના અનંતગુણો અનાદિકાળથી શક્તિભાવે છે, પણ કર્માવરણથી વ્યક્તિભાવે થયા નથી પણ જ્યારે કર્માવરણ દૂર થાય છે ત્યારે સ્વતઃ અનંતગુણો પોતપોતાના કાર્યગુણથી પ્રકાશ કરે છે કર્મ છતાં આત્માની ઋદ્ધિ તિરોભાવે વર્તે છે અને કર્માભાવે આત્માની ઋદ્ધિ પ્રકટભાવે થાય છે કર્મની એકસો અઠ્ઠાવન પ્રકૃતિયો આત્માની સાથે બંધાએલી છે કર્મનું કારણ પણ વિચારી જોતાં રાગદ્વેષમય અહંવૃત્તિ જણાય છે, માટે પોતાના આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખાદિગુણોને આચ્છાદન કરનારી વસ્તુગત્યા અહંવૃત્તિ જ છે હવે જો મહાદુઃખદાયિકા અહંવૃત્તિતા ટળે, તો આત્માના અનંતગુણો શક્તિભાવે રહેલા છે તે વ્યક્તિભાવે થાય જેમ જેમ આત્મગુણની રમણતા, તેમ તેમ આત્મગુણો પ્રકાશતા જાય છે અને તે તે અંશે અહંવૃત્તિનો નાશ થાય છે જે જે અંશે નિરુપાધિપણું, તે તે અંશે અહંવૃત્તિના નાશદ્વારા ધર્મની પ્રકટતા થાય છે શ્રી ઉપાધ્યાયજી પણ કહે છે કે—

जे जे अंशे रे निरुपाधिकपणुं, ते ते जाणो रे धर्म;
सम्यग्दृष्टि रे गुणठाणा थकी, जाव लहे शिवशर्म.

આત્મજ્ઞાની અલ્પજીવનમાં અબલ પુરુષાર્થથી સ્વસાધ્ય સિદ્ધિ કરે છે અહંવૃત્તિનાશક જ્ઞાન છે, માટે આત્મજ્ઞાન સંપ્રાપ્ત કરવું આત્મઅજ્ઞાનેથીજ સંસારકાર્યમાં પુનઃ પુનઃ ચિત્તવૃત્તિ

ज्ञानदशा जे आकरी, तह चरण विचारो ॥
निर्विकल्प उपयोगमां, नहि कर्मनो चारो. आतम० ॥

જ્ઞાનદશા જે આકરી એટલે શુદ્ધ સ્વભાવમા રમણુતારૂપ હોય તેજ ચારિત્ર જાણો નિર્વિકલ્પ શુદ્ધ જ્ઞાનોપયોગે આત્મા જ્યારે વર્તતો હોય, ત્યારે કર્મનુ આવાગમન થતુ નથી વળી કહ્યુ છે કે--

श्लोक

आत्माऽज्ञान हि विद्वुषामात्मज्ञानेन हन्यते ।
तपसाप्यात्मविज्ञानहीनैस्छेत्तु न शक्यते ॥ १ ॥

આત્મઅજ્ઞાનથી પુદ્ગલ પદાર્થ જેવા કે શરીર, મન, વાણી, લેશ્યાદિમા આત્મત્વનો ભ્રમ ધારણ કરતા કર્મગ્રહણ તથ દુ ખ થાય છે, કહ્યુ છે કે–मिच्छत्तेण उद्दिण्णेण अट्ठकम्म पय डीओ बंधति–આત્મઅજ્ઞાનથી થએલા દુ ખ, કર્મક્રિયા, તપ વિગેરેથી ટળતા નથી પણ જેમ હિમવિકારનુ દુ ખ અગ્નિથ ટળે છે, તેમ આત્મઅજ્ઞાનજન્ય દુ ખ છે, તે આત્મજ્ઞાનથ ટળે છે, આત્મજ્ઞાનના પણ બે ભેદ છે, એક ભેદજ્ઞાન અને બીજુ અભેદજ્ઞાન, તેમા દ્રવ્યગુણુપર્યાયની વહેચણુ કરવી તેને ભેદજ્ઞાન કહે છે, આત્માના ત્રણુ ભેદ પાડવા, અથવા જ્ઞાના દિગુણુ આત્માથી કથચિત્ ભિન્ન કહેવા, ઇત્યાદિ સર્વ ભેદજ્ઞા છે ગુણુપર્યાય સહિત દ્રવ્ય અથવા જ્ઞાનદર્શનચારિત્ર તે

આત્મા છે ઇત્યાદિ અભેદજ્ઞાન જાણવુ; આત્મજ્ઞાની વિષમભાવોમા પણ સમભાવે જોનાર હોય; વિષમભાવો જેવા કે કપટી, નિદક, પાપી, કદાગ્રહી, દ્વેષી, લોભી, અને દુષ્ટમા પણ સમભાવ રાખે આત્મધ્યાનમા રમણતા કરતા, મુક્તિના સુખનો સાક્ષાત અનુભવ થાય છે, જીવતા જેને મુક્તિના સુખ પ્રાપ્ત થયા, તેને મૃત્યુ બાદ પણ તે સુખની પ્રાપ્તિ થશે માટે ભવ્યજીવે પૂર્વોક્ત જ્ઞાનદ્વારા સમભાવે આત્માને ભાવી અહવૃત્તિનો નાશ કરી, આત્મસુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો અહવૃત્તિ ટાળવા પુન પુન પુરુષાર્થ કરવો, અહવૃત્તિથી આત્માની કેવી સ્થિતિ થાય છે, તે બતાવે છે

### दुहा

परम हस सन्यासी हु, जाणे नहि सन्न्यास ॥
बहिर्वृत्ति बहुधा भजे, करे न सत्यप्रकाश ॥ ४८ ॥
बाहिरदृष्टा दृश्यनो, अहवृत्तिथी भेद ॥
अहवृत्ति बहिरात्मता, विविध अर्पे खेद ॥ ४९ ॥
प्रथमगुणस्थानक रह्या, जाणो जीवानत ॥
व्यक्ताव्यक्तस्वरूपमां, कालानादि रहत ॥ ५० ॥

ભાવાર્થ—સન્યાસગ્રહણ કરી હુ સન્યાસી છુ, એમ અભિમાન ધારણ કરવાથી, વૃત્તિ બાહ્યભાવમા રહે છે, અને તેથી સત્યસ્વરૂપનો પ્રકાશ થતો નથી, બાહિરવસ્તુનો આત્મા દ્રષ્ટા બને છે અને વળી દૃશ્ય એવી બાહ્યવસ્તુમા અનેક પ્રકારના ભેદ કલ્પે છે અને બાહ્ય દૃશ્યપદાર્થોમા પ્રિય, સુખ અસુખાદિને

ભેદ કલ્પવાથી બહિરાત્મપદની પ્રાપ્તિ થાય છે અનેક પ્રકારના મનમા થતા ભેદને અર્પનાર અહવૃત્તિ છે, પ્રથમ ગુણસ્થાન ક્મા અનતજીવો રહ્યા છે, તેઓ પણ અહવૃત્તિભાક્ જાણવા વ્યક્ત વા અવ્યક્તસ્વરૂપમા પણ અનાદિકાળથી અહવૃત્તિ ધારક જીવ જાણવો કારણ પામી- આત્મા જ્યારે સ્વસ્વરૂપનો જ્ઞાતા બને છે, ત્યારે અહવૃત્તિનો નાશ કરવા પ્રયત્ન કરે છે અહવૃત્તિ મહાકેફી વસ્તુ કરતા પણ બૂરી છે અહવૃત્તિ મહા-માયાનુ સ્વરૂપ છે જ્યા આત્મા નથી, તેવી પરવસ્તુમા અહ ભાવવાળી અહવૃત્તિ મહારાક્ષસી સરખી જાણી તેનો નાશ કરવો અહવૃત્તિ મમતારૂપ છે જગત્ના નશ્વરપદાર્થોને મારા કલ્પનાર અહવૃત્તિનોજ આ સર્વ પ્રપચ છે અહવૃત્તિનો નાશ થતા, સમભાવની પ્રાપ્તિ આત્મામા પ્રકટે છે, માટે હે ચેતન ! મમતાનુ કારણ જે અહવૃત્તિ તેનો દૂર કરે !!! અહંવૃત્તિનુ સેવન કરવાથી, હે ચેતન ! તુ અનેક દોષપાત્ર બન્યો છુ અનેક પ્રકારના પદાર્થોમા અહવૃત્તિ - કલ્પી અજ્ઞાનથી આત્મા નરકનિગોદના મહાદુ ખ પામ્યો અનત જીવોની સાથે અનત જન્મ ધારણ કરી, આ જીવે વૈર-ઝેર કર્યું, તે પણ અહ વૃત્તિના યોગેજ સમજાય છે જેમ કાષ્ઠપૂતળીઓને મદારી દોરી ફેરવી, મરજીમા આવે તેમ નચાવે છે, તેમ અહંવૃત્તિએ જીવોને અજ્ઞાનથી ગમે તેમ નચાવ્યા છે અને જીવો પણ નાચ્યા કરે છે નાટકીઆની પેઠે જીવ અનેક પ્રકારના શરીર ગ્રહી નાચ્યો, તેનું કારણ પણ અહવૃત્તિ છે આત્મા શુદ્ધ સ્વભાવનો છે, નિશ્ચયથી જોતા સ્વગુણ ભોક્તા છે, પર તુ અહવૃત્તિના યોગે પરમા પરિણમી પરનો ભોક્તા બન્યો છે; અને હજી પણ પરસ્વભાવથી

વિશ્રામ પામતો નથી, તે એટલું ખેદકારક નથી ધતૂરભક્ષણ કરનારને જેમ દૃશ્ય શ્વેતવસ્તુઓમાં પીતત્વનું ભાન થાય છે, તેમ અહંવૃત્તિથી દૃશ્ય વસ્તુઓ કે જે જડ છે, તેમાં પોતાની ભ્રાંતિ થવાથી આત્મા પોતાના સ્વરૂપને જાણી શક્યો નથી, અને જેઓએ પોતાના સ્વરૂપને જાણ્યું છે, તેઓ નામ રૂપથી આત્માને ભિન્ન સમજી, સત્યપણે શ્રદ્ધા કરી, ધ્યાનાસક્ત થયા છે કહ્યું છે કે

नहि नाम रूप जेनां, ज्योतिरूप ते तो महि,
निजमां निज परखायोरे हजी.
निर्भय देशी शुद्ध प्रदेशी, ज्ञानिजन-सोहि बतलायोरे,
आतम अमर छेजी.
कईएक ज्ञानियो विचारेरे, आतम अमर छेजी.

નામ-અને રૂપથી ભિન્ન ચૈતન્યસ્વરૂપ છે તે પોતાના જ્ઞાનથી, પોતાની મેળે પ્રકાશે છે નિર્ભય અસંખ્યપ્રદેશી આત્માને સર્વજ્ઞે કથ્યો છે, એવો શુદ્ધ આત્મા નિશ્ચયનયથી જાણી, તેની પ્રાપ્તિ કરવા ધ્યાન કરવું

શિષ્ય—જ્યારે આત્મા અરૂપી શુદ્ધ છે ત્યારે તે કર્મનું ગ્રહણ શી રીતે કરે છે?

ગુરુ—હે ભવ્ય! એકાગ્રચિત્તથી શ્રવણ કર આત્મા શુદ્ધ કહ્યો, આત્મા પરમાત્મારૂપ કહ્યો, ઇત્યાદિ સર્વે આત્માની સત્તાનું વર્ણન છે આત્મા સત્તાથી પરમાત્મા જેવો છે, પણ જ્યાં સુધી રાગદ્વેષ છે ત્યાં સુધી આત્મા પરમાત્મારૂપ થઈ

શકતો નથી, અર્થાત્ વ્યક્તભાવે થઇ શકતો નથી, તેથી તે રાગદ્વેષયોગે કર્મનું ગ્રહણ કરે છે; પરમાત્મરૂપ વ્યક્તભાવે થયા પશ્ચાત્ કર્મનું ગ્રહણ થતુ નથી કર્મગ્રહણ તો રાગદ્વેષ યોગે થાય છે તે બતાવે છે

## दुहा

आकर्षेऽहवृत्तिथी, कर्माष्टकने हस ॥
यथा शुचि लोहचुम्बके, करतो निजगुणभ्रंश ॥५१॥

कर्माष्टकनी वर्गणा, समजो नयव्यवहार ॥
अनुपचरितासद्भूतथी, कर्त्ता चेतन धार ॥५२॥

ભાવાર્થ—જેમ લોહચુંબકવડે, સોયનું આકર્ષણ થાય છે, તેમ હંસ એટલે આત્મા રાગદ્વેષરૂપ અહંવૃત્તિથી, આઠ કર્મનું આકર્ષણ કરે છે વ્યવહારની અપેક્ષાએ, જ્ઞાનાવરણીયાદિક પુદ્ગલકર્માદિકનો કર્તા ચેતન જાણવો ત્યા અનુપચરિત અસદ્ભૂત વ્યવહારથી ગૃહ, દુકાનાદિકનો કર્તા આત્મા જાણવો, તથા સ્વજાતિ ઉપચરિત અસદ્ભૂત વ્યવહારથી પુત્રાદિકનો કર્તા અને વિજાતિ ઉપચરિત અસદ્ભૂત વ્યવહારથી ધનાદિકનો કર્તા આત્મા જાણવો તથા સ્વજાતિ વિજાતિ ઉપચરિત અસદ્ભૂત વ્યવહારથી નગર તથા કોટ વિગેરેનો કર્તા આત્મા જાણવો તથા અશુદ્ધનિશ્ચયનયથી રાગદ્વેષનો કર્તા આત્મા છે અશુદ્ધક્રિયાનો કર્તા આત્મા અનાદિકાળથી છે, તેથી ષટ્કારકક્રિયા પણ આત્મામા અશુદ્ધપણે પરિણમી છે અને તેથી આત્મા પરપરિણતિને ધારતો શુદ્ધ પરિણતિસ્વરૂપ વિસરી ગયો છે સર્વ સંસારી

જીવોની અહવૃત્તિયોગે આવી અવસ્થા થઇ ગઈ છે કર્મરૂપે આકર્ષેલા પુદ્ગલોનો ચાર પ્રકારે-મોદક-દષ્ટાંતે, બંધ પડે છે, તે દર્શાવે છે

## दुहा.

आकर्ष्या जे पुद्गलो, चउविह तेनो बंध ॥
प्रकृत्यादिक कर्मथी, जीव पुद्गल संबंध ॥ ५३ ॥
रूपी अरूपी परिणम्या, क्षीरनीरदृष्टांत ॥
भेदज्ञाननी योजना, विना थई महाभ्रान्ति ॥ ५४ ॥

રાગદ્વેષથી આકર્ષેલા પુદ્ગલોનો પ્રકૃતિબંધ, સ્થિતિબંધ, પ્રદેશબંધ અને રસબંધ, એ ચારે પ્રકારે બંધ પડે છે, કર્મની એકસો અઠ્ઠાવન પ્રકૃતિયોરૂપ પુદ્ગલનો જીવની સાથે અનાદિકાળથી સંબંધ થયો છે આકર્ષેલા કર્મરૂપી પુદ્ગલો રૂપી છે, અને તે જીવની સાથે ક્ષીરનીરની પેઠે પરિણમ્યા છે ભેદજ્ઞાન વિના કર્મ અને આત્માની ભિન્નતા પ્રતિભાસ્યા વિના, બેને એક રૂપે ગ્રહણ કરી આત્માએ મહાભ્રાંતિ ધારણ કરી

## दुहा

शरीर मन वाणी तथा, पुद्गल सहुथी भिन्न ॥
असंख्यप्रदेशी आतमा, निर्भय निजगुणलीन ॥५५॥
अहंवृत्ति परमां जगी, परवस्तुमां सार ॥
मानी चेतन भ्रांतिथी, अटतो सवसंसार ॥ ५६ ॥

ભાવાર્થ--શરીર, મન, વાણી તથા ધનાદિક પુદ્ગલથી

भिन्न असंख्यप्रदेशी आत्मानुं स्वरूप अवधारवुं. सात नयथी अतीत तथा अनंतगुणमय आत्मस्वरूप छे. अहंवृत्ति, परमां जागृति पामवाथी, परवस्तुमां सार मानतो, आत्मा अज्ञान-रूप भ्रांतिथी सर्व संसारमां परिभ्रमण करे छे.

**दुहा.**

सुरता लगी न आत्ममा, कर्यो न उद्यम नित्य ॥
मुक्ति पण छे आत्ममा, जो वश वर्ते चित्त ॥ ५७ ॥

सम्यग् गुरुगम ज्ञानथी, करतो शिष्य प्रयत्न ॥
श्रद्धाज्ञाभक्ति ग्रही, पामे निजगुण रत्न ॥ ५८ ॥

कर्त्ता भोक्ता कर्मनो, हर्ता जेह कथाय ॥
रत्नत्रयी आधारभूत, आत्मस्वरूप लखाय ॥ ५९ ॥

आत्मानी साथे उपयोग भावनी एकतानता थई नहि; अने वळी आत्मगुणप्राप्तिकारक ध्यान स्मरणादिके उद्यम कर्यो नहीं, तेथी लोकाकाशना प्रतिप्रदेशे आत्माए अनंतीवार जन्म मरण धारण कर्यां, पण जो आत्मस्वरूपमां चित्तवृत्ति रमे, अने परने ग्रहे नहि, विकल्प-संकल्प दशा छूटे, संवरावस्थामां आत्मा वर्ते, तो आत्मामांज मुक्ति छे आत्मानोज बंध छे, अने आत्मानीज मुक्ति छे. सम्यग् गुरुगमथी प्राप्त करेला ज्ञानथी, शिष्य आत्मस्वरूपार्थे प्रयत्न करतो छतो, ज्ञान दर्शन चारित्र वीर्यादि गुणरत्ननी प्राप्ति करे. आत्मश्रद्धा प्राप्त थवी महादुर्लभ छे, माटे प्रथम सुगुरुनी श्रद्धा होय अने सुगुरुनी आज्ञा प्रमाणे चाले अने भक्ति करे, तो सुगुरुप्रतापे उरच आत्म

પ્રાપ્ત કરે છે આત્મા વ્યવહારનયથી કર્મનો કર્તા તથા
ક્તા છે, અને ચારિત્રમા રમણ કરવાથી કર્મનો હર્તા પણ
ય છે રત્નત્રયીનો આધાર એવો આત્મા જ્ઞાન ગુણથી
ળખાય છે

## दुहा.

रूपी अचेतन जाणवु, वर्णादिक पर्याय ॥
पुद्गल द्रव्य अनतता, व्यापक लोक सदाय ॥ ६० ॥
पुद्गल परिणत आतमा, वर्ते नय व्यवहार ॥
काल अनादि भङ्गथी, जीव अनता धार ॥ ६१ ॥

પુદ્ગલ દ્રવ્ય રૂપી અને અચેતન છે, તેના વર્ણ, ગધ,
રસ અને સ્પર્શ પર્યાય છે. પરમાણુઓરૂપ પુદ્ગલદ્રવ્ય અનતા
છે, અને તે પુદ્ગલપરમાણુઓ લોકાકાશવ્યાપક છે, પુદ્
ગલપરિણામી આત્મા વ્યવહારમા વર્તે છે, અનાદિકાલથી
અનત જીવો કર્મ સાથે પરિણમ્યા છે, આ સબધી વિશેષ
વર્ણન પૂર્વે કર્યું છે, તેથી સામાન્ય શબ્દાર્થ માત્રનુ અત્ર
વર્ણન કર્યું છે

## दुहा

रागद्वेषे परिणमी, अशुद्धवृत्ति थाय,
कर्माष्टक ग्रहतो भयी, भवभवमा भटकाय ॥६२॥
शक्ति विचारे सिद्धसम, जगजीवो सहु जोय;
कर्माच्छादक प्राणिया, व्यक्तपणे नवि होय ॥६३॥

રાગદ્વેષે પરિણમેલી વૃત્તિ તે અશુદ્ધવૃત્તિ કહેવાય છે, અને તે અશુદ્ધવૃત્તિથી અષ્ટકર્મને ગ્રહણ કરતો જીવ સસારમા પરિભ્રમણ કરે છે અજ્ઞાનથી કલ્પેલા કુટુ બાદિકમા જીવ મમતાથી બધાઈ રાગદ્વેષ કરે છે રાગદ્વેષયોગે જીવ રજ્જુ વિના પણ બધાયો છે, કાદવવિના ખરડાયો છે જીવ રાગદ્વેષે કરી સસારમા આડાઅવળો અથડાય છે આત્મજ્ઞાનથી આત્મા વિચારે છે કે—' અરે ! મારી સ્વરૂપમા સ્થિતિ રહી નથી, અજ્ઞાનથી મોહ પામેલો જીવ વૃથા જન્મે છે, અને વૃથા મરે છે પ્યારા પદાર્થોની ઉપર અપ્રિયતા રહી છે, અને શાતાજન્યસુખોની ઉપર હુ ખો રહ્યાજ છે, માટે ક્ષણભગુર પદાર્થોને વાછી, અથવા મેળવી, રાજી થવુ એ પણ વ્યર્થ છે ' જો વિચિત્ર જાતની લક્ષ્મીઓને મેળવી મન બહુ રાજી થતુ હોય, તો હુ તો એમજ ધારુ છુ કે તે સપત્તિયો પણ ઘણા કષ્ટ વેઠવાથી મળે છે; તેઓનુ રક્ષણ કરવામા પણ ઘણા કષ્ટ છે, અને રક્ષણ કરતા પણ અવશ્ય જતી રહે છે માટે તેઓ સપત્તિયો નથી, પણ વિપત્તિયોજ છે જેમ પતગિયુ અગ્નિની શિખાઓમા લપટ થાય છે, તેમ હુ પણ વિષયસુખની જ્વાળાઓમા લપટ થયો છુ આખો સસાર દુ ખભોગોની પરાકાષ્ટારૂપ કહેવાય છે, તો દેહથી તો સુખ મળેજ કયાથી ? મનરૂપ વાનરની લીલાઓ દેખવામા જ રમણીય છે, પણ પરિણામે વિનાશ ઉપજાવનારી છે, એમ મારા જાણવામા આવ્યુ; આ મનરૂપી ચોરે મને લાબા કાળ સુધી કનડી, દુ ખ આપ્યુ છે, માટે હવે હુ મનને વશ થઇશ નહીં આ દેહ , અને આ ધનાદિક

મારા છે, એ રીતે મારા મનમા સ્ફુરેલા ખોટા વિચારનુ પરિણામ મે જાણ્યુ વળી વિચારતા જણાય છે કે, આ સ સારમા કઈ વસ્તુ સારી છે કે જેના પ્રયત્નમા હુ દોરાઉં ? કોઈ પણ વસ્તુ સારભૂત લાગતી નથી આ જગતમાં જેનો ઉત્પાદ છે, તેનો વિનાશ નજરે દેખાય છે માટે હુ કઈ વસ્તુને પોતાની માનુ ? જ્યા રાગ ત્યા દ્વેષ થયા કરે છે વળી રાગ દ્વેષથી આ જગત્ વિષમ દેખાય છે આ જગતમા અનેક રાજાઓ થઇ ગયા, ચક્રવર્તિ થઈ ગયા, પણ કોઇએ જગત્ના મોહથી સત્યસુખ પ્રાપ્ત કર્યું નહિ સ્વાત્મજ્ઞાનવિના વિષ્ટાના કીડાના કરતા ભૂડી મારી અવસ્થા થઇ મે બાહ્ય દૃષ્ટિથી દેખાતા પદાર્થોજ સાચા માની લીધા શ્રી સદ્ગુરુનુ શરણ ઉપકારદૃષ્ટિથી કર્યું નહિ સ્વપ્નમા દેખાતા પદાર્થો જેવા આ દૃશ્યપદાર્થોમા અહ ભાવકલ્પના ફોગટ છે, વ ધ્યાને સ્વપ્નની અ દર દેખાએલા પુત્રમા અહ ભાવ જેમ નકામો છે, તેમ આ દેખાતા પુદ્ગલસ્ક ધરૂપ પદાર્થોમા અહ ભાવકલ્પના વ્યર્થ છે **અગ્નિનો સ્વભાવ તે જલનો નથી, અને જલનો શીતત્વસ્વભાવ તે અગ્નિનો નથી, તેમ આત્માનો ધર્મ તે જડમા નથી, અને જડનો ધર્મ તે આત્મામા નથી.** ઝાંઝવાના જળથી જેમ તૃષાની નિવૃત્તિ થતી નથી, તેમ તૃષ્ણા જલથી આત્માની શાતિ થતી નથી ફેરફુદડી ફરતા જેમ વૃક્ષાદિક ફરતા દેખાય છે, તેમ ભ્રાંતિથી પુત્રાદિક પોતાના ભાસે છે જેમ ભ્રાંતિથી બે ચ દ્ર આકાશમા લાગે છે, તેમ દેહમા પણ ભ્રાંતિથી આત્મબુદ્ધિ થાય છે જેમ નાના બાળક લાકડાની ઢબુડીને સ્રી કલ્પી, હરખાય છે, તેમ આત્માએ પણ અસ્રા

નથી સ્ત્રી વિગેરેને પોતાના કલ્પી, હર્ષવિષાદનું સેવન કર્યું. હવે હું આત્માને જ્ઞાનધ્યાનથી પુષ્ટ કરીશ. અશુદ્ધવૃત્તિના કાર્ય વેશ્યા સમાન સમજી, શુદ્ધવૃત્તિનું સેવન કરીશ. રાગદ્વેષરૂપ અશુદ્ધ વૃત્તિને હવે હું કષ્ટપ્રદા સમજીશ. આ પ્રમાણે અંતરાત્માની વાણીના ઉદ્ગાર સાંભળી, શુદ્ધવૃત્તિ પ્રમોદભાક્ થઈને કહેવા લાગી કે—હે આત્મપતિ! તું હવે જ્યારે પોતાનું સ્વરૂપ સમજ્યો, ત્યારે સુખી થયો. હે આત્મા તને ધન્ય છે કે આવી વિવેકબુદ્ધિની પ્રાપ્તિ તે કરી. આત્મા કહે છે કે, "હે શુદ્ધવૃત્તિ સ્ત્રી! શ્રવણ કર. હું તારા સંગમાં રહેતો નહોતો તેનું કારણ અજ્ઞાનજ હતું. અજ્ઞાને મને સંસારરૂપ નગરના ચોરાશી લાખ ચઉટામાં રખડાવ્યો, મને મોહરૂપ કેફનું પાન અશુદ્ધવૃત્તિએ કરાવ્યું અને જ્ઞાનદર્શનચારિત્રરૂપ લક્ષ્મી લૂંટી લીધી. અશુદ્ધવૃત્તિએ એવી ઇન્દ્રજાળવિદ્યા પાથરી કે મને તેમાં કંઈ ભાન રહ્યું નહિ. સદ્ગુરુના ઉપદેશથી મારી અંતરદૃષ્ટિ ખુલી, તેથી જાણ્યું કે, અહો! હું ક્યાં અને જડના ધર્મો ક્યાં! હું ક્યાં! અને અશુદ્ધવૃત્તિ ક્યાં! અરે અશુદ્ધવૃત્તિની જેટલી દુષ્ટતા કહું તેટલી ઓછી છે." શુદ્ધવૃત્તિ કહે છે, "હે સ્વામિનાથ! તમો અશુદ્ધવૃત્તિ વેશ્યાના ઘેર રહેતા હતા, અને તે તમને ફસાવી તમારૂં કાળજું ફોલી ખાતી હતી, તે સર્વ મારા જાણવામાં હતું, પણ તમો તેના વશમાં હતા, તેથી મારૂં કંઈ ચાલતું નહોતું. મારી પાસે આવ્યાથી હવે તેનું કંઇ ચાલવાનું નથી. આત્મા કહે છે કે હે શુદ્ધવૃત્તિ! હવે હું તારી પાસેથી કદી ખસનાર નથી. રાગદ્વેષ, નિંદા, નિદ્રા, આલસ્ય, વિષય, કષાય, વગેરે ચોરોનું હવે મારી પાસે કંઇ ચાલવાનું નથી. સ્વસ્વ

રૂપપરમણુતારૂપ ઘરની બહાર જતા તે ચોરોએ મને પૂબ લૂટ્યો હતો, પણ હવે હુ સ્વસ્વભાવરૂપ ઘરની બહાર ગમન કરનાર નથી માયાના વિષવૃક્ષો વાવી, મે નઠારા ફળોનુ ભક્ષણુ કરી પોતાની મેળે દુ ખ ઉત્પન કર્યું અરે ! શુદ્ધવૃત્તિ ! તારી સ ગતિથી, મને અપૂર્વ સુખ પ્રાપ્ત થયુ છે, તેવુ સુખ મને કોઇપણ સ્થાને મળ્યુ નહોતુ હે શુદ્ધવૃત્તિ ! તારી સ્થિરતા–શાતતા–અપૂર્વ છે તુ ખરેખરી પતિવ્રતા છે " શુદ્ધવૃત્તિ કહે છે કે—" હે સ્વામિન્ ! આપની પણ અકળના છે આપ અન તઋદ્ધિના ભોક્તા છો, આપે જે ભૂલ કરી હતી, તેમા અશુદ્ધવૃત્તિનુ આચરણ હતુ હવે ગઈ વાતને વિસ્મરો આપ હવે અસ ખ્યપ્રદેશરૂપ ઘરમા રહી જ્ઞાનધ્યાનલીનતાથી સમયે સમયે અન તસુખને ગ્રહણ કરો આપ હવે અનુભવમ દિરમા નિર્વિકલ્પદશાયોગે રહી અપૂર્વશાતિ ભોગવો આપની શક્તિ સિદ્ધસમાન છે અને [1]કર્માપગમથી વ્યક્તિપણે અન ત સિદ્ધ સમાન થાઓ તેવા છો જે પ્રાણીઓના કર્મનો નાશ થાય છે, તે સિદ્ધબુદ્ધ બને છે, માટે તમો પણ જ્ઞાનધ્યાન તથા અપ્રમાદ દશાયોગે સિદ્ધસમાન થાઓ એમા કશુ આશ્ચર્ય નથી અ તરાત્મા તેજ પરમાત્મા છે હુ પણ તમારી સહચારિણી થઇશ આ પ્રમાણે શુદ્ધવૃત્તિ અને અ તરાત્માનો વાર્તાલાપ પ્રસ ગે ઘટાવ્યો છે

### दुहा

अवली परिणति आत्मनी, वर्ते तव ससार;
सवली परिणति आत्मनी, निर्मलपद निर्धार ॥६४॥

---

૧ કર્મો દૂર થવાથી

शुद्धस्वरूपाधारमां, ध्यान रहे सुखकार;
भवभ्रमणा सहेजे टळे, पामी चिद्‌घन सार ॥६५॥
भोग रोगसम लेखवे, आत्मार्थी जे भव्य,
आत्मिकशुद्धस्वभावता, ज्ञानीजनकर्तव्य ॥ ६६ ॥

ભાવાર્થ—આત્માની અવળી પરિણતિ જ્યાં સુધી વર્તે છે, ત્યાં સુધી સંસાર છે. આત્માની સવળી પરિણતિ થતાં, મલ રહિત પરમાત્મપદ પ્રાપ્ત થાય છે, એમાં જરા માત્ર શંક નથી શુદ્ધ અનંતધર્મના આધારભૂત આત્માનું ક્ષયોપશમભાવે, સ્થિરો પયોગથી સુખ કરનારું ધ્યાન થાય, તો આ સંસારની ભ્રમણા સહજવારમાં નષ્ટ થાય, અને ચિદ્‌ઘનઆત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય આત્માર્થી ભવ્યપુરુષ, પંચેન્દ્રિય વિષયભોગોને રોગ સમાન જાણે છે પ્રારબ્ધ કર્મોદયે પંચેન્દ્રિય વિષયભોગો ભોગવાય, તોપણ તેમાં રાગદ્વેષથી લેપાય નહીં અંતરથી ન્યારો વર્તી, ભોગોને ઉદાસીનવૃત્તિથી ભોગવતાં, જ્ઞાની કર્મબંધ અલ્પ કરી શકે છે શ્રીવીરભગવાન્ સંસારાવસ્થામાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અને અવધિજ્ઞાને સહિત હતા, તો પણ ગૃહસ્થાવાસમાં ભોગાવલિ કર્મના ઉદયે રહ્યા હતા, અને પંચેન્દ્રિય વિષય ભોગની સામગ્રી ભોગવતા હતા પણ વૈરાગ્યબળ અને જ્ઞાનબળથી અંતરથી ન્યારાવર્તો, ઉદાસીનપણે જલપંકજવત્ અલેપ રહેતા હતા, અને જ્યારે ભોગાવલીકર્મનો ઉદય ક્ષીણ થઇ ગયો ત્યારે સીંટની પેઠે ગૃહસ્થાવાસનો ત્યાગ કર્યો ક્ષયોપશમજન્ય ઇન્દ્રિયો હરેક પોતપોતાનું કાર્ય કરી શકે છે, પણ તે ઇન્દ્રિયોના વિષયોમાં રાગ વા દ્વેષભાવ

પ્રારંભ કરવાથી કર્મબંધ થાય છે અજ્ઞાનીને ઇન્દ્રિયગ્રાહ્યવિષયોમાં રોચક વા અરોચકભાવ બંધાઇ ગયો છે જ્ઞાનીને એમાનું કંઇ નથી. જ્ઞાની પણ ખાય છે, અજ્ઞાની પણ ખાય છે જ્ઞાની પણ ચાલે છે, અજ્ઞાની પણ ચાલે છે જ્ઞાની જળ પીએ છે, અજ્ઞાની પણ જળ પીએ છે, જ્ઞાની દરેક રંગ દેખે છે, અને અજ્ઞાની પણ અનેક રંગ દેખે છે પણ બન્નેમા એટલો ફેર છે કે, જ્ઞાનીની ભેદદષ્ટિ ખૂલી છે અને અજ્ઞાનીની ભેદ-દષ્ટિ ખૂલી નથી અજ્ઞાનીની દષ્ટિમા બાહ્યપદાર્થોમા સુખ ભાસે છે ત્યારે જ્ઞાનીની દષ્ટિમા અંતર–આત્મસ્વરૂપમા સુખ ભાસે છે, અજ્ઞાની, બાહ્યપ્રતિષ્ઠામા પોતાના જીવનની સાફલ્યતા સમજે છે, ત્યારે જ્ઞાની બાહ્યપ્રતિષ્ઠાને નાકના મેલ સમાન ગણી, આત્મસ્વરૂપની સ્થિરતામા પ્રતિષ્ઠા સમજે છે; અજ્ઞાની કીર્તિને માટે રાત્રિદિવસ મનમા અનેક પ્રકારની કલ્પના કરે છે, અને જો કીર્તિનો કોઇપણ પ્રકારે નાશ થઇ ગયો, તો મરણ પામે છે, જ્ઞાની કીર્તિ અને અપકીર્તિ બન્ને નામકર્મના પુદ્ગલોથી થતી દેખીને દુનિયામા કીર્તિ અને અપકીર્તિમા જરામાત્ર સુખ સમજતો નથી, અને તેથી કોઇ કીર્તિ કરે વા અપકીર્તિ કરે, તો પણ જરામાત્ર ખેદાતુર ન થતા, સમભાવથી આનંદમા મગ્ન રહે છે, અજ્ઞાની સ્ત્રી તથા ધનને પોતાના માની તેના દાસ જેવો બની જઇ, પોતાને બાધ્યવંત માને છે ત્યારે જ્ઞાની સ્ત્રી ધનમા આત્મત્વ જરામાત્ર દેખતો નથી, તેથી તે ધનાદિક હોય વા ન હોય તોપણ સમભાવી થઇ, જ્ઞાનાનંદ અમૃતનો આસ્વાદી થાય છે અજ્ઞાની બાહ્ય મહત્તામા મહાસુખ સમજી, તેની અત્યંત વાંછા કરે છે અને બાહ્યસત્તાથી મહત્ત્વ પામેલા રાજા તથા ગૃહસ્થોને

પુન પુન નમન-સલામ કરે છે, ત્યારે આત્મજ્ઞાની બાહ્યસત્તાની મહત્તાને દેહમેલ સમાન ગણી અ તરથી, અનુભવી જ્ઞાનિયોની મહત્તાને પ્રમાણભૂત ગણી તેમને નમસ્કાર કરે છે, વદન કરે છે, પૂજન કરે છે, અને બાહ્યમહત્તાને ફુટેલા ઢોલ સમાન લેખે છે અજ્ઞાની વાડી, ગાડી, લાડી, તાડીમાજ જ્યારે સુખનો [1]સેવધિ કલ્પી લે છે, ત્યારે જ્ઞાની વાડી ગાડી લાડી ને માટીના પૂતળા કલ્પી લે છે; તેથી તેમા કઈ પણ તેને સુખ ભાસતુ નથી જ્ઞાની આત્મા વિના અન્યત્ર સુખનો લેશ પણ દેખી શકતો નથી અજ્ઞાની પુદ્ગલાનદી હોય છે, અને તે **પુદ્ગલાનદીના લક્ષણ થી અધ્યાત્મસારમા પરમજ્ઞાની ઉપાધ્યાયજીએ સારી રીતે વર્ણવ્યા છે** જ્ઞાની થવાથી કઇ શરીરમા ફેરફાર થઇ શકતો નથી જ્ઞાનીને ઓળખવા માટે બાહ્ય લક્ષણ આભૂષણાદિક નથી, પણ જ્ઞાનીને ઓળખાવનાર આત્મજ્ઞાન છે, માટે જે આત્મજ્ઞાનીએ આત્મસ્વરૂપમા સુખ દીઠુ છે, તેને બહારના કોઇપણ પદાર્થમા સુખ પ્રતિભાસતુ નથી; અને બાહ્યના પદાર્થોમા યાવત્ પર્યંત સુખબુદ્ધિ જેને હોય છે, તાવત્ પર્યંત આત્મત્વમા સુખની બુદ્ધિ થઈ નથી, એમ સમજવુ બાહ્યના ભોગાદિક પદાર્થોમા સુખબુદ્ધિ જેને હોય છે, તે મિથ્યાત્વી અજ્ઞાની કહેવાય છે સત્ય અનતસુખ આત્મામાજ છે એવી પૂર્ણ શ્રદ્ધા થઈ નથી ત્યા સુધી જીવ અજ્ઞાની જાણવો આત્મામા જ જ્ઞાનીને પૂર્ણ સુખની શ્રદ્ધા હોય છે, તેથી તે સમકિતી કહેવાય છે તેથી જ્ઞાનીની ક્રિયા મોક્ષમાર્ગ સાધનારી થાય છે આત્મામાજ સત્ય પૂર્ણ સુખની દ્રઢ અવિચળ શ્રદ્ધા થવાથી જ્ઞાની ચારિત્ર

---

[1] ભડાર

મોહનીયાદિ કર્મનો ક્ષય કરવા માટે, ઉપાધિભૂત સ સારાવસ્થા ત્યાગી, પ ચમહાવ્રત અ ગીકારરૂપ વ્યવહારચારિત્ર અ ગીકાર કરી, નિવૃત્તિપદ સેવે છે હવે વિચારો કે એવા જ્ઞાનીને બાહ્ય પૌદ્ગલિક ભોગ તે રોગ સમાન લાગ્યા વિના કેમ રહે ? અર્થાત્ લાગે જ આત્મજ્ઞાનીને આત્માનો શુદ્ધ સ્વભાવ પ્રકટ કરવો, એજ કર્તવ્યમા કર્તવ્ય અને સારમા સાર લાગે છે આત્માભિમુખતા ક્ષણે ક્ષણે ઉપયોગ ભાવથી અ તરમા સેવવી વ્યાવહારિક કાર્ય કરતા પણ, આત્માના ગુણપર્યાયનુ ચિ તવન કરવુ સાત નયોથી આત્મસ્વરૂપ વિચારવુ સ ગ્રહનયની અપેક્ષાએ આત્મસત્તા અવલ બી ધ્યાન કરવુ શુદ્ધ વ્યવહારથી દ્રવ્યગુણપર્યાયનો ભેદ પાડી, આત્મધ્યાન ધરવુ એમ આત્મસ્વરૂપનુ ક્ષણે ક્ષણે અ તરવૃત્તિથી સેવન કરવુ ચકલી પોતાના ઇંડાને સેવે નહીં તો કોહી જાય છે, અર્થાત્ બગડી જાય છે મયૂરી પણ ઇંડાનુ સેવન કરે છે, તેથી ઇંડાની અ દર રહેલો જીવ પુષ્ટ થાય છે અને પશ્ચાત્ તે ઇંડા ફૂટવાથી બહાર નીકળે છે, **માટે સેવન ક્રિયામા અદ્ભુત શક્તિ સમાઈ છે** સમુદ્રમા રહેવી કાચબી પોતાના ઇંડા સમુદ્રની બહાર રેતીમા આવી દાટી જાય છે, અને પછી તે જતી રહે છે પછી સમુદ્રમા રહી વારવાર પોતાના ઇંડાની યાદી કર્યા કરે છે મારા બચ્ચા સુખી છે, મારા બચ્ચાને શાતિ છે, મારા બચ્ચા મોટા થાય છે, એમ વારવાર મનમા ચિ તવન કર્યા કરે છે, તેથી તે ઇંડા મ્હોટા થઈ તેમાથી બચ્ચા નીકળી પાણીમા ચાલ્યા જાય છે જો તે કાચબીને કોઇ મારી નાખે, વા આફતથી ઇંડાનુ ચિ તવન કરે નહી તો તે ઇંડા સડી જાય છે દરિયામા દૂર રહેવી કાચબીનુ મન ઇંડામા હોવાથી

ઈલી સેવાય છે, તેમ અત્ર પણ સમજવુ કે જ્ઞાનીનુ મન, આત્મામાં રહેવાથી; અને મનથી ક્ષણે ક્ષણે આત્માનુ સેવન કરવું [illegible] આત્મા તે પરમાત્મારૂપ બને છે–એવો અતરવૃત્તિથી આત્મસેવનનો અદ્ભુત મહિમા જાણવો, માટે જ્ઞાનધ્યાનવડે આત્મસેવના ક્ષણે ક્ષણે કરવી, કે જેથી સકળ કર્મક્ષયદ્વારા મુક્તિસુખ પ્રાપ્ત થાય

## दुहा

शाताशाता वेदनी, समभावे वेदाय ॥
भावे सवरता लही, निजपदमा वर्ताय ॥६७॥
लगी न ताळी ध्याननी, घटयु न ममता मान ॥
लगी न वृत्ति लक्ष्यमां, तब तक छे अज्ञान ॥६८॥
साचा सद्गुरु सगते, पामे प्राप्ति ज्ञान ॥
विवेकदृष्टि जागता, आवे निजगुण भान ॥६९॥
आवे निजगुण भान तब, प्रगटे ज्ञानप्रकाश ॥
अनुभवसुखनी ल्हेरियो, वेदता विश्वास ॥७०॥

ભાવાર્થ–શાતાવેદનીય, તેમજ અશાતાવેદનીય જો રાગદ્વેષ વિનાસમભાવે વેદાય, તો ભાવસવરતા પ્રાપ્ત કરી, પોતાના સ્વરૂપમા વર્તી શકાય છે શ્રી વીરપ્રભુને કર્ણમા ગોપે ખીલા માર્યા હતા, તો પણ જરા માત્ર પણ ગોપના ઉપર દ્વેષ કર્યો નહોતો; તથા વળી વીરપ્રભુને ચડકૌશિક સર્પ કરડયો હતો, તોપણ તેના ઉપર જરા પણ દ્વેષ કર્યો નહોતો શ્રી વીરપ્રભુની સાધુ અવસ્થામા દેવતાઓએ સ્તવના–પ્રશસા કરી તો પણ

તેઓના ઉપર રાગભાવ કર્યો નહિ. શ્રી વીરપ્રભુએ છદ્મસ્થ અવસ્થામા પણ ગામોગામ વિચરીને શાતા અને અશાતા વેદનીયને સમભાવે વેદી, પરમાત્મપદ પ્રકટ કર્યું. શ્રી ચરમ તીર્થંકર વીરપ્રભુની પેઠે પુણ્યના અને પાપના ફળ ભોગવતા, પણ સમભાવે વર્તે, હર્ષ શોક ઉત્પન્ન થાય એવી જ્ઞાનવડે સમાવસ્થાની ઉત્પત્તિ થતા શાતા અને અશાતાવેદનીય ભોગવતા પણ, અ તરમા સમભાવે વર્તે તો અલ્પકાળમા સકળ કર્મનો ક્ષય થઈ જાય શ્રી સ્કધકસૂરિના શિષ્યોની પેઠે દુ ખ ભોગવતા સમાવસ્થા પ્રકટે તો કલ્યાણ થાય, તથા ગજસુકુમારની પેઠે શ્વસુર ઉપર,-દુ ખ દેતા પણ-સમભાવ વર્તે તથા પૃથ્વીચદ્ર અને ગુણસાગરની પેઠે શાતાવેદનીયના હેતુઓ પ્રાપ્ત થયા છતા, પણ સમભાવ વર્તે, તો અલ્પકાળમા મુક્તિ થયા વિના રહે નહિ. જ્ઞાન વિના આવો ઉત્તમ સમભાવ આવતો નથી અજ્ઞાનાવસ્થામાં પણ મિથ્યાત્વયોગે [૧]સમાભાસ કોઈ જીવોમા માલૂમ પડે છે, પણ તે યથાપ્રવૃત્તિકરણનો છે. તેટલા માત્ર શમથી રાજી થવુ નહિ ઉત્કૃષ્ટ સમભાવની પ્રાપ્તિ થતા કઈ અવશેષ રહેતુ નથી.

મનુષ્યજન્મ પ્રાપ્ત કરી, કામાદિક ભોગ ભોગવી, ખુશી થનાર અજ્ઞાની જીવોજ છે, પણ મનુષ્યજન્મ પ્રાપ્ત કરી, આત્મજ્ઞાન કરવુ, અને આત્મજ્ઞાનદ્વારા ધ્યાન કરવુ, એજ સર્વોત્કૃષ્ટ માર્ગ છે આત્મા અને પરમાત્મસ્વરૂપની ઐક્યતારૂપ ધ્યાનની તાળી લાગી નહિ, અને મમતા માન ઘટયુ નહિ, અને જ્યા સુધી આત્મસ્વરૂપ રૂપ લક્ષ્યમા વૃત્તિ લાગી નહિ, ત્યા સુધી બહિરાત્મદશા એટલે અજ્ઞાનભાવ સમજવો; અર્થાત્ અ તર-

૧ આભાસ.

આત્મામા સુખ છે તે સબધી જ્યાપણ વિચાર કર્યો નહિ, પૌદ્ગલિક ભાવથી ભિન્ન જ્ઞાનદર્શનચારિત્રગુણ વિશિષ્ટ અસખ્ય પ્રદેશી હુ આત્મા છુ, એવી વિવેકદષ્ટિ જાગી નહિ, અને ધર્મધ્યાનાદિકમા પ્રવેશ થયો નહીં, ત્યા સુધી અજ્ઞાનજ છે સમ્યગ્મતિજ્ઞાન અને સમ્યક્શ્રુતજ્ઞાન પ્રાપ્ત થતા, આત્મસ્વરૂપ ઓળખાય છે, અને તેના ઉપર પ્રેમ થાય છે અને અશે અશે મમતા અને માન ઘટે છે, તેથી ચોથા ગુણઠાણે પણ ધર્મધ્યાનની અસ્તિતા છે, પ્રથમ ગુણઠાણે ધર્મધ્યાનની અસ્તિતા કહી નથી ચોથા ગુણઠાણે ઉપશમ સમકિત, ક્ષયોપશમ સમકિત, અને ક્ષાયિક સમકિતની અસ્તિતા છે ચોથા ગુણઠાણે મતિ અજ્ઞાનાદિ હોતા નથી, ચોથા ગુણઠાણાની પ્રાપ્તિ બીજના ચદ્રની સમાન કહેલી છે મિથ્યાત્વ જ્યાસુધી છે ત્યા સુધી મતિ અને શ્રુત પણ અજ્ઞાનરૂપ જાણવુ હવે પ્રસગે જ્ઞાનના ભેદ કહે છે, આભિનિબોધિકજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન અને પાચમુ કેવલજ્ઞાન ત્યા પ્રથમ મતિજ્ઞાનના અઠ્ઠાવીસ ભેદ છે તેમા અવગ્રહ, ઇહા અપાય અને ધારણા એ ચાર ભેદ છે મન અને ચક્ષુવિના બાકીની ચાર ઇદ્રિયોવડે વ્યજનાવગ્રહના ચાર ભેદ થાય છે મન અને ચક્ષુ અપ્રાપ્યકારી હોવાથી, તેમનો વ્યજનાવગ્રહ થઇ શકતો નથી અર્થનો પરિચ્છેદ કરનાર અર્થાવગ્રહ છ ઇદ્રિયોવડે છ પ્રકારનો જાણવો અને તે પ્રમાણે ઇહા, અપાય અને ધારણાના ભેદો મેળવતા ચોવીશ ભેદ થયા તેમા વ્યજનાવગ્રહના ચાર ભેદો મેળવતા અઠ્ઠાવીશ ભેદ થયા એ અઠ્ઠાવીશ ભેદોને બહુ, બહુવિધ, ક્ષિપ્ર, અનિશ્રિત, નિશ્રિત, અને ધ્રુવ, એ છ ભેદ તથા એના પ્રતિ

પછી છ ભેદ મળી, બાર પ્રકારે ગુણતા, ત્રણસો છત્રીસ ભેદ થાય છે જૂદી જૂદી જાતના અનેક શબ્દોને જુદા જુદા સ્વરૂપથી ઓળખવા તે બહુ છે, તે દરેકના પાછા સ્નિગ્ધ મધુરાદિક ભેદો જાણવા તે બહુવિધ છે તે ઝટ પોતાનારૂપે ઓળખાવા તે ક્ષિપ્ર છે, લિંગ વગરનુ સ્વરૂપથી જાણુવુ તે અનિશ્રિત છે, સંશયવિના જાણુવુ તે નિશ્ચિત છે, કોઈવેળા નહિ પણુ નિરંતર જાણુવુ તે ધ્રુવ છે, મતિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ એક જીવની અપેક્ષાએ છાસઠ સાગરોપમ અધિક છે, એટલા કાળ પ્રમાણુ- વાળુ ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાન પણુ છે શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ છે, અક્ષય, સંજ્ઞી, સમ્યક્, સાદિ, સપર્યવસિત, ગમિક, અને અંગપ્રવિષ્ટ, સાત ભેદ અને તેના પ્રતિપક્ષી સાતભેદ મેળવતા, ચૌદભેદ થાય અવધિજ્ઞાનના બે ભેદ છે (૧) ભવપ્રત્યયિક અને (૨) ગુણુપ્રત્યયિક, તેમા નારકીના જીવો અને દેવતાઓને ભવપ્રત્યયિક અવધિજ્ઞાન છે, ભવપ્રત્યયિક અવધિજ્ઞાન ઉત્કૃષ્ટપણે તેત્રીસ સાગરોપમ, અને જઘન્યથી દશ હજાર વર્ષ પર્યંત છે ત્યા અનુગામી એટલે ભવાતરે સાથે આવતુ જ્ઞાન તે અપ્રતિ પાતી અવધિજ્ઞાન કહેવાય છે, અને જન્મ સુધી રહે તે પ્રતિ પાતી છે ગુણુપ્રત્યયિક અવધિજ્ઞાન બે પ્રકારનુ છે, તિર્ય- ચોનુ અને મનુષ્યોનુ, તે જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટ છાસઠ સાગરોપમ ઝાઝેરુ હોય છે તે બેવાર કોઇ વિજય વિમાને જાય, અથવા ત્રણવાર અચ્યુત દેવલોકમાં જઇ, ત્રણ જ્ઞાન સહિત મનુષ્યપણે જન્મે ત્યારે થાય છે. અનુગામી, અનનુગામી, વર્ધમાન, અને હીયમાન, તથા પ્રતિપાતી અને અપ્રતિપાતી, એ છ પ્રકારે અવધિજ્ઞાનના

ભેદો જાણવા અવધિજ્ઞાન નિશ્ચયથી પ્રત્યક્ષ અને રૂપીદ્રવ્યાઃવિષયી છે, એ ત્રણે સમ્યગ્દૃષ્ટિ જીવને હોય ત્યારે જ્ઞાન ગણાય છે; તેમાં મતિશ્રુત તો બે સાથેજ રહે છે; અને અવધિજ્ઞાન સાથે પણ થાય, અને પછીથી પણ થાય એ ત્રણ જ્ઞાનના સ્વામી પર્યાપ્તસ ત્રી પચેંદ્રિય જીવો હોય છે વળી પરભવનુ આવેલું અવધિજ્ઞાન અપર્યાપ્ત સ ત્રીમા પણ ગણાય; કહ્યુ છે કે, સન્નિ અપજ્જત્તેયિ હુ પરભાવિય ઓહિનાણ મુ એમ ધર્મરત્નપ્રકરણ- માં કહ્યુ છે પરમાવધિ અ તમુંહૂર્ત હોય છે લોકાકાશપ્રમાણ જે અવધિજ્ઞાન થાય છે, તે અપ્રતિપાતી અવધિજ્ઞાન ગણાય છે અપ્રમત્તયતિને મન સ બધી જે જ્ઞાન થાય, તે મન પર્યવ જ્ઞાન કહેવાય છે મન પર્યવના બે ભેદ છે; ઋજુમતિ મન પર્યવજ્ઞાની અઢી આગળ ઉણુ સમયક્ષેત્ર જુવે છે અને વિપુલમતિ સ પૂર્ણ ક્ષેત્ર જુવે છે મનઃપર્યવ જ્ઞાન જઘન્યથી અ તમુંહૂર્ત પ્રમાણ હોય, અને ઉત્કૃષ્ટ દેશોનપૂર્વકોટિ વર્ષ પર્યંત હોય જિન સિવાય કોઇકને વખતે અવધિજ્ઞાન વિના પણ મન પર્યવજ્ઞાન થાય છે, શ્રુતકેવલી, આહારક લબ્ધિવાળા, ઋજુમતિ અને ઉપશમશ્રેણીવાળા જીવ પડે તો, પાછા અન તભવ પરિભ્રમણ કરે છે, બાકી વિપુલમતિ તો અપ્રતિપાતિ જાણવા પ ચમ કેવલજ્ઞાન સર્વંદ્રવ્ય તથા સર્વ પર્યાયગોચર છે. તેના બે ભેદ છે; ભવસ્થ, અભવસ્થ, તેમા ભવસ્થ કેવલજ્ઞાન જઘન્યથી અ ત ર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ દેશેઊણા પૂર્વકોટિ હોય; અભવસ્થ કેવલજ્ઞાન સાદિ અપર્યવસિત છે સર્વજ્ઞાનોમા શ્રુતજ્ઞાનજ ઉત્તમ છે; કેમકે તે દીપકની માફક સ્વ અને પરપ્રકાશક છે. બાકીના જ્ઞાન મૂક છે કેવલજ્ઞાની પણ જે બોલે છે, તે વચનરૂપ હોવાથી, શ્રુતજ્ઞાન

છે; તેમ જાણતો પણ મૂકકેવળી બોલી શકતો નથી, તેથી બીજાને ઉપદેશ આપી તારી શકતો નથી, જ્ઞાન, મહામોહરૂ અંધકારની લહેરોને હરવા સૂર્યોદય સમાન છે દુર્જય કર્મરૂપ ગજોને હણવા જ્ઞાન સિંહ સમાન છે જીવ અને અજીવ વસ્તુઓ દેખવામાટે જ્ઞાન લોચન સમાન છે જે અપૂર્વ જ્ઞાન શીખે છે, તે તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે, અને અન્યોને અપૂર્વ જ્ઞાન શિખવે તો મહાફળ મોક્ષરૂપ થાયજ; કોઈ અલ્પ બુદ્ધિ જીવ પણ માષતુષની પેઠે સમ્યગ્જ્ઞાનમા ઉદ્યમ કરતો છતો, કેવળ જ્ઞાનની પ્રાપ્તિ કરે છે જ્ઞાની સંવિગ્નપાક્ષિક હોય, પણ તે દૃઢ સમ્યક્ત્વ ધારી શકે છે, તેવુ જ્ઞાન વિના અજ્ઞાની તીવ્ર [illegible] કરતો છતો પણ, દૃઢ સમ્યક્ત્વ ધારણ કરી શકે નહિ. કેટલાક દીક્ષા પામીને પણ જે પરમાર્થતત્ત્વના અજ્ઞાત [illegible] વારંવાર પરિભ્રમણ કરે છે, તેમા જ્ઞાનાવરણીયનો દોષ છે. વળી જ્ઞાન વિનાનુ ચારિત્ર શુ ફળ આપે છે તે કહે છે—

## ગાથા

नाणविहूणो चरणुज्जुओवि, न कयावि लहइ निव्वाणं।
अंधुव्व धावमाणो, निवडइ संसारकूवम्मि ॥१॥
अन्नाणी कुणउ कट्ठं, संवेगपरायणो वि होऊणं।
जिणभणियं जइधम्मं, सावयधम्मं च [illegible] ॥२॥

જ્ઞાનરહિત કોઈ ચારિત્રમાં તત્પર હોય, તે પણ તે મોક્ષ નહિ પામતા, આંધળાની માફક દોડતો સંસારરૂપ કૂવામાં પડે છે સંવેગમા પરાયણ અને [illegible]

જૈન

કથિત યતિધર્મ અને શ્રાવકધર્મનું શી રીતે આરાધન કરી શકે, માટે હમેશા જ્ઞાન આપવું દ્રવ્યાનુયોગ આદિના જ્ઞાની એવા મુનિરાજોને અનુસરવા, અને જ્ઞાનીની નિંદા કરવી નહિ આત્મજ્ઞાની મુનિરાજોના ચરણકમળની ઉપાસના કરવી. આત્મ જ્ઞાન વિના ભવાંત[1] થવાનો નથી, માટે શુદ્ધસુગુરુની સંગતિ કરી જ્ઞાનની પ્રાપ્તિ કરવી. સદ્ગુરુગમથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે સફળ જાણવું સદ્ગુરુ પાસે જ્ઞાન શીખતાં વિવેકદૃષ્ટિની જાગૃતિ થાય છે, અને તેથી પોતાના સ્વરૂપનું ભાન આવે છે, અને જ્યારે પોતાના આત્મસ્વરૂપનું ભાન આવ્યું, ત્યારે સત્ય જ્ઞાનનો પ્રકાશ હૃદયમાં ભાસે છે, અને આત્માનુભવયોગે આત્મ સ્થિરતાથી અનંત સુખની લહરીઓના વેદનરૂપ આત્મા બને છે, અને આત્મસુખ વેદતાં, આત્મતત્ત્વનો પૂર્ણપણે વિશ્વાસ થાય છે, અને જડ વાદને દેશવટો મળે છે અનુભવજ્ઞાનથી, આત્મ સુખનો ભોગ મળે છે, અને તેથી આત્મસ્વરૂપરમણતામાં ચોલ મજીઠનો રંગ લાગે છે, તે સંબંધીનું નીચેનું અનુભવ પદ જાણવું

## पद.

॥ अवधू निरपक्ष विरला कोई-ए राग ॥

अवधूत अनुभवपद कोई रागी, दृष्टि अन्तर जस जागी, अवधूत
जलपङ्कजवत् अन्तर न्यारा, निद्रासम समारा ।
हंसचञ्चुवत् जडचेतनकुं, भिन्न भिन्न कर धार्या. अवधूत.॥१॥
पुद्गलसुखमें कबहु न राचे, औदयिकभावे भोगी ।
उदासीनतापरिणामे ते, भोगी निजघन योगी. अवधूत ॥२॥

[1] સંસારનો અંત

क्षायोपशमिकभावे मति श्रुत,–ज्ञाने ध्यान लगावे।
आपहि कर्त्ता आप अकर्ता, स्थिरतायें सुख पावे. अवधूत ॥३॥
कारक षट् घट अन्तर शोधे, परपरिणतिकु रोधे।
बुद्धिसागर चिन्मयचेतन, परमातमपद बोधे. अवधूत. ॥४॥

જેની અન્તરદૃષ્ટિ જાગી છે, એવા કોઈ અનુભવી પુરુષો આત્મસ્વરૂપના રાગી જાણવા તેવા આત્માનુભવી પુરુષો જલમા જેમ કમળ નિર્લેપ રહે છે, તેમ પોતે સસારમા પરસ્વભાવરૂપ જલથી નિર્લેપ રહે છે, અને તેવા અનુભવી મહાત્માઓ જેમ કોઇને ગાઢ નિદ્રા આવી હોય તે કશુ જાણી શકે નહિ તેમ સસારની ખટપટો વિકલ્પ સકલ્પોમા ગાઢ નિદ્રાની પેઠે વર્તે છે, અર્થાત્ **સંસારદશામા અનુભવી મુનિરાજો જરા પણ મનથી લક્ષ આપતા નથી** વળી અનુભવી મુનિરાજોએ હસની ચચુની પેઠે જડ અને ચૈતન્યભાવને ભિન્ન ભિન્ન કરી ધાર્યો છે વળી અનુભવી મુનિરાજો પુદ્ગલસુખમા કદિ રાચતા નથી તેઓ ઔદયિક ભાવવાળા ભોગમા પણ ઉદાસીનતા પરિણામે વર્તે છે, મુનિરાજ આત્મધનભોગી–યોગી છે, ક્ષયોપશમિકભાવના મતિશ્રુતજ્ઞાને કરી આત્મધ્યાન લગાવતા, આત્મા, પોતાના સ્વરૂપનો કર્તા, અને પરસ્વભાવનો અકર્તા થાય છે આત્મિક શુદ્ધ ધ્યાનની સ્થિરતાથી સુખ થાય છે વળી આત્મધ્યાની મુનિરાજ કર્તા, કર્મ, કરણ, સપ્રદાન, અપાદાન, અધિકરણ, એ છ કારક અતરમા શોધે છે અને પરપરિણતિનો રોધ કરે છે એવા મુનિરાજ, પરમાત્મપદની પ્રાપ્તિ કરે છે, તપ જપ ક્રિયાદિકથી પણ રાગદ્વેષક્ષયદ્વારા આત્મવિશુ

કરવાની છે, ભવ્ય જીવો આત્મસાધક થઇ, અનુભવામૃતથી આયુષ્ય સમાપ્તિ કરે છે

## दुहा.

आत्मासख्यप्रदेशमां, स्थिरता अद्भूत होय ।
परपुद्गलथी भिन्नता, स्पष्टपणे अवलोय. ॥ ७१ ॥

नयप्रमाणे आत्मनी, सद्दहणा प्रगटाय ।
अडगधृति मेरु यथा, तथा चरणता पाय ॥ ७२ ॥

घट अन्तर सहु ऋद्धिनो, होवे स्वयमकाश ।
शुद्धस्वभावे तत्त्वथी, केवल धर्मविलास. ॥ ७३ ॥

निर्वाणे निजलक्ष्य तो, घटमा छे निर्वाण ।
ज्ञाने जो निजलक्ष्य तो, अन्तर केवलनाण ॥ ७४ ॥

ભાવાર્થ—આત્મધ્યાનાનુભવથી અસખ્યપ્રદેશમા અદ્ભુત સ્થિરતા પ્રકટે છે, અને તેની અદ્ભુત સ્થિરતાથી પર પૌદ્ગલિક વસ્તુથી સ્પષ્ટપણે આત્માની ભિન્નતા ભાસે છે નૈગમ, સગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્રનય, શબ્દ, સમભિરૂઢ અને એવભૂતનયથી આત્મસ્વરૂપ જાણતા આત્મતત્ત્વની શુદ્ધ શ્રદ્ધા પ્રકટે છે, અને તેથી આત્મવીર્યોલ્લાસથી ઉપયોગભાવે ધ્યાન કરતા, મેરૂપર્વતની પેઠે અચળ શ્રદ્ધા પ્રકટે છે, અને તેથી નિજગુણ સ્થિરતારૂપ ચારિત્ર અતરમા પ્રકટે છે આત્મશક્તિપ્રકાશ કરવા અર્થે, હે ભવ્યો ! આ ઉત્તમ ઉપાય છે સ્વસ્વભાવ સ્થિરતા–લીનતા–રમણતારૂપ ચારિત્રતત્ત્વજ, સારમા સાર છે, અને તેવી સ્થિતિથી, અનત કર્મવર્ગણાઓ ખરે છે, અને

બહુ કૂદ્યો, ભવમા ઝૂલ્યો, સ સારમા સત્યાસત્યનો જરા માત્ર પણ વિચાર નહિ કરવાથી, પોતાની ભૂલથી દુ ખની સામગ્રી ઉત્પન્ન કરી છે ચેતન ! જરા જ્ઞાનશક્તિ હોય, તો હુ તમને સમજાવુ સમજો તો ખરા સ્થિર થઇ, આખ મીંચી બેસી જાઓ કશુ દેખાય છે ? ના નહિ તેવી જ રીતે આખ મીંચ્યા થાથી કશુ અ તે દેખવાનુ નથી સર્વ વસ્તુનો દેખનાર તથા તે સ બ ધી વિચાર કરનાર તે તુ પોતે છે તુ રાજાનો રાજા અને સ્વામીનો સ્વામી છે તુ જ્ઞાન ધ્યાનથી આત્માનુભવ કર હે આત્મા ! તુ જેમ જેમ જ્ઞાનથી પોતાના સ્વરૂપનો અનુભવ કરીશ, તેમ તેમ તારા દિલમા નવી નવી તર્કવિતર્કની સ્ફુરણાઓ પ્રશ્નરૂપે ઉઠશે, અને પાછી શમી જશે અનુભવાર્થે નીચેનુ પદ સ્મરણ કર

## पद.

अरे जीव ! क्यों दने कल्पना करे—ए राग

अनुभव आतमनो जो करे, तदा तु अजरामर थई ठरे, ।
देहदवळमां उघ्या देवने, घडी नहीं सुख अरे ॥
सुरताघटे उघ भागे, जागे दव दुःख हरे ।
तदा तु अजरामर थइ ठरे ॥ १ ॥
त्यागे न जल ज्यु माछलु माइ, तेम गुण निज वरे ।
अलख अविहड आतमानी, दशा कदु नहीं फरे तदा० ॥२॥
पाश्वमणिसम ध्यान वारु, सिद्धबुद्धता वरे ।
परम ब्रह्मस्वरूप पामी, नाम रूप नहीं धरे तदा तु० ॥ ३ ॥

गाडीमांहि वेसीने झट, चालजे निज घरे ।
सारथि मनडु अश्वइन्द्रिय, साचवे सुख सरे. सदा. तु
छेल्ली वाजी जीती ले माई, मायाथी शीद मरे ? ।
बुद्धिसागर चेत झटपट, चेतना करगरे सदा. तु० ।

હે આત્મન્ ! યદિ તુ વિવેકદૃષ્ટિથી સ્વપરનો વિભાગ
ન્ય તત્ત્વનો અનુભવ, સમ્યગ્ જ્ઞાનથી શ્રીવીરપ્રભુની પેઠે
પણ અજરામર થઇ સિદ્ધશિલાની ઉપર પરમાત્મમય
દિઅનતમા ભાગે સ્થિર થાય કે જ્યા અનતા સિદ્ધયા

શિષ્યપ્રશ્ન—હે કૃપાસિન્ધુ ગુરો ! એક સ્થાનમા
દ્ધ જીવો શી રીતે રહી શકતા હશે ? તેમજ એક આ
દેશ ભેગા અન્ય સિદ્ધોના પ્રદેશો રહેવાથી ભેળસેળપણુ
ય કે નહીં ?

ગુરુ—હે વિનેય, જિજ્ઞાસુ શિષ્ય ! એક સ્થાનમા અન
દ્ધો રહે છે, તો પણ તેમને બાધ આવતો નથી જેમ એ
રડામા એક દીપકનો પ્રકાશ સમાઇ રહે છ, તેમજ તે
રડામા શત દીપકનો પ્રકાશ પણ સમાઇ શકે છે, તેમજ
હસ્ર લક્ષકોટિ દીપકનો પ્રકાશ પણ સમાઈ શકે છે, જેમ સહસ્ર
પકના પ્રકાશને એક ઓરડામા સમાતા વ્યાઘાત આવતો
થી-તેમા પણ વિચારવાનુ છે કે દીપકનો પ્રકાશ તો વર્ણ
ધ રસ સ્પર્શમય પુદ્ગલના સ્કધો છે, જ્યારે રૂપી પુદ્ગલો
આવી રીતે સમાઈ શકે છે-તો પછી અરૂપી એવા
દ્ધાત્માઓને એક સ્થાનમા રહેતા, કોઈ પણ પ્રકારનો

બાધ આવી શકતો જ નથી વળી હે શિષ્ય !! તે કહ્યુ કે સિદ્ધાત્માના પ્રદેશો છે, તે અન્યસિદ્ધાત્માના પ્રદેશોની સાથે મળવાથી, ભેળસેળપણુ થઇ જાય, આમ કહેવુ પણ યોગ્ય નથી, કારણ કે પ્રત્યેક સિદ્ધાત્માના અરૂપી પ્રદેશો અન્યાત્માના પ્રદેશો ભેગા રહે છે, છતા પણ મળી જતા નથી એક આકાશ પ્રદેશમા અનત સિદ્ધાત્મપ્રદેશો ભેગા રહેતા પણ પ્રત્યેક સિદ્ધાત્માની વ્યક્તિ ભિન્ન હોવાને લીધે, ભેળસેળપણુ થતુ નથી જેમ એક દુકાનમા પાચ ગુમાસ્તાઓ રહે છે, પણ દરેકની વ્યક્તિ જુદી રહે છે તેમા કઇ ભેળસેળપણુ થતુ નથી, તેમ સિદ્ધાત્મપ્રદેશમા પણ સમજી લેવુ પ્રત્યેક સિદ્ધાત્મવ્યક્તિ ભિન્ન ભિન્ન હોવાને લીધે તેમા ભેળસેળપણુ થઇ શકતુ નથી, એમ સમજી લેવુ

પૂર્વોક્ત સિદ્ધાત્મપદની શક્તિ આ શરીરમા રહેલા આત્મામા સત્તાએ રહી છે તેને સબોધીને કહે છે કે, હે ભવ્ય ! દેહરૂપ દેવળમા અનાદિ કાળથી આત્મારૂપ દેવ અજ્ઞાન નિદ્રાથી ઊધ્યો છે, તેથી હુ પોતે કોણ છુ? તે ભૂલી ગયો છે

શિષ્યપ્રશ્ન—હે પરમકૃપાળુ શરણ્યસદ્ગુરો !! આપે કહ્યુ કે દેહરૂપ દેવળમા અનાદિકાળથી આત્મા રહ્યો છે, એમ શી રીતે ઘટે ? કારણ કે, દેહ તો શતવર્ષ અધિક પ્રાય રહી પછી વિખરી જાય છે, તેની તો આદિ છે અને અત પણ છે તો તમોએ તો દેહ દેવળમા અનાદિકાળથી આત્મદેવ રહ્યો છે, એમ કેમ કહ્યુ ? દેહની આદિ થઇ, તો આત્મા અનાદિ કાળથી રહ્યો, એમ શી રીતે કહી શકાય ?

ગુરુઉત્તર—હે ભવ્ય ! શ્રવણ કર ! દેહરૂપદેવળ એક

જાતનુ નથી પણ તે પાચ પ્રકારનુ છે, તે નીચે પ્રમાણે-ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાચ શરીરમા તૈજસ અને કાર્મણ સૂક્ષ્મ શરીર કહેવાય છે ઔદારિક સ્થૂળ શરીર કહેવાય છે દેવતા તથા નારકીનુ વૈક્રિયશરીર હોય છે ચારે ગતિમા તૈજસ અને કામણ શરીર આત્માની સાથે રહે છે અનાદિ કાળથી સસારમા જીવ શરીર ગ્રહે છે અને છોડે છે, પણ કોઈ વખત સસારમા શરીર વિના રહી શકતો નથી પ્રવાહની અપેક્ષાએ અનાદિ કાળથી આત્માની સાથે શરીરનો સબધ છે, અને મનુષ્યાદિનુ શરીર એક વ્યક્તિની અપેક્ષાએ સાદિસાત ભાગે છે, તેથી હે શિષ્ય! અનાદિ કાળથી આત્માને દેહનો સબધ છે, તેથી કોઈ જાતનો વિરોધ આવતો નથી આ ઠેકાણે દેહદેવળ કહ્યુ છે, તે તો ફક્ત મનુષ્ય શરીર આશ્રી છે, તે તો સાદિસાત ભાગે છે દેહદેવળમા રહેલો આત્મા, પોતાની દેવત્વશકિતના અજ્ઞાનને લીધે, અનત શક્તિમાન છતા, પણ પોતાને શક્તિ રહિત માને છે વળી પોતાને દેહની પેઠે વિનશ્વર માને છે દેહના ધર્મોનો આત્મામા આરોપ કરે છે દેહની વૃદ્ધિથી પોતાને વૃદ્ધ અને દેહના ક્ષીણ થવાથી પોતાને ક્ષીણ માને છે આવી રીતે પરના ધર્મો પોતા નામા કલ્પી, પોતાનુ સત્ય સ્વરૂપ વિસરી ગયો છે અહો! આશ્ચર્યની વાત છે કે દેહદેવળ ક્ષણભગુર છે, તેથી પોતાને સુખ નથી, છતા સુખ માની ભૂલ કરે છે, ક્ષણભગુર દેહદેવળ-મા ઊંઘવાથી ચારે ગતિમા વિચિત્ર દુખના સ્થાનભૂત આત્મા થયો દેહ દેવળનો નાશ અણધાર્યો થાય છે અને અન્ય દેહમા રહેવુ પડે છે, અનેક પ્રકારના છેદન, ભેદન, તાડન અને

તર્જનના દુ ખો દેહવડે ભોગવવા પડે છે, તેવા દેહમા વાસ કરતા જરા માત્ર પણ સુખ મળવાનુ નથી વળી દેહમા સદા કાળ અશુચિ રહ્યા કરે છે જે દેહમા કસ્તૂરી નાખીએ છીએ તે પણ વિષ્ટારૂપ બની જાય છે નાકમાથી લીંટ વહ્યા કરે છે, પેટમા કરમીઆ, મળ, વિષ્ટા, મૂત્ર વિગેરે ભર્યું છે ચક્ષુમાથી પીયા નીકળ્યા કરે છે બગલમાથી સદા દુર્ગંધી મેલ ઉત્પન્ન થાય છે અનેક પ્રકારના રોગો શરીરમા કર્મયોગે થયા કરે છે જે દેહ સાત ધાતુથી બનેલ છે, તેનો એક પળનો પણ ભરૂસો નથી જે દેહની બાલ, યુવા, વૃદ્ધાવસ્થા થયા કરે છે એવા દેહ–દેવળમા કોણ પોતાનો વાસ કલ્પે ? પોતાનો ખરો વાસ દેહમા નથી દેહ તો પુદ્ગલ છે અને આત્મા તો ત્રણે કાળમા પુદ્ગલથી જુદી જાતનો છે આત્મા ચેતનાગુણવાળો છે, અને પુદ્ગલ સડણ, પડણ, વિધ્વંસન સ્વભાવવાળુ છે પોતાનો ખરો વાસ તો પોતાના અસખ્ય પ્રદેશમા છે તે પ્રદેશો અનાદિ કાળથી છે, અને અનત છે, અસખ્ય પ્રદેશો, અરૂપી અને અક્ષર છે અસખ્ય પ્રદેશરૂપ વાસ આત્માનો છે, અને શુદ્ધ ઉપયોગરૂપ સુરતાનો ઘટ ક્ષણે ક્ષણે વાગે છે, ત્યારે આત્મારૂપ દેવ પોતાના સ્વભાવે જાગે છે પોતાના સ્વભાવે જાગૃતિ પામેલો આત્મા પોતાને નડતા અનત દુ ખનો નાશ કરી શકે છે, અને એવી અવસ્થા પ્રાપ્ત થતા હે આત્મન્ ! તુ અજરા મર થાય છે જેમ માછલાઓ જળનો ત્યાગ કરતા નથી તેમ આત્મારૂપ મત્સ્ય છે તે સ્વસ્વભાવરૂપ જલનો ત્યાગ કરે નહિ, ત્યારે પોતાના ગુણ પ્રાપ્ત કરે છે અને જ્યારે અવિનશ્વર અલક્ષ્ય આત્માની શુદ્ધ પરિણતિરૂપ

દશા સ્થિરપણે વર્તે છે, ત્યારે હે ભવ્ય ! તુ અજરામર થાય છે, વળી ધ્યમાન આત્માની સ્તુતિ કરતા કહે છે કે, હે આત્મા ! તારુ ધ્યાન, પાર્શ્વમણિ સદશ છે જેમ સહસ્ર મણ લોહને પાર્શ્વમણિનો સ્પર્શ થાય, તો લોહ તુર્ત સુવર્ણતાને ભજે છે, તેમ હે આત્મન્ ! તારુ ધ્યાન કરતા, આત્મા તે પરમાત્મા બને છે કહ્યુ છે કે- " अप्पा सो परमप्पा " આત્મા તે જ પરમાત્મા છે, આત્મધ્યાને પરમબ્રહ્મ, વા સિદ્ધત્વ પ્રાપ્ત કરી, પશ્ચાત્ કદાપિ કાળે નામ રૂપને ધારણ કરી શકતો નથી-એવી હે આત્મન્ ! તારી સ્થિતિ છે હે આત્મન્ ! ચારિત્રરૂપ ગાડીમા બેસીને, પોતાના ઘરે ચાલજે મન સારથિ સમાન છે ઇન્દ્રિયો અશ્વ સમાન છે, માટે મન અને ઇન્દ્રિયો ઉપર પોતાનો અકુશ રાખજે મન અને ઇન્દ્રિયોના વશમા થઇ, તેને છૂટી મૂકી તો [1]ભવકાનનમા રખડાવશે, માટે અસખ્યપ્રદેશરૂપ નગર તરફ તુ ચાલજે વળી હે આત્મન્ ! યાદ રાખજે કે અસખ્યપ્રદેશરૂપ નગર તરફ જતા માર્ગમા ક્રોધ, માન, માયા, લોભરૂપ ચોરોનો વાસ આવે છે, માટે તેથી સાવધાન રહેજે વળી હે ચેતન ! અસખ્યપ્રદેશ રૂપ પોતાના નગરપ્રતિ જતા, માર્ગમા તૃષ્ણારૂપ મોટી ખાઈ આવે છે, તેનુ તળિયુ જણાતુ નથી; તેમા પડી જવાય નહિ, તેનો ઉપયોગ રાખજે વળી માર્ગમા ચાલતા શબ્દ, રૂપ, રસ, ગધ, સ્પર્શરૂપ વિષયવિષના વૃક્ષો આવે છે, તેની છાયામા વાસ કરીશ નહીં, અને જો વાસ કર્યો તો મહાદુખ પ્રાપ્ત થશે, અને એવુ તો ઘેન ચડશે, કે તેથી મરણ શરણ થવુ પડશે

---

[1] ભવવનમાં

વળી હે ચેતન ! માર્ગમા ચાલતા મોહરૂપ પલ્લીપતિ આવે છે, તે અનેક પ્રકારે તને છેતરવા પ્રયત્ન કરશે; પણ તેથી તુ છેતરાઇશ નહીં અભિમાનરૂપ અજગર માર્ગમા પડયો છે, તેથી સાવધાન થઈ ચાલજે, માર્ગમા જતા પરભાવરૂપ સિંહ, મોહકાનનમા વસે છે, તેનાથી દૂર રહી ચાલજે પ્રમાદદશારૂપ પિશાચિનીને અપ્રમત્ત મત્રથી જીતી લેજે વિવેકરૂપ ચક્ષુથી, સીધા માર્ગે જોઈ જોઇને ચાલતા, તુ આત્માના અસખ્યપ્રદેશરૂપ નગરને પ્રાપ્ત કરીશ આ નગર પ્રતિ કેટલાક પુરુષો ગમન કરવાની ઈચ્છા ધરાવે છે, પણ ગમન કરતા નથી વળી કેટલાક પુરુષો કઇક સમજીને ગમન કરે છે, પણ પથમા પૂર્વોક્ત ચોરો વગેરેથી સપડાઈ જાય છે કેટલાક ભવ્યો પ્રમાદ દશામા પૂર્વોક્ત નગરનુ સ્વરૂપ પણ સમજી શકતા નથી કેટલાક આસન્ન ભવ્યજીવો ! આવા સત્નગર પ્રતિ ગમન કરી, [१]સ્વવાસ પ્રાપ્ત કરે છે, માટે હે ભવ્યજીવ ! તુ ચેત, અને આ બાજી જીતી લે શા માટે મોહમાયાથી જન્મ મરણ કરે છે ? અમરપદ પ્રાપ્ત કરવુ પુરુષાર્થાધીન છે હે જીવ ! ઝટપટ ચેતી લે, અને શુદ્ધચેતના તને કરગરીને કહે છે કે પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કર આવી શુદ્ધ ચેતનાની વિજ્ઞપ્તિ શ્રવણ કરી, આત્મા નિર્વાણ પ્રતિ લક્ષ આપવા લાગ્યો

નિર્વાણમા, હે ચેતન ! તારુ લક્ષ્ય છે, તો તારા આત્મામા જ નિર્વાણ( મોક્ષ ) છે મોક્ષ સ્વરૂપી આત્મા છે અને તે મોક્ષાવસ્થામા સિદ્ધશિલાની ઉપર રહે છે નૈયાયિક, દુખના

---

१ પોતાનુ ઘર

અત્યંતાભાવરૂપ મુક્તિ માને છે, અને સુખગુણનો પ્રલાપ કરે છે તેથી તેનું માનેલું મુક્તિનું સ્વરૂપ યોગ્ય નથી તથા અદ્વૈતવાદી, સર્વવ્યાપક મુક્તિ માને છે, પણ તત્ત્વથી વિચારી જોતા, સર્વવ્યાપક આત્મા માનતા તેનો બંધ અને મોક્ષ આકાશની પેઠે ઘટતો નથી રામાનુજ મતવાળા તો આ પ્રમાણે કહે છે -
आनन्दमयपरमात्मनि जीवात्मलयो मोक्ष इत्याहुः, तत्र लयो यद्येकादशेन्द्रियसूक्ष्ममात्रावस्थितपंचभूतात्मकलिंगशरीराप गमस्तदा नामकर्मक्षय एव म इति कर्मक्षयरूपमोक्षवादिक क्षाप्रवेशो, यदि चोपाधिशरीरनाशे औपाधिकजीवनाशस्तदा तेन रूपेण अकाम्यत्वात् अपुरुषार्थत्वात् ॥ આનન્દમય પરમાત્મામા જીવાત્માનો લક્ષ્ય થવો, તેજ મોક્ષ છે તેને સ્યા દ્વાદવાદી કહે છે કે-હે રામાનુજ મતવાદી! તમારો માનેલો લય, એકાદશ ઇન્દ્રિય, સૂક્ષ્મમાત્રાવસ્થિતપંચભૂતસ્વરૂપ જે લિંગ શરીર, તેનો નાશ તેને મોક્ષ કહો છો જો એવો તમારો મોક્ષ હોય, તો સંપૂર્ણ કર્મક્ષયથી મોક્ષ માનનાર જૈન મતમાં તમારો પ્રવેશ થયો કદાપિ જો તમે ઉપાધિકશરીરના નાશથી ઔપાધિકજીવનો નાશ થઈ જવો તેને મુક્તિ માનતા હો તો જીવના નાશરૂપ મુક્તિ ઇચ્છવા લાયક નથી તથા તેવી મુક્તિ માટે પુરુષાર્થ કોઈ કરે જ નહિ, માટે રામાનુજે માનેલી મુક્તિ યોગ્ય નથી વળી દયાનંદસરસ્વતીના મતવાળા આર્ય સમાજી એમ કહે છે કે-જીવ મુક્તિમાં જઈ કેટલોક કાળ રહી, પાછો સંસારમાં આવે છે ત્યારે તે મતવાળાને પૂછીએ છીએ કે મોક્ષમાં ગએલા આત્માને અજ્ઞાન-અવિદ્યા ખેંચી લાવે છે કે અગર તે પોતાની ઇચ્છાથી ચાલ્યો આવે છે? અથવા જ્યારે

મુક્તાત્મા થાય છે, ત્યારે તેમા શુ કઈ અવિદ્યાનો લેશ રહી જાય છે ? વા ઇશ્વર તેને સસારમા એચી લાવી જન્મ મરણ કરાવે છે ? એ ચાર વિકલ્પમાથી પ્રથમ પક્ષ જો તમે માનશો તો-તમારી માનેલી અવિદ્યા તો જડ છે, અને તમારા મતમા તો જડ પદાર્થ કઈ કરી શકતો નથી અવિદ્યા કઈ મુક્તાત્માને એચી લાવે તે ઘટી શકે નહીં, અને બીજુ દૂષણ એ આવે છે કે, જ્યા સુધી અવિદ્યા છે ત્યા સુધી મોક્ષ પણ કહી શકાય નહીં બીજો પક્ષ માનશો, તો તે પણ સિદ્ધ થતો નથી કોણ મૂર્ખ મુક્તિના સુખ મૂકી સસારમા આવવાની ઇચ્છા કરે ? જે મુક્તિને માટે અનેક પ્રકારના તપ, જપ, દાન, દયા, પરોપકાર, જ્ઞાનધ્યાનાદિનુ સેવન કરી, મોક્ષ મેળવ્યુ, તેમાથી પાછુ આવવાની ઇચ્છા કોણ કરે ? મુક્તાત્માને ઇચ્છા માનશો, તો તે પણ સિદ્ધ થતુ નથી મુક્તાત્માની ઇચ્છા સુખવિષયી છે કે દુખવિષયી છે ? પુન તે ઇચ્છા નિત્ય છે કે અનિત્ય છે ? જો કહેશો કે મુક્તાત્માની ઇચ્છા સુખવિષયી છે, તો તેમા પણ વિકલ્પ કે-ક્ષણિક સુખ સબધી છે કે નિત્ય સુખ સબધી છે ? જો કહેશો કે ક્ષણિક સુખ સબધી ઇચ્છા છે, તો તે મુક્તાત્માને ઘટી શકે નહીં, અજ્ઞાની સસારી જીવને ક્ષણિક સુખેચ્છા હોય છે, અને એવી જો ક્ષણિક સુખેચ્છા મુક્તાત્મામા માનશો, તો તે પણ અજ્ઞાની મૂર્ખ સસારીજ ઠર્યો બીજા પક્ષમા તમે કહેશો કે-મુક્તાત્માને નિત્ય સુખ સબધી ઇચ્છા છે, તો તેવુ નાશનુ નિત્ય સુખ મૂકી ક્ષણિક સસારસુખ ભોગવવા અજ્ઞાની વિના બીજો કોણ મોક્ષમાથી સસારમા આવવાની ઇચ્છા કરે ? તમો કહેશો કે-મુક્તાત્માને

સુખવિષયી ઈચ્છા નિત્ય છે, તો હે બન્ધો ! ! ! જરા આખ મીંચી વિચારો તો ખરા કે-સુખવિષયી નિત્યઈચ્છાવાળા મુક્તાત્માઓની નિત્યસુખેચ્છા કદાપિ કાળે નાશ પામશે નહિ, અને તેથી મુક્તાત્મા કદિ પાછા સસારમા આવી શકશે નહિ વળી નિત્ય સુખેચ્છાવાળા મુક્તાત્માઓ સસારના અનિત્ય સુખ ભોગ વવા પાછા આવે, તે બને નહિ, અને તેમ બને તો નિત્ય સુખેચ્છાનો લોપ થાય, અને અનિત્ય સુખેચ્છા કરવાથી સસાર વિના મુક્તિની સિદ્ધિ થઇ શકે નહિ, અને તેથી તમારી માનેલી મુક્તિ એક કલ્પનાનો ગપ્પગોળો જ માત્ર કહી શકાય બીજો પક્ષ ગ્રહી, તમો માનશો કે મુકતાત્માની ઇચ્છા દુખવિષયી છે, તો તેવી ઇચ્છા મુકતાત્માને ઘટે નહિ અને દુખ વિષયી ઈચ્છા, તો એક કીડાને પણ પ્રિય નથી, અને એવી ઈચ્છા તે મુક્ત જીવોને કહેતા મહામૂર્ખતા હરે

વળી ઈચ્છાથી સસારમા કેમ આવી શકે ? કારણ કે, સસાર બળતા અગ્નિ સમાન છે સસારમા જરા માત્ર પણ સુખ નથી તેવા સસારમા અનત સુખરૂપ મુક્તિને છોડીને મૂર્ખ વિના કોણ આવવાની ઇચ્છા કરે ? વિચારશૂન્ય વિના આવી મુક્તિ અન્ય કોણ માની શકે ? વળી એક દૃષ્ટાત સાભળો. " એક મનુષ્ય આખે આધળો હતો તેથી તે બહુ દુખ પામતો હતો કોઈ દાક્તરે દવાના પ્રયોગથી તેની આખની અન્ધતા ટાળી તેથી તે સર્વ પદાર્થોને જેવા લાગ્યો હવે તે પોતાની મેળે શી રીતે આખ ફોડી નાંખે ? તેમ સસારી જીવ પ્રથમ સસારમા મહાદુ:ખી હતો, તેને સમ્યગ્જ્ઞાન ધ્યાનાદિથી મુક્તિ થઇ, તેથી તે સત્ય અનત સુખ

ભોગવવા લાગ્યો તે પાછો કેમ સસારમા આવવાની ઇચ્છા કરે ? અલબત્ત, કદી કરેજ નહીં વળી સત્યાર્થપ્રકાશના નવમા ઉલ્લાસમા લખ્યુ છે કે આત્મા જ્ઞાનફલ ચાહે છે, જ્ઞાનથી અવિદ્યા નષ્ટ થઇ જાય છે, અને અવિદ્યાના નાશથી મુક્તાત્મા પુન જન્મ ધારણ કરતો નથી. ત્યારે હવે દેખો કે જ્યારે તે જન્મ ધારણ કરતો નથી ત્યારે તે સસારમા શા માટે આવે ? જો તે પાછો આવે છે, તેમ માનશો તો, તમારા સત્યાર્થ પ્રકાશનુ લખવુ અસત્ય થયુ, તેથી મુક્તિમાથી સસારમા આવવુ સિદ્ધ થયુ નહિ વળી અત્ર વિચાર કરો કે જન્મમરણરૂપ જે સસારકાર્ય છે, તેનુ કારણ અવિદ્યા છે, તે તો જ્ઞાનથી નષ્ટ થઇ ગઇ, તો તેથી સસારમા જન્મ ધારણ કરવાનુ કારણ રહ્યુ નહીં, તેથી મોક્ષની સ્થિતિ સાદિ અનતમા ભાગે સિદ્ધ ઠરી શાસ્ત્રમા પણ કહ્યું છે કે—

श्लोक

दग्धे बीजे यथात्यत, प्रादुर्भवति नाङ्कुरः ॥
कर्मबीजे तथा दग्धे, न रोहति भवांकुर ॥ १ ॥

બીજ બળે છે પછી જેમ અકુરો બીજમાથી ઉગી નીકળતો નથી; તેમ કર્મરૂપ બીજ બળે છતે સસારમા જન્મમરણરૂપ ભવ પ્રાપ્ત થતો નથી વળી મુક્તાત્માને ઇચ્છા માનવી તે પણ અયોગ્ય છે જે મુક્તાત્માઓ કૃત્યકૃત્ય થયા છે, તેમને કોઇ પણ પદાર્થની ઇચ્છા રહેતી નથી અને જ્યા સુધી કોઈ પણ પદાર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે, ત્યા સુધી મુક્તાત્મા કહેવાતો નથી ઇચ્છા તો અધૂરાને હોય છે શુ તમોએ મુક્તા

આમા કલ્પેલી ઇચ્છા જડ પદાર્થ સબંધી છે કે ચૈતન્ય પદાર્થ સબંધી છે? પ્રથમ પક્ષ ગ્રહણ કરશો કે મુક્તાત્માને જડપદાર્થ સબંધી ઇચ્છા છે, તો જડ પદાર્થમા જે સુખ માને છે, તે બહિરાત્મા કહેવાય, મુક્તાત્મા કહેવાય નહી. જડ સુખની ઇચ્છાવાળો અજ્ઞાની કહેવાય, સુખ તો આત્માનો ગુણ છે, જડનો ગુણ નથી બીજો પક્ષ ગ્રહશો તો પૂછવાનુ કે, ચૈતન્ય સ્વરૂપ આત્માની પરિપૂર્ણતાની મુક્તાત્માએ પ્રાપ્તિ કરી છે, તો હવે કાર્યસિદ્ધિ કર્યા બાદ ઇચ્છાની નિવૃત્તિ થવી જોઇએ. જેમ કોઇ મનુષ્યને જલ પીવાની ઇચ્છા થઇ છે અને જ્યારે જલ મળ્યુ અને પીધુ, ત્યારે જલપાનેચ્છાની શાન્તિ થઇ છે—તે પ્રમાણે જીવાત્માને પણ અનત સત્ય સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હતી જ્ઞાન ક્રિયાથી જીવાત્મા પોતે મુક્તાત્મા થઇ, અનત સત્ય સુખ પામ્યો, તો પછી ઇચ્છાનો નાશ થવો જોઇએ, કારણ કે, સુખ પ્રાપ્તિરૂપ કાર્યનુ કારણ સુખેચ્છા છે, તે કાર્ય પૂર્ણ થયા બાદ રહેતુ નથી પરિપૂર્ણ બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત થયેલાને કોઇ સુખની ન્યૂનતા નથી કે જેથી સુખેચ્છા પણ હોય. એ પ્રમાણે ઇચ્છાનો નિષેધ મુક્તાત્માને માટે જાણવો ત્રીજો પક્ષ પણ મુક્તાત્માને ઘટતો નથી. મુક્તાત્મામા અવિદ્યાનો લેશ બન્યો રહે છે, તેથી તે સસારમા પાછો આવે છે, એમ કહેવુ આકાશકુસુમ સદૃશ છે, કારણ કે જ્યા સુધી અવિદ્યાનો લેશ માત્ર પણ છે, ત્યા સુધી મુક્તાત્મા કહેવાય નહિ સર્વ અવિદ્યાનો નાશ થાય, ત્યારે મુક્તાત્મા કહેવાય છે, માટે તમોએ કોઇ સ્વર્ગના દેવવિશેષમા મુક્તાત્માપણુ માની લીધુ છે, એમ સ્પષ્ટ ભાસે છે, કહ્યું છે કે [illegible]

विप्राप्तिः ॥ દેવતાઓ પુણ્યક્ષય થઈ ગયા બાદ, મૃત્યુલોકમા આવે છે, માટે તમોએ કહેલી મુક્તિ દેવલોક વિના અન્ય સિદ્ધ થતી નથી તેથી સિદ્ધ થયુ કે, તમારી માનેલી; મુક્તિ સસારજ છે, માટે સસારી જીવ સસારમા પાછા જન્મ ધારણ કરે, પરતુ મુક્તાત્મા કરે નહિ એમ સિદ્ધ કર્યું ચોથો પક્ષ અહી તમો કહેશો કે મુકતાત્માને ઇશ્વર સસારમા ખેચી લાવે છે, અને જન્મ જરા મરણ કરાવે, ત્યારે તો એમ માનવાથી સિદ્ધ થયુ કે મુક્તાત્માનુ સુખ જોઈ, ઇશ્વરને અદેખાઈ આવી, તેથી સસારમા તેમને પાછા લાવે છે, તો ઇશ્વર અદેખાઈ હોવવાળો ઠર્યો તથા મુક્તાત્માઓ આનદથી મુક્તિનુ સુખ ભોગવતા હતા, તેને વાક વિના એકદમ પાછા સસારમા ખેચ્યા તો ઇશ્વર અન્યાયી થયો મુકતાત્માઓ સત્ય સુખ ભોગવતા હતા, તેમને ખેચીને સસારમા ઇશ્વરે નાખ્યા તો દયાલુતા રહી નહિ ઉલટો ઇશ્વર નિર્દય ઠર્યો, માટે ચોથો પક્ષ પણ મુક્તિ અનુભવરહિત થવાથી અસિદ્ધ ઠરે છે મુક્તાત્મા થએલો જીવ, પાછો સસારમા આવતો નથી, એમ માનવામા કોઈ જાતનો દોષ આવતો નથી વીતરાગ ભગવતે કથિત મુક્તિન્યાયે-મુક્તિ, પ્રમાણથી સત્ય ઠરે છે કોઈ મતવાદી મુક્તિમા સ્વામીસેવકભાવ સ્વીકારે છે, પણ કર્મક્ષયથી સર્વ સરખા હોય છે, તેથી સ્વામીસેવકભાવ માનવો મિથ્યા ઠરે છે आत्महानि मुक्तिरिति चार्वाका આત્માનો નાશ તેજ મુક્તિ ચાર્વાક માને છે એવી મુક્તિને તો ત્રિણનો કીડો પણ ઇચ્છે નહિ મુક્તિનુ સ્વરૂપ સ્યાદ્વાદતત્વથી સિદ્ધ થાય છે આત્માની જ્ઞાનદર્શનચારિત્રરૂપ ઋદ્ધિનો તિરોભાવ હતો, તેનો આવિર્ભાવ થવો, તેજ મુક્તિપણ ઠરે છે कृत्स्न

कर्मक्षयो मुक्ति એવભૂતનયની અપેક્ષાએ ઘાતીઆ અને અઘાતીઆ સર્વે કર્મને ક્ષય, તેજ મુક્તિ જાણવી असमदीयदृतपचशती (પરમાત્મદર્શન) નામના ગ્રંથમાં કહ્યુ છે કે—

तिरोभाव निजऋद्धिनो, आविर्भाव प्रकाश ।
परमातमपद ते कह्यु, ते पदनो हु दास ॥

આત્મા, કર્મના નાશથી, પોતેજ પરમાત્મસ્વરૂપ થાય છે, માટે હે ભવ્ય! તને નિર્વાણમા લક્ષ્ય હોય, તો તારા આત્મામા નિર્વાણ છે, માટે આત્મસ્વરૂપ સાક્ષાત્કાર અર્થે ચારિત્રરૂપ ઉદ્યમ કર જ્ઞાન પણ આત્મામા છે અનત જ્ઞેય પદાર્થને જાણવાની જ્ઞાનશક્તિનો આધાર આત્મા છે, આત્મામાજ કેવલજ્ઞાન થાય છે, જ્ઞાન તે આત્માનો ગુણ છે, અને જ્ઞાન તે આત્માની મુખ્યપરિણુતિ કહેવાય છે જ્ઞાનનો પ્રકાશ આત્મામાથીજ થાય છે અનત તીર્થંકર ભગવતો થયા, તેમનામા કેવલજ્ઞાન, પોતાના આત્મામા સત્તાએ હતુ, તે આવરણક્ષયથી આવિર્ભાવરૂપે થયુ ધ્યાનથી જ્ઞાનશક્તિ વિશેષત પ્રકટે છે, માટે ભવ્ય! હવે સર્વ ઉપાધિરૂપ સાસારિક પ્રપચ છોડી, સ્થિર ચિત્તથી, અન્તરદેવની ઉપાસના કર!! અન્તરદેવની ઉપાસનાથી તારા સર્વ કર્મ ક્ષય થઇ જશે અન્તરદેવ પણ તુ છે, અને ઉપાસના કરનાર પણ તુ છે, અને ઉપાસ્યભૂત પણ તાદૃશ સ્વરૂપ છે સાપેક્ષ તાએ સર્વ ઉપાસક વિગેરે ભાવો પણ તારામા ઘટી શકે છે તારી અનત શક્તિનો પ્રકટકર્તા પણ જ્ઞાનભાવથી તુ પોતે જ છે તુ પોતે પોતાને તારે છે, તુ પોતે પોતાને કર્મથી છોડાવે છે તુ પોતે જ પોતાને અનત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય સુ

ગુણોનો લાભ આપે છે તારા ઘટમા જ નિર્વાણ છે, અને તેનો તુ પોતે ઉત્પાદક છે ક્ષયોપશમજ્ઞાનવડે કેવલજ્ઞાનનો ઉત્પાદક પણ તુ છે તારી અકલગતિ છે હે આત્મન્! તુ ચિત્સ્વરૂપ છે તારા સ્વરૂપમા અખડાનદ સમાયો છે હે આત્મન્! અન્ય જડવસ્તુમા તુ કંઇ નથી, તો તેમા પોતાને શા માટે શોધે છે? માટે આત્મજ્ઞાનથી સ્વસ્વરૂપનુ દર્શન કર; દેહ વાણી આદિ ઔદયિકભાવોમા તુ તટસ્થ સાક્ષીરૂપે વર્ત આત્મજ્ઞાનીને પોતાની ભ્રાતિ, જ્ઞાનથી દૂર થાય છે, અને તેથી કોઇ સાસારિકપદાર્થમા સ્વાર્થપરાયણ થઇ મુઝાતો નથી, માટે હે ચેતન! તુ તારુ જ્ઞાન કર અને સ્ત્રીવિષયાદિકમા સુખની બુદ્ધિ થઈ છે, તેને દૂર નિવાર, કારણ કે સ્ત્રીવિગેરેમા મોહ કરવો યોગ્ય નથી એક અસગ આત્માનો બોધ કર ઇન્દ્રિયાદિકના જે જે વિકારો છે, તે મોહજનિત છે અને હે આત્મન્! તુ તો તેવા વિકારોથી રહિત છે જેમ સ્ફટિકરત્નમા રાતા ફૂલ અને શ્યામ પુષ્પનો પ્રતિભાસ પડે છે, તેથી સ્ફટિક રત્ન હુ રાતુ છુ, વા કાળુ છુ, એમ માને, તો તેની ભ્રાતિ છે. તેમ આત્મરૂપ સ્ફટિકરત્નમા પ્રતિભાસરૂપે થયેલા રાગ અને દ્વેષાદિકને આત્મા પોતાના માને, તેમા તેની ભ્રાતિ છે રાગ દ્વેષાદિ વિકારો આત્માના નથી, અને આત્મા તેથી સ્ફટિકની પેઠે ન્યારો છે વળી બીજુ દૃષ્ટાત નીચે મુજબ છે જેમ કોઇ એક તળાવ છે, તળાવની બાજુમા ઘર છે, અને ઉપર ચદ્ર સૂર્ય તારાઓ વિગેરે છે સરોવરનુ જળ પવનની લહેરથી હાલકડોલક થાય છે તે વખતે ઘર તથા ચદ્રનો પડછાયો જલમા પડે છે, તેથી ઘર, ચદ્ર અને સૂર્ય હાલકડોલક થતા હોય એમ દેખાય છે, પણ તે જેમ

भ्रांति छे, तेम आत्माए राग द्वेषथी पोताना मानेला, पदार्थो छे ते पण वस्तुत पोताना नथी वेदांती जड पदार्थोने भ्रांति मात्र कही, तेनी सत्तानो लोप करे छे, ते जैनोने मान्य नथी जड पदार्थो आत्मारूपे नथी, तेथी ते आत्मानी अपेक्षाए असत् समजवा, पण ते पोताना स्वरूपे तो सत् छे जड पदार्थोनी साथे चैतन्य पदार्थनो स बध होवाथी, आत्मा, अज्ञानथी पोताने जड मानी, बाह्य पदार्थोमा मोह पामी बहिरात्मपद धारण करे छे आत्मा स्व अने परप्रकाशक होवाथी, जीव अने अजीव पदार्थनी सिद्धि थाय छे

पर-अजीवादि वस्तु सिद्ध ठरे, तो तेनो प्रकाशक आत्मा ठरे अनेक स्व तथा परशास्त्रोमा आत्मा स्वपरप्रकाशक कह्यो छे, तेथी जीव अने अजीवपदार्थराशि सिद्ध ठरे छे, अने ते प्रमाणे प्रवर्ततो अल्पकालमा सकळ पंचेन्द्रियना विषो वारीने, नि कामी तथा नि सगी थाय, माटे भव्य जीवोए परदोष दृष्टिनो त्याग करी, स्वात्मस्वरूप ज देखवु परदोष देखवानी दृष्टिथी आत्मा दोषी बने छे-ते बतावे छे

## दुहा

परदोषी जो चित्त तो, दोषी दिनने रात ॥
बालकवृत्ति दोषमां, काकवृत्ति अवदात ॥७५॥
परस्वभावे वर्तता, तिरोभावनी वृद्धि ॥
आत्मस्वभावे वर्तता, क्षायिक आत्मसमृद्धि ॥७६॥

विवेचन—हे भव्यात्मन् जो तारु चित्त पारकाना दोष

દેખવા તત્પર છે, તો તુ રાત્રિ અને દિવસ દોષમય ચિત્ત વૃત્તિવાળો થઇ જવાથી, દોષીજ છે અમુક તો ક્રોધી છે, અમુકે તો અમુક પાપકર્મ કર્યું, અમુકે અમુકનો વિશ્વાસઘાત કર્યો, અમુકે અમુકને મારી નાખ્યો, અમુકે અમુકનુ ધન હરી લીધુ, અમુકે અમુકની સાથે વ્યભિચાર કર્મસેવન કર્યું, અમુક તો મહા પાપી છે, અમુકનુ તો સવારના પહોરમા નામ લેવા યોગ્ય નથી, અમુકનુ આચરણ અ તરથી ન્યારુ અને બહિરથી ન્યારુ છે, અમુક તો મુખે પ્રભુ પ્રભુ જપે છે, પણ હૃદયમા તો મહાપાખ ડી છે અમુક તો મહાધૂર્ત છે, અમુક તો અન્યાયી છે, અમુકે તો લીધેલા વ્રત છોડયા છે, અમુક તો અમુક વખતે અમુક દોષ સેવતો હતો ફલાણા દોષો દીઠા, એ તો દોષના ભ ડાર છે, ફલાણાએ અમુકનુ ધન ચોર્યું, ફલાણાએ આખી નાત બગાડી, ફલાણાએ કુલમા કલ ક લગાડયુ, વિગેરે જે જે દોષનુ બોલવુ, વિચારવુ, દોષદૃષ્ટિ રાખવી-ઇત્યાદિ પરસ્વભાવથી મન સદા દોષી રહે છે મનના વેગને અન્યના દોષ જોવામા રોકવાથી મન દોષ ગ્રહણ કરવાનુ જ શિખે છે, અને પરનો દોષ જોવાની ટેવથી, મનની સ્થિતિ દોષવાળીજ દેખાય છે જેમ કામનો વેગ થવાથી, કામી મન અનેક સ્ત્રીઓનુ ચિ તવન કરે છે, પછી મનમાથી કામનો દોષ દૂર કરવો હોય, તો મહામહેનત પડે છે તે પ્રમાણે મન પણ પરદોષ ગ્રહણ કરવાના વ્યાપારમા તલ્લીન થવાથી પ્રતિદિન દોષદૃષ્ટિની પુષ્ટિ કર છે મનમા બીજા ના અનેક દોષો જોવાથી, તે દોષોના સ સ્કાર પોતાના હૃદયમા પડે છે, અને પછી સ સ્કારવશથી, કેટલોક કાળ વીત્યા બાદ તે દોષોનુ ભાજન પોતે થઇ પડે છે, પ્રથમ તો પારકા દોષોને

જોવામા મનની પ્રવૃત્તિ થાય છે, પશ્ચાત્ વચનની પ્રવૃત્તિ થાય છે, પશ્ચાત્ કાયાની પ્રવૃત્તિ થાય છે, ત્રણ યોગો પરદોષથી દોષિત બને છે, પરદોષથી નિંદાની ટેવ વૃદ્ધિ પામે છે, અને તેથી વૈરવૃદ્ધિ, કુસંપ, પ્રાણઘાત વિગેરે પાપોની ઉત્પત્તિ થાય છે, માટે પારકા દૂષણ જોવાથી, બોલવાથી, બાળકવૃત્તિ ચેષ્ટાને ભજનારો આત્મા થાય છે જેમ કાગડો ચાહાને દેખીને ખોતરે છે, તેમ દોષી પુરુષ પારકા દૂષણ જોવામા જ મનોવૃત્તિ વાપરે છે દોષ દેખનાર પુરુષ ગમે તેવો સારો હોય, પણ તે બૂરો જ છે, કારણ કે જો તે સારો હોય તો પારકા દોષ દેખનાર—જોનાર કેમ હોય ? અને પરદોષ દ્રષ્ટા બન્યો, તે પોતાના આત્મભાવને ચૂકી પરસ્વભાવમા પેઠો, પરસ્વભાવવાળું ચિત્ત હોવાથી પોતાના સ્વરૂપનો ઉપયોગ રહ્યો નહિ અને પોતાના સ્વરૂપનો અનુપયોગી થએલો એવો આત્મા સમયે સમયે સાત આઠ કર્મને ગ્રહણ કરે છે વળી પરદોષદષ્ટાને રાત્રિમા પણ સ્વપ્નમા પારકા દોષ દેખાય છે આવી આત્માની સ્થિતિથી પોતે અધર્મી બન્યો, તેથી અંતરમા ચંડાલ સરખો બની, અને તેથી આત્મગુણનો નાશ કરનાર બની આવી રીતે દોષ દેખવાની તથા બોલવાની ટેવથી અનેક પ્રકારના દોષનું ભાજન આત્મા બને છે અનેક પ્રકારના દોષથી આત્મા, બહિરાત્મભાવને જ સેવે છે, તેથી તે ઉપશમભાવ, ક્ષયોપશમભાવ અને ક્ષાયિકભાવને પ્રકટ કરી શકતો નથી, માટે ભવ્ય જીવોએ આત્મકાર્ય સાધવું હોય તો પરદોષદષ્ટિનો ત્યાગ કરવો પર દોષદષ્ટિથી એકલા દોષો જ દેખવામા આવે છે, પણ અન્યના

ગુણ તરફ લક્ષ જતુ નથી હે ભવ્ય ! જરા હૃદયમા સમજ
દરેક મનુષ્યમા દોષ અને ગુણ રહેલા છે કાળી બાજુ ત
નહિ દેખતા, ધોળી બાજુ તરફ દેખવાની ટેવ પાડ
હે ચેતન ! અનાદિ કાળથી દોષ દેખાડવાની ટેવ પડી છે,
વૈરાગ્યથી અને જ્ઞાનથી વાર જેમ જેમ દોષ દેખવાપણુ
જશે, તેમ તેમ આત્મા, સ્વભાવમા રમણ કરશે, અને
સ્વભાવરમણતાથી આત્મગુણોનો પ્રકાશ થશે, માટે હે ભવ
વૈર, અદેખાઈ, નિંદાનુ મૂલ કારણ પરદોષદૃષ્ટિને જલા
આપ સસારમા અનેક પુરુષોનો સ્વભાવ પારકા દોષ દેખવ
જોવામા આવે છે, તેવા પરદોષદ્રષ્ટાઓના ઉપર પણ સમ
ધારણ કરવો, અને પરદોષદ્રષ્ટાઓના દૂષણો જોવાની ટેવ
કદિ રાખવી નહીં આપણા દૂષણો અન્ય મનુષ્યો જોવા પ્રયત્ન
છે, ત્યારે તેમના દૂષણો જોવાનુ પણ આપણ મન થઈ જાય
અને તેથી મનોવૃત્તિ ખરાબ થઈ જાય છે આપણે તો
સમજવુ કે અન્ય પુરુષો પોતાની ખરાબ ટેવથી ભલે દૂ
જુવે, પણ મારે તો છતા વા અછતા, પણ અન્યના દૂ
શામાટે જોવા જોઇએ ? અન્યના દૂષણો જોવાથી, હુ પોતે
સ્વભાવમા રમી કર્મ બાધુ છુ, તેથી હુ દોષી બનુ છુ
અન્યના દૂષણો જોવાથી, અને તેમની નિંદા કરવાથી, અ
માથી કઈ દૂષણો જતા રહેતા નથી પારકા દોષ દે
કરતા, પોતાના દોષોને જોશે તો માલૂમ પડશે કે
કેટલુ આત્મવિરુદ્ધ આચરણ છે ! પોતાનુ શુદ્ધ રૂપ
મન કયા કયા ભટકે છે, તેનો તો જરા વિચાર કર ! ! ત
મન પોતાના સ્વરૂપને મૂકી, પુદ્ગલભાવમા જાય છે,

તમારો મોટો દોષ છે તમો સમયે સમયે સાત અથવા આઠ કર્મને ગ્રહણ કરો છો, તે તમારો શું સામાન્ય દોષ છે? અલબત્ત તે મોટામા મોટો દોષ છે, તમો રાગ અને દ્વેષ કરો છો એશું તમારામા મોટો દોષ નથી? અલબત્ત મોટો દોષ છે તમારુ ચિત્ત જડપદાર્થમા સુખ માને છે, એ શું ઓછો દોષ છે? તમારુ મન અનેક પ્રકારના વિકલ્પ સકલ્પ કર્યા કરે છે, તે શુ ઓછો દોષ છે! આઠ કર્મ પણ દોષરૂપ જ છે, અને તે આઠ કર્મને તમો ધારણ કરો છો તો તેથી તમો નિર્દોષી ઠરતા નથી તમો હસો છો, ખેલો છો, અતરમા અનેક પ્રકારની કુવાસનાઓને ધારણ કરો છો, તેથી શુ તમો દોષી ઠરતા નથી? અવશ્ય ઠરો છો, તમો અજ્ઞાન સ્થિતિથી સ્વાત્મભાન ભૂલી ગયા છો તે શુ ઓછો દોષ છે? આત્માની પરમાત્મસ્થિતિ થવા અર્થે બાહ્ય અને અતર્ કોઇ પણ પ્રકારનો ઉદ્યમ કરતા નથી, તે શુ દોષ નથી? અલબત્ત દોષજ છે તમો આત્મજ્ઞાનપ્રાપ્તિ માટે આત્મજ્ઞાની મુનિરાજ પાસે ગયા નથી, તે શુ ઓછો દોષ નથી સેવ્યો!! તમો દુનિયાની નીતિ પ્રમાણે ચાલો છો, કિંતુ આત્મધર્મપ્રાપ્તિની નીતિ માટે કાઇપણ લક્ષ આપતા નથી તે શુ તમારો દોષ નથી? વળી તમોએ બીજાને દોષી માની, દોષમય વૃત્તિવાળુ મન કર્યું, પણ પોતાના ગુણોની પ્રાપ્તિ માટે કઇપણ ઉદ્યમ કર્યો નહીં, તે શુ ઓછો દોષ છે? તમો મનુષ્ય જન્મ ધારણ કરી, પશુની પેઠે ધર્મહીન આયુષ્ય ગુમાવો છો તે બહુ દોષ નથી? અજગરની પેઠે આળસુ થઈને તમોએ પ્રમાદ દોષનુ ઘણુ સેવન કર્યું છે, તે કેમ ભૂલી જાઓ છો? તમો દોષને

દેખવાની ટેવ પરિહરી, આત્મગુણોનુ નિરીક્ષણ કરશો, તો અજરામર પદ પ્રાપ્ત કરશો આપણા શ્રી વીરજિનેશ્વર કોઇનો અલ્પમાત્ર પણ દોષ દેખ્યો નથી, અને કોઈની નિદા કરી નથી તમારે પણ મુક્તિ પદની ઇચ્છા હોય, તો હવે જરા આત્મસન્મુખદૃષ્ટિ દઇ, પોતાનુ સ્વરૂપ વિચારવુ ઘટે છે શ્રી ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વપ્રભુ ઉપર કમઠના જીવે બહુ ઉપસર્ગ કર્યા, પણ પ્રભુએ તેના દોષ તરફ દૃષ્ટિ દીધી નથી. શ્રી ગજસુકુમાલે પોતાના સસરાના ઉપર દોષદૃષ્ટિથી જોયુ નથી અપકાર કરનાર ભલે અપકારરૂપ દોષનુ સેવન કરે, પણ આપણે તો અપકાર કરનારા પ્રતિ દોષદૃષ્ટિથી જોવુ યોગ્ય નથી તમે દોષદ્રષ્ટિવાળા છો, તો કાગડા અને તમારામા અતર્ નથી દોષ દેખવામા આશ્ચર્ય નથી, પણ ગુણ દેખવામા આશ્ચર્ય છે દોષ દેખવા તથા દોષનુ કથન કરવામા ધર્મ નથી, પણ ગુણ દેખવામા ધર્મ છે દોષીને દોષી કહી, તેમની ફજેતી કરવામા પોતાની તથા તેમની ઉન્નતિ નથી, પણ તેમને ગુણી બનાવ વામા તથા પોતાની દોષ દેખવાની ટેવ ટાળવામા ઉન્નતિ સમજવી કોઈ એક નાના બાળકની માતા પુત્રની વિષ્ઠાને ધોઈ નાખે છે, તેમ ઉત્તમ પુરુષો કે જે માતાના સમાન છે, તે દોષી પુરુષોના દોષરૂપ વિષ્ઠાને ધોઈ નાખે છે, પણ નિદામા તો પ્રવૃત્ત થતા જ નથી ભવ્ય પુરુષો પોતાના શુદ્ધાચરણથી અનેક જીવોના દોષને ટાળી નાખે છે, અને સત્પુરુષોની વાણીરૂપ ગગા નદીમા અસત્પુરુષો સ્નાન કરી દોષોને દૂર કરે છે परगुणपरमाणून्, पर्वतीकृत्य नित्य, निजहृदि विकसत सति सत कियत: ॥ પરમાણુ સમાન પરગુણને પર્વત સમાન ગણી

કેટલાક સત્પુરુષો હૃદયમા પ્રમોદ ધારણ કરે છે પારકામા રહેલા દોષને દેખી, જે લોકો દોષી તરફ તિરસ્કારની લાગણીથી જુએ છે, તેના કરતા પારકામા રહેલા દોષોને દેખી પ્રસગ આવે, તે દોષોને પ્રેમભાવથી ટાળે છે, અને દોષીને શુદ્ધ બનાવે છે, તેવા સત્પુરુષોને નમસ્કાર થાઓ તમો સમજો કે જ્યારે પોતાનામા કોઈ જાતનો દોષ રહેલો હોય છે, અને તે દોષથી અન્ય લોકો તમારા ઉપર તિરસ્કારની લાગણીથી જુવે છે ત્યારે તમારા મનમા કેટલુ તેના ઉપર દુ ખ લાગે છે! તેજ રીતે સર્વ જીવોને માટે સમજવુ તમારામા રહેલા દોષો કોઈ ટાળી તમને સારા બનાવે તો તમો તેનો કેટલો બધો ઉપકાર માનો છો? તે પ્રમાણે સર્વના માટે સમજી લેવુ કોઈ બાળકે પોતાના મુખ ઉપર કૃશનાઇ રેડી હોય છે, પણ અજ્ઞતાથી પોતાનુ મુખ કાળુ છે, એમ દેખી શકતો નથી, અન્ય લોકો તેને કહે કે કાળા મુખવાળો! ત્યારે તે છોકરો કેટલો બધો મનમા દુ ખ પામે છે? પણ કોઈ તેને આરીસો આપી, તેનુ મુખ દેખાડે છે તો પોતાનુ મુખ કાળુ દેખી શુદ્ધ કરવા ઉમગથી પ્રયત્ન કરે છે, તે પ્રમાણે દોષી પુરુષોના સબધમા સમજવુ પોતાનામા દોષ છે, તેને જોવાની જ્ઞાનશક્તિ આવતા, પોતાની મેળે દોષોનો ત્યાગ કરવા ઉત્સાહથી પ્રયત્ન કરે છે પ્રત્યેક મનુષ્યમા પ્રાય અલ્પ અધિક દોષોનો સદ્ભાવ હોય છે પોતાના દોષો જોતા, ગુણની વૃદ્ધિ થાય છે, અને પરના દોષો જોતા ગુણનો નાશ થાય છે, તમારુ મન સ્ફટિકરત્ન સમાન છે, તેના ઉપર પરદોષગ્રહણરૂપ કૃશનાઈ કેમ રેડો છો? તમોએ પોતેજ પરદોષગ્રહણરૂપ બેડીથી તમારા આત્માને સસારમા બાધી રાખ્યો

છે જે દિવસમા તમોએ કોઇના દોષો તરફ દૃષ્ટિ નહિ દીધી હોય, તે દિવસને ધન્ય છે અનાદિકાળથી તમને દોષ જોવાની ટેવ પડી છે અને તેથી તમોએ તમારી ઉન્નતિમા પોતાના હાથે પથરા નાખ્યા છે, તેથી તમારી આત્મશક્તિનો પ્રકાશ થતો નથી બીજાના દોષ જોવાનો તમને કોઇએ હુકમ આપ્યો છે ? બીજાના દોષો જોતા, પ્રથમ તમારા હૃદયમા દોષનો ભાસ થાય છે, તેથી તમને શમભાવની પ્રાપ્તિ થવાની નથી, અને શમભાવની પ્રાપ્તિ વિના મુક્તિ નથી તમો સાધુ અગર સ ધ્વી હો અને કોઇની આગળ તમો નિદા કરો છો, અને અન્યના દોષોથી તમારી જીભ મલિન કરો છો,—તમારુ મન મલિન કરો છો, તેથી શુ દોષોને શ્રવણુ કરનારા પુરુષો તમને પવિત્ર ધારશે કે કેમ તેનો વિચાર કરો પ્રાય ઘણુ કરીને તમો દ્વેષ, સ્પર્ધા અને અન્યની મોટાઇથી અન્યના દોષો જોવાનુ અને કથનનુ સાહસ કરો છો, તેથી તમે ભારે દોષી બનો છો તમો અન્યના જે દોષો જુઓ છો, તે ખરા હોય કે ખોટા હોય, તેમા શુ પ્રમાણુ છે ? અન્યમા રહેલા છતા દોષો દેખવાની, તથા તેની નિદા કરવાની ટેવથીજ તમો પરમાત્મપ૦ પ્રાપ્ત કરી શકતા નથી તમારી સ્વસ્વભાવ રમણુતાને તમો પરદોષગ્રહણુની કુટેવથી પ્રાપ્ત કરી શકતા નથી તમો આજથી સ્વાત્મોન્નતિના શિખરે ચઢવાનુ ઇચ્છતા હો તો પરદોષ ગ્રહણુ કરવાની બુદ્ધિને દેશવટો દ્યો, અને દૃઢપ્રતિજ્ઞા કરો, કે હુ આજથી કોઇના દોષ જોઇશ નહિ અને કદી ક્લેશ, વૈર વિગેરે કારણુથી અન્ય દોષોચ્ચારણુબુદ્ધિ થાય, તો જિનેશ્વર ભગવાન્ નુ તે સમયે સ્મરણુ કરીને બૂરી ટેવને વારીશ કોઇની નિદા

કરવાની બુદ્ધિ થાય, ત્યારે તમારા મનને [illegible]
જોડજો. તમારી નિંદા કોઈ કરે, તે જાણીને તેની [illegible]
પ્રવૃત્ત થશો નહીં આપણી મનોવૃત્તિયો ઉપર બહુ [illegible]
જોઇએ મનોવૃત્તિને આત્મસ્વભાવમા જોડવી, અને [illegible]
ત્યાગ કરવો આત્મધર્મનો ઉપયોગ ભૂલીને, [illegible]
કરવા, તે સર્વ પરભાવ છે આર્તધ્યાન અને [illegible]
ભાવના ધરના છે આર્તધ્યાનના ચાર પાયા છે, અને [illegible]
ચાર પાયા છે તેનું વિશેષ સ્વરૂપ [illegible]
જોઈ લેવુ પરસ્વભાવમા વર્તતા [illegible]
જ્ઞાનાદિગુણો પ્રકટ થતા નથી, પણ [illegible]
આત્મસ્વભાવે રમણ કરતા, ક્ષાયિકભાવની [illegible]
તો આત્મસ્વભાવમા રમણતા કરવી, એ [illegible]
અભ્યાસ કરતા હળવે હળવે ધ્યાનમા [illegible]
વિકલ્પસંકલ્પ કરતી મનોવૃત્તિયોને [illegible]
ઉપયોગથી જ્ઞાનાદિ ગુણોનુ સ્મરણ કરવુ [illegible]
તમારા મનમા પ્રવેશ કરતા જણાશે, [illegible]
નહિ પ્રથમ ધ્યાનાવસ્થામા વિકલ્પ [illegible]
યુદ્ધ કરવુ પોતાના મનને એક [illegible]
તેમાજ ખરી બહાદુરી છે રાધાવેધના [illegible]
એકલક્ષ આપવાથી અત્યાનંદનો સહજ [illegible]
તેનો અનુભવ યોગીને હોય છે [illegible]
છે ઘોરનિદ્રામા જેમ સર્વ ભાન ભૂલી જવાય છે તેમ વળી
પરસ્વભાવવૃત્તિને તેવી રીતે ભૂલી જાઓ, તો એક [illegible]
રૂપની જાગૃતિ થવાની, અનંત [illegible] યોગી

જરામાત્ર સંશય નથી આત્મસ્વરૂપની જાગૃતિથી, અને ધ્યાનની સ્થિરતા વૃદ્ધિ પામવાથી, શુદ્ધાત્મસ્વરૂપનો અનુભવ હૃદયમા પ્રકટે છે પછી ધ્યાની પુરુષને અન્ય મનુષ્યોની સાથે વાર્તાલાપ કરવાનુ પણ ગમતુ નથી. સર્વ બાહ્ય પદાર્થોમા ઇષ્ટબુદ્ધિ બધાઇ હતી, તે ટળી જાય છે, અનિષ્ટસયોગ અને અનિષ્ટ પદાર્થો પર રુચિ બધાઇ હતી, તે પણ ટળી જાય છે અતરની રમણતા વિના ધ્યાનીના હૃદયમા આનદ પ્રકટતો નથી ખરેખર અતરના અનુભવની ખુમારીમા લીન થવાથી आत्मध्यानात्परं सुखम्। એ જ સૂત્રનો સમ્યક્ અનુભવ પ્રતીત થાય છે

હવે આત્મગુણપ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ કરવાથી નિવૃત્તિ થાય છે તે દર્શાવે છે

## दुहा

रत्नत्रयी प्रवृत्तिमा, अते छे निवृत्ति ।<br>
त्यजी प्रवृत्ति वाह्यनी, भजवी अन्तर्भक्ति ॥ ७७ ॥

अन्तर्भक्ति भावता, अन्तर्मा उद्योत ।<br>
शुद्धस्वभावे आत्मनी, झळके रूडी ज्योत ॥ ७८ ॥

शुद्धस्वभावे शांतता, अवरशांतता त्याग ।<br>
सेवो शांति आत्मनी, करजो तेनो राग ॥ ७९ ॥

જ્ઞાનદર્શનચારિત્રરૂપરત્નત્રયીમા પ્રવૃત્તિ કરવાથી અતે મોક્ષ છે, માટે જ્ઞાનદર્શનચારિત્ર વિનાની જે બાહ્યપ્રવૃત્તિ, તેનો ત્યાગ

કરી અંતર આત્મતત્ત્વની ભક્તિ કરવી. આત્મારૂપ સત્યસાહિબ ની સેવા-ચાકરી કરતા, દરિદ્રાવસ્થા રહેતી નથી જેવી દ્રવ્ય કમાવામા બુદ્ધિ થાય છે, તથા જેવી સુદર યૌવનાવસ્થાવાળી સ્ત્રીમા રાગભાવની બુદ્ધિ થાય છે, તેવી રાગભાવથી જો અન્ત રાત્મતત્ત્વમા પ્રવૃત્તિ થાય તો મુક્તિ સત્વર થાય છે અત રાત્માની સેવાથી મનમા આનદની લહરીઓ પ્રકટે છે અન્ત રાત્મની સેવાભક્તિ સમાન કોઈની સેવા નથી તે સબધી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કહે છે કે-

पद ।

अब में साचो साहिब पायो, याकी सेवा करत हु याको,
मुज मन प्रेम सोहायो अब० १

वाकु ओर न होवे अपनो, जो दीजे घरमायो,
सपत्ति अपनी क्षणमें दवे, वय तो दीलमें ध्यायो अब० २

ओरनकी जन करतहे चाकरी, दूरदश पाउ घासे;
अतरजामी ध्याने दीसे, वयतो अपने पासे अब० ३

ओर कबहु कोई कारण कोप्यो, वहोत उपाय न तुसे;
चिदानन्द में मगन रहतु हे, वे तो कबहु न रूसे. अब० ४

ओरनकी चिन्ता चित्ते न मिटे, सब दिन धंधे जावे;
थीरता सुख पूरणगुण खेले, वयतो अपने भावे. अब० ५

पराधीन हैं भोग ओरको, याते होत विजोगी;
सदासिद्ध समसुख विलासी, वयतो निजगुणभोगी. अब० ६

ज्यु जानो त्युं जगजन जाणो, मैं तो सेवक उनको;
पक्षपात तो परसु होवे, राग धरत हुं गुनको. अव० ७

मान एक हि मत ज्ञानीको, मूरख भेद न भावे ।
अपनो साहिब जो पिछाणे, सो जस लीला पावे अव० ८

ભાવાર્થ —હવે મે સત્યસાહેબ જે દેહમા અસખ્ય પ્રદે
શરૂપઅ્યક્તિથી વિરાજિત આત્મા છે, તેને મેળવ્યો, જેની અંત
ર્દષ્ટિથી સેવા કરતા મારો જેના ઉપર પ્રેમ થઇ ગયો છે,
એવા આત્મસાહેબને પ્રાપ્ત કર્યો અતરાત્મપ્રભુથી અન્ય કોઇ
પોતાનો થતો નથી વળી સેવા કરતા, પોતાની સર્વ
આત્મસમૃદ્ધિ ક્ષણવારમા આપી દે છે ક્ષપકશ્રેણિએ ચડેલા
મુનિવર્યો શુકલધ્યાનમા ધ્યાનારૂઢ થઇ, સ્થિરોપયોગથી, આત્મ
પ્રભુની સેવા કરે છે, તો તે કર્મની પ્રકૃતિયોને ખેરવી તેરમ
ગુણઠાણે ક્ષાયિકભાવની નવ લબ્ધિયોને આત્મરૂપ પ્રભુ અર્પે છે
આત્મા પોતાની સેવા કરે છે અને પોતેજ સપત્તિઓ આપે છે
માટે આત્મરૂપ સાહેબ જ મારા દિલમા ધ્યેય છે એના વિન
રાજા, ચક્રવર્તી, શેઠ, પાદશાહ, ઠાકોર વિગેરે બાહ્યધનસત્તાધ
સાહેબ કહેવાય છે, તે તો મારા દિલમા રુચતા નથી બાહ
સાહેબ અને આત્મસાહેબમા આકાશપાતાળ જેટલો ફેર છે
મેરુપર્વતની આગળ સરસવનો દાણો કયા? સ્વયભૂ સમુદ્ર
આગળ ખાબોચિયુ શા હિસાબમા? હસની આગળ કાક શ
હિસાબમા? ઐરાવત હસ્તિની આગળ રાસભ શા હિસાબમા
ઇંદ્રની આગળ ભૂત શા હિસાબમા? ગરુડની ગતિ આગ

કુકડાની ગતિ શા હિસાબમા ? સૂર્યતેજ આગળ ખજુઆનુ તેજ શા હિસાબમા ? કલ્પવૃક્ષની આગળ આકડા શા હિસાબમા ! તેવી રીતે આત્મારૂપ સાહેબની આગળ બાહ્યના દેખાતા સાહેબો કઈ હિસાબમા નથી અતરાત્મપ્રભુની સેવાથી મનુષ્ય અનેક પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત કરે છે **શ્રી ગૌતમસ્વામિને અઠ્ઠાવીશ લબ્ધિ યો પ્રાપ્ત થઇ હતી, તે પણ અતરાત્મ પ્રભુની સેવાથી થઇ હતી વજ્રસ્વામીને આકાશગામિની વિદ્યા પ્રાપ્ત થઈ હતી, તેમા પણ તે જ કારણ હતુ. શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે સે કડો ગ્રથ આદિની રચના કરી, તેમા પણ અતરાત્મપ્રભુની સેવાથી જ જ્ઞાનશક્તિ પ્રાપ્ત થએલી હતી શ્રી કલિકાલસર્વજ્ઞ હેમચદ્ર આચાર્યે મહાન્ ગ્રથોની રચના કરી છે, તે પણ અતરાત્મપ્રભુના સેવામાહાત્મ્યથી જ સમજવી** શ્રી આષાઢાભૂતિ આચાર્ય નાટક કરતા કરતા કેવળજ્ઞાન પામ્યા, તે પણ અતરાત્મપ્રભુની ધ્યાનરૂપ સેવાથી જ સમજવુ શ્રી ઇલાચીકુમાર, વાસે ચઢી, અતરાત્મપ્રભુની ભાવનારૂપ સેવાથી કેવલજ્ઞાન પામ્યા શ્રી મરુદેવી માતા હસ્તિના ઉપર બેઠા છતા, અતરાત્મપ્રભુની ભાવનારૂપ સેવાથી કેવલજ્ઞાન પામ્યા શ્રી ગૌતમસ્વામી અતરાત્મપ્રભુની ભાવનાધ્યાનરૂપ સેવા કરતા કેવળનાન પામ્યા શ્રી પૃથ્વીચદ્ર અને ગુણસાગર અતરાત્મપ્રભુની ભાવનારૂપ સેવાથી કેવળજ્ઞાન પામી મુક્ત થયા શ્રી સનત્કુમાર અતરાત્મપ્રભુની તપરૂપ સેવાથી, લબ્ધિધારક થયા શ્રી નદિષેણ અતરાત્મપ્રભુની સેવાથીજ બોધ દેવાની શક્તિ પામ્યા શ્રી વિષ્ણુકુમાર મુનિએ મોટુ શરીર બનાવી, નમુચિને દાબી દીધો, તે પણ અતરાત્મપ્રભુ

તપરૂપ સેવાથીજ વાલીએ રાવણને બગલના ઘાલી ફેરવ્યો, તથા અષ્ટાપદ ચાંપી રાવણને બૂમ પાડવાની પ્રેરણા કરાવી, તે પણ અ તરાત્મપ્રભુની સેવાકૃપાથી શ્રી ભરતરાજા આરીસાભુવનમા કેવળજ્ઞાન પામ્યા, તે પણ અ તરાત્મપ્રભુની ભાવના ધ્યાનરૂપ સેવાનો મહિમા જાણવો શ્રી પ્રસન્નચદ્રરાજર્ષિ કેવલજ્ઞાન પામ્યા, તે પણ અ તરાત્મપ્રભુની સેવાથીજ. શ્રી ગજસુકુમાલે મસ્તકે અગ્નિની વેદના સહન કરી તે પણ અ તરાત્મપ્રભુની સેવાથીજ ધર્મધ્યાન અને શુકલધ્યાનથી અ તરાત્મપ્રભુની સેવા ચાકરી થઇ શકે છે અને બહિરાત્મપ્રભુઓની સેવા ચાકરી આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનથી થાય છે યોગિયો અનેક પ્રકારની લબ્ધિશક્તિયો પ્રાપ્ત કરે છે, તે પણ અ તરાત્મપ્રભુની સેવાના માહાત્મ્યથીજ સમજવુ અષ્ટસિદ્ધિ અને નવનિધિનુ ભોક્તાપણુ પણ અ તરાત્મપ્રભુની સેવાની પ્રસાદી સમજવી મેરુપર્વતને કપાવવાનુ સામર્થ્ય પણ અ તરાત્મપ્રભુની સેવાથીજ પ્રકટે છે પૃથ્વીનુ છત્ર કરવાનુ સામર્થ્ય પણ અ તરાત્મપ્રભુની સેવામા સમાયુ છે અવધિજ્ઞાન તથા મન પર્યવજ્ઞાનની સ પદા પમાડનાર પણ અ તરાત્મપ્રભુની સેવાજ છે શ્રીકૃષ્ણ અને શ્રેણિક નૃપને મુક્તિપદની પ્રાપ્તિ થશે, તે પણ અ તરાત્મપ્રભુના ધ્યાનથી જ સમજવુ રામ તથા પાચ પાડવો એ મુક્તિપ૦ પ્રાપ્ત કર્યું તે પણ અ તરાત્મપ્રભુની ધ્યાનરૂપ સેવાનું માહાત્મ્ય જાણવુ પોતાની ભગિનીનો ભોકતા ચ દ્રશેખર રાજા પણ પરમપદ પામ્યો, તે પણ અ તરાત્મપ્રભુની સેવાથીજ જાલી, મયાલી અને ઉવયાલી, પણ શત્રુનો જય કરનાર અ તરાત્મપ્રભુની સેવાથી મુક્તિપદ પામ્યા સ્કધકસૂરિના પ ચશત

શિષ્યો ઘાણીમા પીલાતા છતા મુક્તિપદ પામ્યા, તે પણ, અ ત રાત્મ પ્રભુની ધ્યાનરૂપ સેવાથીજ જેટલા જીવ સિદ્ધ થયા, થાય છે અને થશે, તે સર્વ અ તરાત્મપ્રભુની સેવાનુ માહાત્મ્ય જાણવુ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગયોગથી પણ આત્મપ્રભુનુ સેવન કરવુ પડે છે એ અષ્ટાંગયોગનુ સાધન કરતા, અનેક પ્રકારની શક્તિયો જાગે છે, તે પણ આત્મપ્રભુસેવનનુ માહાત્મ્ય જાણવુ અષ્ટદૃષ્ટિ પણ અ તરાત્મપ્રભુની સેવનારૂપ જાણવી મુનિ રાજના પચ મહાવ્રત ઉચ્ચરવા, અને શ્રાવકના બાર વ્રત ઉચ્ચરવા, ઇત્યાદિ વ્રતસેવના પણ અ તરાત્મપ્રભુને પ્રકટ કરવા માટે સમજવી દ્રવ્યસ વર અને ભાવસ વરની ઉપાસના તથા દ્રવ્યનિર્જરા અને ભાવનિર્જરાની ઉપાસના પણ ઉપાસ્યભૂત અ તરાત્મપ્રભુની પ્રાપ્તિ અર્થે છે સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, પૂજા વિગેરે કૃત્યોથી પણ અ તરાત્મપ્રભુની ઉપાસનાજ કરવામા આવે છે કેટલાક લોકો અ તરાત્મના ભજનો અને પદો ગાઇને તેની સેવના કરે છે કોઈ સોऽहं આદિ જાપવડે અ તરાત્માની સેવના કરે છે કોઈ પ્રભુની આગળ અનેક પ્રકારના સ્તવનો ગાઇને, પણ અ તરાત્મપ્રભુની સેવા કરે છે કોઈ આત્મજ્ઞાનના પુસ્તકો વાચીને પણ અ તરાત્મપ્રભુની સેવા કરે છે. સ્યાદ્વાદજ્ઞાની છે તે નૈગમ, સ ગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ નય, સમભિરૂઢ અને એવ ભૂત એ સાત નયોથી આત્મપ્રભુનુ સ્વરૂપ અનેકાન્તરૂપે સમજી તેની સેવા કરે છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી, આત્મસ્વરૂપ સમજી, ભવ્યપુરુષો આત્મ પ્રભુની સેવના કરે છે સપ્તભ ગી અને ચાર નિક્ષેપા, તથા દ્રવ્ય

शुणुपर्याय समजीने श्रेय साधक भव्यात्माओ अ तरात्मप्रभुनी सेवना करे छे अनादिकाळथी अज्ञानीजीवो आर्तध्यान अने रौद्रध्यानथी बहिरात्मभावे आत्मानी सेवना करी, दुर्गतिमा परिभ्रमण करे छे शुभोपयोगे सेवना करता, स्वर्गादिसुखनी प्राप्ति थाय छे अ तरात्मप्रभुनी शुद्धोपयोगे सेवना करता, अल्पकाळमा शिवसुखनी प्राप्ति थाय छे केटलाक लोकोए कीर्ति राज्यादि आदिनी प्राप्ति अर्थे, सेवा करी, तो तेने तेटलु ज मळ्यु लोको जेवा हेतुथी जेवा सेवना आत्मप्रभुनी करे छे, तेवु तेमने फळ प्राप्त थाय छे बहिरात्मप्रभुनी सेवना आ जीवे अनादिकाळथी करी, पण किंचित् सुखनी प्राप्ति थई नहि सुभूम चक्रवर्त्ती लोभथी बहिरात्मप्रभुनी सेवा करी नरकगति पाम्यो ईर्ष्या लोभथी धवळशेठ बहिरात्मप्रभुनी सेवा करी नरक ाति पाम्यो व्यभिचार तथा अभिमान विगेरे दोषोथी, रावण नृप बहिरात्मानी सेवा करी, नरकगति पाम्यो उदायी राजाने क करत्ननी छरीथी मारनार विनयरत्न नरकगति पाम्यो, तेमा पण द्वेष कपटथी बहिरात्मसेवनाज कारणीभूत छे अग्नि शर्मा ब्राह्मणनो जीव, द्वेषवडे बहिरात्मप्रभुनी सेवा करी, दुर्गतिना महादु ख पाम्यो नमुचिप्रधान, मिथ्यात्व-द्वेषादिक बहिरात्मप्रभुनी सेवा करी, नरकगति विगेरेना महादु ख पाम्यो संगम देवता बहिरात्मप्रभुनी सेवा करी महादु ख पाम्यो पृथ्वीने पोतानी मानी रागथी अने द्वेषथी बहिरात्मप्रभुनी सेवा करी, अनेक राजाओ जन्मजरामरणना महादु ख पाम्या ज्या सुधी अज्ञान छे, त्या सुधी बहिरात्मप्रभुनी सेवा करवामा आवे छे अढारपापस्थानकथी, बहिरात्मप्रभुनी सेवा

કરી, જીવો મહાદુઃખ સંપ્રાપ્ત કરે છે સમકિત ગુણ પ્રાપ્ત થયાથી, બહિરાત્મભાવનો ત્યાગ થાય છે, અને તેથી અંતરાત્મપ્રભુની સેવા થઇ શકે છે તથા સમકિત ગુણ અને દેશથકી વિરતિગુણ, તથા સર્વત વિરતિગુણ પ્રાપ્ત કર્યાથી, અંતરાત્મપ્રભુની વિશેષત સેવાભક્તિ કરી શકાય છે અપ્રમત્તદશાથી સાતમુ ગુણઠાણુ પ્રાપ્ત કર્યાથી, વિશેષત અંતરાત્મપ્રભુની સેવા કરી શકાય છે ચોથા ગુણઠાણાથી તે સાતમા ગુણઠાણા સુધી ધર્મધ્યાનના ચાર પાયાવડે, અંતરાત્મપ્રભુની સેવના કરવામા આવે છે ઉપશમશ્રેણિએ ચઢતો જીવ, ઉપશમ ભાવથી આઠમા ગુણઠાણાથી તે અગિયારમા ગુણઠાણા સુધી અંતરાત્મપ્રભુની સેવના કરે છે આઠમા ગુણઠાણાથી ક્ષપક શ્રેણિ આરંભ કરતો છતો જીવ, શુકલધ્યાનથી અંતરાત્મપ્રભુની સેવાભક્તિ કરી શકે છે આઠમા ગુણઠાણાથી શુકલધ્યાન શરૂ થાય છે શુકલધ્યાનથી અંતરાત્મપ્રભુની સેવાભક્તિથી ઘણા કર્મનો ક્ષય થઇ જાય છે, અને તેથી આત્મા અસંખ્ય પ્રદેશે નિર્મલ થતો જાય છે શુકલધ્યાનના બીજા પાયાથી અંતરાત્મપ્રભુની સેવાભક્તિ કરતા, ઘાતીકર્મનો ક્ષય થઈ જાય છે, અને બારમા ગુણઠાણાને અંતે ઘાતીકર્મનો ક્ષય થતા, તેરમા ગુણઠાણે ક્ષાયિક ભાવથી નવલબ્ધિયો પ્રગટ થાય છે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી, અનંત જ્ઞાન ગુણ ઉત્પન્ન થાય છે કેવલજ્ઞાન પ્રકટતા બાકીના ચાર જ્ઞાન સમાઈ જાય છે કેવલજ્ઞાનથી લોકાલોકના સર્વપદાર્થ જાણવામા આવે છે, અનંત દર્શન ગુણની ઉત્પત્તિ થાય છે મોહનીય કર્મક્ષયથી ક્ષાયિકસમકિત અને ક્ષાયિકચારિત્રની પ્રકટતા થાય છે, અંતરાય

કર્મનો ક્ષય થવાથી, દાનાદિક પાચ લબ્ધિની ઉત્પત્તિ સ
સ્વભાવે થાય છે, એમ અ તરાત્મપ્રભુની સેવાભક્તિ
ક્ષાયિકભાવીય નવલબ્ધિની પ્રાપ્તિ થાય છે પશ્ચાત્ આયુષ્ય
રહેતા શુક્લધ્યાનના છેલ્લા બે પાયાનુ ચિ તવન કરી, કેવ
આત્મા સિદ્ધસ્થાનમા સાદિ અન તમે ભાગે બિરાજે છે
ગુણઠાણે આત્મા તેજ પરમાત્મસ્વરૂપ કહેવાય છે, પણ તે
સ્થ કહેવાય છે આવી રીતે અ તરાત્મ પ્રભુની સેવા
અન ત સુખાદિ ગુણોનો લાભ થાય છે હવે અ તરાત્મ
સેવામા, અને બહિરાત્મભાવથી કરાતી રાજા, શેઠીઆ વિ
સેવામા કેટલો તફાવત છે તે દર્શાવે છે ઔરનકી જન
કે ચાકરી દૂર દેશ પાઉ ઘાસે આત્મવિનાના શેઠીયા, સ
રાજા વિગેરેની સેવા-ચાકરીમા દૂર દેશોમા પગથી ગમન
પડે છે અને ક્ષુધા, પિપાસા, તાઢ, તડકો, રોગ વિ
મહાદુ ખો સહન કરવા પડે છે તો પણ પોતાનુ કાર્ય
થતુ નથી, અને અ તરાત્મ પ્રભુની સેવા-ચાકરી કરત
થાય છે તે કહે છે-અમરજામી ક્યાને દીસે, ઘયતો અપને
શરીરની અ દર રહેલા અસ ખ્યપ્રદેશી આત્મરૂપ પ્રભુ, ધ્યા
દેખાય છે અને તે સો આત્મસ્વભાવમા રમણતા કરવાથી
થાય છે અ તર્યામી પ્રભુ આપણી પાસે છે કહ્યુ છે કે -

जरा निचारी दहनगरीमा जुओ त्यारे, अनुमर आतम
हजो, असख्य मदशी वखत वेठो, ज्ञानिजन हायमांहि च
आतम अमर छे जी कोईएक विरलाविचा रे रे आतम अम

અ તરાત્મપ્રભુના દર્શનાર્થે દૂર દેશમા પગ ઘસવા

નથી આત્મા દેહમા રહેલો છે અને તે જ્ઞાનવડે ઓળખાય છે અજ્ઞાની જીવ દેહમા રહેલા આત્મપ્રભુને ઓળખી શકતા નથી કહ્યું છે કે—

## શ્લોક.

परमानन्दसम्पन्नं, निर्विकार निरामयम् ।
ध्यानहीना न पश्यन्ति, निजदेहे व्यवस्थितम् ॥ १ ॥
पाषाणेषु यथा हेम, दुग्धमध्ये यथा घृतम् ।
तिलमध्ये यथा तैलं, देहमध्ये तथा शिवः ॥ २ ॥
काष्ठमध्ये यथा वह्नि शक्तिरूपेण तिष्ठति ।
अयमात्मा शरीरेषु, यो जानाति स पण्डितः ॥ ३ ॥

પરમાનંદ સંપન્ન, નિર્વિકાર નિરામય, એવા પોતાના આત્માને દેહમા રહ્યા છતા, પણ ધ્યાનહીન પુરુષો દેખી શકતા નથી પાષાણમા જેમ સુવર્ણ વ્યાપીને રહ્યુ છે, દૂધમા જેમ ઘી રહ્યું છે તથા કાષ્ઠમા જેમ અગ્નિ સૂક્ષ્મરૂપે રહ્યો છે તેમ આ આત્મા, શરીરમા વ્યાપી રહ્યો છે એમ જે જાણે છે તે જ્ઞાની જાણવો, અને તે પોતાની પાસે અંતરાત્મ પ્રભુ છે, એમ જાણી શકે છે, દેહમા અંતરાત્મ પ્રભુ બિરાજમાન છે તેને સંબોધી એક પદ ગાયુ છે કે—

## पद

तत्त्वस्वरूपी अलख ब्रह्म तु, परमातम परगट पोते ।
घटमा वशीयो मायाचशथी, जडमां निजने शु गोते? । तत्त्व ।१॥

अजरामर अविनाशी अरूपी, आंख मींचकर अवधारो।
रटना अविहड पदनी लागे, तो होवे घट उजियारो। तत्त्व॥२॥

अविचल असख्यप्रदेशी आतम, चिद्घन चेतन तु प्यारो।
नित्यानित्यस्वरूपी ज्ञाता, अनेकान्तमत निरधारो। तत्त्व॥३॥

परमेष्टिमय परगट पोते, समज समज आतमदेवा।
बुद्धिसागर प्रेमभावथी, करजो तेनी दील सेवा। तत्त्व ॥४॥

ભાવાર્થ—સુગમ છે, તેથી વિવેચન કરવાની જરૂર નથી.
અતરાત્મપ્રભુ મનુષ્ય દેહમા બહુ પુણ્યપુજથી આવી વસ્યા છે,
તેનુ કારણ કર્મ છે દેહમા અતરાત્મપ્રભુ છે, એમ જ્ઞાનથી
જાણી કયા જડ વસ્તુઓમા પોતાને શોધે છે? નિશ્ચય હવે
થયો હશે કે અતરાત્મપ્રભુ આપણી પાસે છે, માટે તે
ધ્યાનથી દેખી તેની સેવા કરો પ્રેમભાવથી તેની દિલમા સે
કરવાથી, પોતે પોતાના ઉપર પ્રસન્ન થાય છે અને તેથી તા
તડકાના તથા ક્ષુધાતૃષાના દુખો સત્વર નાશ પામે છે, અ
અતર્યામી અતરાત્મપ્રભુની સેવાથી સહજ સ્વભાવે સત્યાનદ
પ્રાપ્તિ થાય છે, માટે અતરાત્મપ્રભુની સેવા તે જ મોક્ષના મે
જાણવા વળી બન્ને સ્વામીનો તફાવત કહે છે બહિરૂનો સ્વા
સાહેબ કોઇ કારણસર કોપાયમાન થાય છે, તો ઘણા ઉપા
તેને રીઝવવાના કરવામા આવે છે, પણ સતુષ્ટ થતો નથી, અ
અતરાત્મ પ્રભુ તો ચિદાનદમા મગ્ન રહે છે, તેથી તે કદા
કાળે કોપાયમાન થતો નથી જેમ જેમ અતરાત્મપ્રભુની પ્રે
ભક્તિથી, ધ્યાનથી વિશેષત સેવા કરવામા આવે છે, તેમ
રીઝીને વિશેષ વિશેષ જ્ઞાનદર્શનચારિત્રરૂપ ઋદ્ધિને અર્પે

માટે અંતરાત્મ પ્રભુની સેવામાં આનંદમહોદધિ છે, અને જરા માત્ર પણ ક્ષય નથી વળી બેનુ અંતરૂ કહે છે ઓરનકી ચિન્તા ચિત્તે ન મટે સબ દિન ધંધે જાય ! અન્ય સ્વામી તથા સાહેબની ચિંતા ચિત્તમાંથી મટતી નથી, રખેને વાંક આવશે, તો કંઈ થઈ જશે, મારો કોઈ વાંક આવશે તો નશીબ પરવારશે ગમે તેવી સ્વામીની ચાકરી કરવામાં આવી હોય, તો પણ જરા વાંક આવતાં નોકરી રદ થઈ જાય છે શેઠ સાહેબ કે જે ઢોલામારુ સરખા હોય તો પણ તેને નીચા નમીને સ્વાર્થને માટે સલામ કે નમસ્કાર કરવા પડે છે જે શેઠાણી કે જેના હાથના બોર પણ બીજા લે નહિ, તેવી મૂર્ખિણીની પાસે પણ [1]ચાટુક વચનથી ગરીબ ગાય જેવું મુખ કરી કરગરવું પડે છે તથા બાહ્યસ્વામી રાજા વિગેરેની સેવા ચાકરી કરતાં સર્વદિન ધંધામાં ચાલ્યા જાય છે અર્થાત્ પરતંત્રતાની બેડીમાં સદાકાળ રીબાવું પડે છે, તેથી જરા માત્ર પણ બાહ્યશાંતિ ભોગવાતી નથી, તો અભ્યંતરશાંતિ તો હોય જ કયાંથી ? બાહ્ય સ્વામિની સેવામાં સ્થિરતા તથા સુખ સમાયું નથી, અને અંતરાત્મપ્રભુની સેવા-ભક્તિમાં તો આત્મા, અપૂર્વસ્થિરતા અને પૂર્ણ સુખમાં ખેલે છે, તેથી દુઃખ ચિંતા તથા પરતંત્રતાનું તો નામ પણ રહેતું નથી અંતરાત્મ પ્રભુની સેવાભક્તિ તો આત્મસ્વભાવમાં રમણતા કરવાથી મળે છે, અને એવી સેવા, મહાપુણ્યોદય હોય તો પ્રાપ્ત થાય છે અંતરાત્મપ્રભુની સેવામાં જ સાચીસ્થિરતા હોય છે, અને જેમ જેમ નિરુપાધિયોગે અંતરાત્મપ્રભુનું સ્થિરોપયોગથી ધ્યાન થાય છે, તેમ તેમ આત્મ-

[1] મીઠ

ચારિત્રના આનંદની ખુમારી હૃદયમા પ્રકટપણે વેદવામાં આવે છે. સમાધિ અવસ્થામા લીન થયેલા મુનિરાજોને સ્થિરતાથી આત્મસુખ જો અનુભવમા આવ્યુ નહિ હોત તો, ધ્યાનાવસ્થાને માટે કોઈ કાળે પ્રયત્ન કરત નહિ સારાશ કે–અતરાત્મપ્રભુના ધ્યાનમા લીન થએલા મહાત્માને જે સુખ થાય છે, તેના કરોડમા ભાગનુ પણ ઇંદ્ર, ચદ્ર, નાગેદ્રને સુખ નથી આત્મ-સુખનો અનુભવ તમારે લેવો હોય તો બાહ્યોપાધિમા થતા સકલ્પ વિકલ્પ ટાળીને સદ્ગુરુઆજ્ઞાનુસાર ધ્યાનાવસ્થામા લીન થાઓ, તેથી તમને અતરમા રહેલો આત્મા આનદાનુભવ અમૃતરસ ચખાડશે આનદાનુભવ અમૃતરસમા લીન થયેલા યોગિયો જગત્મા ખરેખરા સુખી અને સત્તાધારી તથા રાજાના રાજા સમજવા અતરાત્મપ્રભુની સેવા તે પોતાની જ સેવા છે, ત્યા પરતત્રતા કહેવાતી નથી રાગદ્વેષના તાબે રહી, પૌદ્ગલિક સુખોને માટે જે કઈ કરવામા આવે છે, તે ખરેખરી પરતત્રતા છે અતરાત્મપ્રભુસેવક તો આત્મસુખાભિલાષી હોવાથી સ્વતત્ર જ છે પરસ્વામીથી જે ભોગોની પ્રાપ્તિ થાય છે તે કહે છે पराधीन है भोग औरको यात्ते होत विजोगी ॥ અન્ય સ્વામીસેવાલબ્ધ ભોગ તો પરાધીન છે, અમુક વસ્તુ મળે અને તે ખાવામા આવે, પીવામા આવે, તથા અન્ય ઇંદ્રિયોથી ભોગવવામા આવે, તો સુખ થાય, પણ તે પૌદ્ગલિક વસ્તુજન્યસુખ તે પુદ્ગલના આધીન છે, અને તે ઇષ્ટ એવા પુદ્ગલોની વસ્તુઓનો જેવો સયોગ થાય છે, તેવો જ તેનો વિયોગ પણ થાય છે પૌદ્ગલિક ઇષ્ટવસ્તુઓ સદાકાળ કોઈની પાસે રહી નથી અને રહેવાની નથી ઇંદ્ર, ચદ્ર, નાગેદ્ર વિગેરે

જે પૌદ્ગલિક સુખો ભોગવે છે, તે તેમના શરીર પર્યંત સમજવું, અન્ય શરીરની પ્રાપ્તિ થતા, ઇષ્ટ પુદ્ગલ વસ્તુનો વિયોગ થતા, તેથી થતા સુખનો પણ વિયોગ થાય છે, માટે બાહ્યપ્રભુની સેવામા ક્ષણિક સુખ છે પણ અંતે દુખજ સમાયુ છે ત્યારે અન્તરાત્મપ્રભુની સેવામા જે સુખ થાય છે તે કહે છે-સદા સિદ્ધ સમ સુખ વિલાસી, વરતે નિજ ગુણભોગી-પ્રતિદિનરાત્રી સિદ્ધસુખ સમાન સુખનો વિલાસી આત્મા બને છે, કારણ કે, પોતાના ગુણનો જે ભોગ છે તે સ્વાભાવિક છે, તેથી તેનો વિયોગ થતો નથી આત્માની સાથે પુદ્ગલ વસ્તુનો સંયોગ થાય છે અને તેથી તેનો વિયોગ થાય છે આત્માની સાથે પુદ્ગલદ્રવ્યનો સંયોગ વિભાવિક છે, તેથી તે વિઘટે છે, માટે સ્વગુણભોગમા જ સુખ સમાયુ છે, એમ શ્રી સર્વજ્ઞ મહાવીરસ્વામી કહે છે પરવસ્તુ તો, જડ છે, અને જડમા સુખગુણ નથી, તેથી અજ્ઞાનજન્ય ભ્રાંતિ, ટાળીને, અન્તરાત્મપ્રભુની સેવા કરો કે જેથી સાદિઅનંતમા ભાગે સત્યસુખ પામો ક્ષણિકસુખ તો સાદિસાંત ભાગે છે અને જડ વસ્તુનો સબંધ પણ સાદિસાંત ભાગે છે દેવતાના ભવના સુખની તથા મનુષ્યભવના સુખની આદિ છે, અને તેનો અંત પણ છે,-મોક્ષસુખની આદિ છે પણ અંત નથી, માટે સત્ય મોક્ષસુખની પ્રાપ્તિનો ઉપાય તો અન્તરાત્મપ્રભુની સેવાભક્તિ ધ્યાનાદિ છે ઉપશમભાવથી વા ક્ષયોપશમભાવથી અન્તરાત્મપ્રભુની, ભક્તિ કરવી, એ જ શ્રેષ્ઠ સત્ય કર્તવ્ય છે ઔદયિકભાવથી, બાહ્યવસ્તુઓનો ઇષ્ટ સબંધ તથા અનિષ્ટ વસ્તુઓનો સબંધ થતા, હર્ષ શોક ધારણ કરી પુદ્ગલ વસ્તુઓમા રાગ અને દ્વેષથી ઇષ્ટપણું અને અનિષ્ટપણુ કલ્પવુ તે બહિરાત્મભાવ છે, અને તેથી

પુદ્ગલ-વસ્તુની સેવા કરવી પડે છે હે આત્મન્! હવે તુ વિરામ પામ!! શાંત થા હે બહિરાત્મભાવ!! હવે તુ દૂર થા હે સ્વભાવરમણતા! હવે જાગ!! જાગ!! અન્તરાત્મપ્રભુની સેવામા આનંદી બનેલા ભવ્યોની અંતરદશા જુદા પ્રકારની વર્તે છે, તે દશાનો સાક્ષાત્ અનુભવ કરનાર શ્રી મહાજ્ઞાની ઉપાધ્યાયજી અંતરાત્મપ્રભુનુ ગાન કરે છે કે—

> ज्यु जाणी त्यु जगजन जाणो, मैं तो सेवक उनको,
> पक्षपाततो परशु होवे, राग धरत हु गुनको

જગતના જીવો પોતાની જેવી મતિ હોય તે પ્રમાણે જાણે. હુ તો અંતરાત્મપ્રભુનો સેવક છુ પક્ષપાત તો પરથી હોય છે હુ તો ગુણનો રાગ ધારણ કરુ છુ, તેથી અંતરાત્મપ્રભુ વિના મારો જડવસ્તુમા જરા માત્ર પણ રાગ ઉત્પન્ન થતો નથી જડ વસ્તુમા અજ્ઞાનદશાથી રાગ બંધાયો હતો તે જ્ઞાનદશા પ્રકટ થતા નાશ પામ્યો, અને અંતરાત્મપ્રભુના ધ્યાનમા રમણતારૂપ રાગ થયો, તે હવે કદી છૂટનાર નથી મારા મનમા અંતરાત્મ પ્રભુભક્તિ અને સેવા જ અહર્નિશ રમી રહી છે સર્વત્ર જ્ઞાની ઓનો એક ભાવ હોય છે, સર્વત્ર જ્ઞાનીઓનો એકસરખો વિચાર હોય છે, અને શતમૂર્ખના શત વિચાર જુદા જુદા હોવાથી પરસ્પર વિચાર મળતા નથી જે જ્ઞાની હશે, તેના વિચાર મળતા થશે અન્તરાત્મપ્રભુના સેવનમા જે જ્ઞાની થયા અને જે થશે, તે સર્વના એક સરખા વિચાર હોય છે મૂર્ખોને ભેદ જ્ઞાનની વા અંતર્તત્ત્વની સમજણ પડતી નથી અસંખ્યપ્રદેશે કરી, શરીરમા વિરાજિત અંતરાત્મરૂપ પોતાનો સાહેબ, તેને

જે ભવ્ય ઓળખે છે, તે કર્મશત્રુને જીતીને યશોલીલા પામે છે, એમ શ્રીયશોવિજય ઉપાધ્યાય કહે છે અંતરાત્મસાહેબની સેવા કરવી તે જ સત્યેષ્ટ કર્તવ્ય છે, માટે બાહ્યથી રાગદ્વેષથી બહિરાત્મભાવે થતી પ્રવૃત્તિનો ત્યાગ કરી, અંતરાત્મની ભક્તિ કરવી, તે જ સારમાં સાર છે બાહ્યજગત્પ્રપંચની ખટપટમાં લટપટીઆ થઇ પડવાથી, વિકલ્પસંકલ્પજાળમાં મૃગની પેઠે ફસાવું પડે છે તે સંબંધી ઉપાધ્યાયજી સમાધિશતકમાં કહે છે કે—

मोहवागुरी जालमन, तामें मृग मत होउ,
यामें जे मुनि नहि परे, ताकु असुख न कोउ ॥

આનું વિવેચન અમોએ વિશેષતઃ કર્યું છે તે સમાધિશતક વિવેચનમાંથી જોઇ લેવું બાહ્યપ્રવૃત્તિમાં મન જવાથી, બહિરાત્મભાવનું સેવન થાય છે, અમુક દોષી છે, અમુકનું આમ કરવું જોઇએ, અમુકનું હું આમ કરીશ ઇત્યાદિ વિચારોને પર વસ્તુસંબંધી રાગદ્વેષથી કરતાં, આત્મસન્મુખતાથી ભ્રષ્ટ થવાય છે પારકી પંચાતમાં પ્રવેશ કરતાં, આત્મા સ્વરૂપ ઉપયોગથી શૂન્ય બને છે જગત્‌ની વિચિત્રતા છે સર્વ જીવો કર્માધીન છે, તેથી સર્વ જીવો એક સરખા વિચારવાળા નથી, માટે કોઇ સારા કૃત્ય કરે અને કોઇ ખોટા કૃત્ય કરે, તો પણ તેને દેખી માધ્યસ્થભાવે વર્તવું અને પોતાના આત્માને હિતશિક્ષાથી સમજાવવો હે આત્મન્! તું પોતાના ચૈતન્યસ્વરૂપનો વિચાર કરી, પરમાં ઉત્પન્ન થતી અહંવૃત્તિથી દૂર રહેવા પ્રયત્ન કર!! જગત્‌ના જીવોના એક સરખા કર્મ નથી, એક સરખા વિચાર નથી, એક સરખા આચાર નથી, એક સરખી ભાષા નથી, એક સરખા ઉચ્ચાર નથી,

સરખા રાગ નથી, એક સરખા દ્વેષ નથી, એક સરખા રૂપ નથી, એક સરખા શરીર નથી, એક સરખા મન નથી, એક સરખા વચન નથી, એક સરખા દુ ખ નથી, એક સરખી જાતિ નથી, એક સરખી જ્ઞાતિ નથી, એક સરખા ક્રોધ, લોભ, માન, માયા નથી, એક સરખા સુખ નથી, એક સરખો વૈભવ નથી, એક સરખી સત્તા નથી, એક સરખી પરિણુતિ નથી, એક સરખુ ભક્ષણુ નથી, એક સરખી ઇચ્છા નથી, એક સરખી પ્રવૃત્તિ નથી કોઈ પાપી છે તો કોઈ પુણ્યવ ત છે, કેટલાક મિથ્યાત્વી છે, તો કેટલાક સમકિની છે, કેટલાક ભોગી છે, તો કેટલાક યોગી છે, કેટલાક જીવો ધ્યાની છે, તો કેટલાક માની છે, કેટલાક જ્ઞાની છે, તો કેટલાક અજ્ઞાની છે, કેટલાક લોભી છે, તો કેટલાક નિર્લોભી છે આવી ભિન્નતા જગતજીવોની સદાકાળ રહેવાની કે તેનો નાશ થવાનો ? ઉત્તરમા કહેવાનુ કે-કર્મની વિચિત્રતાથી ભિન્નતા પણ કર્મની હયાતી પર્ય ત રહેવાની ત્યારે શુ જગ જ્જીવોની એક સરખી પ્રવૃત્તિ થવાની ? ઉત્તરમા કહેવુ પડશે કે ક્ષાયિકભાવે આત્મગુણુની પ્રાપ્તિ વિના નિજગુણુની એક સરખી પ્રવૃત્તિ થતી નથી; એક સરખી પ્રવૃત્તિ પણુ આત્મ ગુણુ ગ્રહણુ કરવાની છે પણુ સર્વ જીવો ક્ષાયિકભાવની પ્રાપ્તિ કરે, એ પણુ અશક્ય છે સર્વ જીવો સમકિતી બની જાય, એમ પણુ થવુ અશક્ય છે ઉપદેશ વિગેરે પણુ આત્મગુણોની પ્રાપ્તિમા નિમિત્ત કારણુ છે; તેથી એકાતે ઉપદેશ દેવાથી સર્વ જીવો એક સરખા થઇ જાય, એમ સર્વ જીવોના માટે બનવુ અશક્ય છે તેથી સદોષીને નિર્દોષી બનાવવા તે પણ અશક્ય

છે કોઇને ઉપદેશની અસર થાય છે અને કોઇને થતી નથી. પચ[1] કારણથી કાર્યોત્પત્તિ થાય છે, માટે અન્ય મનુષ્યોને ગુણી બનાવવા એકાત ઉદ્યમને કારણીભૂત સમજી, બાહ્યપ્રવૃત્તિમા પડવું પ્રાય યોગ્ય જણાતુ નથી પ્રથમ તો પોતાના આત્માને ગુણી બનાવ્યો નથી, તો અન્યને શી રીતે ગુણી બનાવી શકવાના ? પોતાનો આત્મા બહિરાત્મભાવથી અનેક પ્રકારના વિકલ્પસકલ્પ સેવ્યા કરે છે, તથા રાગદ્વેષથી સદોષ આચરણ પ્રતિદિન સેવ્યા કરે છે, અનેક પ્રકારના, સિહની પેઠે ગર્જના કરી ભાષણો આપે છે, પણ અન્તરમા જોયુ હોય, તો મોટી પોલ હોય છે બાહ્ય જગતના જીવોને અનેક પ્રકારની વિદ્વત્તા તથા ચતુરાઈ દેખાડવા આત્મા પ્રયત્ન કરે છે, પણ અતરના ક્રોધ, કામ, લોભ, મોહ, માયા, મત્સરનો નાશ કરવા બિલકુલ પ્રયત્ન કરતો નથી કહો કેટલુ બધુ અધેર ? દુનિયામા મહત્તા મેળવવા માટે તથા સ્વાર્થ સાધવા માટે, જીવ, જે કઇ કરે છે, તેટલુ આત્માની મહત્તા તથા આત્મગુણોની પ્રાપ્તિ માટે, તે કઈ પણ કરતો નથી **બાહ્યકીર્તિ તથા પ્રતિષ્ઠા માટે જેટલો પ્રયત્ન કરે છે, તેનો શતાશ પણ પોતાના આત્મગુણ માટે પ્રયત્ન કરતો નથી.** બીજાની નિદા કરવામા તથા અમુકની હલકાઈ કરવામા જેટલી હુશિયારી જીવ ધારણ કરે છે, તેનો શતાશ પણ પોતાના દોષો જોવામા અને અવગુણથી થતી પોતાની હલકાઈ જોવામા, પ્રયત્ન કરતો નથી આનુ કારણ અજ્ઞાન તથા મોહ વિના બીજુ કઇ નથી અજ્ઞાનથીજ આવી બહિરાત્મભાવની પ્રવૃત્તિયો થયા કરે છે અજ્ઞાનથીજ જીવ

[1] કાળ સ્વભાવ ભવિતવ્યતા, ઉદ્યમ અને કર્મ

પારકી પચાતમા દોઢડાહ્યો બની આત્મગુણથી ભ્રષ્ટ થાય છે જ્ઞાનથી જ પોતાના આત્મામા સુખ છે, એમ સમજાયુ નથી અજ્ઞાનથી જ અન્યના દોષો જોવામા કાકવૃત્તિ ધારણ કરી, વાર વાર પોતાના મનને નિંદામા પ્રવર્તાવી, પોતે નિંદક બને છે જો બહિરાત્મા, અતરાત્મા તથા પરમાત્મસ્વરૂપનુ ગુરુ ઉપદેશ દ્વારા જ્ઞાન થાય તો, આવી દોષપ્રવૃત્તિઓથી નિવૃત્તિ થયા વિના રહે નહિ, માટે હે આત્મન્! સમજ કે બાહ્યવસ્તુમા પ્રવૃત્તિ તથા લક્ષ દેવાથી બહિરાત્માની પુષ્ટિ થાય છે, માટે ક્ષણે ક્ષણે આત્મસ્વરૂપમા રમણ કર!! અન્ય વસ્તુરૂપ હુ નથી, એમ દૃઢ નિશ્ચય કરી, ખાતા, પીતા, ફરતા, દરેક કાર્ય કરતા અતરમા લક્ષ રાખ!! બાહ્યપ્રવૃત્તિમગ્ન ચિત્તને, ત્યાથી ખેચી, અન્તરમા વાળ અને અન્તરઆત્મસ્વરૂપની ભક્તિ કર

અન્તરભક્તિથી અન્તરાત્માને ભાવતા, અતરમા જ્ઞાન દર્શન ચારિત્રનો ઉદ્યોત થાય છે, અને કેવલ શુદ્ધ આત્મસ્વરૂપનુ શુદ્ધોપયોગથી તન્મયપણે ભજન(સેવન)કરતા, અતરમા કેવલજ્ઞાનાદિ ગુણોનો ઉદ્યોત થાય છે અન્તરાત્મ પ્રભુની ભક્તિથી ક્ષાયિકભાવે શક્તિયો પ્રગટે છે કેવલ આત્મિક શુદ્ધ સ્વભાવે ઉપયોગથી પ્રવર્તવુ, તેથી શાતતા પ્રાપ્ત થાય છે, પણ ફક્ત કાયા વાણીની જે ચેષ્ટા તેની સ્થિરતા અર્થાત્ તેને કાબૂમા રાખવી, એટલીજ શાતતા તો ત્યાગ કરવા લાયક છે, માટે આત્મિકશાતિનુ સેવન કરવુ, અને બાહ્યશાતિ જે બકવૃત્તિ સમાન છે, તેમા મોહ પામવો નહીં આત્મિકશાતિમા રાગ ધારણ કરવાથી, તે શાતિની પ્રાપ્તિ માટે પ્રયત્ન થાય છે, અને તે શાતિનો લાભ થાય છે તે સબધી નીચે પ્રમાણે પદ છે

## पद

शान्ति सदा सुखदाइ, जगत्‌मां शान्ति सदा सुखदाइ,
सेवो चित्तमा ध्यायी. जगत्‌मां. १
भवजजाळे भटकतारे, शांति होय न लेश;
मनचञ्चलता ज्या हुवेरे, उलटो वाधे क्लेश जगत्‌मां २
सत्ता धनवृद्धिथकीर, होय उपाधि जोर;
चित्त स्थिरता नहीं भजेर, प्रगटे दीलमां तोर. जगत्‌मां. ३
दुनियानी खटपट थकीर, खटपटीयु मन थाय;
मनडु भटके बाह्यमारे, बहिरातमपद पाय. जगत्‌मा ४
लेश विकल्प न उपजेर, अन्तर वर्ते ध्यान,
उपाधि अळगी हुवेर, होवे शान्ति मान. जगत्‌मा ५
खारा जलना पानथीरे, कदी न तृप्ति थाय;
धूमाडा बाचक भरेरे, हाथ कशु नहि आय. जगत्‌मा. ६
माया ममता योगथीरे, कदा न शान्ति होय;
शांति वर्ते आत्ममांर, निश्चयथी अवलोय जगत्‌मां. ७
आत्मध्याने आत्ममांर, शान्तिथी भरपूर;
बुद्धिसागर शांतिमांर, रहेवु सदा मगरूर जगत्‌मां ८

સાચી આભ્યંતર શાંતિનો અનુભવ કરવા ઉદ્યમ કરવો, અને જ્ઞાનથી આત્મામાંજ શાંતિ છે, એમ નિશ્ચય કરી, સદા કાળ, સત્ય શાંતિ અર્થે, ધ્યાનસ્થિરતારૂપ પ્રયત્ન જો સેવવામા આવશે, તો અનુભવ આવશે શ્રી આનંદઘનજી મહારાજે શ્રી

શાતિનાથ સ્તવનમા શાતિ પ્રાપ્ત કરવાના ઉપાયો સારી રીતે વર્ણન કરી બતા યા છે, ત્યાથી વિશેષ સ્વરૂપ જોઇ લેવુ ચારિત્રમોહનીયને ઉપશમભાવ તથા ક્ષયોપશમભાવ, તથા ક્ષાયિકભાવ થતા, સત્ય સહજ આત્મિકશાતિનો લાભ મળે છે અન્તરની સત્યશાતિ ઉપાસ્ય છે, એવા જ્ઞાન વિના બાહ્ય ક્રિયા ફક્ત માન-પૂજાર્થે કરવામા આવે તો તેથી ખરી શાતિ પ્રાપ્ત થની નથી તેમજ બાહ્ય વૈરાગ્ય વિગેરેથી, પણ આત્મ જ્ઞાન વિના ખરી શાતિ પ્રાપ્ત થતી નથી આત્મજ્ઞાન વિના બાહ્યક્રિયાનો આડબર આત્મકલ્યાણાર્થે થતો નથી, તે જણાવે છે

दुहा ।

क्रिया काण्डमा छद्मता, बाह्यपणे वैराग्य,
आत्मनाण विन आतमा, त्यजे न परगुणछाक ८०

द्रव्यादिक सापेक्षथी, निश्चयनयव्यवहार,
मद्गुणीज्ञानी सेवना, करता टळे विकार. ८१

सतसमागम दोहिलो, मळे न वारवार,
आत्मार्थीने योग्य ते, करे महा उपकार. ८२

सरलस्वभावी योग्य को, पामे सद्गुरुसङ्ग,
समजी सत्यस्वरूपने, पावे निजगुणरङ्ग. ८३

ક્રિયાકાડમા અન્તરથી કપટતા હોય, એટલે ક્રિયાનુ રહસ્ય સમજે નહિ, આ લોકમા માન, પૂજા, કીર્તિ થાય, એવો અ તરનો ઉદ્દેશ હોય, તથા વૈરાગ્ય પણ બાહ્યથી હોય, એટલે

વૈરાગ્યના બાહ્ય હેતુઓનું અવલંબન કર્યું હોય તેથી કંઈ આત્મસાધન થઈ શકતું નથી શ્રી દેવચંદ્રજી પણ વિહરમાન જિનના સ્તવનમાં કહે છે કે —

अवगुण ढाकणकाज करु जिनमतक्रिया,
न तजु अवगुणचाल अनादिनी जे प्रिया,
दृष्टिरागनो पोष तेह समकित गणु,
स्याद्वादनी रीत न देखु निजपणु.—१

અવગુણ ઢાંકવા અર્થે, જિનોક્ત ક્રિયા કરું છું અને અનાદિની અવળી પરિણતિની માની લીધેલી પ્રિય ચાલ છોડતો નથી અહો ભગવન્ ! એવી મારી સ્થિતિ છે દૃષ્ટિ રાગની પુષ્ટિમાં સમકિત ગણું છું સ્યાદ્વાદરીત્યા, આત્મામાં આત્મતત્ત્વ હું દેખતો નથી તાત્પર્યાર્થ કે-જિનોક્ત સ્યાદ્વાદરીત્યા, સમ્યગ્ આત્મતત્ત્વ જ્ઞાન વિના આત્મા પરપુદ્ગલપરિણામતાને ત્યાગતો નથી, માટે આત્મજ્ઞાનાભ્યાસ સદ્ગુરુ પાસે કરવો શ્રી ઉત્તરાધ્યયનમાં પણ કહ્યું છે કે-अप्पनाणेण मुणी होइ, न मुणि अरण्णवासेण આત્મજ્ઞાનથી મુનિ થવાય છે કંઈ જંગલમાં, ગૃહ અને સ્ત્રીના ત્યાગી થઈ વસવાથી, મુનિ થવાતું નથી શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે-" **આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લિંગી રે !** " આ પંથી પણ આત્મજ્ઞાનથી મુનિપદની સાફલ્યતા છે બાહ્યપ્રવૃત્તિ પરિહરી, આત્મજ્ઞાનનો હે ભવ્ય પુરૂષો ખપ કરો આત્મજ્ઞાનથી સર્વ કર્મનો ક્ષય થઈ જાય છે अप्पा सो परमप्पा આત્મા તે પરમાત્મા છે 'દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવયોગે આત્મા, વ્યવહારનયનું અને નિશ્ચયનય '

અવલબન કરી, પરમાત્મસ્વરૂપનુ સાધ્ય લક્ષી, આત્મતત્ત્વની સેવના કરે તો, દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મનો વિકાર ટળી જાય, અને આત્મા સિદ્ધ બુદ્ધ પરમાત્મસ્થિતિનો ભોક્તા થાય આત્મજ્ઞાનપ્રાપ્ત્યર્થમ્ જ્ઞાની મુનિની સ તોની ઉપાસના કરવી જ્ઞાનિમુનિવર્યસતોનો સમાગમ કલ્પવૃક્ષ વા ચિતામણિ રત્નની પેઠે દુર્લભ છે વારવાર સત મુનિરાજોનો સમાગમ મળતો નથી, માટે આત્માર્થી પુરુષે મુનિસત સમાગમ પ્રાપ્ત કરી, આત્મતત્ત્વની ઉપાસના કરવી સતપુરુષોની બહુ ભક્તિ કરવી, તેમની યોગ્ય સગતિથી મોટામા મોટો ઉપકાર થાય છે કોઇ સરસ સ્વભાવી અને સદ્ગુરુના પ્રેમી આવો ઉત્તમોત્તમ સમાગમ પ્રાપ્ત કરી શકે છે, અને તેઓ તેથી આત્મસ્વરૂપમાં દ્રઢરગ ધારણ કરી શકે છે, અને પરમાત્મ અવસ્થા પ્રાપ્ત કરે છે તમારા જીવનની પ્રતિદિન ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત કરવા જ્ઞાની સત્પુરુષોના ચરણકમલની સેવા કરો તમારો આત્મા તમને આ પ્રવૃત્તિથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી પ્રાતે અનત સુખમય નિવૃત્તિ પદ પ્રાપ્ત કરશે,

दुहा ।

अद्भुत आनंदे सदा, सहजस्वभावे होय;
जे करशे ते भोगवे, नहे न कोने कोय.
स्थिरता क्षायिकभावथी, चिदानन्दभण्डार,
वेत्ता ज्ञेय अनतनो, शुद्धस्वभावे धार
उपशम क्षयोपशमादिथी, आत्मिकधर्म कथाय
औदयिकभावे धर्मनी, आश न लेश रखाय.

શુદ્ધ નિશ્ચયનય ચૈતન્યસ્વરૂપને ઉપયોગભાવે ધ્યાનદશામા લક્ષી, અ તરમા રમણુતા કરવાથી, અદ્ભુત આન દ સદાકાળ ભોગવવામા આવે છે—તેને ઉદ્દેશીને કહે છે

અદ્ભુત સત્યાન દથી, સહજસ્વભાવે આત્મા સદા વર્તે છે કર્મપુદ્ગલોના શુભાશુભ વિપાકોમા, તથા તેના સાનુકૂળ વા પ્રતિકૂળ સ ચોગોમા, સમાનભાવે વર્તે છે જે કરશે તે ભોગ વશે હુ સ્વસ્વરૂપ ભોગવીશ, તથા અધુના ભોગવુ છુ **પુદ્ગલનો ભોગ પુદ્ગલનેજ ઘટે ચેતન ધર્મનો ભોગ ચેતનદ્રવ્યનેજ ઘટે કર્મરૂપ વિપાકી પુદ્ગલોનો ભોક્તા હુ નથી, યદ્યપિ તેનો વ્યવહારથી ભોક્તા કહેવાઉ છુ, પણ નિશ્ચયથી નથી** કર્મવિપાકી પુદ્ગલો વ્યવહારન યથી નડે છે, પણ નિશ્ચયથી આત્માને નડી શકતા નથી આત્મદ્રવ્યથી પુદ્ગલ દ્રવ્યનો વિનાશ થતો નથી, અને પુદ્ગલ દ્રવ્યથી આત્મદ્રવ્યનો વિનાશ થતો નથી, નિશ્ચયનયથી જોતા કોઈ દ્રવ્ય કોઈ દ્રવ્યને ઉપકારક તથા વિઘાતક નથી શુદ્ધ ચૈતન્યસ્વરૂપમા, એક સરખી ઉપયોગધારા વહેતા, આવી આત્મદશાનુ ભાન થાય છે, અને સત્ય આત્મધર્મની પ્રતીત થાય છે, તેથી **ચારિત્રમોહનીયનો ઉપશમ, ક્ષયોપ શમ અને ક્ષાયિકભાવ કરી આત્મા ચિદાનદસદાર બને છે અને તેરમા ગુણસ્થાનકે કેવલજ્ઞાન, કેવળદર્શન, અન ત ક્ષાયિકસમકિત, અન તચારિત્ર, દાનાદિ પાચલ-બ્ધિનો ભોક્તા બને છે** અન તજ્ઞેય પદાર્થનો જ્ઞાતા, જ્ઞાનથી આત્મા બને છે આત્માનો શુદ્ધસ્વભાવ થતા, સહેજે આવી સ્થિતિ બન્યા કરે છે ઉપશમભાવથી વા ક્ષયોપશમભાવથી

ક્ષાયિકભાવથી આત્મધર્મ કથાય છે પણ **ઔદયિકભાવમા આત્મિકધર્મની લેશ માત્ર પણ આશા રાખવી નહિ.** ઔદયિકભાવથી થતી શરીરાદિ ક્રિયાઓમા ધર્મ માની અજ્ઞાની જીવો ઠગાય છે કેટલાક ધર્મ ધર્મ પોકારે છે પણ ઔદયિક ભાવમા જ રાચીમાચી રહે છે ઔદયિકભાવથી ભિન્ન **ઉપશમ ભાવાદિને કોઈ સમજતા નથી,** તેવાઓના વિચારમા સત્ય ધર્મ આવી શકે નહિ વસ્તુ ધર્મને અન્યમા શોધીએ તો જડ-મૂર્ખ કહેવાઈએ આત્માના અનતજ્ઞાનદર્શનચારિત્રાદિ ધર્મો કે જે અરૂપી છે, તે સત્યધર્મરૂપે છે, તેનો અનુભવ સદ્ગુરુદ્વારા સમ્યગ્જ્ઞાન પામી કરાય છે જડપુદ્ગલરૂપ દેહના ધર્મમા અજ્ઞાની જીવ ધર્મમાની કર્મોપાર્જન કરી ચતુર્ગતિમા પુન પુન અવતાર ગ્રહણ કરે છે આત્મદ્રવ્ય અને પુદ્ગલ દ્રવ્ય ન્યારુ છે પુદ્ગળના ધર્મ જડ છે, અને તે હેય છે આત્મા, અનાદિકાળથી કર્મરૂપ પુદ્ગલની સાથે ક્ષીર-નીરની પેઠે નિકટ સબધમા આવેલો છે, અને તેથી પુદ્ગલના ધર્મને પણ ભ્રાંતિથી પોતાના સમજે છે પુદ્ગલ કર્મની સોબતથી પોતાને પણ જડ જેવો માની લીધો છે એટલાથી પણ વિશેષ એ બન્યુ કે તે ચૈતન્યની સત્તા પણ પચ ભૂતમા માની, રાચવા લાગ્યો અને પોતાને જડરૂપજ માની ચૈતન્ય સત્તાનો નિષેધ કરવા લાગ્યો, અને જડવાદના ભયકર અથાગ સમુદ્રમા ગોથા ખાવા લાગ્યો સર્વત્ર જગતમા ચૈતન્યસત્તાનો નિષેધ સ્વીકારી, અનેક જાતના પાપો કરવા લાગ્યો ખાવુ, પીવુ, એશઆરામ ભોગવવામા જ મનુષ્ય-જન્મની સફલતા સમજી, નરકનિગોદમા પુન પુન અથડાયો, મિથ્યાત્વબુદ્ધિથી સત્યને અસત્ય માનવા

લાગ્યો, અને અસત્યને સત્ય માનવા લાગ્યો. એમ જડની સગતિથી જડ બનેલા આત્માએ બહિરાત્મપદ ધારણ કર્યું, અને મોહ માયામા ખૂચી, અનત દુખનો ભોક્તા બન્યો. અજ્ઞાનથી ઔદયિકભાવમા જ ધર્મતત્વની એકાતે ધારણા કરી સત્ય ધર્મનો અપલાપ કર્યો સમ્યગ્જ્ઞાન વિના મિથ્યાત્વી જીવોને તથાપ્રકારની સ્થિતિ જોવામા આવે છે એ જીવોને સત્યનુ ભાસન નહિ થતા, ઉલટુ અસત્યનુ ભાસન થાય છે મિથ્યા જીવોની તર્કશક્તિનો પણ મિથ્યા ઉપયોગ થાય છે ખરેખર કે અજ્ઞાની જીવો ઔદયિકભાવમા રાચીમાચીને પરિણમે છે, પણ જ્ઞાનીજીવો તો આત્માભિમુખતા ધારણ કરી, ઉપશમસ્વરૂપ વા ક્ષયોપશમ વા ક્ષાયિકભાવમાજ સુખના ભોગી બને છે, અને ઔદયિકભાવને તટસ્થ દ્રષ્ટિથી નીરખે છે, માટે ભવ્ય જીવોએ કર્મગ્રથ, ભાવ પ્રકરણ વિગેરેથી પચભાવનુ સ્વરૂપ સમજી, ઉપશમભાવાદિ ગુણમા આદર કરવો. સિદ્ધાત વચનના સૂક્ષ્મ રહસ્ય જાણ્યા વિના ધર્મનુ યથાર્થ સ્વરૂપ જણાતુ નથી અને તે વિના સાધુવેશ ગ્રહણ કરીને પણ યથાર્થ તત્વ સાધ્ય થતુ નથી, તે જણાવે છે

## दुहा.

समयसिन्धु अवगाहना, करी न जीव लगार ।
नाम धरावे साधुनु, वेष विडम्बक धार ॥ ૮૭ ॥
धर्मी नाम धरावीने, वञ्चे जनना थोक ।
बाह्यक्रियामा उद्यमा, जाणो त सहु फोक ॥ ૮૮ ॥

**अहो विषम कलिकालमां, विरला सद्गुरु भाण।**
**धामधूम ने ढोंगमां, वर्ते जीव अजाण ॥ ८९ ॥**

ભાવાર્થ —કેવલીભગવાનની વાણીરૂપ શ્રુતજ્ઞાનસમુદ્રનુ અવ ગાહન તો જરા માત્ર પણ કર્યું નહિ, અને યતિવેષ ધારણ કર્યો, તો ફક્ત તે વેષધારીજ જાણવો જ્ઞાનવડે મુનિપણુ પ્રાપ્ત થાય છે, પણ જ ગલમા વસવા માત્રથી મુનિપણુ નથી, એમ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમા શ્રી વીરપ્રભુએ કહ્યુ છે કર્મનુ જ્ઞાન નથી, જીવ અજીવનુ જ્ઞાન નથી, તો જ્ઞાનવિના દયા પણ કોની પાળશે ? અથવા ધર્મી એવુ નામ ધારણ કરીને સહ સશ મનુષ્યોને છેતરે, અને બાહ્યક્રિયા પડિલેહણ, પ્રતિક્રમણ પ્રમુખ લોકલજ્જા, કીર્તિલાભ, માન પૂજાની આતર કરે, વા એકાતે ક્રિયાનુ સ્વરૂપ બરાબર સમજ્યા વિના તેમા જ ધર્મ માની જ્ઞાનાદિકની ઉપેક્ષા કરે, તો તેનુ સર્વ નિષ્ફળ જાણવુ બાહ્યક્રિયા કરી લોકોમા પોતાને મોટો જણાવે અને જ્ઞાનિયોની નિદા કરે, ક્રિયાનુ અજીર્ણ બરાબર ભજવે, એવા જીવો સ્વતત્ત્વના શૂન્યોપયોગથી, આત્માનુ હિત સાધી શકતા નથી અહો ! વિકરાળ પ ચમકાળમા સૂર્યસમાન પ્રકાશક અલ્પ સુસા ગુરુરાજો છે બાકી ધામધૂમ ને ઢોગમા અનુપયોગ દશાએ વર્તનારા અજાણ જીવો વર્તે છે તેવા જીવોને દેખી મન વૈરાગ્યભાવ ધારણ કરવો, પણ કોઇની નિન્દા, હેલના, અ માન કરવુ નહિ કારણ કે અજ્ઞજીવો તો અજ્ઞાનદોષથી દોષિ થાય છે માટે તેનો અજ્ઞદોષ ટાળવા પ્રયત્ન કરવો આત્મા જીવોએ પરમા પડવુ નહિ જ્યા સુધી પોતાને ગુણી મ પારકા આદા ખોળવાની ટેવ છે ત્યા સુધી આત્મસન્મુખતા

લાખો ગાઉ દૂર છીએ, એમ સમજવું જ્ઞાનીનું કર્તવ્ય છે કે–કારુણ્યભાવનાથી તથા માધ્યસ્થભાવનાથી પોતાના આત્માને ભાવી સ્વાત્મસાધનપરાયણ થવું અજ્ઞદોષવાળા મનુષ્યોનું પણ લેશમાત્ર અશુભ ચિંતવવું નહિ સ્વાત્મહિતથી ભ્રષ્ટ થવાય નહિ તેવી રીતે ક્રિયામાં કપટ કરનાર વા અજ્ઞાની જીવોને અનેક સાનુકૂળ ઉપાયો કરી, સત્યધર્મસન્મુખ આકર્ષવા અને સત્ય સમજાવવું કે–જેથી તેમનું કલ્યાણ થાય. અહો ! પંચવિધ ભેગા થયા છે એવા આ વિષમ કલિકાળના પંચમ આરામાં સૂર્યસમાન, સ્વપરપ્રકાશક, અલ્પ સદ્‌ગુરુઓ હોય છે બાકી ધામધૂમ અને ઢોંગમાં, ગીતાર્થની પરતંત્રતા વિના અજ્ઞાની જીવો વર્તે છે, અને અન્યને પણ પોતાની માયાજાળમાં ફસાવે છે કેટલાક તો ગૃહસ્થાવાસમાં વસી પોતાને ગુરુ મનાવી, ખમાસમણ દેવરાવે છે તેવા માનપૂજાના અભિલાષી પામર જીવો જિનાજ્ઞાવિરાધકયોગથી પુનઃ પુનઃ સંસારમાં પરિભ્રમણ કરે છે, અને અન્ય જીવોને પરિભ્રમણ કરાવે છે જિનાજ્ઞાનું આરાધન કરનાર સદ્‌ગુરુનું શરણ કરવું તેમની આજ્ઞા મસ્તકે ધારણ કરવી તેમનો વિનય કરવામાં ખામી રાખવી નહિ. દેવ, ગુરુ અને ધર્મની પ્રાપ્તિ મહાદુર્લભ જાણી, ધર્મારાધક થવા માટે સદ્‌ગુરુઉપદેશનું વારંવાર શ્રવણ કરવું, અજ્ઞાનીઓના પાસમાં ફસાવું નહીં સદ્‌ગુરુના ઉપદેશવચનો હૃદયમાં ધારવું કરી, અંતરમાં રમણતા કરવી બાહ્ય શૂન્યદશા ભરપૂર કુગુરુઓની સંગતિ કરવી નહિ શ્રી મુનિસુંદરસૂરિ મહારાજાએ ઉપદેશરત્નાકર ગ્રંથમાં કુગુરુ અને સુગુરુઓના લક્ષણ બતાવ્યા છે તે જાણી સુગુરુનું શરણ કરવું બાહ્ય ઢોંગમાં અથવા

બાહ્યાચારમા ધર્મ માની અ તરઆત્મસ્વરૂપમા રમણુતા નહિ કરવાથી આત્મગુણુરૂપ ધનનુ આચ્છાદન થાય છે, તે જણાવે છે

## दुहा

घाह्याचारे वर्तता, अतर्धन अवराय ।
भ्रान्ति टाळी घाह्यनी, अन्तर्धर्म ग्रहाय ॥ ९० ॥
प्राय दृष्टिरागमाहि, माने जगजन धर्म ।
अन्तर्धर्म न पारखे, घाघे उलटा कर्म ॥ ९१ ॥

શરીર વાણીના બાહ્યાચારમા પ્રવર્તતા તથા અ તર્ ઉપયોગ શૂન્ય થવાથી, આત્મિક જ્ઞાનદર્શનચારિત્રધનનુ આચ્છાદન થાય છે આત્મામા ધર્મ છે, આત્મધર્મ અરૂપી છે, તે ચક્ષુથી દેખી શકાતો નથી, અને જે ચક્ષુથી દેખવામા આવે છે, તે આત્મિકધર્મ જ નથી, પણુ જડ વસ્તુ છે, તો ધર્મનુ સ્વરૂપ સમજ્યા વિના શરીરની ( ચેષ્ટાઓમા ) ક્રિયાઓમા, ધર્મ માનતા મિથ્યાત્વની વૃદ્ધિ થાય છે, માટે બાહ્ય ક્રિયાચેષ્ટામા ધર્મની ભ્રાન્તિ અનાદિકાળની હતી તે ટાળી વિવેકીપુરુષવડે આત્મિક ધર્મ ગ્રહણુ કરાય છે ઘણુ કરી જીવો દૃષ્ટિરાગમા ધર્મ માને છે, અને તેથી આન્તર આત્મિકધર્મ પારખ્યા વિના ઉલટા કર્મ બાંધે છે વત્थुसहावो धम्मो વસ્તુનો સ્વભાવ તે જ ધર્મ છે પણુ કઇ વિભાવદશામા ધર્મ નથી આત્માનો સ્વભાવ તે જ ધર્મ છે, તે માટે ज्ञानदर्शन चारित्राणि मोक्षमार्गः-આત્માના જ્ઞાન દર્શન ચારિત્ર ગુણુ છે, તે જ મોક્ષમાર્ગ છે, એમ કહ્યુ છે આત્માની મુક્તિ

મા જ્ઞાનદર્શનચારિત્ર ઉપાદાન કારણ છે ચોથા ગુણઠાણાથી
ાત્મધર્મની અશે અશે પ્રકટતા છે અનત ધર્મના આધાર
ા આત્માને મૂકી જે જીવો, પુદ્ગલદ્રવ્યમા ધર્મને શોધે છે,
જીવો અજ્ઞાની જાણવા, અને તે જીવો સસારમા પરિભ્રમણ
ા છે યથાપ્રવૃત્તિકરણ સુધી પણ ઘણા જીવો આવીને પાછા
સારમા ભમે છે, માટે યથાપ્રવૃત્તિકરણની સ્થિતિથી પણ
ચવુ નહીં સમકિત આદિ ગુણોની પ્રાપ્તિ અર્થે, પ્રયત્ન
રવો બાહ્યવસ્તુમા ધર્મ માનનારા પામરજીવો અહવૃત્તિમા
યનીન રહે છે, અને ઉલટા તેઓ અધર્મ કરે છે તે દર્શાવે છે

દુહા.

अहवृत्तिथी धर्मनो, लाभ न कबहु होय ।
ज्ञानी समजे ज्ञानथी, मूढ न समजे कोय ॥ ९२ ॥
अन्तर्लक्ष्य उवेखता, चलवे डाकडमाल ।
पञ्चमकाले प्राणिया, करे न अन्तरर्याल ॥ ९३ ॥
दर्शन श्रीजिनवर कथ्यु, अधुना ते छेदाय ।
उपदेशक पण तेहवा, कलियुगनो महिमाय॥ ९४ ॥
अन्तरस्थिरता ज्ञानथी, अज्ञाने नहि थाय ।
बाह्योपाधि त्यागथी, स्थिरता घट वर्ताय ॥ ९५ ॥
बाह्योपाधि त्यागी पण, घट्युं न ममतामान ।
घटयु हि ममता मान तो, त्यागी तेह प्रमाण ॥९६॥

અહવૃત્તિથી આત્મિકધર્મની પ્રાપ્તિ કદાપિ થતી નથી એમ

જ્ઞાનદ્વારા જ્ઞાની સમજી શકે છે અજ્ઞાની જીવ સમજી શકતો નથી અજ્ઞાની જીવ, વસ્તુસ્વરૂપના અજ્ઞાનથી સ્વ અને પરનો ભેદ જાણી શકતો નથી

અન્તર્ જે આત્મિક ધર્મ તેને ઉવેખી, બાહ્યમા ધર્મ માનનારા અજ્ઞ જીવો પચમકાળમા દૃષ્ટિદોષથી અન્તર ખ્યાલ કરી શકતા નથી બાહ્ય ડાકડમાલમા આત્મધર્મની આશા રાખવી નહિ આવા અજ્ઞજીવોની સ્થિતિને દેખી, સવામો ગાથાના સ્તવનમા શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે —

ज्ञानदर्शन चरणगुण विना, जे करावे कुलाचार रे ।
लूटता ते जग देखता, क्यां करे लोक पोकार रे ॥ स्वामि० ॥

જ્ઞાન, દર્શન અને ચારિત્ર વિના કુલાચારે જે ધર્મ પ્રરૂપે છે, તે લોકોને લૂટે છે લોક ક્યા જઇ પોકાર કરે ! વળી જે પુદ્ગલરૂપ પરઘરમા ધર્મ માને છે અને આત્મરૂપ ઘરમા ધર્મ જોતા નથી તેને ઠપકો આપે છે—

परघर जोतां रे धर्म तुमे फरो, निजघर न लहो रे धर्म ।
जेम नवि जाणे रे मृगकस्तूरीओ, मृगमद परिमल मर्म ॥ श्री०
जेम ते भूल्यो रे मृगदिशिदिशि फरे, लेवा मृगमद गंध ।
तेम जगे ढुंढे रे बाहिरधर्मने, मिथ्यादृष्टि रे अंध ॥ श्री०
जातिअंधनो रे दोष न आकरो जे नवि देखे रे अर्थ ।
मिथ्यादृष्टि रे तेहथी आकरो, माने अर्थ अनर्थ ॥ श्री०

ભાવાર્થ —હે બાહ્યદૃષ્ટિ જીવો ! તમે પરઘરમા ધર્મને જોત

ફરો છો, પણ પોતાના ઘટમાં ધર્મ પામતા નથી. જેમ કસ્તૂરિયો મૃગ, પોતાની નાભિમાં ઉત્પન્ન થએલી કસ્તૂરીની [illegible] જાણે નહીં, અને અન્ય સ્થાનથી કસ્તૂરીની ગંધ આવે છે, તેમ જાણે છે—તેમ બાહ્યદૃષ્ટિ જીવોની પણ પરપુદ્ગલ વસ્તુમાં સુખ તથા ઋદ્ધિ છે એવી બુદ્ધિ થઇ છે, અને તેથી [illegible] રાત્રીદિવસ પુદ્ગલના ચુંથણામાં, તથા પુદ્ગલસ્વરૂપ [illegible] કરે છે અહો કેટલી અજ્ઞાનતા! વળી જેમ કસ્તૂરિયો મૃગ કસ્તૂરીની ગંધ લેવા માટે, વનમાં દિશાદિશામાં ફરે છે, તેમ મિથ્યાદૃષ્ટિ જીવ કે જે આત્મસ્વરૂપ જાણતો નથી તે [illegible] આત્માથી અન્યત્ર શરીર મન, વાણી આદિ પુદ્ગલ [illegible] ભ્રાંતિથી ધર્મને શોધે છે, વિપર્યાસથી આ માત્ર [illegible] નહિ અને પરમાં રાચીમાચી રહે છે, ધન ધાન્ય સ્ત્રી આદિ [illegible] તેમાં અહંત્વબુદ્ધિ ધારણ કરે છે, જન્મથી જે અંધ છે, તે [illegible] વસ્તુને દેખતો નથી, તેમાં તેનો દોષ આકરો નથી, પણ મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની જીવ તો છતી આંખે, વસ્તુને દેખતો નથી, તે જાતિઅંધના કરતાં આકરો દોષી છે, કારણ કે તે અર્થને અનર્થ કરી માને છે અજ્ઞાની મિથ્યાદૃષ્ટિ જીવ દશ પ્રકારનું મિથ્યાત્વ ધારણ કરે છે તે કહે છે—

> धम्मे अधम्मसन्ना अधम्मे धम्मसन्ना ।
> उमग्गे मग्गसन्ना मग्गे उम्मग्गसन्ना ॥
> साहूसु असाहुसन्ना असाहूसु साहुसन्ना ।
> जीवे अजीवसन्ना अजीवे जीवसन्ना ॥
> मुत्ते अमुत्तसन्ना अमुत्ते मुत्तसन्ना ॥

ભાવાર્થ —અજ્ઞાની જીવને ધર્મમા અધર્મસજ્ઞા રહે છે નિમિત્ત કારણરૂપે ધર્મ અને ઉપાદાન કારણરૂપે જે ધર્મ તેમા તેની અધર્મબુદ્ધિ રહે છે દ્રવ્યધર્મ, ભાવધર્મ તથા વ્યવહાર ધર્મ તથા નિશ્ચયધર્મમા અધર્મપણુ અજ્ઞાની માને છે દશવૈકાલિકસૂત્રની આદમા કહ્યુ છે કે धम्मो मगलमुक्किट्ठ, अहिंसा सजमो तवो, देवावि त नमसति, जस्स धम्मे सयामणो ॥ **ધર્મ તેજ ઉત્કૃષ્ટ મગલ છે.** ધર્મનુ લક્ષણ કહે છે અહિસા, સયમ અને તપરૂપ ધર્મ છે તેમા પ્રથમ જ્યા સુધી જીવની હિસા કરવામા આવે છે ત્યા સુધી અધર્મ છે ખ્રીસ્તી લોકો તો ગાય, ભેસ, પશુ, પખી, માછલા વિગેરેમા આત્મા માનતા નથી, અને તે જીવોના માસથી ઉદરપૂર્તિ કરે છે, માટે તેઓ દયામા સમજતા નથી ખ્રીસ્તિયો એમ કહે છે કે–બાઈબલમા પશુ પખીમા આત્મા માન્યો નથી, તો કહેવાનુ કે બાઈબલ કઇ સર્વજ્ઞપ્રણીત શાસ્ત્ર નથી, પશુપખીમા મનુષ્યની પેઠે આત્મા છે, તેથી તે જીવોને મારવામા જે અધર્મ ગણતા નથી, તે સર્વે અજ્ઞાની મિથ્યાદષ્ટિ જીવો જાણવા જે લોકો એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેન્દ્રિય જીવોનુ સ્વરૂપ જાણતા નથી, તે લોકો મિથ્યાત્વી જાણવા જીવના જ્ઞાન વિના જીવની દયા થઇ શકતી નથી શ્રી દશવૈકાલિકમા જ કહ્યુ છે કે पढम नाण तओ दया–પહેલુ જ્ઞાન અને પશ્ચાત્ દયા, માટે મિથ્યાદષ્ટિ જીવ અજ્ઞાનથી, અહિસારૂપ ધર્મને જાણી શકતે નથી. વળી અહિસાના બે ભેદ છે એક દ્રવ્યઅહિસા, અને બીજી ભાવઅહિસા તેમા જે પ્રાણીને જેટલા પ્રાણ હોય, તેને રક્ષા કરવી તે દ્રવ્યઅહિસા એકેન્દ્રિયને ચાર, બેઇન્દ્રિયને છ

તેઇન્દ્રિયને સાત પ્રાણ, ચતુરિન્દ્રિયને આઠ પ્રાણ અને પચેન્દ્રિયને દશ પ્રાણ હોય છે આત્માના અસખ્ય પ્રદેશ છે, તેમા પ્રત્યેક પ્રદેશે અનતજ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણો છે સાસારિક જીવોના એકેક પ્રદેશે અનતી કર્મવર્ગણાના દલીઆ લાગ્યા છે, તેથી આત્માના ગુણો આચ્છાદિત થયા છે, અને આત્મા પુદ્ગલદ્રવ્યના સબધે ચાર ગતિમા ભમે છે પોતાના આત્માના ગુણોનુ સ્વરૂપ સમજી, તેનુ રક્ષણ કરવુ આત્માના સ્વભાવમા રમવુ, તે ભાવદયા છે, તેના વિના ભવાત થતો નથી ભાવદયાના પણ બે ભેદ છે સ્વભાવદયા અને પરભાવ દયા, તેમા આત્મજ્ઞાનવડે સ્વરૂપમા રમણતા કરવાથી સ્વભાવ દયા કહેવાય છે, અને પરજીવને સમ્યગ્જ્ઞાનદર્શનચારિત્રની ઉપદેશદ્વારા પ્રાપ્તિ કરાવી આપવી તે પરભાવદયા કહેવાય છે પોતાના આત્માની ભાવદયાવિના પરઆત્માની ભાવદયા થઈ શકતી નથી અજ્ઞાની મિથ્યાત્વીને સમકિતના અભાવે, ભાવ દયા હોઇ શકતી નથી, દ્રવ્યદયા પણ મિથ્યાત્વી જીવ સમજી શકતો નથી, તો ભાવદયા સમ્યક્ શી રીતે પાળી શકે ? માટે ભવ્યજીવોએ જ્ઞાનનો ખપ કરવો 'જ્ઞાન' 'જ્ઞાન' પણ ઘણા પોકારે છે, સમ્યગ્જ્ઞાન થયા વિના આત્મકલ્યાણ થતુ નથી મિથ્યાત્વજ્ઞાનથી ઉલટી સસારની વૃદ્ધિ થાય છે સ્યાદ્વાદપણે ષટ્દર્શનનુ જ્ઞાન થાય છે, તેને સમ્યગ્જ્ઞાન કહે છે હવે સારાશ કે-અહિસાનુ પાલન સમકિતી કરે છે તેમા પણ મુનિરાજ કે જે દીક્ષા ગ્રહણ કરી, પચમહાવ્રત પાળે છે, તે બરાબર છકાયના જીવોની દયા કરે છે, માટે જ મુનીશ્વરને છકાયના પીઅર કહ્યા છે અન્ય ધર્મ કે જે એકાતમત, તેમા

આસક્ત એવા સન્યાસી, ફકીર, જેઓ વીશવસાની દ્રવ્યદયા પણ પાળી શકતા નથી તો ગૃહસ્થાવાસમા રહેલા જીવોની તો શી વાત કરવી ? અહિસા જ ધર્મરૂપ છે, તથા સયમ તથા તપના ભેદ શાસ્ત્રમા વિસ્તારથી વર્ણવ્યા છે, તેવા સયમમા ધર્મ છે સયમથી કર્મનો ક્ષય છે અને આત્મગુણોનો આવિર્ભાવ થાય છે; માટે ધર્મ તે જ ઉત્કૃષ્ટમગલ છે પૂર્વોક્ત ધર્મમા મિથ્યા ત્વીને અધર્મબુદ્ધિ રહે છે ખાવુ, પીવુ, મોજમઝાહ મારવી, એટલુ જ સ્વકર્તવ્ય સમજે છે અજ્ઞાની જીવ પોતાના આત્માને પચભૂતથી ભિન્ન માનતો નથી, તેથી તે નાસ્તિકવાદમા પ્રવેશી સદાને માટે દુર્ગતિમાર્ગનો ભાગી થાય છે કેટલાક એમ સમજે છે કે-સર્વ પાપ કરીને એક દિવસ પ્રભુ પાસે પશ્ચાત્તાપ કરીશુ, એટલે સર્વ પાપ ક્ષય થઈ જશે એમ માનનારાની પણ ભૂલ છે કારણ કે જે જે કર્મ કરવામા આવે છે તેનુ ફળ અવશ્ય ભોગવવુ પડે છે જાણી જોઇને પાપ કરી પશ્ચાત્તાપ કરવાથી કઈ પાપથી છૂટી શકાતુ નથી કેટલાક એમ કહે છે કે-આપણને સારી અગર ખોટી બુદ્ધિ આપનાર ઇશ્વર છે, તેથી આપણે સારા કર્મ અગર નઠારા કર્મ કરીએ તેનુ ફળ ઇશ્વરને છે, આપણને નથી આમ જે અજ્ઞાની લોકો કહે છે, તેની પણ ભૂલ છે, કારણ કે ઇશ્વર કોઇને સારી અગર ખોટી બુદ્ધિ આપતો નથી ઈશ્વરને કોઇને સારી અગર ખોટી બુદ્ધિ આપ વાનુ પ્રયોજન નથી ઇશ્વર કોઇને સારી ખોટી બુદ્ધિ આપે, એમ માનીએ તો એકના ઉપર રાગ અને બીજાના ઉપર દ્વેષ કર્યો કહેવાય અને તેથી ઇશ્વરમા રાગદ્વેષરૂપ-પક્ષપાતરૂપ દોષ લાગવાથી ઇશ્વરપણુ કહેવાય નહીં કોઇ એમ કહે કે—

જેવા આપણે કર્મ કર્યા છે, તે તે કર્માનુસારે ઈશ્વર સારી અગર ખોટી બુદ્ધિ ન્યાયપૂર્વક આપે છે આમ જે કહે છે, તેને અમો પૂછીએ છીએ કે આત્માઓમા સ્વભાવિક બુદ્ધિ રહી છે, કે તે ઈશ્વરની બુદ્ધિથી જ કર્મ કર્યા કરે છે ? પ્રથમ પક્ષ ગ્રહી કહેશો કે જીવોમા સ્વાભાવિક બુદ્ધિ રહી છે તો સિદ્ધ ઠર્યું કે-જીવોમા જ સ્વાભાવિક સારી અગર ખોટી બુદ્ધિ રહી છે તેમા કંઈ ઈશ્વરને વચમા લાવવ નુ કારણ રહ્યુ નથી. બીજો પક્ષ ગ્રહણ કરી કહેશો કે-જીવો ઇશ્વરની બુદ્ધિથી જ કર્મ કર્યા કરે છે, તો અહો ! તમારા માનેલા ઈશ્વરની લીલાનો પાર રહ્યો નહિ, કારણ કે વ્યભિચાર, જૂઠ, હિંસાબુદ્ધિ આપ નાર ઈશ્વર ઠર્યો સારી અગર ખોટી બુદ્ધિ ઈશ્વરની, તો તેનુ ફળ પણ ઈશ્વરને થવુ જોઈએ મૂર્ખ મનુષ્ય પણ સારી અને ખોટી બુદ્ધિ આપનારને ઈશ્વર માની શકે નહિ ઈશ્વર કર્માનુસારત વા કર્મ વિના પણ કોઈને સારી અગર ખોટી બુદ્ધિ આપી શકતો નથી ઈશ્વરનુ સ્વરૂપ યથાર્થ જાણવામા આવે તો ઈશ્વર ઉપર આવા દોષો લગાડવાનો પ્રસ ગ આવે નહિ ઈશ્વરનુ સ્વરૂપ, આત્માનુ સ્વરૂપ, કર્મસ્વરૂપ, જગત્સ્વરૂપ બરા બર સમજવામા નહિ આવે ત્યા સુધી અજ્ઞાનપણુ જાણવુ જે ભવ્ય, આત્મા અને કર્મનુ સ્વરૂપ સમજતો નથી, ધર્મનુ સ્વરૂપ સમજી શકતો નથી, તેની ધર્મમા અ ધર્મબુદ્ધિ રહે તેમા શ કા નથી અને તેથી ઉલટુ અધર્મમા ધર્મબુદ્ધિ રહે છે મિથ્યાત્વથી ઉન્માર્ગમા માર્ગસ જ્ઞા રહે છે ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्ग જ્ઞાનદર્શનચારિત્ર મોક્ષમાર્ગ છે, તેથી વિપરીત માર્ગને ઉન્માર્ગ કહેવાય છે અર્થાત્ સ સારમા

પરિભ્રમણ કરવાના માર્ગને મોક્ષમાર્ગ માનવો, તે ઉન્માર્ગ જાણવો રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ, અવિરતિ, યોગ, હિંસા, જૂઠ, ચોરી, સ્ત્રીસેવન, મૂર્છા એકાન્તપક્ષપાત, પરસ્વભાવરમણ, અજ્ઞાન ઈત્યાદિ સર્વ ઉન્માર્ગ છે અર્થાત્ તે થકી પુન પુન સંસારમા પરિભ્રમણ કરવુ પડે છે તેમા મોક્ષમાર્ગની બુદ્ધિ જેને હોય છે, તે મિથ્યાત્વીજીવ જાણવો તથા સંવરરૂપ મોક્ષમાર્ગ, અથવા જ્ઞાનદર્શનચારિત્ર તે જ મોક્ષમાર્ગ છે, એવા સમ્યગ્ મોક્ષમાર્ગમા ઉન્માર્ગબુદ્ધિ જેની છે, તે જીવ મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની જાણવા સાહુસુ અસાહુસન્ના સાધુઓમા અસાધુપણાની બુદ્ધિ, જે જિનાજ્ઞાપૂર્વક ભાગવતીદીક્ષા અંગીકાર કરી, પંચમહાવ્રત પાળતા હોય, અને ચરણસિત્તરિ તેમજ કરણસિત્તરીનુ સમ્યક્ પ્રતિપાલન કરનારા હોય, તેમજ દ્રવ્યક્ષેત્રકાલભાવ પ્રમાણે ચારિત્રના આરાધક હોય, એવા સાધુઓમા અસાધુપણાની જે બુદ્ધિ તે મિથ્યાત્વ જાણવુ કેટલાક કહે છે કે-હાલના કાળમા સાધુપણુ નથી તેમ કહેનારા અનંત સંસારની વૃદ્ધિ કરે છે

પ્રશ્ન—હાલના કાળમા સાધુપણુ છે, એવુ કયા સૂત્રમા પ્રતિપાદન કર્યું છે ?

ઉત્તર—હે ભદ્રક ભવ્ય! સાભળ, શ્રી કલ્પસૂત્રમા કહ્યુ છે કે-

ગાથા.

जो भणइ नत्थि धम्मो, न य सामाइय न चेव वयाइं,
सो समणसंघबज्झो; कायव्वो समणसंघेण ॥

જે એમ કહે કે-ધર્મ નથી, સામાયક નથી, પંચ મહાવ્રત હાલ નથી, એમ કહેનાર ઉત્સૂત્રભાષકને શ્રમણસંઘથી બહિષ્કૃત કરવો શ્રી ભગવતીસૂત્રમા કહ્યું છે કે-" હે ગોતમ ! મારૂ શાસન એકવીશ હજાર વર્ષ સુધી રહેશે, અને ત્યા સુધી સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ બન્યો રહેશે બે હજાર અને ચાર યુગપ્રધાનમાથી હજી ઘણાખરા તો થવાના છે, તે સર્વ સાધુવેષે જાણવા મહાનિશીથ, નિશીથ, આચારાગ, બૃહત્કલ્પ, ઉત્તરાધ્યયન, ભગવતી, દશવૈકાલિક વિગેરે ઘણા સૂત્રોમા સાધુ તથા સાધ્વીના આચારોનું વર્ણન તથા તેમનાથી જ ધર્મની આરાધના વર્ણવેલી છે સાધુ અને સાધ્વી વિના શ્રાવક તથા શ્રાવિકાપણુ કોઈ પણ સૂત્રમા કહ્યું નથી અધુના સાતમા ગુણઠાણા સુધીની સ્થિતિ છે, મુનિપણુ તો છઠ્ઠા ગુણઠાણે કહ્યું છે, સેથી છઠ્ઠુ ગુણઠાણુ પ્રાપ્ત થાય છે, અને આત્મોપયોગે સાતમુ આવે છે, માટે જે સાધુ અને સાધ્વી માર્ગનો નિષેધ કરે છે, વા સાધુ તથા સાધ્વીને માનતા નથી તેવા મૂઢ મિથ્યાત્વી જીવોની કઈ ગતિ થશે ? તે કેવલી ભગવાન્ જાણે જેઓ મહામિથ્યાદૃષ્ટિઓ પણ શ્રાવક નામ ધારણ કરનારાઓ, જિનકલ્પી અથવા સ્નાતકનિર્ગ્રંથના ગુણો વખાણી સ્થવિરકલ્પધારક સાધુઓ અને સાધ્વીઓ ઉપરની શ્રદ્ધાને ફેરવવા અન્ય જીવોને ભરમાવે છે, તે ઘણા કાલ સંસારમા પરિભ્રમણ કરશે તથા જે એમ કહે છે કે-જેનામા રાગ દ્વેષ હોય નહિ, તે સાધુ સાધ્વી કહેવાય, પણ આવી રીતે બોલનાર સમજતો નથી કે પ્રથમ ગુણઠાણાનુ સ્વરૂપ જાણ્યુ હોય, તો સમજવામા આવે કે છઠ્ઠું ગુણઠાણુ સાધુનુ છે સાતમા ગુણ

ઠાણાનો અલ્પકાળ હોવાથી તેની વ્યાખ્યા કરી નથી છઠ્ઠા ગુણઠાણે સજ્વલનનો ક્રોધ, માન, માયા અને લોભ હોય છે સજ્વલનના કષાયની ઉત્કૃષ્ટ સ્થિતિ પન્નર દિવસની છે, તેથી છઠ્ઠા ગુણઠાણે સાધુ સાધ્વીને ક્રોધ, માન, માયા, લોભ થવાનો સભવ છે અને તેથી છઠ્ઠું ગુણઠાણુ પ્રમાદી કહેવાય છે સજ્વલનના ક્રોધાદિક કરવાનો ભાવ નથી, પણ પ્રશસ્ત કષાયો માટે કોઈ ઉદીરણા કરે તો ક્રોધાદિક થઇ શકે છે, પણ તેની આલોચના નિદા પશ્ચાત્તાપ કરવાથી ક્રોધાદિકનુ ફળ બેસી શકતુ નથી દશમા ગુણઠાણા સુધી કષાય છે, તો છઠ્ઠા ગુણઠાણાએ તો હોય તેમા શુ આશ્ચર્ય ? સાધુ સાધ્વીને ક્રોધાદિક હોય નહિ એમ જો માનીએ તો, પછી પખ્ખીસૂત્ર વિગેરેમા ક્રોધાદિક દોષોનો પશ્ચાત્તાપ કરવાનો કહ્યો છે, તેનુ શુ કારણ ? અલબત્ત, પ્રમાદગુણસ્થાનકે ક્રોધાદિકનો સભવ છે, અને સાધુ સાધ્વીને ક્રોધ માન માયા લોભ થાય છે, તેથી કઇ સાધુપણુ જતુ નથી, પણ તેથી અતિચાર લાગે છે, અને અતિચારની તો આલોયણા કરવાની છે બીલકુલ રાગદ્વેષ રહિત હાલના કાળમા કોઇનાથી થવાતુ નથી તેરમા ગુણઠાણે બીલકુલ રાગ દ્વેષ નથી, અને જે રાગ દ્વેષ રહિત સર્વથા હોય છે, તે કેવળ જ્ઞાની હોય છે હાલના સમયમા તો છઠ્ઠા અને સાતમા ગુણઠાણા સુધી જઇ શકાય છે, અને તેથી છઠ્ઠા ગુણઠાણે બીલકુલ રાગ દ્વેષનો ક્ષય હોતો નથી, રાગ દ્વેષને જીતવાને માટે તો વ્યવહારચારિત્ર અગીકાર કર્યું છે ઉદ્યમ કરતા બારમા ગુણઠાણાની હદે રાગદ્વેષનો ક્ષય થાય છે, માટે કદાપિ કોઈ સાધુને રાગ દ્વેષ થઈ જાય છે તેથી આ સાધુ નથી; એમ કહેવું નહિ-

ખરાબ વચનો કહી સાધુને ક્રોધાદિક કરાવનાર પોતે પાપી બને છે, અને સાધુને પણ કષાયની ઉદીરણા કરાવવામા નિમિત્ત કારણ થાય છે જુઓ, પ્રસન્નચન્દ્રરાજર્ષિને પણ સાધુ અવસ્થામા ક્રોધ થયો હતો, અને તેથી મનવડે સાતમી નરકના દળીઆ ઉપાર્જન કર્યા હતા, અને પાછા ધર્મધ્યાનાદિકમા વળ્યા ત્યારે કેવલજ્ઞાન પામ્યા; માટે એકાત કોઇ વાત પકડવી નહીં ચ'ડ રુદ્રાચાર્યે શિષ્ય ઉપર ઘણો ક્રોધ કર્યો હતો અને શિષ્યને કેવલજ્ઞાન થતા તેને ખમાવતા પોતાને પણ કેવલજ્ઞાન થયુ એમ ઘણા સાધુઓને ચરિત્રાનુવાદે જોતા, ક્રોધ થયો હોય છે પણ પાછો શમી પણ જાય છે તેથી સમજવાનુ કે શાસ્ત્રનાં વચન સમજ્યા વિના એકાતહઠકદાગ્રહ પકડી, જે કોઈ સાધુ સાધ્વીની હરેક પ્રકારે હેલના કરે છે, તે મહામોહનીયકર્મ ઉપાર્જન કરી, બીચારો નરકમા જાય છે વળી જૈનશાસ્ત્રમા કઈ એકનયની વાત માનવાની કહી નથી સાતનયથી વસ્તુનુ સ્વરૂપ સમજવુ જોઇએ નૈગમનયથી સાધુનુ સ્વરૂપ, સંગ્રહનયથી સાધુનુ સ્વરૂપ, વ્યવહારનયથી સાધુ, ઋજુસૂત્રનયથી સાધુ, શબ્દનયથી સાધુ, સમભિરૂઢનયથી સાધુનુ સ્વરૂપ અને એવભૂતનયથી સાધુનુ સ્વરૂપ સમજવુ જોઇએ નિશ્ચયનયથી કહેવાતુ સાધુનુ સ્વરૂપ માની, વ્યવહારનયથી કહેવાતુ સાધુનુ સ્વરૂપ નહિ માનીએ તો અનત સસારની વૃદ્ધિ થાય અને વ્યવહાર નય પ્રમાણે સાધુસ્વરૂપ તથા સાધ્વીસ્વરૂપ નહિ માનનારાએ એકાતનય પકડવાથી, મિથ્યાત્વની વૃદ્ધિ કરી, અને જૈનશાસનનો ઉચ્છેદ કર્યો—એમ ભગવાનની વાણીથી સમજવુ શ્રીઆવશ્યકસૂત્રમા કહ્યુ છે કે—जइ जिणमय पवज्जह, ता मा ववहार

निच्छयए मुयह ववहारनउच्छेए, तिथ्थुच्छेओ जओ भणियो
ભાવાર્થ –યદિ હે ભવ્ય ! જો તુ જિનમત અંગીકાર ક
છે, તો વ્યવહારનય અને નિશ્ચયનયને મૂકીશ નહિ
વ્યવહારનયનો ઉચ્છેદ કરતા, તીર્થનો ઉચ્છેદ થાય
એમ વીરપ્રભુએ કહ્યુ છે સાધુ, સાધ્વી, શ્રાવ
શ્રાવિકારૂપ તીર્થનુ વ્યવહારનય માન્યાવિના, સ્થાપ
સિદ્ધ થઇ શકતુ નથી, પુસ્તકે વાચવુ, ગુરુદર્શ
કરવા, સ્તવન ગાવા, ધ્યાન કરવુ, પુસ્તકે લખવ
લખાવવા, ખાવુ, પીવુ, ઉપદેશ આપવો, ઉપદે
શ્રવણુ કરવો, પ્રભુપૂજા કરવી-ઈત્યાદિ સર્વ વ્યવહ
છે વ્યવહારનય નહિ માને તેને ખાવુ પીવુ વા બોલ
પણ જોઇએ નહિ વ્યવહારનય કારણ છે, અને નિશ્ચ
નય કાર્ય છે જેણે કારણ ઉત્થાપ્યુ, તેણે કાર્ય ઉત્થાપ્

ઘણા ડોળઘાલુ શુષ્કઅધ્યાત્મીઓ આત્મા, આત્મા પોક
છે અને સાધુ સાધ્વીને માનતા નથી અને તેમની પાસે
જતા નથી, અને પોતાનો નોખો પંથ ચલાવવા, સમુદ્ર
બૂડતો મનુષ્ય જેમ ફીણને પકડે છે, તેમ કુયુક્તિયોને પ
છે હજારો જીવોને સાધુ સાધ્વીની નિંદા કરી, આડુ અવ
સમજાવી પોતાના પાશમા ફસાવે છે, તેથી તે જીવો ધર્મક્રિ
રૂપ વ્યવહાર મૂકીને હરાયા ઢોરની પેઠે આડાઅવળા અથ
છે, અને પ્રથમથી જ મગજ ચસ્કી જવાથી પશ્ચાત્ ઘણુ સ
જાવવામા આવે છે, તોપણ પ્રયાસ નિષ્ફળ જાય છે અહો ! એ
શુષ્ક અધ્યાત્મીઓના હૃદય તપાસીએ તો તેમના ચરિત્ર ખ
વાસનાથી ભરપૂર હોય છે વ્યવહાર ધર્મ, વર્તન વિના શ

અધ્યાત્મીઓનો વૈરાગ્ય, કૂતડાના વિલાપ જેવો લાગે છે નિશ્ચયનય ફક્ત આત્માનુ શુદ્ધસ્વરૂપ બતાવે છે પણ તે વ્યવહારેના પ્રયત્ન વિના કંઈ પ્રાપ્ત થતુ નથી ઘડાનુ સ્વરૂપ જાણ્યુ, તેટલાથીજ કઇ ઘટની પ્રાપ્તિ થતી નથી, પણ ઘટને બનાવવાની ક્રિયારૂપ વ્યવહાર-પ્રવૃત્તિ કરીએ તો ઘટ બને છે તેમ આત્મા પરમાત્મા સ્વરૂપ છે, એમ અનેક યુક્તિથી જાણ્યુ, પણ આત્મા પર માત્મારૂપ થાય, તેવી વ્યવહારધર્મધ્યાનક્રિયા નહિ કરીએ, તો કર્મનો ક્ષય શી રીતે થઇ શકે ? માટે ભવ્યજીવોએ વિચારવાનુ કે કાર્યની સિદ્ધિ અર્થે કારણનુ અવલબન કરવુ જોઇએ જેટલા પરમાત્મસ્વરૂપ થયા, તેમણે ભાવના, ધ્યાન, ધર્મક્રિયા રૂપ કારણવિના મુક્તિરૂપ કાર્ય ઉત્પન્ન કર્યું નથી ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યાયાવિના, ઉપરના ગુણસ્થાનકે ચઢાતુ નથી અને કર્મનો ક્ષય થતો નથી ઉપાદાનકારણ અને નિમિત્તકારણ ના જ્ઞાનવિના આત્મહિત થતુ નથી જે લોકો માત્ર ઉપાદાન-કારણને માની, નિમિત્તકારણને ઉથાપે છે, તેઓ જિને શ્વરનો મત જાણતા નથી માટી તેજ ઘટરૂપ થાય છે, પણ દડચક્ર, કુભાર વિગેરે ન હોય, તો એકલી માટી પોતાની મેળે ઘટરૂપ બની શકતી નથી, તેમજ આત્મા એકલા ઉપાદાન કારણથી પરમાત્માસ્વરૂપ બની શકતો નથી દેવગુરુ-આદિ નિમિત્તકારણને અવલબ્યા વિના કોઈની સિદ્ધિ થઈ નથી વળી વિચારો કે કોઇને ઘીનો ખપ છે તો ગાય અગર ભેસ રાખે, અને ચારો ખવરાવે, દોહનક્રિયા

કાઢે, પાછુ તેનુ દહીં થાય, તેને વલોવે, તેનુ માખણ થા
પશ્ચાત્ માખણ તાવવાથી ઘી થાય તેમ પરમાત્મદશાની પ્રા
માટે, આત્મા, સુગુરુનો સમાગમ કરે, જિનવાણી સાભ
તત્વની શ્રદ્ધા કરે, દેવની શ્રદ્ધા કરે, વ્યવહાર તથા નિશ્
ધર્મ સમજી, ધર્મની આરાધના કરે, પરસ્વભાવનો ત્યાગ
આત્મસ્વભાવમા રમણતા કરે, શ્રાવક વા સાધુવ્રતોને યથાશ
અગીકાર કરે એમ પ્રયત્ન કરતા, આત્મા સ્વસ્વરૂપાભિ
થતો જાય અને અતે કર્મનો ક્ષય કરે આ ઉપરથી
થાય છે કે-વ્યવહારનયકથિત **ધર્માનુષ્ઠાન પ્રવૃત્તિ વિ**
માત્ર નિશ્ચયનયથી આત્મકલ્યાણ થતુ નથી આત્મા આત્મા
પોકારે, પણ પોતાના આત્માની શુદ્ધ પ્રવૃત્તિ કરે નહિ, તો
હિત થતુ નથી કેવલીભગવાન્ પણ **વ્યવહારની માન**
**રાખે છે.** કેવલીભગવાન્ દેશના દે છે, તે પણ વ્યવ
છે, અને દેશના શ્રવણ કરવી તે પણ વ્યવહાર છે વ્યવહ
પણ પ્રસગાનુસારતઃ ઘણા ભેદ પડે છે તીર્થંકરભગવાન્
અગીકાર કરે છે, તે પણ વ્યવહાર છે કેવલજ્ઞાન પામ્યા પ
સમવસરણમાથી દેવછદામા વિરાજે છે તે પણ વ્યવહાર
સાધુ, સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકારૂપ તીર્થની સ્થાપના
છે, તે પણ વ્યવહાર છે, **નિશ્ચયથી તીર્થની સ્થાપના**
**નથી** વળી વિચારો કે સાધુ, સાધ્વી તથા શ્રાવક, શ્રાવિ
તીર્થ સ્થાપ્યુ, ત્યારે તે દરેક વર્ગના આચાર પણ જુદા
કેવનજ્ઞાનથી બતાવ્યા, તેમા પણ વ્યવહાર શુદ્ધિદ્વારા આ
પ્રાપ્તિરૂપ નિશ્ચયનય કહ્યો છે નિશ્ચયનય, શુદ્ધ આત્મિક
બતાવે છે પણ તેનો ઉદ્યમ કરીએ તો તેવુ સ્વરૂપ પ્રાપ્ત

**ઉદ્યમરૂપવ્યવહારને માન્યા વિના આગળના નયકથિત આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતી નથી** સાત નયથી ધર્મતત્વનું સ્વરૂપ સમજવું, અને ધર્મતત્વની શ્રદ્ધા કરવી. ચઢતા નય છે તે પાછળના નયના કરતા આત્મશુદ્ધતા વિશેષત બતાવે છે, એવાત ખરી, પણ તે નયથી તે સ્વરૂપ જાણ્યું, એટલે કંઈ આત્મામા તેવા ગુણો એકદમ પ્રકટતા નથી આત્માનું સ્વરૂપ સિદ્ધસમાન જાણ્યું, એટલે શું વાચનાર સિદ્ધસમાન બની જાય ? ના કદી નહિ એ સિદ્ધસ્વરૂપ આત્માનુ છે, પણ તે નયદ્વારા કથિત આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા ઉપાદાનકારણની શુદ્ધતા કરવારૂપ ઉદ્યમ કરવો જોઇએ આ ઠેકાણે સમજવું કે ઉપાદાન કારણની શુદ્ધિ જે જે હેતુદ્વારા થાય છે તે તે હેતુઓ સર્વે વ્યવહારરૂપે જાણવા વ્યવહારનયની મુખ્યતા સિદ્ધ કરવા માટે, શ્રી તીર્થંકર ભગવાન્ કે જે કેવળજ્ઞાની છે, તે પણ શ્રુતજ્ઞાનીના હાથથી લાવેલો આહાર વાપરે છે, માટે વ્યવહારનય બલવાન્ છે **અસાહુસુ સાહુસન્ના**– સાધુનો વેષ અંગીકાર કર્યો છે પણ પાસથ્થો છે વા બ્રાહ્મણ, સંન્યાસી, પાદરી વિગેરે જે સાધુ નથી તેનામા જે સાધુપણાની બુદ્ધિ રાખે તેને મિથ્યાત્વ કહે છે તથા **જીવે અજીવસન્ના, અજીવે જીવસન્ના** જીવમા અજીવબુદ્ધિ તેને મિથ્યાત્વ કહે છે એકેન્દ્રિયથી તે પંચેન્દ્રિય પર્યંત જીવો તથા સિદ્ધના જીવોનું સ્વરૂપ જે જાણતા નથી, તેને જીવમા, અજીવસંજ્ઞારૂપ મિથ્યાત્વ હોય છે ચાર્વાક જડવાદીયો, ક્રીશ્ચીયનો, વિગેરે પૃથ્વીકાય, અપ્કાય, વિગેરે જીવોનું સ્વરૂપ જાણતા નથી, તથા પૃથ્વી, જલ, વનસ્પતિ વિગેરેની અંદર જીવ માનતા નથી, તેથી તે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની જાણવા જે અજીવ વસ્તુ છે, તેમા જીવ

પણાની બુદ્ધિ તે અજીવમા જીવસજ્ઞારૂપ મિથ્યાત્વ જાણવુ પુદ્ગલદ્રવ્યરૂપ પરમાણુઓ અનત છે, તે પરમાણુઓ જડ છે, છતા કોઈ તેને ચૈતન્ય શક્તિવાળા કહે, તો તેને અજીવમા જીવસજ્ઞારૂપ મિથ્યાત્વ લાગે છે મુત્ત અમુત્તસન્ના મૂર્તવસ્તુમા અમૂર્તપણાની બુદ્ધિ, તેને મૂર્તમા અમૂર્તસજ્ઞારૂપ મિથ્યાત્વ કહે છે. જે કોઇ વાયુને મૂર્ત છતા અમૂર્ત માને, તેને આ મિથ્યાત્વ છે જે અમૂર્તવસ્તુ હોય છે, તે કોઇપણ ઇંદ્રિયથી ગ્રહણ કરી શકાતી નથી, વાયુ તો ત્વચા ઇન્દ્રિયથી ગ્રહણ કરી શકાય છે, માટે તે મૂર્ત છે કોઇ શબ્દગુણમાકાશ શબ્દને આકાશનો ગુણ માને છે, તેના મતપ્રમાણે શબ્દ અમૂર્ત ઠરે છે પણ સમજવુ જોઇએ કે-શબ્દ શ્રવણેન્દ્રિયથી ગ્રહણ કરી શકાય છે, માટે તે મૂર્ત છે સ્યાદ્વાદરત્નાવતારિકા, સમ્મતિતર્ક, વિગેરેમા શબ્દ પૌદ્ગલિક મૂર્ત છે, એમ યુક્તિપ્રમાણથી સિદ્ધ કર્યું છે, માટે શબ્દને મૂર્ત માનવો જે નથી માનતા, તેને પૂર્વોક્ત મિથ્યાત્વ લાગે છે ઉષ્ણતાના અને શીતતાના પુદ્ગલો તથા પ્રકાશના તથા અધકારના પુદ્ગલો મૂર્ત છે, અને તેને કોઇ અમૂર્ત માને છે તેને પૂર્વોક્ત મિથ્યાત્વદોષ લાગે છે અધકાર પદાર્થ છે, એમ સમ્મતિતર્ક વિગેરેમા સારી રીતે પ્રમાણથી સિદ્ધ કર્યું છે અધકાર સક્રિય છે, માટે તે મૂર્ત છે આ સ્થાને તેનુ વર્ણન કરતા ગ્રથગૌરવ થઈ જાય માટે વિશેષ વિવેચન કર્યું નથી અમુત્તે મુત્તસન્ના-અમૂર્ત પદાર્થમા મૂર્તપણાની બુદ્ધિ ધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અને જીવ તથા કાલ આ પચ દ્રવ્ય અમૂર્ત છે તેમા મૂર્તપણાની બુદ્ધિથી મિથ્યાત્વ લાગે છે ઠાણાગસૂત્રમા આ દશ પ્રકારનુ મિથ્યાત્વ કહ્યુ છે તે જ્યા સુધી ટળ્યુ નથી

ત્યા સુધી આત્માની અજ્ઞાનદશા જાણવી દશ પ્રકારનુ મિથ્યાત્વ ટળવાથી, સમ્યગ્જ્ઞાન પ્રકટે છે, અને સમ્યગ્જ્ઞાન થવાથી, સ્વયમેવ અહવૃત્તિ ટળતા, આત્મા પોતાના શુદ્ધસ્વરૂપ સન્મુખ વળે છે **અન્તરલક્ષ્યની ઉપેક્ષા કરતાં આત્માભિમુખતાની સિદ્ધિ થતી નથી** અધુના પચમકાળમા શ્રી સર્વજ્ઞતીર્થંકર મહારાજાએ કથન કરેલુ સ્યાદ્વાદદર્શન છેદાય છે સ્યાદ્વાન્દદર્શનનુ જ્ઞાન, સૂક્ષ્મ બુદ્ધિ વિના થઈ શકતુ નથી વિરલા સ યજીવો સ્યાદ્વાદદર્શનને સૂક્ષ્મબુદ્ધિથી જાણે છે ઉપદેશક પણ સૂક્ષ્મ જ્ઞાનના અભાવે, સ્થૂળપદાર્થોનુંજ વર્ણન કરનારા હોય છે, અને શ્રોતાઓ પણ ભૌતિક પદાર્થોમા સ્વાત્મોન્નતિ માનનારા હોય છે, તેથી સૂક્ષ્મતત્ત્વજ્ઞાનને ગુરુગમદ્વારા લેતા નથી, અને આપમતિથી છપાએલા ગ્રન્થો વાચવાથી પરંપરાએ ચાલતો આવેલો અનુભવ, તથા પરપરાએ ચાલતુ આવેલુ ગુરુગમજ્ઞાન છે તેનો નાશ થાય છે અ તરમા ખરેખરી લાગણી થયા વિના અને આત્મશ્રદ્ધા પ્રકટ્યા વિના, સ્વાત્મોન્નતિના શિખરે પહોચાતુ નથી કાળના માહાત્મ્યથી જૈનદર્શનની ઉન્નતિ વિશેષત દેખવામા આવતી નથી ગ્રન્થોએ સ્વપરપ્રકાશક એવુ જ્ઞાન પ્રથમ સપાદન કરવુ જોઈએ સત્ય સ્યાદ્વાદજ્ઞાન પ્રાપ્ત કરવાથી, ભૌતિક પદાર્થોમા મમત્વયોગે થતી અહતાનો નાશ થાય છે, અને અતર્આત્મસ્વરૂપમા જ્ઞાનવડે સ્થિરતા થાય છે, પણ અજ્ઞાનથી તો ઉલટી અસ્થિરતા થાય છે જેટલુ અજ્ઞાન, તેટલી અસ્થિરતા, જે જે અંશે આત્મજ્ઞાન, તે તે અંશે સ્થિરતા જ્ઞાન હોય પણ બાહ્યોપાધિનો સસર્ગ હોય તો મનની ચચળતા ઉદ્ભવે છે, જ્ઞાન થતા બાહ્યોપાધિનો ત્યાગ કરવાથી આત્મામા સ્થિરતા

અનુભવગોચર થાય છે કોઇએ બાહ્યઉપાધિ ત્યાગી, પણ મમતા માન ઘટયુ નહિ, અને સ્વાત્માભિમુખતા થઈ નહિ, તો તેનો બાહ્ય ત્યાગ અપ્રમાણ છે–બાહ્યત્યાગ પણ હિતકારક છે અને અતર્ત્યાગ તો વિશેષત હિતકારક છે બાહ્યાભ્ય તરત્યાગથી ત્યાગી પણ, આત્મસ્થિરતા પ્રકટાવી, સહજાનદનો સ્વાદ ચખાડે છે અને આત્મજ્ઞાનદશા પ્રગટતા, અહવૃત્તિનુ જોર નાશ પામે છે, આત્મા તે આત્મા અને જડ તે જડ, એમ ભેદ જ્ઞાનથી, વિવેકદૃષ્ટિ પ્રકટતા, સર્વવસ્તુનો સાક્ષીભૂત આત્મા લાગે છે

હવે વિષયાદિકમા રાગબુદ્ધિ, અહવૃત્તિયોગે પ્રકટે છે–તે દર્શાવે છે —

## दुहा.

अहवृत्ति त्या सहु घटे, विषयादिक सञ्चार,
क्षयता जोऽहवृत्तिनी, लहिये भवजल पार ॥९७॥
यथाप्रवृत्तिकरणथी, बाह्य शातता होय,
अभवीने पण आवती, नहि ते धर्मी जोय ॥९८॥
चार अनन्ती आवीयु, प्रथम करण निर्धार,
समकित विन ससारमा, पुन' पुनः अवतार. ॥९९॥
विन समकित शु साधना, अन्तर्लक्ष्य न लेश।
अन्तर्लक्ष्य विना कदि, घटे न धर्मी वेश. ॥१००॥

જ્યા અહવૃત્તિ છે, ત્યા વિષયાદિક પ્રવૃત્તિ છે જો અહવૃત્તિનો ક્ષય થાય, તો ભવજલપાર પામીએ કહ્યુ છે કે —

### श्लोक.

पश्चाद्दृष्टिता तत्र, रागादीना समुद्भवः ।
अदृवृत्तेरपाये तु, मुक्तिरेव न संशयः ॥ १ ॥

પરમા અહ ત્વબુદ્ધિથી પોતાના શુદ્ધસ્વરૂપ પ્રતિ વળાતું નથી, અને શુદ્ધસ્વરૂપાભિમુખતા વિના, ખરી શાતતા થતી નથી બાહ્યશાતતા તો યથાપ્રવૃત્તિકરણવાળાને પણ અનતીવાર આવે છે; પણ તેથી સમ્યકૃત્વાદિ ધર્મની પ્રાપ્તિ થતી નથી કહ્યુ છે કે —

### श्लोक

यथाप्रवृत्तित शान्ति-र्बाह्या भवति देहिनाम् ;
सा त्वभव्यैरपि प्राप्ता, तया धर्मो न कश्चन ॥ १ ॥

અનતીવાર યથાપ્રવૃત્તિકરણ પ્રાપ્ત થયુ, પણ સમ્યકૃત્વ વિના સસારમા પુન પુન અવતાર ધારણ કરવા પડે છે વળી હે જીવ ! સમજ કે સમકિત વિના ધર્મસાધના નિષ્ફળ છે અર્થાત્ ધમ સાધના મોક્ષફળ અર્પનાર નથી સમ્યકૃત્વવિના અન્તરાત્મસ્વરૂપનુ લક્ષ્ય થતુ નથી, અને ચિત્તવૃત્તિ બહિરાત્મ ભાવે રમે છે સમ્યકૃત્વ વિના અન્તર્ લક્ષ્ય થતુ નથી, અને અન્તર્ આત્મસ્વરૂપનુ લક્ષ્ય થયા વિના, આત્મધર્મપણુ ઘટતુ નથી અન્તર લક્ષ્ય થયા વિના ધર્મીપણુ ઘટતુ નથી, તે દર્શાવે છે

### दुहा.

**चित्त न लाग्यु लक्ष्यमां, अन्यभावमा चित्त ॥**
**धर्मी नाम धरावतां, कयहु न होय पवित्र ॥१॥**

આત્માની પરમાત્મદશા પ્રાસવ્ય છે, આત્મ લક્ષ્યમા ચિત્ત લાગ્યુ નહીં અને અન્યભાવમા ચિત્ત પરિણમે છે તો ચિત્તવડે આત્મોપયોગતા સેવાતી નથી, અને ચિત્તમા પૌદ્ગલિક વસ્તુઓ સબધી હજારો વિચારો પ્રવેશ કરે છે અને નીકળે છે અનેક વિષયના વ્યાપારમા ચિત્ત ભ્રમણ કર્યા કરતુ હોય ક્ષણવાર પણ સ્થિરતાથી, ચિત્ત આત્મામા લીન થતુ ન હોય, અનન્ય પ્રેમભક્તિભાવે જો મનોદ્વારા આત્માનુ આરાધનપણુ થતુ ન હોય, તો ધર્મી એવુ નામ ધરાવાથી પણ આત્મા પવિત્ર થતો નથી મન સયમદ્વારા આત્મા પવિત્ર થાય છે આસન વાળીને બેસો, આખો મીચો, પણ મન જો દશ દિશાએ જ્યા ત્યા ભટકયા કરે તો આત્માનુ સેવન-ધ્યાન થઈ શકતુ નથી **ચિત્તશુદ્ધિ કર્યા વિના, મનુષ્ય ધર્માધિકારી થઈ શકતો નથી** જેના પેટમા મળ હોય, તેને જુલાબ આપ્યા વિના, પેટ સ્વચ્છ થતુ નથી તેમ હૃદયમાથી રાગ, દ્વેષ, ભય, ક્રોધ, લોભ, ઇર્ષ્યા, વૈર, કદાગ્રહ, કપટાદિક અશુદ્ધિ ગયા વિના, ચિત્તની શુદ્ધિ થતી નથી **ચિત્તશુદ્ધિ વિના ધર્મક્રિયાઓ યથાર્થફળને અર્પતી નથી સરોવરમાથી સેવાળ ખસ્યા વિના, સરોવરમા ચદ્રનુ પ્રતિબિબ દેખાતુ નથી.** દર્પણ ની કાલિમા, રાખ વિના દૂર થતી નથી દર્પણ સ્વચ્છ થયા વિના દર્પણમા કોઈ વસ્તુનુ પ્રતિબિબ પડી શકતુ નથી તેમ ચિત્તની શુદ્ધિ થયા વિના, ચિત્તમા આત્માનુભવ સાક્ષાત્ કાર થતો નથી જેમ ક્ષેત્રની શુદ્ધિ કર્યા વિના, તેમા બરાબર ધાન્ય ઉગી નીકળતુ નથી, તેમ ચિત્તની શુદ્ધિ કર્યા વિના આત્મધર્મમા પ્રવેશ થતો નથી મૃત્તિકાની શુદ્ધિ કર્યા વિના

ઘટ બનતો નથી ધાતુની શુદ્ધિ કર્યા વિના જેમ માત્રા બનતી નથી, તેમ ચિત્તની શુદ્ધિ થયા વિના આત્મધર્મસાધન થઈ શકતુ નથી પ્રથમ મન શુદ્ધિ કરવાની આવશ્યકતા છે જ્ઞાન, વૈરાગ્ય, પ્રભુભક્તિ, ગુરુભક્તિ, આત્મપ્રેમ, સત્સંગમ, સદ્ગુરુ ઉપદેશ, વિગેરેથી મન શુદ્ધિ થાય છે પશ્ચાત્ મન સયમ કરવાથી, ચિત્તની સ્થિરતા થાય છે, અને ચિત્તની સ્થિરતાથી આત્મસ્વભાવમા રમણુતા થાય છે, અને જ્યારે આત્માનેજ એક લક્ષ્ય કરવાથી ચિત્ત અત્યત સ્થિર થઈ જાય છે ત્યારે જ્ઞાનદર્શનચારિત્રગુણ ધારકઆત્માભિમુખતાને આત્મા વીર્યશક્તિથી સાધી શકે છે એમ પ્રતિદિન મનની લીનતા આત્મસ્વરૂપમા થવાથી, આત્મા, કર્મરૂપ પડદો ચીરીને સૂર્યની પેઠે કેવલજ્ઞાન વડે લોકાલોકનો પ્રકાશ કરે છે યમ, નિયમ, આસન, પ્રાણુ યામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિથી આત્મા પરમાત્મતત્ત્વની સિદ્ધિ કરે છે અષ્ટાગયોગમા પણ ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે મલિન જળમા [૧]કતકનુ ચૂર્ણ નાખ્યા વિના તથા ગળ્યાવિના જલ જેમ સ્વચ્છ થતુ નથી, તેમ મન પણ જ્ઞાન વૈરાગ્યરૂપ કતકચૂર્ણ તથા આત્મપ્રેમ વિવેકરૂપ ગરણીથી ગળ્યા વિના શુદ્ધ થતુ નથી, માટે ચિત્ત આત્માના લક્ષ્યમા લાગે તેવા ઉપાયોનુ સેવન કરવુ, તે વિના ધર્મીપણુ શોભતુ નથી. મન સયમ કરીને, આત્મામા રમણ કરવુ તેથી અનુભવ જ્ઞાન થાય છે, અને સમ્યગ્ અનુભવ જ્ઞાનથી આત્માની જાગૃતિ થાય છે, તથા અહવૃત્તિનો ક્ષણુમા નાશ થાય છે સમ્યગ્જ્ઞાન વિના અનુભવજ્ઞાન થતુ નથી, તે દર્શાવે છે

૧ ઔષધિ વિશેષ.

## दुहा ।

सम्यग् अनुभव प्राप्तिथी, अहवृत्तिनो नाश;
सम्यग्ज्ञानी जो मळे, तो तत्त्वे विश्वास. ॥१०२॥

दीर्घ विकट शिवपन्थमां, स्थिर लक्ष्ये जो वृत्ति;
पारिकभक्ति सयोगथी, अल्पकालमां मुक्ति ॥१०३॥

बहिर् वहे नहि वृत्तियो, लक्ष्ये तस विश्राम,
अलखदशा तब जागशे, परमातमपद नाम ॥१०४॥

लगी न ताळी आत्मनी, ग्रह्यो न सद्गुरुसङ्ग,
तपजपकिरिया फोक सहु, भाखे भगवई अंग ॥१०५॥

धर्युं न ध्यान विवेकथी, चेतन तत्त्वस्वरूप,
तब तक भवभ्रमण रहे, मिटे न भवभयधूप ॥१०६॥

સમ્યક્ અનુભવજ્ઞાનની પ્રાપ્તિ થતાં, રાગ દ્વેષમય અહં
વૃત્તિનો નાશ થાય છે. સૂર્યની આગળ જેમ અંધકાર ટકી
શકતો નથી, જેમ સિંહની આગળ હસ્તિવૃન્દ ટકી શકતું નથી,
તેમ સમ્યક્ અનુભવજ્ઞાનની આગળ રાગ દ્વેષમય અહંવૃત્તિ
ટકી શકતી નથી. સમ્યક્ અનુભવજ્ઞાનનું અપૂર્વ માહાત્મ્ય છે.
જેની અપૂર્વ રુચિ છે. સમ્યક્ અનુભવજ્ઞાન આપનાર મળે તે
ર. સમ્યક્ અનુભવજ્ઞાનથી, તત્ત્વનો નિર્ધાર હસ્તામલકવત્ છે.
સમ્યક્ અનુભવજ્ઞાન છે, તે કેવલજ્ઞાનનો લઘુભ્રાતા છે. અનુ
ભવ અને પ્રેમ, રતિ તથા સ્થિરતા સમર્પે છે. અનુભવ
જ્ઞાનનું વર્ણન શબ્દથી કરવું એ સહેલ છે? અનુભવજ્ઞાન
સંબંધે કહી શકાતું નથી, પણ એવા અનુભવી જ નિર્વેદી

दुहा

बाह्योपाधि त्यागीने, ग्रहवो संयमपन्थ,
पञ्चमहाव्रत धारता, थईए महानिर्ग्रन्थ १०७

ભાવાર્થ —સાંસારિક રાગદ્વેષોત્પાદક બાહ્યોપાધિનો ત્યાગ કરી, સંયમમાર્ગ ગ્રહણ કરવો યોગ્ય છે પંચમહાવ્રતને દ્રવ્ય ભાવથી ધારતા, ઉત્તમ નિર્ગ્રન્થ થઈએ, અને તેથી ભવાંત થાય બાહ્યોપાધિત્યાગ, એ શબ્દથી વ્યવહારચારિત્રમાં કુટુંબાદિકનો ત્યાગ મુખ્યતાએ ગ્રહણ કર્યો છે, અને બાહ્યોપાધિ ત્યાગતાં મોહ માયાદિક અંતરઉપાધિ પણ નાશ પામે છે બાહ્યોપાધિના ત્યાગની સાથેજ અંતરઉપાધિનો ત્યાગ એકદમ થઈ શકતો નથી અંતરઉપાધિ નાશાર્થે બાહ્યોપાધિનો ત્યાગ કરવો શાસ્ત્રમાં કહ્યો છે અંતરઉપાધિનો નાશ બાહ્યોપાધિ ત્યાગવિના થઈ શકતો નથી–એ રાજમાર્ગ છે તીર્થંકરો, અનંત થયા, તેઓએ બાહ્યોપાધિનો ત્યાગ પ્રથમ કર્યો તથા અનંતતીર્થંકરો ભાવી કાલે થશે, તે પણ ગૃહસ્થાવાસરૂપ બાહ્યોપાધિનો ત્યાગ કરી અંતરઉપાધિનો નાશ કરી મુક્તિપદ પ્રાપ્ત કરશે બાહ્યોપાધિના ત્યાગથી વ્યવહારચારિત્ર કહેવાય છે શ્રાવકઅવસ્થા કરતાં સૂત્રાનુસારે જોતાં, સાધુઅવસ્થા મોટી છે તે દર્શાવે છે

दुहा

सर्षव सुरगिरि जेवडो, श्रावक यतिमां फेर,
फरो न निन्दा साधुनी, करता भव अन्धेर १०८

गणिया छे परमेष्ठिमा, पञ्चमपद मुनिराय;
परमेश्वर मुनिराजने, नमता शिवसुख थाय. १०९

लक्ष्य ग्रही शुद्धात्मनु, साधे तत्त्वोपाय,
नमो नमो मुनिवर प्रभु, जन्मजरादु ख जाय ११०

श्रावक बाह्योपाधिमां, वर्ते छे निशदिन;
विरति छे तस देशथी, प्राय परमां लीन १११

धर्मधुर धर साधु छे, सम्प्रति पञ्चमकाल,
नमो नमो मुनिवर सदा, होवे मङ्गलमाल ११२

कया सरसवनो दाणो अने कया मेरु पर्वत ? एटलु श्रावक अने साधुनी दशामा अ तर छे श्रावक ज्यारे गृहस्थावासमा स्त्रीपुत्रादिकमा ब धाय छे त्यारे मुनिराजे स्त्रीपुत्रादिकनो त्याग कर्यो छे श्रावक प चमहाव्रतथी दूर छे अने मुनिराज प चमहाव्रत पाळे छे श्रावक घरमा ब धायो छे, त्यारे मुनिराज गृहनो त्याग करी अनगार थया छे श्रावक व्यापार विगेरेनी उपाधिमा पडी रागद्वेषथी चित्तअस्थिरता प्राप्त करे छे, अने मुनिराज व्यापार विगेरेनी खटपटो त्यागवाथी, राग अने द्वेषना कारणोथी दूर रही, निर्मळचित्तथी विचरे छे श्रावक, स्त्री साथे मैथुन करे छे, त्यारे मुनिराज, द्रव्य तथा भावथी मैथुननो त्याग करी विष्ठानी पेठे तेना साम्रु पण जोता नथी श्रावकने गृहस्थावासमा आहार विगेरेने पकाववाना आरभ करवा पडे छे, त्यारे मुनिराजने तेमानु कशु होतु नथी ज्यांथी निर्दोष आहार मळ्यो त्यांथी

લઈ લે છે જ્ઞાનદર્શનચારિત્રથી આત્મગુણને સાધે, તેને સાધુ કહે છે સાધુમુનિરાજ ચોરાશી ઉપમાથી વિરાજમાન હોય છે તેમા પ્રથમ સાત ઉપમા સર્પની આપે છે

૧—જેમ સર્પ પોતે બિલાદિક ઘર કરે નહિ, અને ઉંદર વિગેરેનુ કરેલુ બિલાદિક હોય તેમા રહે છે, તેમ સાધુ પોતે ઘર કરે નહીં, કરાવે નહિ, કરતાને અનુમોદે નહિ પણ ગૃહસ્થે પોતાને માટે કરાવેલુ ઘર હોય તે નિર્દોષ જાણી આજ્ઞા લેઈ, તેમા રહે

૨—જેમ અગધનજાતિનો સર્પ વિષ વમીને પાછુ લેતો નથી, તેમ મુનિરાજે શબ્દાદિક પચેન્દ્રિયવિષયભોગ ત્યાગ્યા, તે પાછા ગ્રહણ કરે નહીં

૩—જેમ સર્પ બીલમા સીધો પ્રવેશ કરે, તેમ મુનિરાજ મોક્ષમાર્ગમા સીધા પ્રવર્તે

૪—જેમ સર્પ બીલમા પ્રવેશ કરતા, આઘોપાછો થાય નહિ તેમ મુનિરાજ અનાસક્તિએ આહારને સ્વાદે, એક દાઢમાથી બીજી દાઢમા ફેરવે નહિ

૫—જેમ સર્પ કાચલી ઉતારીને મૂકે, તે પાછી ગ્રહણ કરે નહિ તેમ મુનિરાજ પુત્ર, કલત્રાદિક કુટુબરૂપ કાચની ત્યાગીને, પશ્ચાત્ સરાગદૃષ્ટિથી તેને ગ્રહણ કરે નહિ

૬—જેમ સર્પ કાગદિકથી, ડરતો નથી, એક દૃષ્ટિથી ચાલે છે તેમ મુનિવર્ય ઉપસર્ગથી ડરે નહિ અને ઈર્યાસમિતિથી ચાલે છે

૭—જેમ સર્પ, મયૂર વિગેરે પ ખીથી ડરતા રહે છે, તેમ મુનિવર્ય દર્શનભ્રષ્ટ મનુષ્યોથી ડરતા રહે છે, તથા સ્ત્રીથી ડરતા રહે છે

હવે અગ્નિની સાત ઉપમા મુનિને આપે છે

૧—જેમ અગ્નિ ઇન્ધનથી તૃપ્તિ પામે નહીં, તેમ મુનિરાજ જ્ઞાનધ્યાનથી તૃપ્તિ પામે નહિ, સદાકાળ જ્ઞાનધ્યાનનુ સેવન કરે અભિનવજ્ઞાન સ પાદન કરવા પ્રયત્ન કરે, પણ જ્ઞાનાભ્યાસ કરતા થાકે નહીં

૨—જેમ અગ્નિ તેજથી તેજવ ત હોય, તેમ મુનિરાજ તપ શ્ચર્યાદિકથી તેજવ ત હોય, તેજોલેશ્યા, પુલાકઆદિલબ્ધિથી ઉદ્યોત કરનારા હોય

૩—જેમ અગ્નિ લીલી સુકી સર્વ કાષ્ઠાદિક વસ્તુને બાળી નાખે છે, તેમ મુનિરાજ ધ્યાનરૂપ અગ્નિથી સર્વ નિકાચિતઆદિ કર્મકાષ્ઠને બાળી ભસ્મ કરે છે

૪—જેમ અગ્નિ અ ધકાર દૂર કરીને પ્રકાશ કરે છે, તેમ મુનિરાજ મિથ્યાત્વાદિક દૂર કરીને સમ્યક્ત્વરૂપ પ્રકાશ કરે છે

૫—જેમ અગ્નિ સુવર્ણ વિગેરે ધાતુને લાગેલો મેલ-કાટ દૂર કરે છે, તેમ મુનિવર્ય, મિથ્યાત્વ મોહાદિક મેલ-કચરાને દૂર કરે છે

૬—જેમ અગ્નિ, સુવર્ણ વિગેરે સ્વચ્છ કરે છે, તેમ મુનિવર્ય પોતાના આત્માને સ્થિરતા, સમતા, ઉપયોગથી શુદ્ધ કરે છે

૭—જેમ અગ્નિ ઇંટ, વાસણ વિગેરે કાચી વસ્તુને પાકી કરે છે,

તેમ મુનિરાજ સમ્યગ્જ્ઞાનદર્શનચારિત્રથી શિષ્યાદિક ભવ્ય
જીવોને મોક્ષમાર્ગમા મૂકી, તેમનુ બહિરાત્મપણું ટાળી
અન્તરાત્મા કરે છે

મુનિવર્યને સાત ઉપમા પર્વતની આપે છે

૧—જેમ પર્વત અનેક ઔષધિઓથી શોભાયમાન હોય છે
તેમ મુનિરાજ, જ્ઞાનદર્શનચારિત્રથી તથા અનેક પ્રકાર
ચમત્કારિક લબ્ધિયોથી શોભાયમાન હોય છે

૨—જેમ પર્વત પવનાદિકથી ચલાયમાન થતો નથી, તે
મુનિવર્ય ઉપસર્ગથી ચલાયમાન થાય નહિ, પરભાવદશા
સ્વભાવદશાનો ત્યાગ કરે નહિ સદાકાળ આત્મસ્વરૂપમ
સ્થિર રહે

૩—જેમ પર્વતના આધારે પખી પ્રમુખ બહુ જીવો શાત
પામે છે, તેમ મુનિવર્યના આધારે શિષ્ય, સાધુ, સાધ્વ
શ્રાવક, શ્રાવિકાઓ પણ તેમના વચનામૃતનુ પાન ક
શાતા પામે છે

૪—જેમ નદીના ઝરણા વિગેરેથી પર્વત શોભાયમાન હોય
તેમ ક્ષમાશ્રમણ સપ્તભગી, સાત નય, વિગેરેના ઉપદેશ
નદીના ઝરણથી શોભાયમાન હોય છે

૫—જેમ પર્વત, ઊંચપણે ઊંચો હોય છે, તેમ ભિક્ષુક જ્ઞા
દર્શનચારિત્રભાવનાથી ઉચ્ચ હોય છે

૬—જેમ પર્વત, નિર્મલ સ્ફટિકરત્નાદિકથી શોભાયમાન હે

છે, તેમ સાધુ, ઉપશમ, ક્ષયોપશમ, તથા ક્ષાયિકભાવથી શોભાયમાન હોય છે

૭—જેમ પર્વત દેવતાદિકને ક્રીડા કરવાનુ સ્થાન હોય છે, તેમ મુનિવર્ય વિનેયશિષ્યાદિક ભવ્યજીવોને જ્ઞાનક્રીડા કરવાના સ્થાનભૂત હોય છે

મુનિરાજને સાત ઉપમા સમુદ્રની આપે છે

૧—જેમ સમુદ્ર અતિ ગભીર હોય, તેમ મુનિરાજ અતિ ગભીર હોય કોઈનો દોષ પ્રકાશે નહિ

૨—જેમ સમુદ્રરત્નાકર હોય, તેમ મુનિવર્ય જ્ઞાનદર્શનચારિત્ર રત્નના આકર હોય છે

૩—જેમ સમુદ્ર મર્યાદા લોપે નહિ, તેમ મુનિવર્ય તીર્થંકરની આજ્ઞારૂપ મર્યાદા લોપે નહિ

૪—જેમ સમુદ્ર, ચારે તરફથી નદીઓ પોતાનામા આવે છે, તેથી જરા માત્ર ઉછળતો નથી, તેમ મુનિવર્ય, તીર્થંકરની વાણી શ્રવણ કરે, શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરે, ચાર પ્રકારના અનુયોગનુ જ્ઞાન કરે, પણ કિંચિત્ માત્ર અહંકાર કરે નહિ

૫—જેમ સમુદ્ર જલવડે ઉછળે નહિ, તેમ મુનિવર્ય ક્રોધાદિકથી ઉછળે નહિ, ક્રોધાદિક થતા તેનો ઉપશમ કરે

૬—જેમ સમુદ્ર કલ્લોલતરંગે સહિત હોય, તેમ મુનિવર્ય, સ્વપરજ્ઞાનકલ્લોલતરંગે સહિત હોય

૭—જેમ સમુદ્ર જલથી શીતલ હોય, તેમ મુનિવર્ય ક્ષમા જલથી શીતલ હોય

સાત ઉપમા આકાશની મુનિરાજને આપે છે

૧—જેમ આકાશ નિર્મળ ઉજ્વલ હોય છે, તેમ મુનિવ આત્મા નિર્મળ ઉજ્વલ હોય છે

૨—જેમ આકાશ આલબન રહિત હોય છે, અર્થાત્ પ આધાર રહિત હોય છે, તેમ મુનિવર્ય, ગૃહસ્થાદિ આધાર રહિત હોય છે ગૃહસ્થના તાબામા મુનિરાજ નહિ, ગૃહસ્થની નિશ્રાએ વર્તે નહિ

૩—જેમ આકાશ પચ્ચ દ્રવ્યનું ભાજન હોય છે, તેમ મુનિ પચ્ચ મહાવ્રતના ભાજન હોય છે

૪—જેમ આકાશ સૂર્યના આતાપથી સૂકાય નહીં, તેમ મુનિ પરિસહ ઉપસર્ગ ઉત્પન્ન થયે છતે જ્ઞાન અને વૈરાગ્યગુ સૂકાય નહીં

૫—જેમ આકાશ વર્ષાથી ભીંજાય નહિ, તેમ મુનિવર્ય પોત ગુણ-સ્તુતિ શ્રવણ કરીને હર્ષથી ભીંજાય નહિ

૬—જેમ આકાશ અરૂપી છે, તેમ મુનિવર્ય નિશ્ચયથી આત અરૂપી જાણ

૭—જેમ આકાશ અનત છે, તેમ મુનિવર્ય જ્ઞાનાદિક ગુ અનત છે

સાત ઉપમા વૃક્ષની મુનિરાજને આપે છે

૧—જેમ વૃક્ષ શીત ઉષ્ણ સહે છે, તેમ મુનિવર્ય [illegible] પરિસહ સહન કરે છે

૨—જેમ વૃક્ષ પુષ્પ ફલાદિક આપે છે, તેમ મુનિવર્ય [illegible] ચારિત્રરૂપ પુષ્પ ફલાદિક આપે છે

૩—જેમ વૃક્ષના આશ્રયથી પક્ષીઆદિ ઘણા જીવ [illegible] પામે છે, તેમ મુનિવર્યથી પૃથ્વીકાયાદિક જીવો [illegible] પામે છે

૪—જેમ વૃક્ષને કોઇ છેદે–ભેદે તો તે કોઇની [illegible] તેમ મુનિરાજની કોઇ હેલના કરે, નિન્દા [illegible] કરે તો પણ મુનિરાજ કોઇની આગળ [illegible]

૫—જેમ વૃક્ષને કોઈ ચન્દનાદિક સુગંધી [illegible] તો વૃક્ષ હર્ષાયમાન થાય નહીં, તેમ [illegible] ગુણસ્તુતિરૂપ ચન્દનાદિકનો લેપ [illegible] થાય નહિ

૬—જેમ વૃક્ષ જલસિંચનરૂપ સેવાથી, [illegible] છે, તેમ મુનિરાજ પણ [illegible] માન, ગુણસ્તવનાદિક સેવા [illegible] વિજ્ઞાન, પ્રત્યાખ્યાન, યાવત્ [illegible] આપે છે

૭—જેમ વૃક્ષ વેલાએ કરી [illegible] હોય છે [illegible] મુનિવર્ય સાધુ, સાધ્વી, [illegible] સંઘથી વીંટાએલ હોય છે

સાત ઉપમા ભ્રમરાની મુનિરાજને આપે છે

૧—જેમ ભ્રમર બગીચામા પુષ્પાદિકમાથી સુગ ધ રસ ગ્રહણ કરે છે, પણ પુષ્પને કીલામણા ઉપજાવતો નથી, ને પોતાના આત્માને સન્તોષે છે, તેમ ભ્રમરસમાન મુનિવર્ય તે બાગ સમાન ગ્રામ, નગરાદિકમા, વૃક્ષ સમાન જે ઘર, અને પુષ્પ સમાન ગૃહસ્થ દાતારની પાસે જઈ, સુગ ધ સમાન અશનાદિક ગ્રહણ કરે છે પણ **પુષ્પ સમાન ગૃહસ્થ દાતારને કોઈજાતની કીલામણા ઉપજાવે નહિ** અને આત્માને સ તોષે છે

૨—જેમ ભ્રમર સુગ ધ લેવાને માટે, પુષ્પ ઉપર બેસે છે પણ પુષ્પની સાથે પ્રેમસ્નેહની પ્રતિબદ્ધતાને કરતો નથી, તેમ મુનિવર્ય આહારાદિક અર્થે ગૃહસ્થના ઘેર જાય છે, પણ તે ગૃહસ્થોની સાથે પ્રેમસ્નેહાદિક કોઈપણ જાતિના પ્રતિ બદ્ધમા લપટાતા નથી

૩—જેમ ભ્રમર પુષ્પોના ઉપર ઝ કાર ગુ જારવ શબ્દ કરે છે, તેમ મુનિવર્ય ગ્રામાનુગ્રામ વિહાર કરી, જીવોને ભવ્ય મધુર ધ્વનિથી સમકિતપૂર્વક સાધુ અને શ્રાવકધર્મસ બ ધી દેશના દે છે, તેજ મુનિરાજનો ઝ કાર-ગુ જારવ શબ્દ જાણવો

૪—જેમ ભ્રમર અશનાદિકનો સ ગ્રહ કરે નહિ, તેમ મુનિરાજ અશનવસનાદિકનો સ ગ્રહ કરે નહીં, અર્થાત્ **મર્યાદા ઉપરાત અધિક રાખે નહિ**

૫—જેમ ભ્રમર સુગ ધને અર્થે પુષ્પ ઉપર બોલાવ્યા વિના જાય છે, તેમ મુનિવર્ય ગોચરી જાય છે

૬—જેમ માલાકારે બનાવેલી પુષ્પવાટિકામા ભ્રમર સુગધ લેવા જાય છે, તેમ મુનિરાજ ગૃહસ્થોએ પોતાને માટે બનાવેલા આહાર લેવા માટે જાય છે

૭—જેમ ભ્રમર, કેતકી માલતી કેવડાદિક ઉપર વારવાર જાય છે, તેમ મુનિરાજ ગ્રામ, નગરાદિકમા ધર્મરાગવત ભવ્ય જીવો જ્યા હોય છે ત્યા વારવાર જાય છે જ્યા ધર્મરાગી મનુષ્યો વિશેષ હોય, અને ગુરુપ્રત્યે શ્રદ્ધાળુ જીવો હોય ત્યા મુનિરાજ વિશેષત વિચરે છે અને તેમના પર ઉપકાર કરે છ

સાત ઉપમા પૃથ્વીની મુનિરાજને આપે છે

૧—જેમ પૃથ્વી છે તે અગ્નિ, વાયુ, વનસ્પતિ, મનુષ્ય, તિર્યંચ, દેવાદિકકૃત્ય, લડાઈ, વહન, પચન, શોષણ વિગેરેને સહન કરે છે અને વિષ્ટાદિકને પણ સહન કરે છે, તેમ મુનીશ્વર બાવીશ પરિસહને સહન કરે છે

૨—જેમ પૃથ્વી, ધન-ધાન્યાદિક સહિત હોય છે, તેમ મુની શ્વર જ્ઞાનદર્શનચારિત્રાદિક ઋદ્ધિસહિત હોય છે

૩—જેમ પૃથ્વી, અનેક પ્રકારની શાલિપ્રમુખ ધાન્યાદિકની ઉત્પત્તિ કરે છે, તેમ મુનિવર્ય પોતાની આત્મભૂમિમા અનેક પ્રકારની જ્ઞાનદર્શનચારિત્રની વિશુદ્ધતારૂપ ગુણોની ઉત્પત્તિ કરે છે અથવા મુનિરાજ હિતોપદેશ દઈને, જીવોની હૃદયભૂમિમા ન્યાયસમ્પન્નવૈભવાદિક માર્ગાનુસારીના ગુણ, તથા સમકિતપૂર્વક દેશવિરતિ, સર્વવિરતિ, પ્રમુખ આત્મ ગુણોની ઉત્પત્તિ કરે છે

૪—જેમ પૃથ્વી શીતઉષ્ણ સ્પર્શ સહે છે, તેમ મુનિવર્ય શીતોષ્ણસ્પર્શ સહન કરે છે

૫—જેમ પૃથ્વી, છેદાતી ભેદાતી કોઈ આગળ કહે નહિ તેમ મુનિરાજને કોઇ ઉપદ્રવ કરે, ઉપસર્ગ કરે, નિંદાહેલના કરે, તોપણ મુનિરાજ કોઈને કહે નહિ

૬—જેમ પૃથ્વી, કાદવ કચરાને સુકાવે છે, તેમ મુનિ, કામ ભોગરૂપ કાદવ કચરાને સૂકાવે છે

૭—જેમ પૃથ્વી, વૃક્ષાદિકને આધારભૂત હોય છે, તેમ મુનિ વર્ય, આત્માર્થિજીવોને આધારભૂત હોય છે

સાત ઉપમા કમલની મુનિરાજને આપે છે

૧—જેમ કમલ કાદવમાહિ ઉપજે છે અને જલમા વૃદ્ધિ પામે છે અને કાદવ જલ બેને મૂકી ઉપર વર્તે છે, એટલે તેથી ઊચુ રહે છે, તેમ મુનિવર્ય, કર્મરૂપ કાદવમા ઉપજે છે, અને ભોગરૂપ જલમા વૃદ્ધિ પામે છે, અને તે કર્મભોગ બેને મૂકી, ઉપર વર્તે છે, એટલે તે બન્નેને છોડી ન્યારા વર્તે છે

૨—જેમ કમલ, પોતાની વેલોને પોતાની સુગધીથી વાસિત કરે છે, તેમ મુનિરાજ, [1]તપિશ્રદ્ધાવિરતિસ્વરૂપ પોતાની વેલોને, જ્ઞાનાદિક સુગધીથી વાસિત કરે છે

૩—જેમ કમલ, ચદ્રથી તથા સૂર્યોદયથી વિકસ્વર થાય છે, તેમ મુનિરાજ, આચાર્ય, ઉપાધ્યાય, બહુશ્રુત, ગુર્વાદિકના આગમનથી તથા તેમને દેખવાથી વિકસ્વર થાય છે આનદ પામે છે, અથવા લઘુકર્મી શ્રોતાદિક ભવ્ય જીવને દેખીને પણ આનદ પામે છે

---

૧ જ્ઞાન

૪—જેમ કમલ પોતાની સુગંધથી સુગંધિત હોય છે, તેમ મુનિરાજ સ્વસ્વભાવરમણાદિક ગુણોથી સુગંધિત રહે છે

૫—જેમ કમલ પોતાની કાન્તિથી દેદીપ્યમાન હોય છે, તેમ મુનિરાજ, જ્ઞાનધ્યાનરૂપ કાન્તિથી દેદીપ્યમાન હોય છે

૬—જેમ કમલ નિર્મલ-ઉજ્વલ હોય છે, તેમ મુનિરાજ ધર્મ ધ્યાનવડે તથા શુક્લધ્યાનવડે નિર્મળ-ઉજ્વલ હોય છે

૭—જેમ કમલ સદા ચંદ્ર તથા સૂર્યના સન્મુખ રહે છે, તેમ મુનિરાજ આચાર્ય ઉપાધ્યાય સન્મુખ રહે છે

શ્રી મુનીશ્વર મહારાજ રત્નત્રયીના સદાકાળ આરાધક હોવાથી તેઓ મોક્ષમાર્ગના પ્રથમપદે અધિકારી છે, અને તેમને પંચપરમેષ્ઠીમા ગણ્યા છે નમો લોએ સવ્વસાહૂણં લોકોની અંદર રહેલા જિનાજ્ઞાધારક પંચ મહાવ્રતધારી સર્વ મુનીશ્વરોને નમસ્કાર થાઓ, એમ પરમેશ્વરે ઇશ્વરરૂપે સાધુ વર્ણવ્યા છે એવા પરમેશ્વરરૂપ મુનિરાજની અધ્યાત્મદશાનું વર્ણન કરે છે શુદ્ધ આત્મસ્વરૂપનું પ્રથમ [illegible] કરી, પશ્ચાત્ તેનુ લક્ષ્ય કરી, મુનિરાજ, તત્ત્વસ્વરૂપ જે આત્મા, તેની પરમાત્મદશા થવાના ઉપાયો સાધે છે એવા મુનિપ્રભુને નમસ્કાર કરતા, જન્મજરામરણના દુઃખ નાશ પામે છે, શ્રાવક અને મુનિરાજની આત્મદશામા આકાશ અને પાતાળ જેટલો ફેર છે શ્રાવક, બાહ્યસંસારની ઉપાધિમા નિશદિન વર્તે છે, એટલે શ્રાવકને ગૃહસ્થાવાસમા ખાવા પીવાના આરંભની ઉપાધિ સદાકાળ લાગી રહેલી છે પૃથ્વીકાયનો આરંભ કરી, અસંખ્ય પૃથ્વીકાયના જીવોનો નાશ કરતો વર્તે છે, પ

માટે પાણી, સ્નાન કરવાને માટે પાણી, વસ્ત્ર ધોવા માટે પાણી, કુટુંબને પીવા માટે પાણી, એમ દરરોજ અપ્કાયના અસંખ્ય જીવોનો નાશ કરે છે શ્રાવક જલ ગળીને વાપરે છે, તેથી ત્રસજીવોની રક્ષા થાય છે, પણ તેથી અપ્કાયના જીવોની દયા રક્ષા થઈ શકતી નથી વળી ગૃહસ્થાવાસમા શ્રાવક અગ્નિકાયના તથા વાયુકાયના જીવોનો નાશ ઉપાધિયોગે કરે છે, તથા વનસ્પતિના જીવોનો નાશ પણ શ્રાવક કરે છે વનસ્પતિના બે ભેદ છ એક સાધારણ અને બીજી પ્રત્યેક તેમા એકશરીરમા અનતજીવો હોય છે, તેને સાધારણ કહે છે જેમ કે, આદુ, મૂળા, ગાજરીયા, શકરીયા, બટાટા, સૂરણ, રતાળુ, પિંડાળુ, કદમૂળ વિગેરે સાધારણ વનસ્પતિમા અનત જીવો હોવાથી શ્રી વીરપ્રભુએ તેને અભક્ષ્ય ગણ્યા છે જેને એક શરીરમા એક જીવ હોય છે, તેને પ્રત્યેક વનસ્પતિ કહે છે આબા, લીંબડા, રાયણ, વિગેરે, પ્રત્યેકવનસ્પતિના પણ ઘણા ભેદ છે તેની શ્રાવક હિંસા કરે છે, એમ સ્થૂલ પચ સ્થાવર જીવોના નાશથી, શ્રાવક વિરમ્યો નથી તેમ ત્રસ જીવોની પણ હિંસા શ્રાવક કરે છે માટે શ્રાવકને તો ઓછામા ઓછી સવાવસાની દયા શાસ્ત્રકારે કહી છે તેમ હિંસા, જૂઠ, ચોરી, મૈથુનથી પણ શ્રાવક સર્વથા વિરામ પામ્યો નથી પચેદ્રિયના વિષયભોગથી પણ શ્રાવક વિરામ પામ્યો નથી આશ્રવના કારણોથી શ્રાવક દેશથકી વિરામ પામ્યો છે, પણ સર્વથકી વિરામ પામ્યો નથી ઘણુ કરી શ્રાવક પુદ્ગલ-વસ્તુઓમા લીન રહે છે શ્રાવકને અનેક પ્રકારના વ્યાપારની ઉપાધિ કરવી પડે છે અનેક પ્રકારના વ્યાપારના-હિંસક સાધનો શ્રાવકને સેવવા પડે

છે ગૃહસ્થાવાસમા સ્ત્રી, પુત્ર, ભાઈ, બેન વિગેરેના [illegible] પ્રભુભજન તથા જ્ઞાનધ્યાન કરવાનો સમય પણ મળતો નથી સંસારમા ધર્મસાધનના કારણો વિશેષત નથી જ્ઞાનનુ ફળ વિરતિ । જ્ઞાનનુ ફળ વિરતિ છે અલ્પવિરતિપણુ શ્રાવક ધારણ કરી શકે છે સંસારનો ત્યાગ કર્યાવિના સર્વથકી વિરતિ પણ પ્રાપ્ત થતુ નથી તે માટે ચોવીશ તીર્થંકર ભગવાને ગૃહસ્થાવાસનો ત્યાગ કરી, સાધુપણુ અંગીકાર કર્યુ છે ગૃહસ્થાવાસમા છીંડી માર્ગે કદાપિ કોઈને કેવલજ્ઞાન થયુ સાભળીએ છીએ, પણ તે છીંડીમાર્ગ ગ્રહણ કરવાનો નથી. સાધુપદ ગ્રહણ કરવાથી કર્મક્ષય થાય છે આ રાજમાર્ગનુ સેવન કરવુ જોઈએ સાધુ થવારૂપ વ્યવહારમાર્ગને દૂર મન કલ્પનાએ શ્રાવકપણુ અંગીકાર કરી, વર્તન માનવો નહિ. જેના મનમા સાધુ થવાની ભાવના નથી, તે શ્રાવક નથી, ગૃહસ્થાવાસમા વસતા ભરત, મરુદેવી માતા પ્રમુખને કેવલજ્ઞાન થયુ, એમ વાચી ગૃહસ્થાવાસના [illegible] વિચાર કરવો જોઈએ નહિ, વા એવો ઉપદેશ પણ આપવો યોગ્ય નથી તે સંબંધી મહાજ્ઞાની ધર્મધુરંધર ઉપાધ્યાય શ્રી યશોવિજયજી કહે છે કે —

चरित भणी बहुलोकमांजी, भरतादिकनां जेह;
लोपे शुभ व्यवहारनेजी, बोधि हणे निज तेह. सौ०
बहुदल दीसे जीवनांजी, व्यवहारे शिवयोग;
छींडी ताके पाधरोजी, छोडी पन्थ अयोग सौ०

ઘણા મનુષ્યો લોકમા ભરત, મરુદેવા, પ્રમુખના

કહીને, જે સાધુ થવારૂપ તથા અન્ય જે શુભ વ્યવહાર તેને લોપે છે, તે સમકિતનો નાશ કરે છે એકાન્તવાદી એમ કહે કે " ભરત, મરુદેવી માતા વિગેરેએ સાધુપદ ક્યા અંગીકાર કર્યું હતુ ? કેવળ આત્મશુદ્ધિથીજ કેવલજ્ઞાન પામ્યા, તો અત્ર હારવું શું કારણ છે " " સાધુ થવાની કઈ જરૂર નથી આત્મશુદ્ધ સ્વભાવમા રમણુતા કરીશુ, એટલે મુક્તિ થશે. " એમ કહેનારા વ્યવહારમાર્ગનો નાશ કરે છે કારણ કે ઘણા દળ અર્થાત્ અનેક મનુષ્યોને વ્યવહારથી મોક્ષ યોગ્ય દિસે છે; પણ સાધુ થવા આદિનો વ્યવહાર તે રાજમાર્ગ છે એ પાધરો માર્ગ છંડીને, જે ઠીંડીનો એટલે ગલીકુચીનો માર્ગ શોધે છે, તે જીવો અયોગ્ય જાણુવા. ગૃહસ્થશ્રાવકપદ કરતા સાધુપદ મોટુ છે, માટે વ્યવહારને મૂકી, નિશ્ચયનય એકાતે અંગીકાર કરી, જે જીવો સાધુમાર્ગનો નિષેધ કરે છે, વા સાધુ થયા વિના શ્રાવકઅવસ્થાથી એકાતે મુક્તિની ઇચ્છા રાખે છે, તેઓ અયોગ્ય જાણુવા શ્રી ઓઘનિર્યુક્તિમા કહ્યું છે કે —

ગાથા

निच्छयमवलबता, णिच्छयओ णिच्छय अयाणता ।
णासति चरणकरण, बाहिरकरणालसा ॥ १ ॥

વળી શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી કહે છે કે —

तुरग चढी जेम पामीएजी, वेगे पुरनो पन्थ,
मार्ग तेम शिवनो लहजी, व्यवहारे निर्ग्रन्थ सौ०

ઘોડા ઉપર ચઢીને જેમ વેગે [1]પુર પામીએ, તેમ વ્યવ-

[1] નગર-ગામ

જૈન વીતરાગ શાસનના પ્રવર્તક સાધુ છે આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર વિગેરે પણ સાધુપદમા સમાય છે, શ્રાવક ભક્ત કહેવાય છે, અને ભક્તોનો ઉદ્ધાર તો સ્વામીની આજ્ઞા માનવાથી થાય છે ગુરુરૂપ સાધુમહારાજે **બાહ્ય અને અભ્યતર એ બે પ્રકારની ગ્રથિનો ત્યાગ કર્યો છે, માટે તે નિર્ગ્રથ કહેવાય છે, એવા નિર્ગ્રથને પુન પુન નમસ્કાર થાઓ** નરપતિ, ચક્રવર્ત્તી અને સુરપતિ પણ, જેમના ચરણકમલ સેવે છે, એવા નિર્ગ્રથને નમસ્કાર કરવાથી ચારિત્રમોહનીયનો નાશ થાય છે, અને આત્મા ચારિત્રસન્મુખતા ને ભજે છે જેણે સમકિતદાન આપ્યુ છે, એવા સાધુરૂપ સદ્ગુરુ પાર્શ્વમણિસમાન છે જેમ પાર્શ્વમણિનો સયોગ થતા, લોહ સુવર્ણતાને પામે છે, તેમ સદ્ગુરુ મુનિરાજની સગતિથી, જીવરૂપ લોહ તે પરમાત્મરૂપ સુવર્ણતાને પામે છે સર્વઉપકારી શિરોમણિ સદ્ગુરુ મુનિરાજ છે અન્નદાન, વસ્ત્રદાન, પ્રાણદાન, અનુકપાદાન, ઉચિતદાન, સુપાત્રદાનાદિ **સર્વ દાનોમા સમકિતનુ દાન તે મોટામા મોટુ છે** એવા સમકિતદાનદાતાર તથા ચારિત્રદાનદાતાર નિર્ગ્રથને પુન પુન નમસ્કાર થાઓ ધર્મદાન દાતાર સદ્ગુરુનુ જેટલુ વર્ણન કરીએ તેટલુ ઓછુ છે સદ્ગુરુનો વિનય કેવી રીતે કરવો? તે સબધી વિશેષ વર્ણન અસ્મદીયકૃત **અનુભવપચ્ચીશી** નામના ગ્રથમાથી જોઈ લેવુ

**समकितदाता सेवता, नमता पाप पणाश;**
**विनयभक्ति आराधतां, मुक्तिपुरीमा वास** १९५

शाश्वतपन्थ न ओळखे, विनयभक्तिथी हीन,
गुर्वाज्ञा विन प्राणिया, भमता दु:खिया दीन ११६
गुर्वाज्ञाए धर्म छे, गुर्वाज्ञाए ध्यान,
नगुरा जनतु फोक छे, तप जप किरिया दान. ११७
ग्वप जो शिवपुर मार्गनो, तो शिक्षा तव भव्य,
गुर्वाज्ञाए धर्म छे, सयम सहु कर्तव्य ११८
जिनआणा गुरुआणमां, गिरुआ गुरु सदाय,
नमो नमो श्रीसद्गुरु, प्रेमे प्रणमो पाय ११९
गुरुगमनाणदशा ग्रही, शाश्वतपन्थ चलाय,
शुद्धपरिणति, आत्मनी, सहजपणे वर्त्ताय १२०

શ્રી સમ્યક્ત્વદાતા સદ્ગુરુરાજનુ સેવન કરતા, અને તેમને નમસ્કાર કરતા, અનતભવના પાપ નાશ પામે છે શ્રી સદ્ગુરુ મુનીશ્વરનુ વિનયભક્તિથી આરાધન કરતા, આત્મા ચૈતન્યસ્વરૂપનો ભોક્તા થઇ, મોક્ષસ્થાનમા વાસ કરે છે રાજાની પદવી મળે છે, ચક્રવર્તિની પદવી પણ સુભાગ્યયોગે મનુષ્યને સંપ્રાપ્ત થાય છે, સુર તથા સુરપતિની પદવી પણ પુણ્યદ્વારા સપ્રાપ્ત થાય છે, પણ જગત્મા સદ્ગુરુની પ્રાપ્તિ થવી મહાદુર્લભ છે મોક્ષમાર્ગ સાધક શ્રીસદ્ગુરુની જે જે અશે હૃદયમા ભક્તિ છે, તે તે અંશે મનુષ્ય ધર્માધિકારી થઇ શકે છે શ્રી શિષ્યની ઉપર ઉપરની હલકરના રગ જેવી વિનયભક્તિથી શ્રી સદ્ગુરુ સતુષ્ટ થતા નથી, કિ તુ તેઓ ચોલમજીઠના જેવી વિનયભક્તિથી શિષ્યની યોગ્યતા સમજી સતુષ્ટ થઈ તેને યથાક્રમતત્ત્વોપદેશવડે

ચરણકમળને નમસ્કાર કરવો પૂર્વોક્ત સદ્ગુરુ[1]ગમથી જ્ઞાન દશા ગ્રહણ કરીને, શાશ્વત મોક્ષમાર્ગમા ગમન કરી શકાય છે જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્નત્રયીની સાપેક્ષપણે સાધ્યની સિદ્ધિમાં પ્રવૃત્ત થએલ આત્મા, ઉપશમભાવ, ક્ષયોપશમભાવ, અને ક્ષાયિક ભાવની ઉપાસના કરતો છતો, આત્માની શુદ્ધપરિણતિને સહેજે ઉત્પન્ન કરે છે આત્મિક શુદ્ધપરિણતિનો ઈચ્છક આત્માનદી ભવ્યપુરુષ, પુદ્ગલાનદને વિષ્ટાની પેઠે માને છે, તેમજ માન પૂજા કીર્તિની વાસનાને હૃદયમા સ્થાન આપતો નથી બાહ્ય પૌદ્ગલિક જડવસ્તુઓમા ઇષ્ટાનિષ્ટ બુદ્ધિને પરિહરી, આત્મામા સહજ સત્ય સુખ માની, તેને પ્રાપ્ત કરવા ધ્યાનાદિકનુ સેવન કરે છે, આત્માનદીને કોઇ પીડે વા [2]કોપ-નિદા કરે, તો પણ તેના હૃદયમા રતિ અરતિ ઉત્પન્ન થતી નથી, એવી તેની આત્મદશા વર્તે છે મનરૂપી સરોવરમા, વિકલ્પ સકલ્પરૂપ તરગો, ઉપાધિરૂપવાયુયોગે ઉદ્ભવે છે જ્યારે ઉપાધિયોગે જે બાહ્યભાવ વર્તે છે, તેનો સાક્ષી અન્તરાત્મા વર્તે છે અને તેમા રાગદ્વેષથી પરિણમતો નથી, ત્યારે આત્મા નિર્મલમનવાળો થઇ શાતપણે સહજ સ્વરૂપી અનુભવપ્રકાશ આતરમા અનુભવે છે જ્યારે આત્મા, હૃદયરૂપ ક્ષેત્રમાથી, જડભાવેચ્છા રૂપવલ્લિને, મૂળથી ઉદાસીનતા રૂપ કોદાળીથી, ઉખેડી નાખે છે, ત્યારે શોક વિયોગાદિ ફળોની પ્રાપ્તિ આત્માને થતી નથી આત્મા, ધ્યાનવડે પોતાનુ ધ્યાન કરતો અદ્ભુત અનુભવદશાને પ્રકટ કરે છે ભવ્યોએ આત્મશ્રદ્ધામા સ્થિર થઈ, અન્તરના ઉપયોગથી સ્વસ્વરૂપની ઉપાસના કરવી પોતાની આત્મિકશક્તિ

---

૧ સમાગમ ૨ ક્રોધ

પ્રકટાવવા યથાક્રમ ધર્માનુષ્ઠાનની સેવના પ્રતિદિન કર્યા કરવી હે ભવ્યો! તમો યથાશક્તિ પ્રાપ્ત થયેલ જ્ઞાનદ્વારા શુદ્ધ પ્રવૃત્તિ કરતા રહો તમારી શુદ્ધ પ્રવૃત્તિનુ સ્વરૂપ અન્યજનો સમજે નહિ, તેથી નિંદા કરે, દોષ જુએ, તેથી તમે તમારી શુદ્ધ પ્રવૃત્તિને નિર્દોષ ઠરાવવા, દોષી નિન્દક જનોની આગળ કંઈ પણ પ્રયત્ન કરશો નહિ દુનિયા દોરંગી છે આજ કોઈની આગળ તમારી શુદ્ધ પ્રવૃત્તિ સિદ્ધ કરી આપી તો વળી કાલ હજારો પૂછશે, તે સર્વ મનુષ્યોની આગળ તમારી શુદ્ધ પ્રવૃત્તિની સાબિતી કરતા કરતા થાકી જવાના, અને વળી તમે નિર્દોષ થવાને જે ઇચ્છા ધરાવો છો, તેથી જ જાણવાનુ કે હજી તમોએ આત્મા ભિમુખતા પ્રાપ્ત કરી નથી જો આત્માભિમુખતા પ્રાપ્ત કરી હોય, તો ભલે કોઇ તમારી શુદ્ધ પ્રવૃત્તિને દોષવાળી કહે, તેથી તમારુ કંઇ બગડવાનુ નથી દર્પણમા જે જે વસ્તુઓના સારા અગર ખોટા પ્રતિબિંબો પડે છે, તે જેમ દર્પણથી ન્યારા છે, તેમ કોઈ આત્મસાધક પુરુષની નિંદા કરે, અથવા સ્તુતિ કરે, તોપણ તેથી આત્મસાધકને કંઈ લાગતુ નથી તમો તમારી શુદ્ધ પ્રવૃત્તિઅર્થે નિ:શંક રહો તમને કોઇ સારા અગર ખોટા કહે, તોપણ તમો જરા માત્ર શબ્દોચ્ચારણ સંબંધી લક્ષ આપશો નહીં, તમારી શુદ્ધ પ્રવૃત્તિ આપોઆપ સૂર્યની પેઠે સર્વત્ર પ્રકાશ કરતી ભવ્યજીવોના હૃદયને આનંદ અર્પશે શુદ્ધ પ્રવૃત્તિ કરનારા પુરુષોની નિંદા કરે, એવા મનુષ્યોની શું ઓછાશ છે? ના, નથી પોતાની નિર્દોષતા સિદ્ધ કરવા માટે અનેક પ્રકારનો પ્રયત્ન કરવો એ એક જાતની નબળાઈ છે

જેને સામાજિક કીર્તિની–વાસનાની ઇચ્છા છે, તેને એમ મનમા આવે છે કે અરે ! મને દુનિયા શુ કહેતી હશે ? દુનિયામા મારી પ્રવૃત્તિ સારી શી રીતે ગણાય ? આત્માનદી ભવ્યજીવોને સાસારિક વાસનાનો અરુચિભાવ હોવાથી, તેઓ મનમા જરામાત્ર પણ વિકલ્પ સકલ્પને અવકાશ આપતા નથી તમારે પોતાના આત્માની શુદ્ધ દશા પ્રકટ કરવી હોય તો બીજાના સારા અભિપ્રાય સપાદન કરવાનુ કાર્ય આજથી તત્કાળ છોડી દો અન્ય પુરુષો તમને સ્વાર્થી, લોભી, ધૂર્ત, કપટી ધારે તો પણ તેમની દૃષ્ટિમા સારા ગણાવાનુ જરામાત્ર ઈચ્છશો નહીં મણિને કોઈ મૂલ્યવાન્ કહે, તથા કોઈ અમૂલ્યવાન્ કહે, તોપણ મણિને તેમાનુ કશુ લાગતુ વળગતુ નથી, તેમ આત્માર્થી પુરુષને કોઈ સારો કહે અગર નઠારા કહે, તોપણ તેથી તેમના મનમા હર્ષ શોક ઉત્પન્ન થતો નથી સૂર્યને ઘુવડનુ બાળક અધકારનો ગોળો કહે, તેથી કઇ સૂર્યનો પ્રકાશ નાશ પામતો નથી તેમ તમે હે ભવ્યો ! તમારી આત્મિક શુદ્ધ પ્રવૃત્તિને માટે સમજજો તમો કેવલજ્ઞાનીની દૃષ્ટિમા શુદ્ધપ્રવૃત્તિવાળા છો એમ જણાવવા ઇચ્છા કરો તમોએ શ્રી સદ્‌ગુરુ આજ્ઞાથી શુદ્ધપ્રવૃત્તિમાર્ગનો નિશ્ચય કર્યો હોય તે તરફ, જગતના અભિપ્રાય સબધી લક્ષ નહિ દેતા, આખો મીંચી એકનિષ્ઠાથી પ્રવૃત્તિ કરજો શુદ્ધ પ્રવૃત્તિદ્વારા પરમાત્મા વસ્થાની સિદ્ધિ કઇ જગતના જીવોને રાજી રાખવાથી થતી નથી, માટે આયુષ્ય અને પ્રાપ્તસામર્થ્યનો ઉપયોગ, આત્મશુદ્ધિ માટે પૂર્ણ ધૈર્યથી તથા ઉત્સાહથી કરો જગતજીવોએ તો શ્રી તીર્થંકર જેવાને પણ નિર્દોષ કહ્યા નથી, તો તમે તો શા હિસાબમા ? આટલી વાત ધ્યાનમા રાખો કે બીજા તમને

કરોડાધિપતિ કહે, તેથી તમારા ઘરમા કઈ પચ્ચીસ રૂપિયા પણ આવવાના નથી તેમ અન્ય જગજ્જનો તમને સારા કહેશે તો તમારા આત્માની જેવી સ્થિતિ છે, તેથી કિંચિત્ પણ વૃદ્ધિ પામવાનો નથી, તો પછી મનુષ્યોને વ્યર્થ સતોષ પમાડવા, તથા તમારા આત્માને વ્યર્થ સતોષ પમાડવા, મનુષ્ય આયુનો દુરુપયોગ શા માટે કરવો ? **બીજાઓને મરજીમા આવે તેમ બબડવા દો તમારી શુદ્ધ પ્રવૃત્તિથી મગલમાલા કઠમા આરોપાઈ છે, એમ નિશ્ચકરીત્યા સમજજો, આત્મિકશુદ્ધપરિણતિ ઇચ્છનારની યોગ્યતા સામાન્ય પ્રકારની નથી** તેને મો મણુની તળાઈમા શયન કરવાનુ નથી શુદ્ધપરિણતિની તીવ્રેચ્છા, અને તે દ્વારા ઉત્પન્ન થતા અસાધારણ પુરુષાર્થ, એ બન્નેના અખડ જાગૃતિથી શુદ્ધપરિણતિના સન્મુખ ગમન થશે શુદ્ધપરિણતિમાટે સર્વપ્રકારની બાહ્યસુખેચ્છાઓ ત્યજી દેવાની જરૂર છે, ભસવુ અને આટો ફાકવો એ બે કામ સાથે બનતા નથી, તેમ એક તરફ બાહ્યસુખેચ્છા અને એક તરફ શુદ્ધપરિણતિની પ્રાપ્તિ એ બે સાથે રહી શકે નહિ, તેમ એ કાર્ય સાથે બની પણ શકે નહિ નિષ્કામપણાથી જે ભવ્યો શુદ્ધપરિણતિ પ્રાપ્તિઅર્થે પુરુષાર્થ કરે છે, તેઓ તેની પ્રાપ્તિ અવશ્ય કરી શકે છે શુદ્ધપરિણતિની પ્રાપ્તિ થવી મહાદુર્લભ છે, એમ સમજી તમારા પગ ઢીલા કરી નાખશો નહિ ઉદ્યમ અને ઉત્સાહથી અસાધ્યની પણ સિદ્ધિ થાય છે ઘણા ગ્રન્થોમા ટીગોડી અને ટીટોડાના ઉદ્યમની અને ઉત્સાહની કથા છે, તે શુ તમો ભૂલી જાઓ છો ? ટીપે ટીપે સરોવર ભરાય, આ શુ ભૂલી જાઓ છો ? ભવ્યજીવો ! ! ઉદ્યમથી સર્વ કાર્ય સિ-

છે, માટે આત્મજ્ઞાનધ્યાનાદિક અર્થે ઉદ્યમ કરો તમારા આત્માના જ્ઞાનવિના તમો સ્વદયાના પ્રતિપાલક થઈ શકતા નથી શ્રી ઉપાધ્યાયજી પણ કહે છે કે—

जेह राखे परप्राणने, दया तास व्यवहारे;
निजदया विण कहो परदया होवे कवण प्रकारे ? शुद्ध०
लोकविण जेम नगर मेदिनी, जेम जीवविण काया,
फोक तेम ज्ञानविण परदया, जिसी नटतणी माया० शुद्ध०

કીડી, મંકોડા આદિ પરજીવોના બાહ્યપ્રાણનું રક્ષણ કરવું તે વ્યવહાર દયા છે, અને તે પરદયા કહેવાય છે પરદયા પણ દ્રવ્યથી અને ભાવથી છે તેઓની બાહ્ય પ્રાણની દયા તે દ્રવ્યથી પરદયા અને પરને ઉપદેશથી સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ કરાવવી, તે ભાવથી પરદયા જાણવી જ્ઞાનરૂપ આત્મ દયા વિના પરદયા કેમ હોય ? અર્થાત્ ન હોય કહ્યું છે કે—

गाथा.

जइ आणणेण चत्त, अत्तणय नाणदसणचरित्त,
तइआ तस्स परेसु, अणुकपा नत्थि जीवेसु ॥ १ ॥

એમ ઉપદેશમાલામા કહ્યું છે લોકવિના પૃથ્વી જેમ ઉજડ રૂપ ભાસે છે અને જીવવિના જેમ કાયા ભાસે છે, સમ્યગ્જ્ઞાન રૂપ આત્મદયાવિના પરદયા તે જેમ નાટકીયાની બાજી ફોક, તેમ ફોક જાણવી હે ભવ્યો ! પૂર્વોક્તવચનથી હૃદયમા જણાયું હશે કે આત્મજ્ઞાનની આવશ્યકતા ઘણી છે તમો સમજ્યા વિના કોને તારવા પ્રયત્ન કરશો ? જ્ઞાનવિના તમો ક્રિયા

**કોની કરશો ?** આત્મજ્ઞાનની સંપ્રાપ્તિ કરવામાં જરામાત્ર આલસ્યનું સેવન કરવું યોગ્ય નથી, આત્મજ્ઞાન, તમને શુદ્ધ પરિણતિનું સ્વરૂપ દીપકની પેઠે દેખાડશે, અને આત્મજ્ઞાનથી તમો વિવેકદૃષ્ટિની જાગૃતિ કરી શકશો. આત્મજ્ઞાનથી તમને આત્મશ્રદ્ધા થશે, અને તેથી તમો અખંડ પ્રયત્નદ્વારા અનેક પરિસહને સહન કરીને આત્મસૂર્યને લાગેલા કર્મરૂપ-વાદળરૂપ પડદાને ક્ષણમાં ધ્યાનવડે ચીરી નાખી અનંતજ્ઞાનપ્રકાશરૂપ સામર્થ્યને પ્રકટાવશો. તમો હુંપણાના તુચ્છ અભિમાનની સર્વ લાગણીઓમાં પ્રવર્તતી ચિત્તવૃત્તિને શાંત કરી, અચલ શ્રદ્ધાથી આત્મસ્વરૂપમાં રમણ કરજો. શરીરના અને શરીર સંબંધી અનેક ઇષ્ટ અનિષ્ટ સંયોગથી થતા અનેક વિચારના કોકડાને ભૂલી જઈ, કેવલ આત્મસ્વરૂપનોજ વિચાર હૃદયમાં ધારણ કર્યા કરજો. બાહ્યભાવનું-અહંવૃત્તિનું અભિમાન ભૂલી જઈ, આત્મસ્વરૂપમાં એકાકાર થવાનો અભ્યાસ સેવ્યા કરશો. આવો સબલ આશ્રય પોતાની પાસે છતાં કયાં અન્યત્ર શોધવા પ્રયત્ન કરો છો ? સર્વત્ર કેવળ શુદ્ધઆત્મસ્વરૂપમાં અનન્યપ્રેમભાવથી નિષ્ઠા રાખો. તમે પોતાની શક્તિનો પ્રાદુર્ભાવ સ્વયમેવ કરશો. આત્માની શુદ્ધપરિણતિ જાગૃત પામે એવા વિચારો અહર્નિશ કરજો, કારણ કે વિચારમાં અપૂર્વ બળ રહ્યું છે. હૃદયમાં નકામા વિચારો પ્રવેશ થવા દેશો નહિ. રાગના, દ્વેષના, ઇર્ષ્યાના, અદેખાઈના, કપટના, સ્વાર્થના વિચારોને આજ દિન સુધી કરી તમે હૃદયને અપવિત્ર બનાવી દીધું છે. હવે તમો ખરાબ વિચારને દૂર કરો. તમારા હૃદયને તમે પોતાની મેળે દુષ્ટ વાસનાઓથી ભરી દીધું છે. તમારા એવા અપવિત્ર હૃદયમાં

આત્મપ્રભુનો વાસ થવાનો આશા નથી સ્વ અને પરની દય
રૂપ જલથી હૃદયમંદિરને સ્નાન કરાવી નિર્મલ કરો, અ
વૈર ઝેર સ્વાર્થનો નાશ અને વૈરાગ્યરૂપ સાબુથી તમારુ હૃદય
મંદિર સ્વચ્છ કરો આમ કરવાથી હૃદયમંદિર સ્વચ્છ-પવિ
થતા, તેમા આત્મપ્રભુને વાસ કરવાની યોગ્યતા આવશે. સોડ
સોઽહં એ અલખ જાપ દ્વારા આત્મપ્રભુનુ સ્મરણ, સ્થિરચિ
થી પ્રેમ લાની કરશો, તો તેથી આત્મપ્રભુનો હૃદયમંદિર
વાસ થશે ભવ્યો ! ! સમજો કે જ્યા સ્વચ્છ પવિત્ર સ્થ
હોય, ત્યા ઉત્તમ જનને બેસવાનુ મન થાય છે જ્યા સુ
હૃદયમંદિરમા તૃષ્ણારૂપ ભગિયેણુ અને ક્રોધરૂપ ભ
નો વાસો હોય છે ત્યા સુધી તેવા ખરાબ સ્થાન
આત્મપ્રભુ કે જે ત્રિભુવનજનસેવ્ય, સ્તુત્ય, અને પૂજ્ય
તે વાસ કરી શકે નહિ ભવ્યો ! તમારા ગૃહમા કોહેલુ ક
પેસે છે, તો તમે કેવા તાડુકીને લાકડીવડે તેને બહાર
મૂકો છો કોહેલા કૂતરાને કાઢયા વિના તમને નિરાત વ
નથી ભવ્યો ! તમો તેથી પણ વિશેષ ભૂલ કરો છો હૃ
ગૃહમા વિષયવાસનારૂપ કોહેલુ કૂતરૂ વસ્યા કરે
તેને આજદિનપર્યંત તમે નિરાતે વસવા દઈ તમાર હૃદય
દુર્ગંધિમય કરી નાખ્યુ છે જો તમારા હૃદયમંદિરમા અ
શક્તિમય આત્મપ્રભુ સ્થાપવાની ઇચ્છા હોય તો વૈરાગ્ય
લાકડીવડે વિષયવાસનારૂપ કોહેલા કૂતરાને જલદી
મૂકો, અને પાછુ હૃદયમા લાગ જોઈ પ્રવેશે નહિ,
સ્મૃતિ રાખો. તમારુ હૃદયમંદિર પવિત્ર દેખતા,
ભક્તિથી આકર્ષાએલા આત્મપ્રભુ આપોઆપ બિરાજમાન

મત્રણુપાટિયા લગાવી દો, પછી જુઓ કે-તમારા હૃદય મદિરમા આત્મપ્રભુને પધરાવતા કેટલીવાર થાય છે ? જરા માત્ર પણ વાર થશે નહિ અસખ્યાતપ્રદેશરૂપ દ્વારિકાનગરી, અને આત્મરૂપ કૃષ્ણ જાણો, અને શુદ્ધ પરિણતિરૂપ, રાધા જાણો આની રીતે આત્મરૂપ કૃષ્ણ અને શુદ્ધ પરિણતિરૂપ રાધાની સાથે અસખ્યાતપ્રદેશરૂપ દ્વારિકા નગરીમા ધ્યાનથી ક્ષુથી દેખો અને નમન કરો આત્મસ્વરૂપ કૃષ્ણપ્રભુને હૃદય મદિરમા સ્વપણે સ્થાપવાની યોગ્યતા સપ્રાપ્ત કરશો, એટલે તમારી ભક્તિના આધીન આત્મસ્વરૂપ કૃષ્ણપ્રભુ અવશ્ય પધાર્યા વિના રહેશે નહિ આત્મપ્રભુ રામ જાણો અભિમાનરૂપ રાવણ જાણો, અયોધ્યાસ્વરૂપ અસખ્ય પ્રદેશ જાણો, શુદ્ધ પરિણતિરૂપ સીતા જાણો, જ્ઞાનસ્વરૂપ લક્ષ્મણ જાણો, તૃષ્ણારૂપ સમુદ્ર જાણો, અભિમાનરૂપ રાવણે શુદ્ધ પરિણતિ સીતાને હરી, તૃષ્ણારૂપ સમુદ્રની મધ્યે અજ્ઞાનરૂપ લકાનગરીમા પેઠો એમ સમજો આત્મપ્રભુસ્વરૂપ રામ છે, તે જ્ઞાનરૂપ લક્ષ્મણ ભાઈની સાથે, સમતા, સતોષ, ધૈર્યાદિ યોદ્ધાઓની સાથે, લકામા પ્રવેશ કરી, અભિમાનરૂપ રાવણને મારી, શુદ્ધ પરિણતિરૂપ સીતાજીને પ્રાપ્ત કરી હે ભવ્યો તમારો આત્મા રામ છે તે શુદ્ધપરિણતિરૂપ સીતાની સાથે હૃદય મદિરમા પ્રવેશ કરે, એવી યોગ્યતા પ્રાપ્ત કરો તમારી નિર્મળ મનથી થતી શુદ્ધભક્તિ છે, તે આત્મસ્વરૂપ રામને જ્યા હશે ત્યાથી ખેચી લાવવાને સમર્થ છે, એમ નક્કી સમજો તમારો આત્મારામ શરીરની અદર વ્યાપી રહેલો છે, અસખ્યાત પ્રદેશરૂપ ગૃહમા આત્મસ્વરૂપ રામ વસે છે તેની દે

ભવ્યો ! શુદ્ધ ભાવથી ઉપાસના કરો તમારી ખરા અ ત કર ણથી થતી ઉપાસના, શુદ્ધપરિણતિનો પ્રાદુર્ભાવ ર્ક્યા વિના રહે- વાની નથી સર્વબાહ્યના પદાર્થોમા ચિત્તવૃત્તિના ભટકવાથી આત્મશકિતનો પ્રકાશ થતો નથી, અને આત્મિકશુદ્ધપરિણતિના સન્મુખ ગમન થતુ નથી–देहं पातयामि वा अर्थं साधयामि **દેહને પાડુ છુ વા અર્થને સાધુ છુ. આવી દઢ અ ત ર ગ પ્રતિજ્ઞા વિના, શુદ્ધ પરિણતિનો ઉપાસક આત્મા બની શકતો નથી** દઢ નિશ્ચયથી આત્મશુદ્ધતાનુ સેવન કરો દઢનિશ્ચયથી સર્વ કાર્ય સિદ્ધ કરવાનુ સામર્થ્ય પ્રગટે છે દઢ નિશ્ચયવાળો ભવ્ય, મોડો વહેલો શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ કરી શકે છે સ્યાદ્વાદશાસ્ત્ર પોકારીને કહે છે કે–આત્મામા પરમા ત્મસ્વરૂપ થવાની શકિત છે, માટે હવે તમે પોતાને સિદ્ધ કોટિમા મૂકવા માટે ઉત્સાહવાન્ થાઓ જે વસ્તુ પર તમે દૃષ્ટિ સ્થાપો છો, તે વસ્તુને ધ્યેયરૂપ કરો છો આજદિન પર્યંત શુભ વસ્તુમા અને અશુભ વસ્તુઓમા ઇષ્ટાનિષ્ટ બુદ્ધિથી દૃષ્ટિ સ્થાપી તેને ધ્યેયરૂપે કરી પુણ્ય પાપનુ ઉપાર્જન કરી, ચાર ગતિમા તેના ફળો ભોગવ્યા હવે તેવી બાહ્ય ઇષ્ટાનિષ્ટ કલ્પેલી વસ્તુઓ ઉપર દૃષ્ટિ સ્થાપી ધ્યેયરૂપે કરવાનુ પરિહરીને અન્ત ર્યામી અસખ્યપ્રદેશી આત્મા ઉપર દૃષ્ટિ સ્થાપી, તેના સ્વરૂપને ધ્યેયરૂપે કરો ખરેખર ધ્યેય તથા ધ્યાતા અભેદરૂપ છે, પણ શ્રાવક અવસ્થામા આવા ક્રમવિના સાધ્યસિદ્ધિ થતી નથી આત્માને ધ્યેયરૂપ કરવાથી આત્મ સન્મુખ આવતા જાઓ છો આ અધ્યાત્મ શાસ્ત્રનો સિદ્ધાત–નિયમ છે રોગી અવસ્થામા– દુ ખી અવસ્થા પ્રાપ્ત થતા, પણ તમો હુ રોગી છુ,

છુ, હુ ગરીબ છુ, એમ ભાવના કરશો નહિ એવી ખરાબ ભાવના કરવાથી આત્મસ્વરૂપથી કરોડો ગાઉ દૂર જાઓ છો બહિરાત્મ ભાવના કરવાથી અનંત શક્તિવાળી આત્મસત્તાનો લોપ કરી, બહિરાત્મભાવની દુખમય સત્તાને આગળ કરવામા આવે છે બહિરાત્મભાવની એવી તુચ્છ સત્તાને જે અવલબે છે તે અજ્ઞાની છે કારણ કે જે બહિરાત્મપણુ મિથ્યા છે તેને તે આગળ કરે છે, માટે તે આત્માનો અભક્ત છે સુખમય આત્મપ્રભુને હૃદયમંદિરમા રાખવાને બદલે દુખને જ હૃદય સિહાસન ઉપર બેસાડવાથી કદિ તે પુરુષ સહજ શાશ્વતસુખનો ભોક્તા થઇ શકતો નથી તેવો અજ્ઞ પુરુષ ચિતામણિ રત્ન મૂકીને કાચનો કટકો ગ્રહણ કરે છે, અમૃત મૂકીને વિષનુ ગ્રહણ કરે છે, કામધેનુ મૂકીને ગાસભને ગ્રહે છે, પરમેશ્વરના પૂજનનો ત્યાગ કરી ભૂતપ્રેતનુ પૂજન કરે છે, કારણ કે, જ્ઞાન સુખ વિગેરે આત્માના ગુણોનો ત્યાગ કરી, બહિરાત્મભાવનુ ધારણ કરે છે, તે અજ્ઞાની છે તે પુદ્ગલાનદી હોવાથી આત્મધર્મની ગધ પણ સમજતો નથી, એમ સમજી લેવુ શાતાવેદનીયના સયોગોમા અને અશાતાવેદનીયના સયોગોમા પણ, તે બે સયોગોમાથી આત્માને ભિન્ન ધારીને અન્તરથી આત્માના સુખાદિગુણોની દૃઢ નિશ્ચય-ધૈર્યથી ભાવના કરવી કે જેથી શુદ્ધ પરિણતિની પ્રાપ્તિ થાય હુ શરીર છુ, પ્રાણી છુ, એમ તમારુ ધારવુ મિથ્યા છે શરીર વા પ્રાણને ધારણ કરનાર વ્યવહારથી આત્મા કથાય છે, પણ નિશ્ચયથી જોતા આત્મા ભિન્ન છે, અને શરીર-પ્રાણ પણ ભિન્ન છે હુ અનતજ્ઞાનદર્શનચારિત્રમય છુ એવી સતત ભાવના કરવી આત્મા તેજ પરમાત્મસ્વરૂપ છે એમ

ધ્યાનથી અભેદપણું ચિંતવ્યા કરો કે જેથી અનંતસુખનો પ્રક[illegible]
તમારા અનુભવમાં આવે તેમ શુદ્ધ પરિણતિ પ્રાપ્ત કરવાનો
પ્રયત્ન સેવ્યા કરો ભવિતવ્યતાને આગળ કરી પ્રયત્નને
ત્યાગશો નહિ શુદ્ધ પ્રયત્ન કોઈ પણ શુદ્ધ પરિણામને
પમાડશે શુદ્ધ પરિણતિનો પ્રયત્ન છે, તે શુદ્ધ પરિ[illegible]
અર્પવાનો, માટે પ્રયત્ન કરો હાથ જોડી બેસી રહે[illegible]
સારૂ પરિણામ આવનાર નથી આત્મામાં રહેલા અ[illegible]
આવિર્ભાવ કરવાનો છે, માટે જ્યારે જ્યારે [illegible]
નિવૃત્તિનો મળે, તે તે સમય આત્મસ્વરૂપનું [illegible]
ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતામાં લીન [illegible]
એક ક્ષણ પણ આત્મભાવનાના પ્રયત્ન વિ[illegible]
નહિ, કારણ કે, એક ક્ષણમાં પણ આત્મ[illegible]
છે થોડા સમયનો પણ પ્રયત્ન આ સમય [illegible]
આપશે પ્રયત્નમાં શ્રદ્ધા સેવવી, એ પ્રયત્ન[illegible]
કરનાર છે, પ્રયત્ન પર શ્રદ્ધાનો લોપ [illegible]
આત્મામાં ખીલે છે આત્માનો ધ્યાન[illegible]
થશો અને તેમ થતાં અખંડ [illegible]
જ્ઞાનથી અનુભવશો, અને સહજ [illegible] શુદ્ધ પરિણતિ
પ્રકટ થતાં, નિરંજન નિરાકાર [illegible]

दुहा

कर्मकलङ्क विनाशता, रमना [illegible] भाव:
आतमराम पदासिता, सो[illegible]
सोऽहं सोऽहं ध्यानथी, [illegible]
कृतकृत्य छे आतमनु, [illegible]

**काया माया वासना, भूली करतु ध्यान;**
**अत्यवृत्ति भूले यदा, तव पामे शिवठाण. १२३**

આત્મિક શુદ્ધ સ્વભાવમા સ્થિરોપયોગથી રમતા કર્મ કલકનો નાશ થાય છે કરોડો મણુનો કાષ્ટનો ઢગલો હોય પણ તેમા એક અગ્નિનો કણીયો મૂકવાથી, સર્વ કાષ્ટનો ઢગલો બળીને ભસ્મીભૂત થઇ જાય છે, તેમ અનતભવના કર્મના દલિક, આત્માની સાથે લાગ્યા છે, પણ શુદ્ધોપયોગના એક અતર્મુહૂર્ત ધ્યાનાગ્નિથી સર્વ કર્મ બળીને ભસ્મીભૂત થઈ જાય છે સોऽहं એ અલખપદને પ્રાપ્ત કરાવે છે સ એટલે જ્ઞાનદર્શનચારિત્ર મય પરમાત્મા, જે સત્તાએ ઘટમા વર્તે છે તેજ अहं-હુ છુ આત્મામા પરમાત્મશક્તિ તિરોભાવે રહી છે, તે વ્યક્તિભાવે થાય, એટલે હુ પરમાત્મા, ધ્યાનાગ્નિથી સ્વસ્વરૂપે થયો પર માત્માની સર્વ સત્તા મારામા વર્તે છે, માટે હુ પરમાત્મા છું સત્તાનુ સોહ એ શબ્દથી ધ્યાન કરતા, સર્વ ગુણો આત્મામા પ્રગટે છે સોऽहं શબ્દનો મનદ્વારા જાપ કરવો અન્તરમા વૃત્તિ રાખીને આત્મગુણનુ સ્મરણ કરવું એમ અહર્નિશ જાપ કરતા, પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે અરણિમા ગુપ્તપણે રહેલી અગ્નિ તેનુ મથન કરતા પ્રકટ થાય છે, તેમ શરીરમા રહેલો ગુપ્ત આત્મા તેનુ ધ્યાન કરતા આવિર્ભાવપણે થાય છે જો તમારે સોહ અક્ષર દ્વારા અનક્ષરનુ ધ્યાન કરવુ હોય તો પ્રથમ **યમનિયમનુ પ્રતિપાલન કરો તથા આસન દૃઢ કરો** આસન દૃઢ કરીને પ્રાણાયામ શરૂ કરો. રેચક, પૂરક અને કુભક એ ત્રણ પ્રકારે પ્રાણાયામ છે પ્રાણાયામથી પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન, આ પચ પ્રકારના વાયુની શુદ્ધિ તથા વશતા થાય છે

हृदि प्राणो गुदऽपान , समानो नाभिमण्डले:
उदान कण्ठदशे स्यात्, व्यानः सर्वशरीरगः ॥ १ ॥

હૃદયમા પ્રાણવાયુ રહે છે, ગુદામા અપાનવાયુ રહે છે નાભિમડલમા સમાનવાયુ રહે છે કઠદેશમા ઉદાનવાયુ રહે છે, અને સર્વ શરીરમા વ્યાનવાયુ રહે છે વાયુને બહાર કાઢવો, તેને રેચક પ્રાણાયામ કહે છે વાયુને નાસિકાદ્વારા નાભિઆદિ સ્થાનમા પૂરવો તેને પૂરક કહે છે વાયુને ઉદરમા પૂરી, સ્થિર કરવો, તેને કુભક પ્રાણાયામ કહે છે આ ત્રણ પ્રકારના પ્રાણા યામ કરવાથી મલની શુદ્ધિ તથા રક્તની શુદ્ધિ થાય છે પ્રાણાયામની ક્રિયા ગુરુગમપૂર્વક કરવી જોઇએ શુદ્ધ સ્થાન, એકાત પ્રદેશ, સારી હવા, સારુ બીછાનુ, ચિતારહિત શરીર, રોગ રહિત અવસ્થા, એટલા વાનાની અગત્યતા છે ભોજન કર્યા બાદ તુરત પ્રાણાયામની ક્રિયા આરભવી નહિ, તેમજ મળ મૂત્રની શકા છતા, પ્રાણાયામની ક્રિયા કરવી નહિ સ્વસ્થ ચિત્તવાળા થઇ, તમે સારા આસન ઉપર બેસો, અને સિદ્ધાસન અથવા પદ્માસન વાળો સીધા ટટાર બેસો अर्हं વા ॐ કાર વા ઇષ્ટગુરુ દેવનુ સ્મરણ પ્રારભમા કરો પશ્ચાત્ એમ સકલ્પ કરો કે-હુ શરીરની શુદ્ધિ માટે પ્રાણાયામ કરુ છુ પશ્ચાત્ પ્રાણા યામની ક્રિયા શરૂ કરવી પ્રથમ ડાબી નાડી એટલે ઇડાથી ધીરે ધીરે ઉદરમા પ્રાણવાયુ ભરવો, અને પશ્ચાત્ તેને સ્થિર કરવો, પશ્ચાત્ જમણી નાસિકાથી એટલે પિગળાથી પ્રાણવાયુને હળવે હળવે બહાર કાઢવો બે મીનીટનો કુભક થાય, એટલે પ્રાણા- યામની સિદ્ધિ થઇ ગણાશે; સવાર, સધ્યા ને મધ્યાહ્ન એમ ત્રણ કાળે એંશી એંશી પ્રાણાયામ કરો આરભ

કેટલાક દિવસ કર્યા બાદ, સુષુમ્ણાનુ ઉત્થાન થશે, અને સુષુ મ્ણાના ઉત્થાનથી આત્મધ્યાન કરવાની યોગ્યતા સપ્રાપ્ત થાય છે બે માસ પર્યંત આમ પ્રાણાયામની ક્રિયા કરશો, એમ્ટે તમારા મનની સ્થિરતામા વૃદ્ધિ થશે તથા શરીરમા રહેલો પ્રાણવાયુ બિલકુલ શુદ્ધ થઈ જશે પ્રાણાયામની ક્રિયા કરનારને સૂચના કે, તેણે દુધ વિગેરે પદાર્થનુ ભક્ષણ કરવુ કઠિન અને કઠોળ તથા પચે નહીં એવા પદાર્થોનો ત્યાગ કરવો જોઈએ દારૂ અને માસનુ ભક્ષણ કરનારને તો પ્રાણાયામની સિદ્ધિ થતી નથી પ્રાણાયામની ક્રિયા કરનારાએ નિયમિત ભોજન તથા જલ વાપરવુ જોઈએ, યોગના પુસ્તકોનુ વિશેષત વાચન તથા શ્રવણ કરવુ સસારની ઉપાધિયોથી શોક ચિતા થાય તેમ પ્રવૃત્તિ કરવી નહિ મનુષ્યસસર્ગ–વાર્તાલાપ વિગેરે ઉપાધિમ યોગોથી બનતા પ્રયત્નથી દૂર રહેવુ બે માસ પશ્ચાત્ કેવલ કુભકની ક્રિયા શરૂ કરવી કેવલ કુભકથી ચિત્તની અપૂર્વ ઉત્સાહવૃત્તિ વૃદ્ધિ પામે છે પૂર્વોક્ત પ્રાણાયામ કરતા પણ કેવલકુભકથી ચિત્તની સ્થિરતા વિશેષ થાય છે શરીરની નીરોગતાની વૃદ્ધિપૂર્વક, વાત પિત્ત કફની સામ્યતા પ્રકટે છે વળી કેવળ કુભકથી છાતીના રોગ, ક્ષયરોગ, શ્વાસરોગ, વગેરેનો ક્ષય થાય છે કેવળ કુભકની ક્રિયાથી મનને શ્રમ લાગે છે, અને તેથી મનમા અનેક પ્રકારના વિચાર ઉઠતા બધ થઈ જાય છે કેવળ કુભકની ક્રિયાથી શરીર હલકુ થાય છે, અને ચાલતા શ્રમ લાગતો નથી શરીરમા આહારનુ પાચન કેવળ કુભકની ક્રિયાથી સારી રીતે થાય છે, વળી કેવળ કુભકની ક્રિયાથી સ્વપ્રમા વીર્યનુ સ્ખલન થતુ હોય છે, તે બધ પડે

છે, અને [1]ઊર્ધ્વરેતાપણુ આમ થાય છે કેવળ કુભકની ક્રિયા, ગુરુની પાસે રહી કરવી પોતાની મેળે સ્હાપણુ વાપરી કેવળ કુભકની ક્રિયામા પ્રવૃત્ત થવુ નહિ કહ્યુ છે કે-देखादेखी साधे जोग पडे पिण्ड के वाधे रोग હવે કેવળ કુભકની ક્રિયામા પ્રાણાયામની પેઠે સર્વ વિધિ સાચવી શુભ આસન ઉપર બેસી નાસિકાથી પ્રાણવાયુ લેવો, બધ કરવો યથાશક્તિ ઉદરમા તથા છાતીમા વાયુ રોકવો પશ્ચાત્ ધીરેધીરે પ્રાણવાયુને નાભિ કાદ્વારા નીકળવા દેવો આમ સવાર, મધ્યાહ્ન, અને સધ્યા તથા મધ્ય રાત્રી એમ એકેક વખતે વીશ વીશ અને તેથી ઉપર ત્રીશ ત્રીશ પ્રાણાયામ કરવા ઘી તથા દૂધ વિશેષ વાપરવુ બે માસ પર્યંત આ પ્રમાણે સતત ક્રિયા કરવાથી, કેવળ કુભકની સામાન્યત સિદ્ધિ થઇ ગણાય છે આ ક્રિયામા તે પ્રસગે શરીરાદિકને અનુસરી, જે જે ફેરફાર કરવા પડે તે ગુરુ કરાવી શકે છે લોમ તથા વિલોમ એમ બે પ્રકારના પ્રાણાયામ કહ્યા છે, તથા શ્રી હેમચદ્રાચાર્યવિરચિત યોગ શાસ્ત્રમા સાત પ્રકારના પ્રાણાયામ કહ્યા છે યથા—

### श्लोक

प्राणायामो गतिच्छेदः श्वासप्रश्वासयोर्मत ।
रेचक, पूरकश्चैव, कुभकश्चेति स त्रिधा ॥ १ ॥

प्रत्याहारस्तत, शांत, उत्तरश्चाधरस्तथा ।
एभिर्भेदैश्चतुर्भिश्च, सप्तधा कीर्त्यते परै ॥ २ ॥

---

[1] વીર્યશક્તિનુ ઊર્ધ્વગમન.

ઉદાનપ્રાણવાયુના જયથી મનુષ્ય જલમા ડુબી શકતો નથી જલધિ વિગેરેમા સુખપૂર્વક તરી શકે છે, તથા જલની બાધા થતી નથી વળી શાસ્ત્રમા પચ પ્રકારના પ્રાણવાયુના જપ કરવા માટે બીજમત્ર કહ્યા છે પ્રાણવાયુનો જપ કરવા માટે પૈં એ મત્રનો હૃદયમા જાપ કરવો, તેથી હૃદયકમળની શુદ્ધિ થશે, અને રાજસ તથા તામસબુદ્ધિનો નાશ થશે સાત્વિક બુદ્ધિનો પ્રાદુર્ભાવ થશે અપાનવાયુનો જપ કરવા પૈં મત્રનો જાપ કરવો ગુદાસ્થાનમા ચિત્તવૃત્તિ રાખી બીજમત્રનુ સ્મરણ કરવુ સમાનવાયુનો જય કરવા નાભિકમલમા પૈં બીજમત્રનુ સ્થિર વૃત્તિપૂર્વક સ્મરણ કરવુ ઉદાન વાયુનો જય કરવા કઠ દેશમા વ્લેૌં બીજમત્રનુ સ્મરણ કરવુ અને વૃત્તિનુ સ્થાપન પણ ત્યા જ કરવુ વ્યાનવાયુનો જય કરવા સર્વશરીરમા ક્લૌં બીજ મત્રપૂર્વક વૃત્તિનુ પ્રતિદિન એકેક કલાક સ્થાપન કરવુ જે જે સ્થાને મનુષ્યોને વિશેષ પીડાકારક રોગ થયો હોય, તે તે સ્થાને શાતિને માટે સદા ત્યા પ્રાણાદિપ્રાણવાયુઓ ધારણ કરવા છાતીના રોગવાળા મનુષ્યોએ કેવળ કુભક કરી, સકલ્પ કરવો કે હૃદયરોગ નાશ પામો એમ કહી છાતી ઉપર હાથ ફેરવવો, એમ પ્રતિદિન અર્ધકલાક પર્યત ક્રિયા કરવાથી, થોડા માસમા રોગ નાશ પામે છે આ સર્વ ક્રિયા ગુરુની પાસે રહી કરવી મલશોધક પ્રાણાયામ વિગેરે ઘણી પ્રકારના પ્રાણાયામ છે વિસ્તા

છે બહિરાત્મભાવ-જે શરીર, મન, વાણીમા આત્મબુદ્ધિ, તથા પરવસ્તુમાં આત્મભાવ, જડ અને ચૈતન્યને અવિવેક, પૌદ્ગલિક ભાવમા તન્મયપણુ-તે રૂપ જે બહિરાત્મભાવ, તેનો ત્યાગ કરવો અજ્ઞાનદશાથી ચેતન, પરવસ્તુમા મોહથી લપટાયો, અને પરવસ્તુમા અહ મમત્વ બુદ્ધિ ધારણ કરી તેમા પરિણમી, પોતાનુ ભાન ભૂલ્યો અને જન્મજરાના દુ ખ પામ્યો હવે ગુરુના બોધથી ભેદદૃષ્ટિ જાગતા તેનો ત્યાગભાવ કરવો તે જ આભ્ય તર રેચક જાણવો, તથા આત્માને જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણોથી પૂરવો તે પૂરક જાણવો જો કે આત્માના જ્ઞાનાદિ અન તગુણો આત્મા મા જ અનાદિકાળથી અસ્તિમાત્રે રહ્યા છે, તેનો નાશ નથી, પણ આત્માના અસ ખ્યપ્રદેશે અન તી કર્મની વર્ગણાઓ લાગી છે, તેથી આત્માના ગુણોનુ આચ્છાદન થયુ છે, અને તે અનાદિકાળથી તિરોભાવે વર્તે છે, તે ગુણોને નિજગુણરમણતાથી આવિર્ભૂત કરવા, ઉપશમભાવ તથા ક્ષયોપશમભાવ તથા ક્ષાયિકભાવથી આત્મગુણોને પ્રકટાવવા, તથા જેથી તે ગુણો પ્રકટે, એવા હેતુઓનુ સેવન કરવુ, તેને આભ્ય તરપ્રાણાયામ કહે છે. તથા ઉપશમભાવે વા ક્ષયોપશમભાવે જે ગુણ પ્રાપ્ત થયા તેને સ્થિર કરવા તે આભ્ય તર કુ ભક પ્રાણાયામ જાણવો હવે પ્રાણાયામનુ સ્વરૂપ કહ્યા બાદ પ્રત્યાહારનુ સ્વરૂપ કહે છે પાચ ઇન્દ્રિયોના શબ્દાદિક ત્રેવીશ વિષય છે તેની સાથે મન જોડે નહિ પણ બહિરાત્મભાવદૃષ્ટિને પરિહરીને, અન્તર દૃષ્ટિથી લક્ષ્યભૂત સાધ્યને સાધે અન્તર આત્મસ્વરૂપમા એક સ્થિર વૃત્તિથી ઉપયોગ રાખે. અન્તરદૃષ્ટિથી આત્મા અસ ખ્ય પ્રદેશમા ઉપયોગ રાખે, તત્ત્વજ્ઞાનથી ઔદયિકભાવમા રાચેમાચે નહિ,

સંસારવૃદ્ધિના ઉપયોગને અસાર જાણે, આશ્રવ હેતુઓના સેવનથી દૂર રહે પુદ્ગલખેલમાં નિઃસારત્વ સમજી, તેમાં પ્રેમ ધારણ કરે નહિ-ઇત્યાદિ પ્રત્યાહારના-લક્ષણ જાણવાં પ્રત્યાહાર કરનાર પુરુષ સ્વસ્વરૂપનો વિશ્રામી હોય છે દર્શન તથા ચારિત્ર મોહનીયનો ક્ષયોપશમ તથા ઉપશમ ભાવ પ્રત્યાહારથી વૃદ્ધિ પામે છે આત્માના ગુણપર્યાયનો વિચાર કરવો, આત્માના સ્વરૂપને ઉપયોગપૂર્વક હૃદયમાં ધારણ કરવું, તેને ધારણા કહે છે ધારણામાં તત્ત્વનો સ્થિર વિચાર હોય છે, અને આત્મા વિષે નિર્વિકરીતે ધારણા હોય છે સમ્યક્ તત્ત્વ વગરના એકાંત શ્રુત શાસ્ત્ર ઉપર વાસના હોતી નથી હજારો સંસારના કાર્ય કરતાં છતાં પણ વ્હાલા પતિનું સ્મરણ મનમાં સ્ત્રીને જેમ હોય છે, તેમ ધારણાના અભ્યાસી આત્માર્થી જીવોનું સ્યાદ્વાદવાણીપ્રરૂપિત તત્ત્વસ્વરૂપમાં લક્ષ્ય વર્તે છે ધારણાસાધક ભવ્યજીવોને સંસારના હેતુઓ ઉપર રાગ તથા દ્વેષ થતો નથી, અર્થાત્ તેઓ સમભાવે વર્તે છે ધારણાથી આત્માની ઉન્નતિ થાય છે માયા-સમુદ્રને ધારણાવંત પુરુષ ઓલંઘે છે, ધારણાધારી ભવ્ય આત્મા અવિદ્યાના પ્રપંચોથી અન્તરમાં ન્યારો વર્તે છે ધારણાસાધક ઇન્દ્રિયના સુખને દુઃખ કરી જાણે છે હવે ધ્યાનનું સ્વરૂપ કહે છે સાલંબન અને નિરાલંબન એમ બે ભેદે ધ્યાન છે નાભિ, હૃદય, કંઠ, નાસિકાગ્રભાગ, ભ્રૂકુટી, બ્રહ્મદ્વાર વિગેરેમાં ચિત્તવૃત્તિ ઠરાવી, આત્મસ્વરૂપનું જે ધ્યાન કરવું તેને સાલંબન ધ્યાન કહે છે તથા સોઽહં હંસ, અર્હં તત્ત્વમસિ આદિ પદથી તત્ત્વસ્વરૂપ વિચારવું, તેને પણ સાલંબન ધ્યાન કહે છે તથા જિનેન્દ્રભગવાનની પ્રતિમા આગળ બેસી, જિનેન્દ્રના

ગુણોનુ સ્થિરચિત્તથી સ્મરણ કરવુ, તેને પણ સાલબનધ્યાન કહે છે બાહ્ય તથા અતરનુ અવલબન કરી, આત્મગુણનો આવિર્ભાવ થાય, એવુ જે ચિતવવુ તે સાલબન ધ્યાન કહે વાય છે નિરાલબન ધ્યાનમા ફક્ત આત્મદ્રવ્યનુ જ ચિતવન હોય છે વળી, પિડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એમ ચાર ભેદ ધ્યાનના કહ્યા છે, તેનો વિસ્તાર અત્ર કર્યો નથી ધ્યાનથી અનતસુખનો અનુભવ થાય છે ધ્યાનથી નિર્મળ બોધ પ્રકટે છે પરવશતામા દુખ, અને સ્વવશતામા સુખ છે, એમ ધ્યાનથી પૂર્ણ વિશ્વાસ પ્રકટે છે જેમ નાગરિકનુ સુખ પામર જાણી શકતો નથી, તેમ અનુભવ વિના ધ્યાનનુ સુખ અજ્ઞાની પામર જનો, જાણી શકતા નથી ધ્યાન પશ્ચાત્ સમાધિની પ્રાપ્તિ થાય છે આત્મસ્વભાવમા પૂર્ણપ્રવૃત્તિથી સમાધિની પ્રાપ્તિ થાય છે સમાધિની પ્રાપ્તિ થતા, ચદન સમાન શીતલ વચનની પ્રાપ્તિ થાય છે પશ્ચાત્ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ છે તે વિષયાદિકમા રાગાદિકભાવે થતી નથી નિર્વિકલ્પ સમાધિથી નિર્વિકલ્પ આત્મસ્વરૂપનો અનુભવ થાય છે બહિરાત્મભાવનો સર્વથા પ્રકારે નાશ થતા આત્મસ્વરૂપમા સર્વથા પ્રકારે રમણતા થવાથી આત્મા અનતસુખનો ભોક્તા થાય છે નિર્વિકલ્પસમાધિના ભોક્તા યોગિયો અનત અખડ આનદનો ભોગ કરે છે સમાધિપ્રાપ્ત થતા સર્વગુણોની પ્રાપ્તિ થાય છે અહો ! ધન્ય છે સમાધિભાવ પામેલા યોગિઓને કે જેઓ સદાકાળ પૂર્ણાનદને ભોગવે છે, આત્મભાવમા રમણતા કરનારાને જ્ઞાનધ્યાન સમાધિમત મહાત્માઓની સગતિથી આત્માભિમુખતાની અશે અશે પ્રાપ્તિ થાય છે, અને તેઓ અનુક્રમે આત્મોન્નતિની શ્રેણિયે ચઢી,

આત્મા પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે પૂર્વોક્ત યોગની રીતિથી આત્મા યોગાભ્યાસ કરી, આત્માનંદનો ભોગી બને છે શ્રી ચિદાનંદજી મહારાજ કહે છે કે—

> धीर करी पच निज वायुकु प्रचार करे,
> भेद षट्चक्र अवक्रगति पाइके,
> प्राणायामजोग सप्तभेदको स्वरूप लही,
> रहत अडोल बंकनालमें समायके,
> दहिको विचारमान दृढ अतिचार ज्ञान,
> अनहदनाद सुनो अतिप्रीत लायके,
> सुधासिंधुरूप पावे सुख होय जावे तब,
> मुखथी बतावे कहा गुंगा गोल खायके.

વાયુના પંચભેદનો બીજમંત્રથી જય કરે, અને અવક્રગતિથી ષટ્ચક્રનું ભેદન કરે, સાત પ્રકારના પ્રાણાયામનું સ્વરૂપ પામીને વંકનાલ કે જેને મેરુદંડ કહે છે, તેમાં વૃત્તિનો લય કરી સમાઈ રહે, આત્મસ્વરૂપનો દૃઢ અભ્યાસ ધારણ કરે, એમ કરતાં અનહદ ધ્વનિનું શ્રવણ થાય સાકર સમુદ્રમાં ભળતાં, જેમ તદ્રૂપ બની જાય છે, અથવા જેમ લવણની પૂતળી સમુદ્રમાં ભળતાં તદ્રૂપ બની જાય છે, તેમ આત્મા પણ પરમાત્મસ્વરૂપ ચિંતવતો-ધ્યાવતો, તેમાં રમણ કરતો, પરમાત્મસ્વરૂપ બની જાય છે, સહજ જ્ઞાનયોગદ્વારા પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે આત્મા છે તેજ પરમાત્મારૂપ છે, આત્માના શુદ્ધ પર્યાયનો યોગ, આત્માને થવો, તે જ વસ્તુત યોગમાર્ગ છે તેની પ્રાપ્તિ માટે ધ્યાનાદિકની અપેક્ષા છે કર્મનું ઉલ્લંઘન કરી,

એકદમ પરમાત્મતત્વની પ્રાપ્તિ કરી શકાતી નથી, પણ અનુક્રમે કારણ સામગ્રીને સેવ્યાથી, સાધ્યની સિદ્ધિ અનાયાસે થાય છે સોઽહં પદ એ શબ્દાવલંબન છે, સોઽહં શબ્દદ્વારા આત્મસ્વરૂપમાં વૃત્તિ રમાડવાથી, વૃત્તિ નિર્વિષયી બની જાય છે, અને પશ્ચાત્ ઉદાસીનભાવ પ્રકટવાથી, સંસારની પ્રવૃત્તિમા સ્વાદ પડતો નથી, અને સંસારની પ્રવૃત્તિમા રાગદ્વેષથી પરિણમન થતુ નથી, અને અન્તરથી આત્માના ગુણપર્યાયમા રમણતા કરવાથી, અંશે અંશે પરમાત્મસ્વરૂપ પ્રકટતુ જાય છે, અને તેથી પ્રાન્તે સંપૂર્ણ પરમાત્માની સ્થિતિમય આત્મા બની રહે છે હે ભવ્યો ! જગતમા પરમપ્રશસ્ય એવુ ધ્યાનનુ માહાત્મ્ય સમજીને, કાયા અને માયાની વાસના ભૂલીને ધ્યાનમા પ્રવૃત્તિ કરવી ઉચિત છે કાયામા ઉત્પન્ન થતો અહંભાવનો વિલય કરવો યોગ્ય છે, તથા માયાની વાસના પણ ભૂલવી જોઇએ જગતમા માયાના જોરથી જગત્પ્રાણિયો સંસારરૂપ નગરીના ચોરાશી લાખ ચૌટાની અંદર, નાટકીઆની પેઠે અનેક પ્રકારના અવતારરૂપ વેષ લેઈ, જન્મ મરણરૂપ નાચ નાચે છે માયાની વાસનાને ભૂલનાર મહા યોગી જાણવો માયારૂપ મહાપ્રચંડ રાક્ષસી, સર્વનુ ભક્ષણ કરી જાય છે જ્ઞાનીએ માયાની જાત પૂછી, કે તુ કોણ છે ? શા માટે તુ જગતના જીવોને ફસાવે છે ? તુ જગતમા શું કાર્ય કરે છે ? તેના ઉત્તરમા જ્ઞાનીને ગુરુ શબ્દથી સંબોધી માયા કહે છે કે —

मत पूछो मेरी जात गुरुजी, मैंतो नागरब्राह्मणीयां,
हाथी खागइ घोडा खागइ सारी फोजडीयां;
सघरे दलमें दोनग छोडे, एक मेख दुजी मोगरीयां मत० १

ाजर खागइ मूला खागइ, खागइ सारी लालरीया;
रे खेतमें दोनग छोडे, एक कुइ दुजी ढेकरीयां  मत० २
ड्डु खागइ पेंडा खागइ, खागइ सारी रेवडीया,
रे हाटमे दोनग छोडे, एक बाट दुजी ताखडीया मत० ३

આ પ્રમાણે જગતમા આત્માને પરિભ્રમણ કરાવનાર મહા
ાયાનુ સ્વરૂપ સમજી તેથી દૂર રહી ભવ્યજીવોએ આકાશની
ઠે નિરાકાર એવા જ્ઞાનાદિકગુણમય આત્મસ્વરૂપમા લીન થવુ
અહવૃત્તિનુ ભાન જ્યારે આત્મા ભૂલે છે ત્યારે, આત્મા શિવ
સ્થાન પામે છે, એ સિદ્ધાત વાત છે તોપણ સૂચના કે પોતાના
સ્વરૂપની શ્રદ્ધા અને તેમાજ રમણતા થવાથી, અને આત્મા
વિનાની વસ્તુઓ જડ છે, તેથી તે મારી નથી, એવી બુદ્ધિ
થવાથી સ્વત અહવૃત્તિનો નાશ થાય છે, અને અખડ આનદ
ગૂઢભૂત પરમાત્મઅવસ્થા સ્વત પ્રકટે છે હવે સત્યધર્મ
આત્મધર્મ શાથી હોય છે, તે દર્શાવે છે —

दुहा.

आत्मोपयोगे धर्म छे, निजोपयोगे दान;
निजोपयोगी ज्ञानी छे, शाश्वतसुखनी जाण १२४
वहे वृत्तिनी शून्यता, आत्मस्वभावे लक्ष,
सार मार सहु ग्रन्थनु, सत्यविकाशे दक्ष १२५
मनन स्मरण शुद्धात्मनु, अन्तरमा उपयोग,
राखी चाखी मुक्तिफळ, लहिए निजगुणभोग १२६

આત્મદ્રવ્યના ઉત્પાદ, વ્યય, ધ્રુવના ઉપયોગે શુદ્ધધર્મનો પ્રાદુર્ભાવ જાણવો, તથા આત્મોપયોગે સાવધાન જાણવું આત્માનો ઉપયોગી ભવ્યજીવ જ્ઞાની જાણવો. આત્મજ્ઞાની સ્વધર્મના ઉપાદેયપણાથી, શાશ્વતસુખનુ સ્થાન બને છે બાહ્યભાવમાં ચિત્તવૃત્તિની શૂન્યતા વડે, અને આત્મસ્વભાવમા લક્ષ વર્તે, તેજ સર્વગ્રન્થોનુ સારમા સાર કથન છે એમ નિર્ણયપણે પંડિત પુરુષ સત્ય પ્રકાશે છે પરમપ્રેમથી આત્મસ્વરૂપમા લક્ષ રાખવુ, આત્મજ્ઞાન વિના આત્મસ્વરૂપમા લક્ષ્ય અપાતુ નથી જ્ઞાનદૃષ્ટિથી ધર્મ પ્રકટે છે, અને પરમા રમણતાબુદ્ધિ વર્તતી નથી, માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી, અંતરદૃષ્ટિથી પરમાત્મદેવનુ આરાધન કરવુ કહ્યું છે કે—

पद राग मल्हार

ज्ञानकी दृष्टि निहालो वालम, तुम अंतर दृष्टि निहालो. वा०
बाह्य दृष्टि देखे सो मूढा, कार्य नहि निहालो;
धरम धरम कर घरघर भटके, नाहि धर्म दिखालो. वाल० १
बाहिर दृष्टि योग वियोगे, होत महामतवालो;
कायर नर जिम मदमत वालो, सुखनिभाव निहालो. वालम २
बाहिरदृष्टि योगे भविजन, समुतिवास रहानो;
तिनतें नवनिधि चारित आदर, ज्ञानानन्द प्रमानो. वालम.३

પૂર્વોક્તપદથી સિદ્ધ થાય છે કે જ્ઞાનદૃષ્ટિ કરી, બહિરાત્મ દૃષ્ટિ ત્યાગવી, અર્થાત્ બાહ્યભાવમા વૃત્તિની શૂન્યતા રહે મહામતવાળો થાય છે અનંતીવાર

ચોરાસી લાખ જીવયોનિમા આ જીવે પરિભ્રમણ કર્યું, તેનુ કારણ બાહ્યદૃષ્ટિ છે, માટે જ્ઞાનદૃષ્ટિથી બાહ્યદૃષ્ટિનો પરિહાર કરી, અન્તરાત્મદેવનુ શુદ્ધપ્રણિધાનપૂર્વક આરાધન કરવુ તે ઉપર કહ્યુ છે કે—

पद–राग मल्हार

ज्ञानकी दृष्टि विचारो, साधो भाइ, आतमदृष्टि समारो॰साधो
अनुक्रम शुद्धज्ञाने अनुभव, ज्ञेय सकल सुविचारो,
ज्ञाने ज्ञेयकी एकता आदर, वहिरातमभ्रम निवारो. साधो॰ १
ज्ञानदृष्टि जे अन्तर भावे, शुद्धरूचि पहिचानो;
अन्तरातम ज्ञानातम भावे, होय परमातम जानो साधो॰ २
परमातम ते निजगुण भोगी, चारित ज्ञान वखानो,
ज्ञानानद चेतनमय मूर्ति, आनदमार सुजानो साधो॰ ३

આ પદમા પણ જ્ઞાનાત્મભાવે અન્તરાત્મદેવનુ આરાધન કરતા, અ તરાત્મ તે પરમાત્મરૂપ થાય છે તેમ સ્પષ્ટપણે દર્શાવ્યુ છે સારાશ કે–અન તજ્ઞાનાદિ શક્તિના આધારભૂત આત્મતત્ત્વનું જ્ઞાનધ્યાનથી સેવન કરવુ આત્મા જ પ્રિય તથા શ્રેષ્ઠમા શ્રેષ્ઠ ગણીને, તેનુ આરાધન કરવુ, તેમા તલ્લીન થવુ, તેજ પરમ રહસ્ય છે તે સ બધી ઉપાધ્યાયશ્રી યશોવિજયજી પરમપ્રેમમા વૃત્તિઓને લદબદ કરી, પદદ્વારા, આત્મદેવનુ ગાન કરે છે કે–

पद

ज्ञानादिक गुण तेरो, अनत अपर अनेरो,
वाही कीरत सुन मेरो, चित्तहु जस गायो हे ज्ञाना॰ १

तेरो ज्ञान तेरो ध्यान, तेरो नाम मेरो प्रान;
कारण कारज सिद्धो, ध्याता ध्येय ठरायो है. ज्ञाना०२
छुट गयो भ्रम मेरो, दर्शन पायो मैं तेरो;
चरण कमल तेरो, सुजस रगायो है. ज्ञाना० ३

જુઓ શ્રી ઉપાધ્યાયજી આત્મસ્વરૂપમા પ્રેમથી લીન થઇ કહે છે કે तेरो ज्ञान, तेरो ध्यान तेरो नाम, मेरोप्राण, હે આત્મા ! તારુ જ્ઞાન તેજ જ્ઞાન છે તારુ ધ્યાન તેજ ધ્યાન છે તારુ નામ તે મારા પ્રાણુ છે અહો ! કેટલી આત્મપ્રેમભક્તિની સીમા ! વળી તેઓશ્રી કહે છે કે छूट गयो भ्रम मेरो, दर्शन पायो मैं तेरो–મારા ભ્રમ મટી ગયો, મે હે આત્મા ! તારા દર્શન પાયો ઉપાધ્યાયજી કહે છે કે–હે આત્મન્ ! મે તારુ દર્શન પામ્યુ આ વાક્ય ઉપરથી ઉપાધ્યાયજીની કેટલી ઉચ્ચદશા છે, તે ભવ્યજીવોએ સમજી લેવુ હે આત્મા ! તારા સ્વભાવરૂપ ચરણુ–ચારિત્ર કમલમા મારા સ્વભાવ રગાયો છે એમ અત્યત પ્રેમથી તેઓશ્રી ગાન કરે છે તથા આત્મભાવમા રમણુતા જ સારમા સાર છે, એમ આત્મનિષ્ઠ ઉપાધ્યાયજી આત્માનું ગાન કરતા છતા કહે છે, તે નીચે મુજબ

पद–शोनी राग

चिदानद अविनासी हो, मेरो चिदानद अविनासी हो. टेक.
कोर मरोर करमकी मेटे, सहज स्वभाव विलासी हो. चि०१
पुद्गलमेल खेल जो जगको, सो तो सबहि विनासी हो;
पूरन गुन अध्यातम प्रगटे, जागी लोग उदासी हो; चि० २

नाम भेख किरियाकु सबहि, देखे लोक तमासी हो,
चिन मूरत चेतन गुन चिने, साचो सोउ मन्यासी हो. चि०३

दोरी देवारकी क्रिति दोरे, मति व्यवहार प्रकाशीहो,
अगम अगोचर निश्चयनयको, दोरी अनत अगासी हो चि०४

नाना घटमें एक पिछाने, आतमराम उपासी हो;
भेदकल्पनामे जड भूल्यो, लुब्ध्यों तृष्णा दासी हो. चि० ५

धर्मसिद्धि नवनिधि हे घटमें, कहा ढुंढत जइ काशी हो,
जश कहे शांत सुधारस चाख्यो, पूरन ब्रह्म अभ्यासी हो चि०६

શ્રી ઉપાધ્યાયજી કહે છે કે–પુદ્ગલથી ન્યારુ ચૈતન્ય સ્વરૂપ મારુ અવિનાશી છે પુદ્ગલના મેળ સમાન ખેલ સર્વ વિનાશી છે, મારો જ્ઞાનઆનંદસ્વરૂપ આત્મા તો અવિનાશી છે અનાદિ કાળ સંસારમા પરિભ્રમણ કરે છે તો પણ મારુ જીવપણું નાશ પામ્યુ નથી અનંતકાળ જશે તો પણ જીવત્વપણુ તેવુ ને તેવુ રહેવાનુ આત્મા દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય છે, અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય છે ગતિપર્યાયાદિક સર્વ અશુદ્ધ પર્યાય છે રાગ દ્વેષ, અષ્ટકર્મની વર્ગણા, પંચ શરીર, આદિ સર્વ પર્યાય છે, તે પુદ્ગલ સંબંધે છે અને પુદ્ગલના સંબંધ યોગે, આત્માનો જે વિભાવ પર્યાય બને છે, તેને અશુદ્ધ પર્યાય કહે છે અભવ્ય જીવોને અશુદ્ધપર્યાયની સ્થિતિ અનાદિ અનંતમે ભાગે છે કારણ કે, અભવ્ય જીવોનો અશુદ્ધપર્યાય નહિ બદલાવાનો સ્વભાવ હોવાથી, પર્યાયની શુદ્ધિ થતી નથી, અને પર્યાયની શુદ્ધિ થયા વિના મુક્તિ નથી ભવ્યજીવોને અશુદ્ધ

પર્યાયની સ્થિતિ અનાદિસાત ભાગે હોય છે શુદ્ધપર્યાયની સ્થિતિ પ્રવાહની અપેક્ષાએ સાદિઅનત છે, અને સમયે સમયે શુદ્ધ પર્યાયનો પણ ઉત્પાદ વ્યય થાય છે, તેની અપેક્ષાએ આદિસાત ભાગ જાણવો આત્મા પરમાત્મસ્વરૂપ થયો, તેમા દ્રવ્યપણુ તો પ્રથમ જેવુ હતુ, તેવુ પરમાત્મ દશા થતા પણ છે, પણ પ્રથમ આત્માના જ્ઞાનદર્શનચારિત્રરૂપ પર્યાય કર્મયોગે અશુદ્ધ હતા, તે કર્મ ટળતા શુદ્ધપર્યાય થયા–તેજ વિશેષ પરમાત્મપણુ જાણવુ આત્માને નિત્યપણે તથા અનિત્યપણે જાણ્યા વિના, તથા આત્માને એકપણે તથા અનેકપણે જાણ્યા વિના સમ્યક્ આત્મજ્ઞાન થતુ નથી હવે નિત્યાનિત્યત્વપણુ દર્શાવે છે પ્રથમ એકાતપક્ષ દર્શાવે છે

શ્લોક

तत्राऽऽत्मा नित्य एवेति, येषामेकान्तदर्शनम् ।
हिंसादय कथ तषां, कथमप्याऽऽत्मनोऽव्ययात् ॥ १ ॥

આત્મા નિત્યજ એકાતે છે, એવુ જેઓનુ એકાત દર્શન છે, એવા સાખ્ય, વેદાતી, નૈયાયિક, મીમાસકના મતમા, હિસાદિકની સિદ્ધિ થઇ શકતી નથી કારણ તેમના મતાનુસારે આત્માનો નાશ નથી, માટે કથચિત્ આત્માનો નાશ માનવામા આવે તો હિસાદિક થાય છે પણ તે હકીકતને તો આત્માને નિત્ય માનનારા માનતા નથી, માટે તેમના મતાનુસારે હિસાદિક નહિ ઘટવાથી, દયાદિકની સિદ્ધિ થતી નથી આત્માને માનનાર નિત્ય એકાતવાદી હિસાદિકની સિદ્ધિ અર્થે ઉત્તર આપે છે તે નીચે મુજબ

श्लोक.

मनोयोगविशेषस्य,-ध्वंसो मरणमाऽऽत्मनः ।
हिंसा तचेन्न तत्पस्य, सिद्धेरर्थः समासतः ॥ २ ॥

આત્માનો મનની સાથે સબધ છે, તે સબધનો નાશ થવો તેને મરણ કહે છે તેજ મરણરૂપ હિસા જાણવી આવી હિસા, આત્માને અવ્યય માનવાથી પણ ઘટે છે વાદીનુ આ પ્રમાણે કહેવુ અયુક્ત છે, એમ સિદ્ધાતી ઉત્તરમા દર્શાવે છે આત્માનો મનની સાથે જે સયોગ, તે સયોગનો ધ્વસરૂપ જે મરણ છે, તે તો અર્થાત્ સિદ્ધ છે સ્મૃતિઉદ્બોધક વિષયાદિકના અભાવથી, આત્મમનસયોગ સ્વત નષ્ટ થાય છે અને સ્મૃતિ ઉદ્બોધકના સદ્ભાવે, આત્મમનસયોગ ઉત્પન્ન થાય છે, તેથી આત્મમનસયોગ[1] નાશ કરનાર અન્ય પ્રાણી સિદ્ધ થતો નથી માટે હિસકની સિદ્ધિ થતી નથી, અને હિસક સિદ્ધ થયા વિના દયાદિકની સિદ્ધિ થતી નથી આ ઉપરથી સિદ્ધ થયુ કે આત્મમનસયોગનાશને હિસા માનવી યુક્તિયુક્ત નથી વળી આત્માને નિત્ય એકાત માનનારના મતમા આત્માની સાથે શરીરનો સબધ પણ ઘટતો નથી, તે શ્લોકદ્વારા દર્શાવે છે

श्लोक.

शरीरेणापि सबंधो, नित्यत्वेऽस्य न सभवी ।
विभुत्वेन च ससार, कल्पितः स्यादसंशयम् ॥३॥

अस्य आत्मनो नित्यत्वे शरीरेणाऽपि सह सबंधो न

1-આત્મા અને મનનો સબધ

समवी ( न घचे ) दोषांतरमाह॥ आत्मनो विभुत्वेन संसारश्च असंशय ( निश्चित ) कल्पित॰ स्यात्

ભાવાર્થ–આત્માને એકાંત નિત્ય માનવાથી, શરીરની સાથે આત્માનો સંબંધ ઘટતો નથી કારણકે, નિત્ય વસ્તુ અપરિણામી હોય છે વસ્તુમાં પરિણમન થયા વિના સંબંધ થતો નથી જેમ બે હસ્તનો સંયોગ કરવો હોય છે, ત્યારે હસ્ત દ્વયમાં સંયોગજનક વ્યાપાર કરવો પડે છે, તેમ અત્ર પણ નિત્ય આત્માનો શરીરની સાથે સંયોગ કરવા અર્થે અન્ય કોઈ ક્રિયા હોવી જોઈએ નિત્ય અપરિણામી માનેલો હોવાથી, આત્મામાં શરીર સંયોગજનક ક્રિયાનો સંભવ થશે નહિ, અને જો શરીર સંયોગજનક ક્રિયા આત્મામાં માનવામાં આવે, તો આત્મા પરિણામી થવાથી નિત્યત્વનો વ્યાઘાત થાય છે વળી બીજુ દૂષણ કહે છે, આત્માને વ્યાપક માનવાથી, એક સ્થાનથી બીજે સ્થાને જન્મ લેવો, તથા પરિભ્રમણ કરવું તે સર્વ કલ્પના માત્ર ઠરશે કારણ કે, વ્યાપક આત્મા સર્વત્ર એક સરખો હોવાથી, સંસાર ( એકસ્થાનથી અન્યસ્થાને જવું ) સિદ્ધ થતો નથી, માટે શરીરની સાથે નિત્યવ્યાપક આત્માનો સંબંધ બનતો નથી અપ્રાપ્ત બે વસ્તુનો સંબંધ તેને સંયોગ કહે છે અને વ્યાપક આત્મા તો સર્વત્ર હોવાથી કોઈ સ્થાને અપ્રાપ્ત નથી, તેથી આત્માને વ્યાપક માનવાથી શરીરનો સંયોગ ઘટતો નથી, અને જ્યારે શરીરની સાથે આત્માનો સંયોગ સિદ્ધ થયો નથી, તો એકાંત નિત્યવાદમાં હિંસાદિકની સિદ્ધિ શી રીતે ઘટે ? अपि तु न घटे। વાદી તેનું સમાધાન કરવા યુક્તિ કહે છે

## श्लोक

अदृष्टाद्देहसयोग स्यादन्यतरकर्मज' ।
इत्थ जन्मोपपत्तिश्चेन्न तद्योगाविवेचनात् ॥ ४ ॥

પુણ્ય પાપરૂપ અદૃષ્ટથી અન્યતરકર્મજ એવો દેહ સયોગ, ાત્માની સાથે થાય છે તાત્પર્યાર્થ કે-આત્મા, વ્યાપક હોવાથી, ત્મા સયોગજનક ક્રિયા ઉત્પન્ન થતી નથી, પરતુ શરીર તો ૫વ્યાપક હોવાથી, તેમા આત્માની સાથે એક દેશથી સયોગ /નક ક્રિયા ઉત્પન્ન થાય છે પુણ્યપાપરૂપ અદૃષ્ટવશાત્ આત્માની ાથે શરીરનો સબધ બને છે, તેથી જન્મમરણની સઘટના ાઈ શકે છે, અને તદ્દ્વારા હિસાદિકની સિદ્ધિ થાય છે

હવે સિદ્ધાતવાદી કહે છે કે-તે પ્રમાણે માનવુ યુક્તિ-ાુક્ત નથી, તથા અનુભવવિરુદ્ધ છે, તે જણાવે છે तद्यो गाविवेचनात् તે સબધનુ વિવેચન વિચારી જેતા સિદ્ધ રતુ નથી શરીરની સાથે આત્માનો સબધ છે, તે સબધ માત્માથી ભિન્ન છે કે અભિન્ન? જો ભિન્ન સબધ માનશો તો જેવો આ આત્માથી શરીરનો સબધ ભિન્ન છે, તેવો સર્વ માત્માથી શરીરનો સબધ ભિન્ન છે જ આત્માથી શરીર ાબધ ભિન્ન છતા પણ આત્માની સાથે સબધ માનશો, તો બા શરીરથી સર્વ આત્માની સાથે સબધ થવો જોઇએ, બને તે પ્રમાણે આ યુક્તિથી નારકી શરીરની સાથે ઇન્દ્રના બાત્માનો સબધ થવાથી, ઇન્દ્ર પણ નારકી કહેવાય, અને જો દમે આત્માની સાથે શરીરનો સબધ અભિન્ન માનશો, તો બાત્મા નિત્ય હોવાથી, શરીરનો સબધ પણ નિત્ય થશે, અને

નિત્ય શરીર સબધવાળો, આત્મા મુકત થશે નહિ અને તેથી મોક્ષાભાવ થાય, અને મોક્ષાભાવ સિદ્ધ થતા ત્યાગ, વૈરાગ્ય, તપ, જપની નિષ્ફલતા થાય-ઈત્યાદિ વિમ્નપથી આત્માની સાથે શરીરનો સબધ એકાત નિત્યવાદમા સિદ્ધ થતો નથી વળી જો તમે એમ કહેશો કે-અદૃષ્ટનુ એવુ માહાત્મ્ય છે કે નારકી શરીરનો સબધ નારકીઆત્માની સાથે થાય છે, અને ઇદ્રના આત્માની સાથે નથી થતો, તેથી ઇદ્રમા નારકીવ્યવહાર થતો નથી, એમ જો કહેશો તો અમે વિકલ્પ કરીએ છીએ કે-अदृष्टजन्यमाहात्म्य છે, તે આત્માથી ભિન્ન છે કે અભિન્ન છે? જો માહાત્મ્ય, આત્માથી ભિન્ન માનશો તો આ આત્માની પેઠે ઇન્દ્રના આત્માથી પણ માહાત્મ્ય ભિન્ન છે, તો ભિન્ન એવા માહાત્મ્યથી જેમ નારકી શરીરની સાથે સબધ થાય છે, તેમ ઇન્દ્રના આત્માનો પણ નારકી શરીરની સાથે સબધ થવો જોઈએ, અને જો એમ થાય તો પૂર્વોક્તદૂષણથી નારકીનુ દુખ ઇન્દ્રને ભોગવવુ પડશે, અને જો બીજા વિકલ્પ પ્રમાણે अदृष्टजन्य માહાત્મ્યને આત્માથી અભિન્ન માનશો, તો કોઈ પણ આત્મા મુક્તિ પામશે નહિ-ઇત્યાદિ વિચારતા, એકાત નિત્ય આત્માની સિદ્ધિ થતી નથી, વળી અદૃષ્ટદ્વારા શરીરમા વ્યાપાર થતા આત્માની સાથે સબધ થાય છે, એમ વાદીએ કહ્યું, તે પણ અપ્રમાણ છે સર્વવ્યાપક આત્માની સાથે એક પ્રદેશથી સબધ થવાથી, પૂર્ણ આત્માની સાથે શરીરનો સબધ થયો નહિ જે પ્રદેશાવચ્છિન્ન શરીરસબધ હશે, તેથી અદૃષ્ટ ભોગવાશે, તો સર્વ વ્યાપક આત્મા દુખાદિકનો ભોક્તા સિદ્ધ થશે નહિ વળી બીજો નિયમ એ છે કે-સર્વ વ્યાપક આત્મા

એક દેશથી આકાશની પેઠે બધાતો નથી એ ઉપરથી એકાત નિત્ય આત્માની સિદ્ધિ કોઈ પણ રીતે થતી નથી હવે એકાત અનિત્ય આત્મા માનનારના મતમા હિસાદિકની સિદ્ધિ થતી નથી તે દર્શાવે છે —

### શ્લોક

अनित्यैकान्तपक्षेऽपि, हिंमादीनामसमव. ।
नाशहेतोरयोगेन, क्षणिकत्वस्य साधनात् ॥ ५ ॥

આત્માને એકાત અનિત્ય માનનારના પક્ષમા પણ હિસાદિકનો સભવ થતો નથી તેનુ કારણ કહે છે હિસ્યની સાથે નાશનુ જે નિમિત્ત દડાદિક કારણ તેનો સબધ નહિ હોવાથી હિસાદિકની ઉપપત્તિ સિદ્ધ થતી નથી શા કારણથી સબધ થતો નથી તેનુ સમાધાન કરે છે કે વસ્તુને ક્ષણિક માનવાના કારણથી

ભાવાર્થ —બૌદ્ધમતાનુયાયી સર્વ વસ્તુને ક્ષણિક માને છે, તેમના મતમા એક ક્ષણમા વસ્તુ રહે છે, બીજા ક્ષણમા વસ્તુનો નાશ થાય છે જડ અને ચૈતન્ય વસ્તુ પણ એક ક્ષણમા ઉત્પન્ન થાય છે, અને બીજા ક્ષણમા ( સમયમા ) નાશ પામે છે જ્યારે આમ છે, ત્યારે હિસનક્રિયા, હિસ્ય અને હિસકની સિદ્ધિ થતી નથી જેમ ચૈત્રે એક સમયમા મૈત્રને માર્યો ચૈત્રનો તથા મૈત્રનો આત્મા બીજા સમયમા નષ્ટ થયો. ત્યારે બીજા સમયમા ઉત્પન્ન થએલા આત્માને પ્રથમ સમયમા ચૈત્રે કરેલા પાપનુ ફળ લાગી શકે નહિ, કારણ કે બીજા

સમયમા ચૈત્રનો આત્મા નષ્ટ થયો છે જ્યારે આ પ્રમાણે હિંસક કોઇ ઠર્યો નહીં, તો હિંસા પણ સિદ્ધ થઇ નહિ, અને જ્યારે હિંસા સિદ્ધ થઈ નહિ ત્યારે તેનુ ફળ દુખ વિગેરે પણ સિદ્ધ થતુ નથી જો કહેશો કે પ્રથમના આત્માએ પાપ કર્યું, અને બીજા સમયના આત્માને તે લાગ્યુ, તે પણ યુક્તિયુક્ત નથી, કારણ કે બીજા સમયમા ઉત્પન્ન થએલા આત્માને હિંસાદિકની સાથે સબધ નથી હિંસાનો હિંસકની સાથે સબધવિના પણ જો ફળભોકતૃત્વ માનશો, તો હિંસા અને દયામા ભેદ રહ્યો નહિ, વસ્ત્રની ગડીમા જેમ નીચે કસ્તુરી ધરવાથી, તેની ગધ ઉત્તરોત્તર ગડીમા આવે છે, તેવી રીતે પ્રથમના આત્માની વાસનાનો સક્રમ બીજા આત્મામા માનતા પણ દૂષણ આવે છે, તે બતાવે છે માતાએ જે જે પદાર્થનો અનુભવ કરી, વાસના ધારણ કરી છે, તે વાસનાનો સક્રમ ઉદરમા રહેલા બાળકમા થવાથી, બાળકને પણ માતાએ અનુભવેલા પદાર્થનુ સ્મરણ થવુ જોઇએ પણ તે પ્રમાણે સ્મરણ થતુ નથી, માટે વાસનાનો સક્રમ પણ સિદ્ધ થતો નથી અન્યપ્રકારે પણ હિંસાદિકની સાથે હેતુનો સબધ થતો નથી, તે બતાવે છે જેમ દડવડે કોઇએ દેવદત્તને માર્યો, ત્યારે હિંસા થઇ તે હિંસા દડથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન કહેશો, તો વિધ્યાદ્રિની–હિમાદ્રિની પેઠે હિંસાદિકની સાથે દડાદિકનો સબધ ઘટશે નહિ જો હિંસા દડથી અભિન્ન માનશો તો, દડરૂપ હિંસા થઈ, પણ જુદી હિંસા થઇ નહીં વળી દૂષણ આપે છે કે જે સમયમા ચૈત્રે દેવદત્તને મારવાનો પરિણામ કર્યો તો તે પરિણામ કરવાવાળે

આત્મા તો બીજા સમયમા નષ્ટ થયો, અને દ ડકથહણુ કર
ાર તથા મારનાર આત્મા તો અન્ય ઠર્યા તો કારણુ વિના
ાર્યની ઉત્પત્તિ થઇ, એમ માનવુ પડશે, અને એમ માનવુ
ે લોકવિરુદ્ધ છે પૂર્વોક્ત દૂષણોથી એકાંત અનિત્ય આત્મા
ાનતા હિંસાદિકની સિદ્ધિ થતી નથી એકાંત નિત્ય અને
એકાંત અનિત્ય આત્મા માનતા જે દૂષણો આવે છે,
ે સર્વ દૂષણોનો પરિહાર, આત્માને નિત્યાનિત્ય માનતા
ાય છે

શ્લોક

मौनीन्द्रे च प्रवचने, युज्यते सर्वमेव हि ।
नित्यानित्ये स्फुट देहा-द्भिन्नाभिन्ने तथाऽऽत्मनि ॥ १ ॥

અનાદિકાળથી સિદ્ધ એવા જિનેન્દ્ર પ્રવચનમા, આત્મામા
નેત્યાનિત્યપણુ તથા દેહથી આત્માનુ કથંચિત્ ભિન્નપણુ અને
થંચિત્ અભિન્નપણુ આદિ સર્વ યુક્તિયુક્ત ઘટે છે

આત્માને દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય માનવાથી ત્રણે
ાલમા તેનુ દ્રવ્યપણુ એક સરખુ રહે છે, તેથી જે જે કર્મ
ાત્મા કરે છે, તે અન્યભવમા ભોગવી શકે છે દ્રવ્યથી આત્મા
ેત્ય માનતા પ્રત્યેક ભવમા તેની હયાતિ હોય છે, તેથી જાતિસ્મરણ
ાનાદિકની પણ ઉપપત્તિ સમ્યગ્રીત્યા ઘટે છે આત્માને
ર્યાયાર્થિકનયની અપેક્ષાએ કથંચિત્ અનિત્ય માનવાથી, દેહમા
ાત્મા પરિણમે છે, અને કર્મ સાથે પણ પરિણમે છે, તથા
ન્ય ભવમા કૃતકર્માનુસારે જુદા જુદા શરીરમા પરિણમી
ે છે આત્માને પર્યાયનયાપેક્ષાએ અનિત્ય

કર્મ સાથે પરિણમન ઘટી શકે છે એકાત નિત્ય આત્મા માનતા, કર્મ સાથે પરિણમન થઈ શકતુ ન હતુ તે દોષનો, કથચિત્ અનિત્ય માનતા સર્વથા પરિહાર થાય છે વળી કથચિત્ દ્રવ્યાપેક્ષયા નિત્ય માનતા, એકાતઅનિત્યપક્ષમા આત્માની ક્ષણમા નષ્ટતા સિદ્ધ થતા, હિસાદિકની અનુપપત્તિ વિગેરે જે જે દોષો લાગતા હતા, તે સર્વનો પરિહાર થાય છે, કારણકે પર્યાયાર્થિકનયાપેક્ષાવડે આત્મામા ક્ષણે ક્ષણે પર્યાયનો વ્યય થાય, અને અન્યપર્યાયનો ઉત્પાદ થાય, તોપણ દ્રવ્યરૂપે તો આત્મા નિત્ય હોવાથી, અને પર્યાયનુ ભાજન હોવાથી, બીજા ક્ષણમા આત્માની અસ્તિતા સિદ્ધ થાય છે અને હિસા દિકની પણ ઉપપત્તિ સિદ્ધ થઈ શકે છે કારણકે, કૃતકર્મ, તથા પરિણામનો કર્તા તથા ભોક્તા આત્મા દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ, સદાકાળ વિદ્યમાન છે, કર્મની પ્રકૃતિયો આત્માના પ્રદેશો સાથે સબધ ધરાવે છે, અને આત્મપ્રદેશો તો ધ્રુવ છે દ્રવ્યપણે નિત્ય છે, તેથી કર્મ લાગવામા તથા અન્ય ક્ષણમા તથા અન્ય ભવમા કર્મ ભોગવવામા કોઈ જાતનો દોષ આવતો નથી એકાતનિત્ય આત્મા માનતા, દેહની સાથે આત્માનો સબધ થાય નહિ એકાતઅનિત્ય આત્મા માનતા, બીજા ક્ષણમા આત્મા નષ્ટ થાય, પણ અનાદિકાળ સિદ્ધ એવો નિત્યા નિત્ય પક્ષ આત્મામા સ્વીકારતા આત્મા નિત્ય અને કથચિત્ પર્યાયાપેક્ષયા અનિત્ય સ્વીકારતા, દેહમા પરિણમે છે, અને પર્યાયથી અનિત્ય તથા દ્રવ્યથી નિત્ય માનતા સદાકાળ આત્માની અસ્તિતા સિદ્ધ ઠરી, તેથી ક્ષણિક વાદરૂપ દોષનો પરિહાર થાય છે, ' જેમ સુવર્ણ એ દ્રવ્ય છે,

અને હાર એ પર્યાય છે, સુવર્ણ દ્રવ્યરૂપ નિત્ય છે, અને પર્યાયથી અનિત્ય છે, સુવર્ણના હારતુ કુડલ બનાવ્યુ, તથા કુડલતુ કટીભૂષણ બનાવ્યુ, એમ અનેક આકાર ભાગ્યા, અને અનેક બનાવ્યા, પણ સર્વ આકારમા સુવર્ણદ્રવ્યની તો અસ્તિતા અને ધ્રુવતા વિદ્યમાન જ છે સુવર્ણના નાના મોટા વિચિત્રપર્યાય( આકાર )ના નાશથી અને અન્યપર્યાય( આકાર )ના ઉત્પાદથી કઇ સુવર્ણદ્રવ્યનો નશ થનો નથી તેમ આત્મા ચોરાશી લાખ યોનિમા અનેક શરીર ધારણ કરે છે, ચાર ગતિમા અનેક શરીર ધારણ કરે છે અને મૂકે છે, અને બીજા શરીરો ધારણ કરે છે, તોપણ આત્મદ્રવ્યપણે મહાકાળ એક સરખુ ધ્રુવ-વિદ્યમાનપણે વર્તે છે, તેમજ આત્માનો શુદ્ધપર્યાય સાદિ અનત ભાગે થતા પણ આત્મદ્રવ્યપણુ ધ્રુવપણે વિદ્યમાન છે ત્રણે કાલમા આત્મદ્રવ્યપણુ ધ્રુવપણે વર્તે છે, અને સુવર્ણના પર્યાયની પેઠે આત્માના અનેક પર્યાયો ચાર ગતિમા અશુદ્ધ અને મોક્ષમા શુદ્ધપણે ઉત્પન્ન થાય છે, તથા નષ્ટ થાય છે, હારમા રહેલું સુવર્ણ, હારથી સ્યાત્ ભિન્ન છે, અને સ્યાત્ અભિન્ન છે, કથચિત્ ભિન્નપણ સ્વીકારતા, સુવર્ણનો હાર એવો વ્યવહાર થાય છે, તેમજ અન્યપર્યાયપણે પણ સુવર્ણ પરિણમે છે. કથચિત્ અભિન્નપણ સ્વીકારતા સુવર્ણના પર્યાય અને સુવર્ણનો અભેઠ દેખાય છે, આત્મા પણ કથચિત્ દેહથી ભિન્ન છે, તેથી આત્માનો દેહ એવો વ્યવહાર થાય છે, તથા અન્યગતિમા અન્યશરીરને આત્મા ધારણ કરી શકે છે, તથા ધારણ કરેલા શરીરમાથી આત્મા જુદો થઇને અન્ય શરીર ધારણ કરે છે, કથચિત્ આત્મા દેહથી અભિન્ન છે કાર્મણ, તૈજસ, અને

ઔદારિક શરીરમા પરિણમેલ આત્મા સર્વ શરીરમા રહે છે, અને તેનાથી અભિન્નપણે વર્તે છે જો એકાંતે શરીરથી ભિન્ન આત્મા વર્તે તો શરીરથી થતા પાપ પુણ્ય આત્માને લાગી શકે નહિ, અને કર્મની સાથે આત્માનો સબંધ થાય નહિ કથચિત્ દેહની સાથે અભિન્ન આત્મ સબધ માનતા આત્માને યોગ[1] સબંધથી પુણ્ય પાપ લાગી શકે છે અભિન્ન આત્મા માનતા કર્મની સાથે આત્માનો સબધ થાય છે, અભિન્ન આત્મા માનતા શરીરદ્વારા સુખ દુખનો ભોક્તા આત્મા સિદ્ધ થઈ શકે છે કાર્મણશરીર અને તૈજસશરીરની સાથે તો, આત્મા જ્યાસુધી મુક્તિપદ પામતો નથી, ત્યાસુધી અભિન્નપણે વર્તે છે, તો પણ કાર્મણ અને તૈજસશરીરની સાથે પણ આત્માનો કથચિત્ ભિન્ન સબધ છે, ભિન્નપણુ રહેવાનુ કારણ એ છે કે-કાર્મણ અને તૈજસ શરીર પણ એક સરખા હોતા નથી, અને તેમા પણ સમયે સમયે ઉત્પાદ, વ્યય થયા કરે છે આત્માના શુભાશુભ વ્યાપારપ્રયોગે, તે પણ બદલાય છે તથા આત્માનો કાર્મણ અને તૈજસની સાથે ભિન્ન સબધ કથચિત્ માનતા, તે બે શરીરથી પણ આત્મા છૂટો થઇ મુક્તિપદ પામે છે વ્યવહારનયની અપેક્ષાએ શરીરની સાથે આત્માનો અભિન્ન સબધ અને નિશ્ચયનયની અપેક્ષાએ ભિન્ન સબધ છે આત્મ મુક્તિપદ પામે છે ત્યારે દેહસબધ ટળ્યાથી, ભિન્નાભિન્ન સબધ પણ નષ્ટ થાય છે મુક્તાવસ્થામા પણ કથચિત્ નિત્યાનિત્યપણુ આત્માને વિષે દ્રવ્યપર્યાયાપેક્ષાએ વર્તે છે. આત્મામા નિત્યાનિત્યત્વ વર્તે છે તેમ સર્વજ્ઞે જ્ઞાનવડે પ્રરૂપણા કરી છે આત્મ

1-મન, વચન અને કાયારૂપ

દ્રવ્યો અનત છે સિદ્ધ અને સસારી એ ભેદ આત્માના છે સસારી જીવ પણ એકેદ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પચેદ્રિયના ભેદથી પચપ્રકારે છે મિથ્યાત્વના નાશથી જીવ સમ્યક્ત્વ પામી ચોથે ગુણઠાણે આવે છે અને ચોથા ગુણઠાણાથી દેશવિરતિપણુ પામી પચમગુણઠાણે આવે છે તથા સર્વવિરતિપણુ પામી છઠ્ઠા ગુણઠાણે આવે છે ત્યાથી આગળ ચઢી આઠમા ગુણઠાણાથી ક્ષપકશ્રેણિ આરોહીને, બારમાના અન્તે ઘનઘાતી કર્મ ખપાવી, તેરમા ગુણઠાણે જીવ ક્ષાયિકભાવની નવ લબ્ધિ પામી, સયોગી પરમાત્મા બને છે ત્યા વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર, એ અઘાતીયા ચાર કર્મ બાકી રહે છે સયોગી પરમાત્મા વેદનીયકર્મના ઉદયથી આહાર ગ્રહણ કરે છે આહારસજ્ઞાનો નાશ તો મુનિને પણ હોય છે, તેથી સયોગી કેવલીને આહારસજ્ઞાનુ દૂષણુ આહાર કરતા પ્રાપ્ત થતુ નથી, તથા તેરમે ગુણઠાણે દગ્ધરજ્જુવત્ વેદનીયાદિ ચાર કર્મ કહ્યા છે, તે સ્થિતિના અપેક્ષાએ છે અર્થાત્ તે ચાર કર્મ છે, પણ તેથી સસારબીજભૂત નવા કર્મ બધાતા નથી સયોગીકેવલીને નિદ્રાનુ કારણુ દર્શનાવરણીયકર્મ ખપવાથી આહાર કરતા નિદ્રા દોષ, તથા મોહનીયકર્મ ખપવાથી પ્રમત્તદોષ લાગતો નથી કેવલીને દેશનાદિ પ્રવૃત્તિ જેમ મોહજન્ય નથી, તેમ આહારાદિ પ્રવૃત્તિ પણ મોહજન્ય નથી નામકર્મના ઉદયથી જેમ સયોગીકેવલીને દેશનાદિમા પ્રવૃત્તિ થાય છે, તેમ વેદનીયોદયથી આહારાદિમા પ્રવૃત્તિ થાય છે સયોગીકેવલીને મિષ્ટાન્નાદિ આહાર કરતા, રસ સબધી મતિજ્ઞાન ઉત્પન્ન થતુ નથી, જેમ સમવસરણમા સુગધી પુષ્પોની સુગધ આવવાથી, ઘ્રાણ સબધી

મતિજ્ઞાન કહેવાતુ નથી, તેમ અત્ર આહારમાં પણ મતિજ્ઞાનનો દોષ સપ્રાપ્ત થતો નથી. રસ અને ગધનુ જ્ઞાન કેવલજ્ઞાનથી જણાય છે ઇન્દ્રિયોનુ જ્ઞાન ક્ષયોપશમભાવે છે, ક્ષાયિકભાવે કેવલ જ્ઞાન થતા, ઇન્દ્રિયજ્ઞાન રહેતુ નથી ઇન્દ્રિયો ફક્ત શોભાર્થે છે અઘાતીકર્મનો ક્ષય થતા, આત્મા પરમાત્મસ્વરૂપ થાય છે, અને એક સમયમા લોકાતસિદ્ધક્ષેત્રમા સાદિ અનતમાભાગે વિરાજમાન થાય છે, સર્વ શુદ્ધ પર્યાયનો ઉત્પાદ, વ્યય, સિદ્ધાત્મા મા સમયે સમયે થયા કરે છે, અશુદ્ધતાનો અશ માત્ર પણ રહેતો નથી અશુદ્ધતાના યોગે જન્મમરણ થાય છે, **અશુદ્ધતા ટળવાથી જન્મ જરા અને મરણનો ક્ષય, સિદ્ધાત્માને હોતો નથી** આવી નિર્મલ શુદ્ધદશાની પ્રાપ્તિ કરવી, એજ વિવેકી ભવ્ય જનોનુ મુખ્યમા મુખ્ય કર્તવ્ય છે; પરમાત્મસ્વરૂપ આત્મામા સત્તાએ રહેલુ છે, તેથી આત્મા, નૈગમનયની અપેક્ષાએ સિદ્ધ કહેવાય છે, સગ્રહનય સર્વ આત્માઓની એક સરખી સત્તા વર્ણવે છે તે નયના અનુસારે સર્વ આત્મા સત્ છે સર્વજીવોના ચૈતન્ય સત્તા એકસરખી હોવાથી, તેમા ભેદ ભાવ વર્તતો નથી એકાત સગ્રહનયથી આત્મસ્વરૂપ સ્વીકારતા વેદાતમતની ઘટના થઈ છે વ્યવહારનયથી આત્માનુ સ્વરૂપ ભિન્ન ભિન્ન કથવામા આવે છે, ગતિની અપેક્ષાએ, ઇન્દ્રિયોની અપેક્ષાએ પ્રાણની અપેક્ષાએ, પર્યાપ્તિની તથા અપર્યાપ્તિની અપેક્ષાએ આત્માઓના અનેક પ્રકારે ભેદ પડે છે; જીવોના ભાવને ત્રેમક ભેદ થાય છે, ઋજુસૂત્રનય પરિણામગ્રાહી છે શબ્દનય, ભે જ્ઞાનવી આત્મસ્વરૂપ સ્વીકારે છે સમકિતની પ્રાપ્તિ શબ્દનય અગીકાર કરીને, અન્યનયથી પોતાની વિલક્ષણતા

નાશ થઈ શકે છે આત્મજ્ઞાનદ્વારા આત્મમા રમીને, ક્ષાયિક ભાવનુ કેવલજ્ઞાન, દર્શન, ચારિત્ર ઉત્પન્ન કરી, પરમ દશાની પ્રાપ્તિ કરવી, તે જ સર્વ કર્તવ્યમા મુખ્ય કર્તવ્યને ગણતા વાચકવર્ય શ્રી યશોવિજયજી કહે છે કે—कोरमरोर करमकी मेरें, सहजभाव विलासी हो–કર્મની સર્વ પ્રકૃતિનો ક્ષય કર નાર એવો મારો આત્મા સહજભાવમા વિલાસ કરનારો છે આત્મગુણમા ઉપયોગ મૂકી આત્માને સ્તવનારા ઉપાધ્યાયજી જાણે ઔદયિક પરિણતિ ભૂલ્યા હોય તેમ કહે છે કે—मेरो चिदानंद अविनाशी–વળી કહે છે કે–પુદ્ગલની રચના તે સર્વ મેલ સ માન છે એવુ આ બાહ્ય જગત્ છે, તેમા શો રાગભાવ કરવો ! મેલ સદૃશ જગત્મા આત્મજ્ઞાનીને ઉદાસભાવ વર્તે છે, તેથી જગતના પદાર્થોમા જ્ઞાનીને રાગ અને દ્વેષબુદ્ધિ થતી નથી, અને તેથી જ્ઞાનીને ઉદાસીનતા જાગે છે, અને ઉદાસીનતાદ્વારા આત્મસ્વરૂપમા રમણ કરતા કર્મપડદો ચીરી નાખીને આત્મા સૂર્યની પેઠે પ્રકાશે છે નામથી ભેખપાણુ વા નામની માન ક્રિયા કરનારા બાળજીવોના જ્ઞાનવિનાના તમાસા આત્મજ્ઞાની દેખે છે, નામ માત્રથી સાધુ, ત્યાગી વા સન્યાસી, કહેવરાવવાથી કંઈ આત્મસ્વરૂપ પ્રકટતુ નથી જ્ઞાનસ્વરૂપ ચેતનના ગુણને ઓળખીને તેમા રમે તેજ નિશ્ચયથી સત્યસન્યાસી કહે વાય છે આવી નૈશ્ચયિક અધ્યાત્મદશાના રાગી ઉપાધ્યાયજી કહે છે કે—

दोरी देवारकी किति दोरे, मति व्यवहार प्रकाशी हो।
अगम अगोचर निश्चयनयकी, दोरी अनत अगासी हो.

વ્યવહારની મતિ, દેવારની ( પ્રાસાદની ) દોરી સમાન છે અને અગમ અગોચર નિશ્ચયનયની દોરી અનન્ત છે એમ સ્પષ્ટ કહી, ઉપાધ્યાયજી આત્મતત્ત્વ રમણતાને અગ્રગણ્ય કથે છે. સર્વ દેહધારીઓમા જ્ઞાનદર્શન ચારિત્રમય આત્માઓ વાસ કરે છે ગુણની અપેક્ષાએ સર્વ આત્માઓ એક સરખા છે સત્તાની અપેક્ષાએ સગ્રહનય, સર્વ આત્માને એક કહે છે, પણ વ્યકિતની અપેક્ષાએ આત્મા અનેક છે અનતગુણમય આત્માનુ ઐક્યસ્વરૂપ ભાવીને, આત્મજ્ઞાની ભેદ કલ્પનાને વિસારી મૂકે છે પોતાના સ્વરૂપમા અભેદપણે રમવાથી મુક્તિ છે અભેદકલ્પના કરવાથી, જડમા ચિત્તવૃત્તિનુ પરિણમન થવાથી અનેક પ્રકારની તૃષ્ણાનો ઉદ્ભવ થાય છે માટે બાહ્યભાવની ભેદકલ્પના દૂર કરી, આત્માની અનન્યભાવે ઉપાસના કરવી હે ભવ્યો ! ખરેખર તમે અન્તર્યામી આત્મ પ્રભુનો વિશ્વાસ ધરી તેનું સેવન કરો તમે જ્યા જાઓ છો, ત્યા અન્તર્યામી આત્મપ્રભુ સાથેને સાથે વર્તે છે તમારા દેખાતા શરીરમા સર્વત્ર વ્યાપીને અસખ્યપ્રદેશી આત્મ પ્રભુ રહ્યા છે જ્ઞાનશક્તિનો આધાર-પ્રકાશક આત્મપ્રભુ તમારી પાસે છતા, કયા બાહ્યમા તેને પ્રાપ્ત કરવા ભટકો છો ? જરા તમે જ્ઞાનદ્વારા આત્મપ્રભુનુ ધ્યાન કરશો તો તમે પોતે આત્મપ્રભુ છો, અને આ દેખાતુ શરીર તમારાથી ભિન્ન છે, એમ ભાસ્યા વિના રહેશે નહિ શ્રી તીર્થંકર, ચક્રવર્તી, મુનિ વિગેરે જે અનત સિદ્ધ થયા અને થશે, તે સર્વ આત્મપ્રભુની ઉપાસના કરવાથી સમજો સૂર્ય, ઘનવાદળથી આચ્છાદિત હોય તોપણુ દિવસ માલૂમ પડે છે, તેમ આત્મા

કર્મથી આચ્છાદિત છે, તો પણ જ્ઞાનથી તે પ્રકાશ કરે છે હે ભવ્ય ! રત્નચિંતામણિ કામધેનુ, કામકુંભ કલ્પવૃક્ષથી જે સુખ અપાય નહિ, તે સુખનો દાતા આત્મા-પ્રભુ તમારા શરીરમા જ્ઞાનજ્યોતિથી વિદ્યમાન છતા કયા તુ બાહ્યપદાર્થોમા સુખને શોધે છે ? હુ ચૈત્ર, વા હુ અમૃત, વા હુ મણિલાલ, એવા શબ્દોમા તમે આત્માને કયા શોધો છો ? બાળ, યુવા અને વૃદ્ધ એવા શરીરને આત્મા માની કેમ ભૂલ કરો છો ! તમો ત સર્વથી ન્યારા અતરાત્મા પ્રભુ છો, એમ દૃઢ વિશ્વાસ ધારણ કરો, અને સત્તા અપેક્ષાએ તમે પરમાત્મા છો, માટે આત્માને સિદ્ધસમાન ભાવો, સિદ્ધસ્વરૂપ અન્તરાત્માથી ન્યારુ નથી,-એમ અભેદભાવનાથી આત્મા, પરમાત્માનો ભેદ દૂર કરો તમારી અનતી શક્તિ છે તમે આત્મા છો, પણ કાળુ ગોરુ દેખાતુ શરીર તમે નથી, એમ અન્તરૂમા ભાવ્યા કરો શરીર મન અને વાણીમા થતા અહત્વઅધ્યાસને ભૂલી જાઓ અતરૂમા રમણતા કરો આવી ધ્યાનશક્તિ સ્થિરપણે પ્રતિદિન વૃદ્ધિ કરતા રહો પછી જુઓ કે તમારી પ્રથમની પ્રવૃત્તિમા અને હાલની પ્રવૃત્તિમા કેટલો ફેરફાર લાગે છે; તે પ્રત્યક્ષ અનુભવશો રકસમાન એવા શરીરને તમે આત્મા તરીકે સ્વીકારી, તેની જેટલી ચાકરી તથા સારસભાળ રાખો તેટલી આત્માને માટે રાખતા નથી, તેજ તમારુ અજ્ઞાન છે તે બાબત કહ્યુ છે કે-

राजाने तो रंक गणीने, फरी मही सारधार रंकने राजा मानी बेठो, धिक् पड्यो अवतार-अंतरधन खोयु रे मोटो ए अन्याय छे। नेवानु पाणी मोभेरे-व्हाला चाल्यु जाय छे

આત્મશક્તિને જો ખીલવવી હોય તો પ્રેમભક્તિથી આત્મપ્રભુની

ઉપાસના કરો આત્માનુ સ્વરૂપ સમજાવનાર શ્રી સદ્ગુરુ મહારાજની આજ્ઞા મસ્તકે ધારણ કરો પુન પુન સદ્ગુરુનો સમાગમ કરવો જોઇએ, **શ્રીસદ્દ્ગુરુના ઉપદેશથી, જેવુ આત્મસ્વરૂપ સમજાય છે, તેવુ પોતાની મેળે પુસ્તકો વાંચવાથી કદી સમજાતુ નથી.** નાટક જોવામા, હવાખાવામા, ખેલ જોવામા, કમાવામા, તમારી ચિત્તવૃત્તિ જેટલી ઉત્સુક થાય છે, તેટલી આત્મપ્રભુની ભક્તિમા ઉત્સુક થતી નથી, તેનુ કારણ અજ્ઞાન મોહ છે શ્રી સદ્ગુરુના સમાગમમા આવતા, સ્વયમેવ આત્મપ્રભુ, જ્ઞાનદ્વારા પોતાનુ સ્વરૂપ પ્રકાશ કરશે, અનેક નામધારી એવો આત્મા અનેક નામથી પણ ભિન્ન છે, જે વાણી અગોચર છે, જે ઇન્દ્રિયોથી અપ્રકાશ્ય છે, એવા આત્મ પ્રભુની ઉપાસના કરવામા, એકપળ પણ નકામી ગાળવી યોગ્ય નથી મનમા આત્મપ્રભુનુ સ્મરણ કર્યા કરો અનતગુણાધાર શ્રી આત્મપ્રભુની જેવા ભાવથી સેવના કરશો તેવા ફળ પામશો સેવા કરનાર તથા ફળ આપનાર, તથા ફળ ભોગવનાર પણ સ્વય આત્મા છે અષ્ટસિદ્ધિ અને નવનિધિ પણ આત્મામા છે, તેને પેદા કરનાર પણ આત્મા છે, ને તેને ભોગવનાર પણ આત્મા છે શ્રી જિનેન્દ્રભગવાને અસખ્ય યોગદ્વારા આત્મપ્રભુની ઉપાસના કરવાની કહી છે **તે સર્વથી પણ ઉપાદેય-પ્રાપ્ય આત્મપ્રભુ છે** જે જે વિચારો તમે કરો છો, તે તે આત્મા માથી થાય છે, માટે તમારી પાસે જ આત્મા છે શ્રી ગૌતમસ્વામીને અઠ્ઠાવીશ લબ્ધિયો ઉત્પન્ન થઇ હતી તે સર્વ લબ્ધિયો પણ આત્માની જ જાણવી શ્રી વિષ્ણુકુમારને આકાશગામિની શક્તિ પ્રાપ્ત થઇ હતી, તે પણ આત્માની જ શક્તિ જાણવી. અન

ધર્મધન તમારી પાસે છે, છતા ક્યા બાહ્ય–કાશી વિગેરે જઈ ધર્મ શોધો છો ? તમારુ ધન આત્મામા રહ્યુ છે જેમ કોઈ મનુષ્યના ઘરમા ઘણુ ધન દાટેલુ છે, અને તેના તાબાપત્રના લેખો પણ ગૃહમા મૌજુદ છે, છતા તે અજ્ઞાનથી પોતાને ભિખારી સમજીને અન્યની આગળ ભીખ માગે છે, પણ જ્યારે કોઈ ભેદુ પેલા મનુષ્યને સમજાવી તેના ઘરમા દાટેલુ ધન કાઢી બતાવે છે ત્યારે તેને કેટલો આનદ થાય છે ? તથા પોતાને ધનવાન્ માને છે, તેમ આત્મારૂપ ઘરની અદર જ્ઞાનદર્શન, ચારિત્ર, સુખ, વીર્યરૂપ અનતગણુ ધન, કર્મરૂપ ધૂળથી દટાએલુ છે, તેથી જીવ પોતાને નિર્ધન માને છે, અને પુદ્‌ગલ કે જે રૂપુ, સોનુ, મોતી, વિગેરે છે, તેને ધન સમજી પુદ્‌ગલની ભિક્ષા માગ્યા કરે છે, પણ જ્યારે પ્રાણીને શ્રી સદ્‌ગુરુનો સમાગમ થાય છે, ત્યારે ગુરુ તેને, આત્મિક ધન, જ્ઞાનચક્ષુ ઉઘાડી દેખાડે છે, તેથી આત્માને અનત આનદ સપ્રાપ્ત થાય છે, અને પછી મનમા વિચારે છે કે–અહો ! સત્યધન તો મારા આત્મામા છે બાહ્યધન તો અનત સિદ્ધ જીવોની એઠ છે તે તો જડવસ્તુ છે મારુ ધન તો જડ-વસ્તુથી ભિન્ન છે, એમ ખરેખરો જ્ઞાનથી વિશ્વાસ થતા જીવની ધનાર્થે–સુખાર્થે બાહ્યભાવમા થતી પ્રવૃત્તિ સહેજે ટળે છે, આત્મા નિવૃત્તિમય બને છે, આત્મા, શુભ ભાવનાથી આત્માને ભાવનો–ભેદજ્ઞાની આત્મા અનતસુખનો ભોગી બને છે આત્મા ચાતજ્ઞાવરૂપ અમૃતરસનુ આસ્વાદન કરતો છતો, અતરમા પૂર્ણ બ્રહ્મસ્વરૂપનો અભ્યાસી બની, અનત આનદ રસનો સમયે આસ્વાદ લે છે બ્રહ્મસ્વરૂપનો આનદ ભોગવી,

આત્મા સાંસારિકસુખને વિષ્ટાસમાન લેખે છે, અને ઇંદ્ર, ચંદ્ર, નાગેન્દ્રની પદવીને પણ બાળચેષ્ટા સમાન ગણે છે આત્મા, પ્રભુનું ધ્યાન કરતાં પરમાત્મસ્વરૂપે પ્રકટે છે તે ઉપર શ્રી આનંદઘનજી મહારાજ કહે છે કે—

जिन स्वरूप थइ जिन आराधे, ते सहि जिनवर होवे रे;
भृंगी इलिकाने चटकावे, ते भृंगी जग जोवे रे. ॥ षट्० ॥

વળી તે ઉપર શ્રી ચિદાનંદયોગિરાજ પણ કહે છે કે—

सुर्णी भृंग केरो शब्द कीट फीट भृंग थयो, लोहाको विकार गयो पारस फरसथी; फूलक सयोग शील तेल भयो ह फूलेल, तरु भये चदन सुवासक फरसथी, मुक्ताफल स्वातिको उदक भयो सीप सग, काष्ठ हु पाषाणे ज्यु सीलोदक फरसथी, चिदानद आतमा परमातमा स्वरूप भयो, अवसर पाय भेद ज्ञानके दरसथी.

પરમાત્મસ્વરૂપની ભાવના તથા અન્તરમાં સ્વસત્તાને એકત્વરૂપે તન્મયપણે ધ્યાવવાથી પૂર્ણ જ્યોતિ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે વળી આત્મ દ્રવ્યનું ભેદજ્ઞાનાર્થે વિશેષત વર્ણન કરે છે

## दुहा

द्रव्यादिकथी अस्तिता, अन्य नास्तिता पाय;
अन्यपणे सापेक्षथी-समय समयनीमाय १२७
क्षयोपशमतायोगथी, तु कर निजगुण खोज,
चढते भावे जागशे, चिदानन्दनी मोज. १२८

अनुभवगम्यस्वरूप ज्या, त्यां शो ? वादविवाद,
आतमने ते ओळखे, प्रगटे जेने नाद. १२९

ध्यान ध्यानमा भेदता, क्षयोपशम भेदः
सम्यग्ज्ञानप्रभावथी, रहे न किंचित्खेद १३०

હવે દ્રવ્યમા અસ્તિતાનુ નાસ્તિતાનુ સ્વરૂપ વર્ણન કરતા પ્રથમ પ્રસગોપાત્ત દ્રવ્યનુ સામાન્યત સ્વરૂપ વર્ણવે છે ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય ૪ પુદ્ગલાસ્તિકાય, ૫ જીવ અને ૬ કાલ, એ છ દ્રવ્યમા કાલદ્રવ્ય તે કેટલાક આચાર્યોના કથન મુજબ ઉપચારથી દ્રવ્ય છે, વસ્તુગત્યા દ્રવ્ય નથી એ છ દ્રવ્ય શાશ્વત છે, એ છ દ્રવ્યમા પાચ અજીવદ્રવ્ય છે, અને જીવ તેજ જીવદ્રવ્ય છે

ધર્માસ્તિકાયના ચાર ગુણ છે અરૂપી, બીજો અચેતન, ત્રીજો અક્રિય, ચોથો ગતિસહાયગુણ અધર્માસ્તિકાયના ચાર ગુણ છે અરૂપી, અચેતન, અક્રિય અને સ્થિતિસહાયગુણ આભશાસ્તિકાયના ચાર ગુણ છે અરૂપી, અચેતન, અક્રિય, અને અવગાહનાગુણ કાલદ્રવ્યના ઉપચારે ચારગુણ છે અરૂપી, અચેનન, અક્રિય, નવા પુરાણાવર્તના લક્ષણ પુદ્ગલાસ્તિકાયના રૂપી, અચેતન, મક્રિય, અને ચોથો [1]મિલનવિખરણપૂરણગલન ગુણ છે જીવદ્રવ્યના અનતજ્ઞાન, અનતદર્શન, અનતચારિત્ર, અનતવીર્યગુણ છે એ છ દ્રવ્યના ગુણ અનાદિ અનતમા ભાગે છે હવે છ દ્રવ્યના પર્યાય કહે છે ધર્માસ્તિકાયના ચાર પર્યાય છે, એક ખ ધ, બીજો દેશ, બીજો પ્રદેશ, અને ચોથો અગુરુ

---

[1]-મળવુ, વિખરાવુ, પૂરણી થવી અને ગળી જવુ

લઘુ બીજા અધર્માસ્તિકાયના ચાર પર્યાય છે એક સ્કધ, બીજો દેશ, ત્રીજો પ્રદેશ અને ચોથો અગુરુલઘુ પુદ્ગલદ્રવ્યના ચાર પર્યાય છે એક વર્ણ, બીજો ગધ, ત્રીજો રસ અને ચોથો સ્પર્શ—અગુરુલઘુસહિત તથા આકાશાસ્તિકાયના ચાર પર્યાય છે એક સ્કધ, બીજો દેશ, ત્રીજો પ્રદેશ અને ચોથો અગુરુ લઘુ, તથા કાલદ્રવ્યના ઉપચારે ચાર પર્યાય છે એક અતીત કાલ, બીજો અનાગત કાલ, ત્રીજો વર્તમાન કાલ, ચોથો અગુરુ લઘુ તેમજ જીવદ્રવ્યના ચાર પર્યાય છે એક અવ્યાબાધ, બીજો અવગાહન, ત્રીજો અમૂર્તિક, ચોથો અગુરુલઘુ એ છ દ્રવ્યના પર્યાયો પણ પ્રવાહની અપેક્ષાએ અનાદિ અનતમે ભાગે જાણવા

એ છ દ્રવ્યના ગુણપર્યાયનુ સાધર્મ્યપણુ કહે છે અગુરુલઘુ-પર્યાય ષડ્દ્રવ્યોમા સરખો છે અરૂપીગુણ પુદ્ગલદ્રવ્યને ટાળીને પચદ્રવ્યમા વર્તે છે અચેતનગુણ પચદ્રવ્યમા વર્તે છે સક્રિયગુણ પુદ્ગલ અને વ્યવહારથી જીવદ્રવ્યમા વર્તે છે નિશ્ચયથી ચલનરૂપ સક્રિયગુણ જીવદ્રવ્યમા વર્તતો નથી ચલનસહાયગુણ એક ધર્માસ્તિકાયમા છે સ્થિરસહાયગુણ એક અધર્માસ્તિકાયમા વર્તે છે અવગાહનાગુણ એક આકાશદ્રવ્યમા વર્તે છે, બાકીના પચદ્રવ્યમા નથી વર્તનાગુણ તે એક કાળ દ્રવ્યમા છે, તથા મિલનવિખરણગુણ તે એક પુદ્ગલદ્રવ્યમા છે, અન્ય દ્રવ્યમા નથી તથા જ્ઞાનચેતનાગુણ એક જીવદ્રવ્યમા છે, એ છ દ્રવ્યના મૂલ ગુણો જે જે દ્રવ્યના છે, તેમા જ રહે છે ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્યના ત્રણ ગુણ, તથા ચાર પર્યાય સરખા છે ત્રણ ગુણથી કાલદ્રવ્ય પણ સાધર્મ્યતાને ભજે છે ધર્માસ્તિકાય

અસંખ્યપ્રદેશી અને લોકવ્યાપી છે અધર્માસ્તિકાય અસંખ્યપ્રદેશી અને લોકવ્યાપી છે, આકાશાસ્તિકાય અનંતપ્રદેશી અને લોકા લોકવ્યાપી છે, પુદ્ગલદ્રવ્ય અનંત છે, અને તે પરમાણુરૂપ પુદ્ગલ દ્રવ્યમા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રહે છે, પુદ્ગલદ્રવ્ય લોકવ્યાપી છે કાલદ્રવ્ય ઉપચારથી અઢી દ્વીપવ્યાપી છે બાહ્યકાળનો વ્યવહાર સૂર્યચદ્રની ગતિ ઉપર આધાર રાખે છે જીવદ્રવ્ય અનંત છે પ્રત્યેક જીવના અસંખ્યાતપ્રદેશ છે, અને તે જીવદ્રવ્યો લોકમા વ્યાપીને રહે છે દેહધારી જીવોના પ્રદેશો, જેટલુ શરીરમાન હોય, તેટલામા વ્યાપીને રહે છે છએ દ્રવ્યમા જીવના ગુણનો ઘાતક એક પુદ્ગલાસ્તિકાય છે છ દ્રવ્ય નિશ્ચય નયથી પોતપોતાના સ્વરૂપમા પરિણમે છે દરેક દ્રવ્યનો પરિણમ નધર્મ ભિન્ન ભિન્ન વર્તે છે જો દરેક દ્રવ્યનો પરિણમનધર્મ એક સરખો હોય, તો પ્રત્યેકદ્રવ્યનુ પરિણમન એક સરખુ થઈ જાય, અને તેથી પ્રત્યેક દ્રવ્ય ભિન્ન ભિન્ન કહેવાય નહિ વ્યવહારથી જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્યપરિણામી છે રાગદ્વેષ સહિત જીવને પુદ્ગલની સાથે પરિણમવાનો સ્વભાવ છે બે દ્રવ્યમા પરિણમવાની શક્તિ રહી છે, પણ તેમા પરિણમનક્રિયાનો પ્રવર્તક અશુદ્ધ પરિણતિથી આત્મા થાય છે આત્મા અશુદ્ધપરિણતિથી પુદ્ગલદ્રવ્યને આકર્ષે છે, તેથી પરિણમનનો મુખ્ય પ્રવર્તક આત્મા બને છે. જો પરિણમનનુ મુખ્ય પ્રવર્તક પુદ્ગલદ્રવ્ય હોય, તો જીવદ્રવ્ય પુદ્ગલદ્રવ્યથી છૂટો થઇ શકે નહિ બેમા પરિણમનસ્વભાવ રહ્યો છે, તેથી તે પરિણમે છે પરિણમનના બે ભેદ છે ૧ એક શુદ્ધપરિણમન અને ૨ બીજુ અશુદ્ધપરિણમન તેમા ધર્મ, અધર્મ, આકાશ, કાલ, એ

રાપનુ પરિણમન પોતાના સ્વરૂપમા છે, તેથી તે શુદ્ધપરિ
ણુમન છે, જીવ અને પુદ્ગલદ્રવ્યનુ બેના સયોગથી વિભાવ-
પરિણમન થયુ છે, તેથી તે અશુદ્ધપરિણમન કહેવાય છે
અનાદિકાળથી જીવ અને પુદ્ગલનુ અશુદ્ધપરિણમન વર્તે છે
સંસારીજીવ સમયે સમયે સાત અથવા આઠ કર્મવર્ગણા ગ્રહણ
કરી અશુદ્ધતાની વૃદ્ધિ કરે છે, કેટલીક કર્મવર્ગણાઓ ખરે
છે અને કેટલીક નવી આવે છે હવે પ્રસગોપાત્ત કર્મવર્ગણાનુ
કિચિત્સ્વરૂપ કહે છે બે પરમાણુ ભેગા થાય ત્યારે દ્વયણુક,
તથા ત્રણ પરમાણુ મળે ત્યારે ત્ર્યણુકસ્કધ કહેવાય છે એમ
અસખ્યાતપરમાણુ મળે, ત્યારે અસખ્યાતાણુક કહેવાય છે
તથા અનતપરમાણુઓ ભેગા થાય, ત્યારે અનતાણુકસ્કધ કહે
વાય છે, ત્યાસુધી એ સ્કધોને જીવ ગ્રહણ કરતો નથી જ્યારે
અભવ્યથી અનતગુણ અધિક તથા સિદ્ધના અનતમે ભાગે પર
માણુ ભેળા થાય, ત્યારે ઔદારિકશરીરને લેવાયોગ્ય વર્ગણા
થાય છે એમ ઔદારિકથી અનતગુણા પરમાણુ મળે, ત્યારે
વૈક્રિયવર્ગણા થાય છે વૈક્રિયથી અનતગુણાધિક પરમાણુદલ
ભેગા થાય, ત્યારે આહારકવર્ગણા થાય છે એમ ઉત્તરોત્તર
વર્ગણામા, એકેકથી અધિક અનતપરમાણુઓ મળે, ત્યારે
ઉત્તરોત્તર વર્ગણાઓ થાય છે પહેલીથી બીજી, અને બીજીથી
ત્રીજી, અને ત્રીજીથી ચોથી તૈજસ, અને તૈજસથી ભાષા,
અને ભાષાથી શ્વાસોશ્વાસ અને શ્વાસોશ્વાસથી મનોવર્ગણા, અને
મનોવર્ગણાથી આઠમી કાર્મણવર્ગણામા અનતગુણાધિક પર
માણુદલિક છે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, એ ચાર
વર્ગણા બાદર છે, તેમા પાચ વર્ણ, બે ગધ, પાચ રસ, અને

આઠ સ્પર્શ, એમ વીસ ગુણ રહ્યા છે તથા ભાષા, શ્વાસો શ્વાસ, મન અને કાર્મણ એ ચાર વર્ગણા સૂક્ષ્મ છે એ ચાર સૂક્ષ્મવર્ગણામા પાચ વર્ણ, બે ગધ, પાચ રસ, અને ચાર સ્પર્શ, એમ સોળ ગુણ રહ્યા છે, અને એક પરમાણુમા એક વર્ણ, એક ગધ, એક રસ, બે સ્પર્શ એમ પાચ ગુણ રહ્યા છે એમ આઠ વર્ગણાના દલિક પણ આઠ રુચકપ્રદેશોને છોડીને આત્માના અસખ્યપ્રદેશોની સાથે, ક્ષીર-નીરવત્ પરિણમ્યા છે પુદ્ગલ દ્રવ્ય રૂપી છે, અને તે આત્માના ગુણોનુ આચ્છાદન (વિઘાત) કરે છે પુદ્ગલદ્રવ્યના બે ભેદ છે એક ચારસ્પર્શી પુદ્ગલદ્રવ્ય, અને બીજુ આઠ સ્પર્શી પુદ્ગલદ્રવ્ય છે તેમા ચારસ્પર્શી પુદ્ગલદ્રવ્ય કેટલા છે? તે બતાવે છે આઠ કર્મના પુદ્ગલદ્રવ્યસ્કધ પર્યાય, કાર્મણશરીરના, મનોવર્ગણાના શ્વાસોચ્છ્વાસવર્ગણાના તથા વચનવર્ગણાના પુદ્ગલ, સર્વ પ્રયોગસા[1] ચઉફરસીરૂપી પુદ્ગલ જાણવા આત્મવીર્યપ્રયોગદ્વારા જે પુદ્ગલો ગ્રહવામા આવે છે, તે પ્રયોગસા કહેવાય છે, આઠફરશી રૂપી પુદ્ગલદ્રવ્ય છે, તેમાના કેટલાક ચક્ષુગોચર થાય છે, અને કેટલાક થતા નથી વાયુ કાયના પુદ્ગલ તથા આહારકશરીરના પુદ્ગલ, અને છ પ્રકારની દ્રવ્યલેશ્યાના, ઈત્યાદિ આઠસ્પર્શી પુદ્ગલ છે, તેમાના જે પુદ્ગલના સ્કધમા કર્કશ અને ભારી સ્પર્શના પુદ્ગલ ઓછ હોય, તથા સુકુમાલ અને હલકા પુદ્ગલ ઘણા હોય, તે ચક્ષુ દેખાય નહિ ઔદારિક, વૈક્રિયાદિકના જે પુદ્ગલો દેખવામ

---

૧-પ્રયોગથી ઉત્પન્ન થયેલા

આવે છે તે આઠસ્પર્શી રૂપી પુદ્‌ગલ દશ્ય પણ છે, અને અદશ્ય પણ છે પુદ્‌ગલદ્રવ્યના છૂટા પરમાણુઓ પણ અનત છે, અને તેના સ્કધો પણ જીવોની સાથે મળેલા અનત છે પુદ્‌ગલ દ્રવ્ય રૂપી છે, તોપણુ અરૂપી એવા આત્મગુણોનો તેની સાથે પરિણુમીને વિઘાત કરે છે પુદ્‌ગલ અને જીવનુ પરિમન પ્રવાહની અપેક્ષાએ અભવ્યજીવને અનાદિઅનતમા ભાગે, ચઉદરાજલોકક્ષેત્રપ્રમાણુમા રાગદ્વેષભાવથી છે, તથા પ્રવાહની અપેક્ષાએ ભવ્યજીવોને આશ્રયી બેનુ પરિણુમન અનાદિ સાત ભાગે છે ઔદારિક વૈક્રિયાદિ શરીરની સાથે જીવોનુ પરિણુમન આદિસાત ભાગે છે જીવોની સાથે પુદ્‌ગલનુ પરિણુમન સાદિસાત તથા સાદિઅનતમા ભાગે થતુ નથી જીવોની સાથે કર્મરૂપ પુદ્‌ગલસ્કધોનુ પરિણુમન વિભાવથી છે, માટે પુદ્‌ગલથી છૂટો થઇ આત્મા મુક્તિ પામે છે વિજાતીય બે દ્રવ્યનુ પરિણુમન વિભાવથીજ હોય છે પોતાના ગુણુપર્યાયમા પ્રત્યેક દ્રવ્ય સ્વભાવથી પરિણુમે છે ગુણુપર્યાયરહિત કોઈ દ્રવ્ય હોતુ નથી, યદ્યપિ જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્ય પરિણુમે છે, તે બે ભેગા પોતાના **મૂળ સ્વભાવથી** પરિણુમતા **નથી બે ભેગા પરિણુમે છે ત્યારે વિભાવરૂપ વ્યવહાર-નય કહેવાય છે** બે ભેગા મળે છે, તોપણુ પોતાનુ મૂળ સ્વરૂપ ત્યાગતા નથી, તેથી તે નિશ્ચયની અપેક્ષાએ પોતપોતાનામા પરિણામી હોઈ, અન્યમા મૂળસ્વરૂપે અપરિણામી કહેવાય છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાલ અને આકાશ એ ચાર, અન્યમા અપરિણામી છે તે સબધી–

गाथा

परिणामी जीव मुत्ता, सपएसा एगखित्त किरिआय; ॥
निच कारण कत्ता, सब्वगय इयर अप्पवेसे ॥ १ ॥

પરિણામનુ સ્વરૂપ છ દ્રવ્યમા કહ્યા બાદ જીવપણુ કહે છે, છ દ્રવ્યમા એક જીવદ્રવ્ય તે જીવ છે અન્ય પચદ્રવ્ય અજીવ છે છ દ્રવ્યમા એક પુદ્ગલદ્રવ્ય મૂર્તિમાન રૂપી છે, બાકીના પચદ્રવ્ય અમૂર્તિમત અરૂપી છે છ દ્રવ્યમા પચદ્રવ્ય સપ્રદેશી છે અને અને કાલ અપ્રદેશી છે કેટલાક આત્માના અસખ્યપ્રદેશ સ્વીકારતા નથી, તેમના મતમા આત્મા, અનેક શરીર ધારણ કરી, એક કાળમા ભોગ ભોગવી શકે નહિ, તે દૂષણ આવે છે અસખ્યપ્રદેશ આત્માના માનવાથી વૈક્રિય શરીર ધારણ કરતા, વા આહારકશરીર ધારણ કરતા, હરેક શરીરમા અસખ્યપ્રદેશો ભળે છે, અને પરસ્પર શરીરની સાથે આત્મપ્રદેશોની [1]તતિ વર્તે છે તેમજ કર્મના સબધથી આત્મપ્રદેશો સકોચ વિકાસ ધર્મવાળા વર્તે છે, તથા કર્મના સબધથી આત્મપ્રદેશોમા ગમનાગમન કરનારી શક્તિ વર્તે છે, તેથી આત્મા અનેક શરીર ધારણ કરે છે, તો પણ સર્વ શરીરોમા વર્તનાર અસખ્યપ્રદેશોને એક સમયમા ભેગો એક ઉપયોગ થવાથી અનેક શરીર સાથે આત્મા સબધ ધરાવી ભોગ ભોગવી શકે છે, ઇદ્ર તથા ચક્રવર્તી પેઠે આત્મા અ સખ્ય પ્રદેશી છે, અને તે મધ્યમ પરિણામી છે

વેદાતી—હે જૈન સિદ્ધાતી ! તમે આત્માને સર્વવ્યાપક

---

૧-શ્રેણિ

માનતા નથી, અને અસખ્યપ્રદેશોથી શરીરવ્યાપક માનો છો, તો કોઈના આત્માએ પુણ્યકૃત્ય કર્યું; અને તે પુણ્યના યોગે દ્વીપાતરમા મોતી થયા તો તે મોતીની પ્રાપ્તિ તમોએ માનેલા દેહવ્યાપી આત્માને થઈ શકશે નહિ, કારણ કે મોતીની પ્રાપ્તિ રૂપ કારણ પુણ્ય તો શરીર સાથે છે, અને આત્મા પણ શરીરમા છે, તો તે દ્વીપાતરમા ગયા વિના મોતીની પ્રાપ્તિ કરી શકે નહિ અમારા મતમા તો આત્મા સર્વત્ર વ્યાપક ન હોવાથી, દ્વીપાતરમા થનાર મોતીની સાથે પણ આત્મા તથા અદૃષ્ટનો સબધ છે, તેથી તે મોતીનો સબધ શરીરની સાથે અદૃષ્ટ કરાવશે, પણ જૈન સિદ્ધાતીના મતમા સર્વવ્યાપક આત્માના અભાવે, મોતીનો સબધ શરીરની સાથે થઈ શકે નહિ, કારણ કે દ્વીપાતરથી મોતી લાવનાર કોણ ?

જૈન સિદ્ધાતી—હે ભવ્ય !! જરા સ્વસ્થ ચિત્તથી વાચજો સ્યાદ્વાદદર્શનમા શરીરવ્યાપક આત્મા માનવાથી, તમોએ કહેલુ પૂર્વોક્ત દૂષણ આવતુ નથી જો કે આત્મા શરીરવ્યાપી છે, અને અદૃષ્ટ પણ શરીરવ્યાપી આત્માને આશ્રયે રહે છે, તો પણ અદૃષ્ટમા એવી શક્તિ છે કે, દ્વીપાતરમા ઉત્પન્ન થયેલા મોતી અદૃષ્ટ શક્તિથી શરીરની પાસે અનેક કારણદ્વારા ખેચાઈ આવે છે, અને તેનો ભોગ આત્મા અદૃષ્ટયોગે કરે છે, અદૃષ્ટ અત્ર છે, અને મોતી દ્વીપાતરમા છે, તો પણ અદૃષ્ટરૂપ કારણ મોતીથી દૂર રહીને, પણ મોતીની પ્રાપ્તિરૂપ કાર્ય ઉત્પન્ન કરે છે પાસે રહીને જ કારણ કાર્યને ઉત્પન્ન કરે, એવો નિયમ હોતો નથી લોહચુબકથી સોય ઘણી દૂર હોય છે, તો પણ લોહચુબક પોતાની શક્તિથી સોયને ખેચી પાસે આણે

વળી સ્યાદ્વાદી સર્વવ્યાપક આત્મા માનનારા કહે છે કે-ભાવી વસ્તુ કે જે હાલ ઉત્પન્ન થઇ નથી પણ થશે, તેને પણ **સુક્તા અને સુજાન નામના બે યોગીઓ** [1]જાણે છે તો કહેવાનુ કે—સુક્તા અને સુજાન યોગીનુ જ્ઞાન તો હાલ છે, પણ વસ્તુ તો હાલ થઈ નથી, તેથી જ્ઞાન અને વસ્તુનો સબધ શી રીતે થયો ? પ્રત્યુત્તરમા તમે કહેશો કે, જ્ઞાનમા એવા પ્રકારની શક્તિ છે કે તે સબધ વિના પણ ભાવી વસ્તુને વિષયીભૂત કરે છે તો અમે પણ કહીએ છીએ કે-અત્ર બેઠા આ શરીરધારી આત્મામા રહેલુ અદૃષ્ટ છે, તેમા એવી શક્તિ છે કે તે દ્વીપાતરમા ઉત્પન્ન થનાર મોતીને ખેંચી લાવશે વળી અમો પૂછીએ છીએ કે વર્તમાન જીવના અદૃષ્ટથી ભવિષ્ય વસ્તુ, સુખ દેવાવાળા વા દુખ દેવાવાળા પરિણામને પામે છે; તો કહેવાનુ કે ભાવી વસ્તુ તો હજી પેદા થઈ નથી, તો ભાવી વસ્તુની સાથે અદૃષ્ટનો સબધ શી રીતે થયો ? પ્રત્યુત્તરમા કહેશો કે-અદૃષ્ટમા એવી શક્તિ છે કે તેનો ઉત્પન્ન થવાવાળી અવિદ્યમાન વસ્તુની સાથે સબધ થાય છે તો તેમ અમે પણ કહીએ છીએ કે, દ્વીપાતરવર્તી મોતી વગેરે સુખદુખ દેવાવાળી વસ્તુને દૂર છતા, પણ અદૃષ્ટ આકર્ષી શકે છે, તેમા કોઈ જાતનો દોષ પ્રાપ્ત થતો નથી, માટે મધ્યમ પરિણામી આત્મા માનતા કોઇ જાતનો દોષ આવતો નથી સાનુકૂળ પ્રતિકૂળ અનેક વસ્તુઓનો સબધ શુભાશુભ અદૃષ્ટ કરે છે વળી કહ્યુ છે કે-આત્મા સર્વત્રવ્યાપક આકાશની પેઠે છે, એ વચન એકાતે અનુભવમા આવતુ નથી દેહમા જ સુખદુખના જ્ઞાતા

---

[1]-અન્ય દર્શનીની માન્યતા પ્રમાણે

તરીકે આત્માનો અનુભવ થાય છે, પણ દેહ વિના દ્વીપાંતરમાં પોતાનો આત્મા છે, એવો અનુભવ થતો નથી જ્ઞાનગુણ જ્યાં હોય છે ત્યાં ગુણી આત્મા હોય છે જ્ઞાનગુણ શરીરના સબંધે આત્મામાં હોય છે, માટે જ્ઞાનગુણનો આધાર આત્મા પણ શરીરમાં જ રહે છે જો શરીર વિના આત્મા અન્યત્ર રહેતો હોય તો દ્વીપાંતરનું પણ હાલ જ્ઞાન થવું જોઇએ જો કહેશો કે બાહ્યજ્ઞાન તો ઇન્દ્રિયોદ્વારા તથા મનોદ્વારા થાય છે, અને દ્વીપાંતરમાં ઇન્દ્રિય તથા મનના અભાવે બાહ્યજ્ઞાન થતું નથી, ત્યારે અમો એમ કહીએ છીએ કે બાહ્ય જ્ઞાન ભલે ના થાય, પણ દ્વીપાંતરમાં આત્માના સદ્ભાવથી અંતરજ્ઞાન થવું જોઇએ, પણ તે અનુભવમાં આવતું નથી તમે કહેશો કે દ્વીપાન્તરના આત્માને અંતરજ્ઞાન છે, પણ આ શરીરમાં રહેલા આત્માને ઇન્દ્રિયકર્માવરણ છે, તેથી અન્તરજ્ઞાનનો અનુભવ થતો નથી, કારણ કે દ્વીપાંતરના આત્માને કર્માવરણ નથી, અને આ શરીરમાં રહેલા આત્માને કર્માવરણ છે, ત્યારે તો એમ ઠર્યું કે સર્વવ્યાપક આત્મા પણ એક દેશથી બંધાય છે, અને એક દેશથી મુક્ત રહે છે આમ હોવાથી કદી આત્મા નિર્મલ થશે નહિ વળી એવો ન્યાય છે કે, સર્વવ્યાપક આત્મા એક દેશથી કર્મવડે બંધાય નહિ વળી કહેશો કે આત્મા સર્વવ્યાપક હોવાથી, સર્વથી બંધાય છે, આ પણ જ્ઞાનશૂન્ય વચન છે જો સર્વથી આત્મા બંધાય, તો સર્વત્ર વ્યાપક એવું મોટું શરીર પણ આત્માએ ધારણ કરવું જોઇએ પ્રત્યક્ષ દેખવામાં આવે છે કે, સર્વ વ્યાપક કોઇનું શરીર દેખાતું નથી જે શરીરો દેખાય છે, તે મધ્યમ પરિણામવાળાં જ હોય છે,—તેથી

વળી સ્યાદ્વાદી સર્વવ્યાપક આત્મા માનનારા કહે છે કે–ભાવી વસ્તુ કે જે હાલ ઉત્પન્ન થઇ નથી પણ થશે, તેને પણ સુક્તા અને સુજાન નામના બે યોગીઓ [1]જાણે છે તો કહેવાનુ કે—સુક્ત અને સુજાન યોગીનુ જ્ઞાન તો હાલ છે, પણ વસ્તુ તો હાલ થઈ નથી, તેથી જ્ઞાન અને વસ્તુનો સબધ શી રીતે થયો ? પ્રત્યુત્તરમા તમે કહેશો કે, જ્ઞાનમા એવા પ્રકારની શક્તિ છે કે તે સબધ વિના પણ ભાવી વસ્તુને વિષયીભૂત કરે છે તો અમે પણ કહીએ છીએ કે–અત્ર બેઠા આ શરીરધારી આત્મામા રહેલુ અદૃષ્ટ છે, તેમા એવી શકિત છે કે તે દ્વીપાતરમા ઉત્પન્ન થનાર મોતીને ખેચી લાવશે વળી અમો પૂછીએ છીએ કે વર્તમાન જીવના અદૃષ્ટથી ભવિષ્ય વસ્તુ, સુખ દેવાવાળા વા દુખ દેવાવાળા પરિણામને પામે છે, તો કહેવાનુ કે ભાવી વસ્તુ તો હજી પેદા થઈ નથી, તો ભાવી વસ્તુની સાથે અદૃષ્ટનો સબધ શી રીતે થયો ? પ્રત્યુત્તરમા કહેશો કે–અદૃષ્ટમા એવી શક્તિ છે કે તેનો ઉત્પન્ન થવાવાળી અવિદ્યમાન વસ્તુની સાથે સબધ થાય છે તો તેમ અમે પણ કહીએ છીએ કે, દ્વીપાતરવર્તી મોતી વગેરે સુખદુખ દેવા વાળી વસ્તુને દૂર છતા, પણ અદૃષ્ટ આકર્ષી શકે છે, તેમા કોઈ જાતનો દોષ પ્રાપ્ત થતો નથી, માટે મધ્યમ પરિણામી આત્મા માનતા કોઇ જાતનો દોષ આવતો નથી સાનુકૂળ પ્રતિકૂળ અનેક વસ્તુઓનો સબધ શુભાશુભ અદૃષ્ટ કરે છે વળી કહ્યુ છે કે–આત્મા સર્વત્રવ્યાપક આકાશની પેઠે છે, એ વચન એકાતે અનુભવમા આવતુ નથી દેહમાં જ સુખદુખના જ્ઞાતા

[1]–અ ય દર્શનીની માન્યતા પ્રમાણે

તરીકે આત્માનો અનુભવ થાય છે, પણ દેહ વિના દ્વીપાતરમા પોતાનો આત્મા છે, એવો અનુભવ થતો નથી જ્ઞાનગુણ જ્યા હોય છે ત્યા ગુણી આત્મા હોય છે જ્ઞાનગુણ શરીરના સબધે આત્મામા હોય છે, માટે જ્ઞાનગુણનો આધાર આત્મા પણ શરીરમા જ રહે છે જો શરીર વિના આત્મા અન્યત્ર રહેતો હોય તો દ્વીપાતરનુ પણ હાલ જ્ઞાન થવુ જોઇએ. જો કહેશો કે બાહ્યજ્ઞાન તો ઇન્દ્રિયોદ્વારા તથા મનોદ્વારા થાય છે, અને દ્વીપાતરમા ઇન્દ્રિય તથા મનના અભાવે બાહ્યજ્ઞાન થતુ નથી, ત્યારે અમો એમ કહીએ છીએ કે બાહ્ય જ્ઞાન ભલે ના થાય, પણ દ્વીપાતરમા આત્માના સદ્ભાવથી અતરજ્ઞાન થવુ જોઇએ, પણ તે અનુભવમા આવતુ નથી તમે કહેશો કે દ્વીપાન્તરના આત્માને અતરજ્ઞાન છે, પણ આ શરીરમા રહેલા આત્માને ઇન્દ્રિયકર્માવરણ છે, તેથી અન્તરજ્ઞાનનો અનુભવ થતો નથી, કારણ કે દ્વીપાતરના આત્માને કર્માવરણ નથી, અને આ શરીરમા રહેલા આત્માને કર્માવરણ છે, ત્યારે તો એમ ઠર્યું કે સર્વવ્યાપક આત્મા પણ એક દેશથી બધાય છે, અને એક દેશથી મુક્ત રહે છે આમ હોવાથી કદી આત્મા નિર્મલ થશે નહિ વળી એવો ન્યાય છે કે, સર્વવ્યાપક આત્મા એક દેશથી કર્મવડે બધાય નહિ વળી કહેશો કે આત્મા સર્વ વ્યાપક હોવાથી, સર્વથી બધાય છે, આ પણ જ્ઞાનશૂન્ય વચન છે જો સર્વથી આત્મા બધાય, તો સર્વત્ર વ્યાપક એવુ મોટુ શરીર પણ આત્માએ ધારણ કરવુ જોઇએ પ્રત્યક્ષ દેખવામા આવે છે કે. સર્વ વ્યાપક કોઈનુ શરીર દેખાતુ નથી ...

આત્મા પણ મધ્યમ પરિણામવાળો છે એમ સાક્ષાત્ અનુભવ થાય છે વળી હે ભવ્ય ! સર્વત્ર વ્યાપક એવો આત્મા માનીએ તો તે આકાશની પેઠે નિષ્ક્રિય ઠરે નિષ્ક્રિય અને એકાંત નિત્ય આત્મા આકાશની પેઠે કર્મથી બધાય નહિ અને કર્મથી બધાયા વિના શરીર, ઇન્દ્રિય, મન પણ ઉત્પન્ન થાય નહિ, અને શરીર, ઇદ્રિય, મન તો પ્રત્યક્ષ દેખવામા આવે છે, તેથી સર્વવ્યાપક આત્મા સિદ્ધ ઠરતો નથી વળી તમે એમ કહેશો કે-જ્ઞાન ગુણ તે આત્માનો નથી, મનનો ધર્મ છે તેથી દ્વીપાતરવર્તી આત્માનો પ્રતિભાસ થતો નથી, એમ કહેવુ તે પણ અનુભવ વિરુદ્ધ છે જ્ઞાનાગ્નિ સર્વકર્માણિ ભસ્મસાત્ કુરુતેઽર્જુન તથા વિજ્ઞાનાનન્દ બ્રહ્મ આ વચનો તમો માનો છો તેમા બ્રહ્મ એટલે આત્માનો જ્ઞાનગુણ કહ્યો છે, તેનો પોતેજ અપલાપ કરવો તે વદતોવ્યાઘાત સદૃશ છે આત્માનો જ્ઞાન ગુણ યદિ નહિ સ્વીકારવામા આવે, તો ઘટપટ જેવો જડ આત્મા થયો અને એવો જડ આત્મા આનદસુખને જ્ઞાનાભાવથી દડની પેઠે જાણી શકે નહીં વળી યદિ તમે કહેશો કે આત્માને કર્મ લાગતાજ નથી કર્મ વા માયા અસત્ છે ત્યારે અમો પૂછીએ છીએ કે તમે બોલો છો તે મુખ વા તમારુ શરીર શાથી બન્યુ ? જો કહેશો કે કર્મથી બન્યુ, તો પૂછવાનુ કે કર્મનો કર્તા કોણ ? જો કહેશો કે આત્મા, તો સિદ્ધાતવાદમા તમોએ પ્રવેશ કર્યો, જો કહેશો કે કર્મથી શરીર નથી બન્યુ ત્યારે શાથી બન્યુ ? જો કહેશો કે ભ્રાતિથી શરીર બન્યું, તો તે ભ્રાતિ આત્માથી ભિન્ન છે કે અભિન્ન ? જો કહેશો કે ભિન્ન છે, તો આત્માથી ભિન્ન એવો ભ્રાતિ પદાર્થ ઠરવાથી દ્વૈતતત્ત્વની

સિદ્ધિ થવાથી અદ્વૈતતત્ત્વનુ મૂળ ઉખડી ગયુ તમે કહેશો કે આત્માથી ભ્રાતિ અભિન્ન છે, તો સિદ્ધ ઠર્યું કે આત્મા ભ્રાતિથી ભિન્ન થવાનો નહિ, માટે પૂર્વોક્ત વજ્રદૂષણપિંજરમાથી મુક્ત થવા અર્થે કર્મથી આત્મા બધાય છે, એમ સ્વીકારવુ જોઈએ વળી તમો એમ કહેશો કે સ્વપ્ન સમાન કર્મ વા માયા છે, જેમ સ્વપ્ન જૂઠુ છે, તેમ કર્મ પણ અસત્ છે, તેથી અસત્‌થી આત્મા બધાય નહિ, અમો વિકલ્પપક્ષથી પૂછીએ છીએ કે સ્વપ્ન, જ્ઞાનમા ભાસે છે કે–અજ્ઞાનમા ? તથા સ્વપ્નનો ભાસ સત્ છે કે અસત્ છે ? પ્રથમ વિકલ્પ અગીકરી કહેશો કે સ્વપ્નો જ્ઞાનમા ભાસ થાય છે, તો તમારા સિદ્ધાતનો પરિહાર થાય છે જો કહેશો કે સ્વપ્નનો જ્ઞાનમા પ્રતિભાસ થાય છે, અને તે સત્ છે, તો બસ, સિદ્ધાતવાદને અગીકાર કર્યો જો કહેશો કે સ્વપ્ન સત્ છે, અને તેનો જ્ઞાનમા પ્રતિભાસ થાય છે, તો અમારે કહેવાનુ કે એમત અસત્‌વસ્તુ હોતી નથી, અને તેથી તેનો એકાત અસત્ એવા આકાશફૂલની પેઠે જ્ઞાનમા પ્રતિભાસ થતો નથી સ્વપ્ન મા પણ અલ્પજ્ઞાન હોય છે, અને તેમા ભાસનારી વસ્તુ પોતાના સ્વરૂપે સત્ હોય છે, તો જ પ્રતિભાસ થાય છે જગત્‌મા એકાત અછતા પદાર્થો સ્વપ્નમા પ્રતિભાસતા નથી; સ્વપ્ન જ્ઞાન પણ આત્મામા ઉદ્‌ભવે છે અને જાગ્રત્ અવસ્થાનુ જ્ઞાન પણ આત્મામા હોય છે સ્વપ્નાવસ્થા અને જાગ્રદવસ્થામા આત્મા ધ્રુવપણે હોય છે, તેથી જાગ્રદ વસ્થાના અનુભવેલા–દેખેલા પદાર્થોનો પ્રતિભાસ, અલ્પજ્ઞાનભૂત સ્વપ્નાવસ્થામા આત્માને મનોદ્વારા થાય છે, તેથી સ્વપ્ન પૂરુ થતા, જાગૃતઅવસ્થામા આત્મા કહે છે કે, મે આજ સ્વપ્નમા

હાથી દેખ્યો, તેમજ આત્માને જ્ઞાન થાય છે કે, દિવસમા દીઠેલી અમુક સ્ત્રીનુ મને સ્વપ્નમા દર્શન થયુ જો બે અવસ્થામા આત્માની હયાતી ન હોત તો, પરસ્પર ભિન્ન અવસ્થાનો અનુભવ આત્માને થાત નહિ, અને થાય તો છે, માટે આત્મા બન્ને અવસ્થામા વર્તે છે સ્વપ્નાવસ્થામા પણ અલ્પજ્ઞાન હોય છે, સ્વપ્નમા દેખેલા પદાર્થો ફક્ત મનમા પ્રતિબિબિત હોય છે, અને તે સત્પણે વર્તનાર પદાર્થોનો પરિણામ આત્મામા થયો હોય છે જેમ દર્પણમા મુખનુ પ્રતિબિબ ભાસ્યુ દર્પણમા પ્રતિબિબિત મુખ તે [1]વિશ્રસાપુદ્ગલ પરિણામ છે, અને તે અસલના મુખની અપેક્ષાએ અસત્ છે, પણ વિશ્રસાપુદ્ગલપરિણામની અપેક્ષાએ સત્ છે, તેમ અત્ર પણ મનોરૂપ દર્પણમા ભાસનાર પદાર્થોનો પરિણામ હોવાથી, અસલ પદાર્થોથી ભાસમાન પરિણામાકૃતિયો ન્યારી છે તેથી તે ભાસક પદાર્થોની પેઠે જગતના વ્યવહારમા અસમર્થ હોવાથી અસત્ છે, પણ ભાસમાનપરિણામની અપેક્ષાએ સત્ છે સમજવાનુ કે-એમ ન અસત્ વસ્તુ સ્વપ્નમા પ્રતિભાસતી નથી, માટે સ્વપ્ન સમાન કર્મ માનશો, તો પણ દ્વૈતત્વની સિદ્ધિ થશે સ્વપ્ન પણ હર્ષ વિષાદનુ કારણ થાય છે, તો કર્મ આત્માની સાથે લાગેલુ હોવાથી સુખ દુ ખ આપવામા વિશેષત સમર્થ થાય છે સ્વપ્ન સમાન કર્મ કહેવાથી કર્મની નાસ્તિતા સિદ્ધ થતી નથી કર્મને સ્વપ્નની ઉપમા આપવાનુ કારણ તો એ છે કે-સ્વપ્નમા ભાસેલા પદાર્થો જેમ પોતાના એટલે આત્માના નથી, આત્માથી ન્યારા હોય છે; તેમ કર્મ પણ આત્માને લાગેલુ છે, પણ આત્માનુ નથી

1-સ્વભાવથી પરિણમેલા

તથા તે જડ હોવાથી, તથા કર્મ આત્માથી ભિન્ન જાતિ ધર્મવાળુ હોવાથી ન્યારુ છે, એમ જ્ઞાન કરાવી કર્મનો નાશ કરવા માટે એ વાક્યની પ્રેરણા છે **સ્વપ્ન પોતાની અપેક્ષાએ સત્ છે અને આત્માની અપેક્ષાએ અસત્ છે, તેમ કર્મ પણ જડ પદાર્થની અપેક્ષાએ સત્ છે, પણ ચૈતન્યધર્મની અપેક્ષાએ અસત્** છે કર્મની અસ્તિતા સિદ્ધ ઠરવાથી આત્મા કર્મથી બધાય છે વેદાંતગ્રંથોમા લખેલુ છે કે જ્ઞાનરૂપી અગ્નિ સર્વકર્મ બાળીને ભસ્મીભૂત કરે છે સર્વ કર્મ જો આત્માની સાથે બધાય નહિ તો ભસ્મીભૂત થવુ કોનુ અને ? વળી કહ્યું છે કે —

कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्य, कृत कर्म शुभाशुभम् ॥

તથા ભગવદ્ગીતામા પણ પ્રારબ્ધકર્મ અને સચિતકર્મ એમ બે પ્રકારના કર્મની ઘણી ચર્ચા છે જો આત્માથી ભિન્ન કર્મ રહે તો કર્મનો ભોગ આત્માને થઈ શકે નહિ, અને આત્માની સાથે કથચિત્ અભિન્નપણે કર્મ લાગે, તો સુખ દુખનો ભોગ, આત્મા કરી શકે છે આત્માની સાથે કર્મનો બધ સિદ્ધ ઠર્યો, તેમજ આત્મા મધ્યમપરિણામી માનવાથી, કર્મબધની [1]ઉપપત્તિ યથાર્થ સિદ્ધ ઠરી શકે છે

હવે આત્મા સપ્રદેશી છે તે કહ્યા બાદ એક, અનેક કહે છે છ દ્રવ્યમા એક ધર્માસ્તિકાય, બીજુ અધર્માસ્તિકાય, ત્રીજુ આકાશાસ્તિકાય એ ત્રણ એકેક દ્રવ્ય છે તથા જીવ, પુદ્ગલ અને કાલ એ ત્રણ દ્રવ્ય અનેક છે છ દ્રવ્યમા આકાશદ્રવ્ય ક્ષેત્ર છે, અને બીજા પાચ દ્રવ્ય ક્ષેત્રી છે વ્યવહારથી જીવ અને

---

૧–સ્વીકાર

પુદ્ગલ એ બે દ્રવ્ય સક્રિય છે, અને નિશ્ચયથી છએ દ્રવ્ય પોત પોતાના કાર્યમા સદા પ્રવર્તે છે, માટે સક્રિય છે જીવદ્રવ્ય, સસારાવસ્થામા સક્રિય છે અને સિદ્ધ થતાં સસારી ક્રિયા કરતા નથી માટે અક્રિય છે, બાકીનાં ચાર દ્રવ્ય, વ્યવહારથી અક્રિય છે, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ છ દ્રવ્ય નિત્ય ધ્રુવ છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ સમયે સમયે ઉત્પાદ વ્યય થવાથી અનિત્ય છે, વ્યવહારનયથી જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્ય અનિત્ય છે, અને બાકીના ચાર દ્રવ્ય નિત્ય છે

છ દ્રવ્યમાં એક જીવદ્રવ્ય અકારણ છે, અને પાચ દ્રવ્ય કારણ છે, કારણ કે પચ દ્રવ્ય પણ જીવના ભોગમા આવે છે; જેમકે ધર્માસ્તિકાય, જીવને ચાલવામા સહાય કરે છે, અધર્માસ્તિકાય, સ્થિર રહેવામા સહાય કરે છે આકાશાસ્તિકાયદ્રવ્ય છે, તે જીવને અવકાશ લેવારૂપ કાર્યમા નિમિત્ત કારણરૂપે બને છે પુદ્ગલાસ્તિકાય છે તે જીવને પચેન્દ્રિયના ભોગમા શબ્દ, રૂપ, ગધ, રસ અને સ્પર્શ તરીકે સહાય કરે છે કાલદ્રવ્ય છે, તે જીવને બાલ, તારુણ્ય, વૃદ્ધાવસ્થા આપે છે તથા અનાદિ સસારી જીવ ભવસ્થિતિ પરિપકવ થતા અન્તર્મુહૂર્તકાલમા સકલ કર્મ ખેરવી, સિદ્ધસ્થાનમા સાદિ અનતકાલ રહે છે, અને ત્યા જીવ પરમાત્મારૂપે થઈ, અનતજ્ઞાનદર્શન ચારિત્ર તથા દાનાદિ પચલબ્ધિઆદિ અનતગુણનો ભોગ કરે છે, માટે કાલદ્રવ્ય પણ જીવને ભોગમાં સહાયકારી છે, પણ એક જીવદ્રવ્ય કોઈના ભોગમા આવતો નથી જીવ પરમાત્માવસ્થા પામે છે, ત્યારે તેને પચદ્રવ્યમાથી એક આકાશદ્રવ્ય અવગાહના સાદિ અનતમા ભાગે આપે છે, તેથી તે વ્યવહારથી ઉપચારે સિદ્ધ

જીવના ભોગમા સહાયકારી કહેવાય છે, પણ વસ્તુગત્યા *સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયનોજ ભોગ સિદ્ધાત્માને છે, અન્યદ્રવ્યનો ભોગ સિદ્ધોને હોતો નથી તેમ કાલદ્રવ્ય પણ ઉપચારથી દ્રવ્ય છે અને તે અઢીદ્વીપમા કાલ વર્તે છે સિદ્ધના જીવોને કાલદ્રવ્ય ભોગમા કારણ કહેવુ તે ઉપચારથી છે, વસ્તુત તે સ્વદ્રવ્યચતુષ્ટયના ભોગમા કારણ નથી વસ્તુસ્વરૂપે જોતા, સિદ્ધભગવતને પોતાના ગુણોના ભોગમા અ યની અપેક્ષા નથી સિદ્ધના જીવોને જ્ઞાનમા જ્ઞેયના ઉત્પાદવ્યયની વર્તનારૂપ કાળ છે, તે ભોગમા આવે છે તેમા ઉપચાર નથી, તથા પક્ષાતરે જીવ કારણ છે, અને બાકીના પચદ્રવ્ય અકારણ છે એ વચન પણ અનુભવમા આવે છે બહુશ્રુત કહે તે ખરુ છ દ્રવ્યમા એક આકાશદ્રવ્ય સર્વવ્યાપી છે, અને બાકીના ચાર દ્રવ્ય લોકવ્યાપી છે કાલ દ્રવ્ય ઉપચારથી છે, અને તે અઢીદ્વીપવ્યાપી જાણવો

હવે એકેકા દ્રવ્યમા એક નિત્ય, બીજો અનિત્ય, ત્રીજો એક, ચોથો અનેક, પચમ સત્, અને છઠ્ઠો અસત્, સાતમો વક્તવ્ય, અને આઠમો અવક્તવ્ય, એ આઠ પક્ષ કહે છે

ધર્માસ્તિકાયના [1]ચારગુણ નિત્ય છે તથા પર્યાયમા ધર્માસ્તિકાયનો એક સ્કધ નિત્ય છે બાકીના દેશ, પ્રદેશ તથા અગુરુલઘુપર્યાય અનિત્ય છે [2]અધર્માસ્તિકાયના ચાર ગુણ તથા લોકપ્રમાણ સ્કધ નિત્ય છે, અને દેશ, પ્રદેશ અને અગુરુલઘુ

---

* આત્માના દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવ

૧ અરૂપી, અચેતન અક્રિય અને ગ તસહાય ગુણ

૨ „ „ „ સ્થિતિસહાય ગુણ

પર્યાય અનિત્ય છે [3]આકાશાસ્તિકાયના ચાર ગુણ તથા લોકપ્રમાણ સ્કધ નિત્ય છે દેશ, પ્રદેશ અને અગુરુલઘુપર્યાય અનિત્ય છે [4]કાલદ્રવ્યના ચાર ગુણ ઉપચારથી નિત્ય છે, અને [7]ચાર પર્યાય અનિત્ય છે પુદ્દગલના ચાર [5]ગુણ નિત્ય છે અને ચાર [8]પર્યાય અનિત્ય છે [6]જીવદ્રવ્યના ચાર ગુણ તથા [9]ત્રણ પર્યાય નિત્ય છે અને એક અગુરુલઘુપર્યાય અનિત્ય છે

હવે એક અનેક પક્ષ ષટ્દ્રવ્યમા કહે છે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બે દ્રવ્યનો સ્કધ લોકાકાશપ્રમાણ એક છે, અને ગુણ અનત છે, પર્યાય અનત છે, પ્રદેશ અસખ્યાતા છે તદપેક્ષાએ અનેકપણુ છે આકાશદ્રવ્યનો લોકાલોકપ્રમાણ સ્કધ એક છે, અને ગુણ અનતા છે, પર્યાય અનતા છે, પ્રદેશ અનતા છે માટે અનેક છે

કાલદ્રવ્યના-વર્તનારૂપ મુખ્ય ગુણ એક છે અને બીજા ગુણો અનતા છે અને પર્યાય અનતા છે, સમય અનતા છે કેમકે અતીતકાલે અનતસમય ગયા, અને અનાગત કાલે અનતસમય આવશે, તથા વર્તમાનકાલે એક સમય વર્તે છે, માટે અનેકપણુ છે, પુદ્દગલદ્રવ્યના પરમાણુઓ

3 અરૂપી, અચેતન, અક્રિય અને અવગાહપણુ
4 , , ,, નવા પુરાણાવતના લક્ષણ
5 રૂપી સક્રિય અને મિલન વિખરણ પૂરણ ગલન
6 અનત જ્ઞાન દર્શન ચારિત્ર અને વીર્ય
7 અતીત અનાગત અને વતમાન તથા અગુરુલઘુ
8 ખધ દેશ પ્રદેશ તથા અગુરુલઘુ
9 અવ્યાવ્રત અનવગાહ અને અમૂર્તિક

અનતા છે તે એકેક પરમાણુમા અનતગુણપર્યાય છે, તેની અપેક્ષાએ અનેકપણુ છે, અને પુદ્ગલમા પુદ્ગલપણુ તે એક છે જીવદ્રવ્ય અનતા છે એકેકજીવમા અસખ્યાતા પ્રદેશ છે તથા જીવમા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણ અનતા છે પર્યાય અનતા છે, તે અનેકપણુ છે તથા જીવિતવ્યપણુ સર્વ જીવોનુ એક સરખુ છે પ્રશ્ન ઊઠે છે કે જ્યારે સર્વ જીવો સરખા છે, તો મોક્ષના અને સસારી જીવો એક સરખા ઠર્યા, તો મોક્ષના જીવોને સુખ અને સસારી જીવોને દુખ થાય છે, તે થવુ જોઈએ નહિ ઉત્તરમા સમાધાન કે, સગ્રહનયથી તો સત્તાની અપેક્ષાએ, સસારી અને સિદ્ધ એક સરખા છે, તથા નૈગમ નયની અપેક્ષાએ આત્માના આઠ રુચકપ્રદેશો, સર્વ સસારી જીવોના નિર્મલ છે, તે અપેક્ષાએ સર્વ જીવો, એક સરખા જાણવા જીવત્વપણુ સર્વનુ એક સરખુ છે, માટે એકપણુ જાણવુ નિશ્ચયનયથી સર્વ જીવો સિદ્ધસમાન છે શિષ્ય પ્રશ્ન કહે છે કે, જો સર્વ જીવો સિદ્ધસમાન છે, તો અભવ્ય જીવ પણ સિદ્ધસમાન ઠર્યા ? તે તો મોક્ષે જતા નથી, તેનો ઉત્તર કે, અભવ્યને કર્મ ચીકણા છે અને અભવ્યમા પરાવર્ત ધર્મ નથી તેથી સિદ્ધ થતા નથી ભવ્ય જીવમા તો મોક્ષગમનનો સ્વભાવ છે ભવ્ય જીવોના સર્વથા શુદ્ધ પર્યાય થઇ શકે છે, તેથી કારણ સામગ્રી પ્રાપ્ત થતા પલટણ પામે છે-ગુણશ્રેણિ ચઢી મોક્ષ જાય છે

હવે સત્ તથા અસત્ પક્ષ કહે છે એ છ દ્રવ્ય છે તે પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવપણે સત્ છે, અને પ્રત્યેક દ્રવ્ય

છે, તે પરદ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી અસત્ છે ધર્માસ્તિકાયનો મૂલ ગુણ ચલનસહાયપણાનો છે, તે સ્વદ્રવ્ય છે અધર્માસ્તિકાયનો મૂલ ગુણ સ્થિતિસહાયપણાનો છે, તે સ્વદ્રવ્ય છે તથા આકાશાસ્તિકાયનો મૂલ ગુણ અવગાહપણાનો છે, તે સ્વદ્રવ્ય તથા કાલનો મૂલ ગુણ વર્તનાલક્ષણ છે તે સ્વદ્રવ્ય જાણવો તથા પુદ્ગલનો ગુણ પૂરણગલનપણુ, તે તેનુ 'સ્વદ્રવ્ય' તથા જીવદ્રવ્યનો મૂલ ગુણ જ્ઞાન ચેતનાદિકપણુ તે સ્વદ્રવ્ય એ છ દ્રવ્યનુ દ્રવ્યપણુ કહ્યુ હવે સ્વક્ષેત્ર તે દ્રવ્યનુ ક્ષેત્ર જાણવુ ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાયનુ ક્ષેત્ર અસખ્યાત પ્રદેશ છે આકાશનુ સ્વક્ષેત્ર અનત પ્રદેશ છે કાલદ્રવ્યનુ સ્વક્ષેત્ર સમય છે પુદ્ગલદ્રવ્યનુ સ્વક્ષેત્ર એક પરમાણુ છે પરમાણુઓ અનતા છે જીવદ્રવ્યનુ 'સ્વક્ષેત્ર' એક જીવના અસખ્યાતા પ્રદેશ છે

એ છ દ્રવ્યમા અગુરુલઘુપણુ તે 'સ્વકાલ' છે દ્રવ્યના પોતપોતાના ગુણપર્યાય તે સર્વ દ્રવ્યનો 'ભાવ' જાણવો તાત્પર્યાર્થ કે-ધર્માસ્તિકાયના સ્વદ્રવ્યાદિ[1] ચતુષ્ટય છે અન્યના નથી-અન્યની નાસ્તિતા છે અધર્માસ્તિકાયમા સ્વદ્રવ્યાદિ ચતુષ્ટય છે, તેમા અન્યની નાસ્તિતા છે આકાશ તેમજ કાલ અને જીવદ્રવ્યમા સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયત્વ છે, અને તેમા પર ચતુષ્ટયત્વની નાસ્તિતા વર્તે છે ગુણપર્યાયવત્ દ્રવ્યમ્ ગુણ પર્યાયવત તે દ્રવ્ય જાણવુ [ દ્રવ્યથી અભેદ (ગુણ) પર્યાયવત દ્રવ્ય જાણવુ ] સ્વધર્મનુ આધારવતપણુ તેને ક્ષેત્ર કહે તથા ઉત્પાદ વયની વર્તનાને કાલ કહે છે, તથા વિશેષ ગુ

૧-પોતાના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ-ચાર

પરિણતિ, સ્વભાવપરિણતિ, પર્યાય પ્રમુખ—ને સ્વભાવ જાણવો અત્ર ષડ્દ્રવ્યમા ૧ ભેદસ્વભાવ, ૨ અભેદસ્વભાવ, ૩ ભવ્યસ્વભાવ, ૪ અભવ્યસ્વભાવ, ૫ પરમસ્વભાવ એ પાચનુ કિંચિત્ સ્વરૂપ કહે છે પ્રત્યેક દ્રવ્યના સ્વધર્મો પોતપોતાનુ ભિન્ન ભિન્ન કાર્ય કરે છે, તેની અપેક્ષાએ ભેદસ્વભાવ છે અવસ્થાપણે અભેદસ્વભાવ છે તથા પ્રત્યેક દ્રવ્યનુ સ્વરૂપ પલટતુ નથી, તેની અપેક્ષાએ અભવ્યસ્વભાવ છે તથા પ્રત્યેકદ્રવ્યમા પર્યાયોના ઉત્પાદવ્યયપણે પલટણપણુ થાય છે, તેની અપેક્ષાએ ભવ્ય સ્વભાવ છે, અને પ્રત્યેક દ્રવ્યના સર્વધર્મ છે, તે વિશેષ ધર્મના અનુયાયીપણે પરિણમે છે, તેની અપેક્ષાએ [1]**પરમસ્વભાવ** જાણવો પૂર્વોક્ત સામાન્ય સ્વભાવ જાણવા એ પ્રમાણે ષડ્દ્રવ્ય સ્વગુણે સત્ છે, અને પરગુણે અસત્ છે

હવે વક્તવ્ય તથા અવક્તવ્યપક્ષ કહે છે છ દ્રવ્યમા અનતાગુણપર્યાય વક્તવ્ય એટલે વચને કહેવા યોગ્ય છે અને છ દ્રવ્યમા અનતગુણ પર્યાય અવક્તવ્ય એટલે વચનથી કહી શકાતા નથી શ્રી કેવલજ્ઞાની ભગવતે સર્વ પદાર્થોનુ યથાતથ્ય સ્વરૂપજ્ઞાનમા દીઠુ, તેના અનતમા ભાગે જે વક્ત વ્ય એટલે યોગ્ય હતુ તે કહ્યુ વૈખરીવાણીથી દેશના દેતા વક્તવ્યનો અનતમો ભાગ ભાવાર્થપણે શ્રીગણધરદેવે ઝીલ્યો અને તેનો અનતમો ભાગ શ્રીગણધરદેવે સૂત્રમા ગુથ્યો. તે સૂત્રમા જે ભાવ પ્રરૂપ્યા, તેના અસખ્યાતમા ભાગે હાલ આગમ વર્તે છે

હવે નિત્ય અને અનિત્ય પક્ષમાથી ઉત્પન્ન થતી ચતુર્ભંગી—

---

[1] પારિણામિક સ્વભાવ

વિકલ્પવિચાર વર્ણવે છે જેની આદિ અને અત નથી, તેને **અનાદિઅનત** કહે છે એ પ્રથમ ભગ જાણવો જેની આદિ નથી અને અત છે, તે **અનાદિસાત** દ્વિતીય ભગ સમજવો તથા જેની આદિ અને અત છે તે **સાદિસાત** તૃતીયભગ સમજવો જેની આદિ છે પણ અત નથી તે **સાદિઅનત** નામક ચતુર્થ ભગ સમજવો

એ ચતુર્ભંગી વિકલ્પનો વિચાર, **ષડ્દ્રવ્યમા** વર્ણવે છે જીવદ્રવ્યમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખાદિગુણ અનાદિ અનત નિત્ય છે ભવ્યજીવને કર્મ સબધ અનાદિસાત ભાગે છે, કારણ કે, કર્મની સાથે જીવનો સબધ અનાદિકાળથી છે, પણ સિદ્ધ થવાથી કર્માત[1] આવે છે જીવને દેવતા, મનુષ્ય, તિર્યંચ, નારકીની ગતિમા જવુ, શરીર ધારણ કરવા, યોગ[2] ધારણ કરવા, ઇત્યાદિ સાદિસાત ભાગે છે જીવ કર્મ ક્ષય કરી સિદ્ધમા ગયા ત્યા સિદ્ધપણાની આદિ છે, પણ ત્યાથી ફરી સસારમા જન્મ ધારણ કરવાનો નથી, તેની અપેક્ષાએ સાદિ અનતભગ જાણવો જીવદ્રવ્યમા એમ ચતુર્ભંગી કહી, હવે ધર્માસ્તિકાયમા ચતુર્ભંગી કહે છે ધર્માસ્તિકાયમા ચાર ગુણ તથા સ્કધત્વ અનાદિઅનત છે ધર્માસ્તિકાયમા અનાદિસાત ભગ નથી, તથા તેમા દેશ, પ્રદેશ, અગુરુલઘુ-સાદિસાત ભાગે છે તથા સિદ્ધ જીવોમા, ધર્માસ્તિકાયના જે પ્રદેશ કહ્યા છે તે પ્રદેશ આશ્રીને સાદિઅનંત ભગ છે કારણ કે ધર્માસ્તિ કાયના તે પ્રદેશોની સાથે, સિદ્ધ થએલા જીવોનો સબધ થયો,

---

1 કર્મનો અત 2 મન વચન અને કાયા

ોની આદિ છે, પણ પશ્ચાત્ અ ત નથી એ પ્રમાણે અધર્મા
સ્તિકાયમા પણ ચતુર્ભ ગી સમજવી આકાશદ્રવ્યમા ગુણુ તથા
:ક ધ અન ત છે આકાશદ્રવ્યનો સ્ક ધ લોકાલોકપ્રમાણુ છે,
તેની કાલાપેક્ષાથી આદિ નથી, અને અ ત પણ નથી, ક્ષેત્રા
પેક્ષાએ, લોકાલોકપ્રમાણુ મોટા સ્ક ધની આદિ નથી, અને
અ ત પણ નથી લોકાકાશથી બહાર સર્વ દિશાએ અલોકાકાશની
સ્થિતિ છે તેનો અ ત અર્થાત્ પાર-મર્યાદા આવતી નથી
અલોકાકાશ એકલુ લઇએ, અને અપેક્ષાએ તેનો લોકાકાશથી
પ્રારભ અર્થાત્ આદિ લઇએ પણ અ ત નથી, માટે સાદિ
અન ત ભાંગો અલોકાકાશમા લાગે તેમજ ચઉદ રાજલોકનો સ્ક ધ
લોકાકાશ છે, તે સાદિસાંત છે, તે આ પ્રમાણે-લોકના મધ્ય
ભાગે, આઠ રુચકપ્રદેશથી માડીને સાદિ છે, અને જ્યા ચઉદ
રાજલોકનો અ ત આવે છે, ત્યા સાતપણુ જાણુવુ તથા
( લોકની અપેક્ષાએ ) આકાશદ્રવ્યના દેશ, પ્રદેશ, તથા અગુરુ
લઘુ, સાદિસાત છે સિદ્ધજીવોની સાથે આકાશનો સ બ ધ સાદિ
અન તમે ભાગે છે, કારણુ કે, આકાશપ્રદેશોની સાથે સિદ્ધસ્થાનમા
સિદ્ધજીવોના સ બ ધની આદિ છે, પણ તે સ બ ધનો અ ત
આવવાનો નથી, માટે અન તભ ગ જાણુવો

પુદ્ગલદ્રવ્યમા ગુણુ અનાદિઅન ત છે અભવ્યજીવ અને
પુદ્ગલરૂપ કર્મનો સ બ ધ અનાદિઅન ત છે, અને ભવ્ય
જીવને કર્મ પુદ્ગલનો સ બ ધ, અનાદિસાતભાગે જાણુવો
પુદ્ગલના સવ સ્ક ધ સાદિસાત છે તથા પલટણુ સ્વભાવે વર્ણ
ગ ધ, રસ અને સ્પર્શ પણ સાદિસાત ભાગે છે સાદિઅન ત-
ભ ગ પુદ્ગલમા વર્તતો નથી

કાળદ્રવ્યમા ચાર ગુણ અનાદિઅનત છે, પર્યાયમા ભૂતકાલ અનાદિસાત છે, અને વર્તમાનકાળ સાદિસાત છે ભવિષ્યકાળ સાદિઅનત છે ભવિષ્યકાળની, વર્તમાનકાળની અપેક્ષાએ સાદિ છે, પણ તેનો અત નથી કાળનું સ્વરૂપ ઉપચારથી સર્વ જાણવુ.

હવે [1]દ્રવ્યાદિક ચતુષ્ટયમા ચતુર્ભગી કહે છે જીવદ્રવ્યમા દ્રવ્યથી જ્ઞાનાદિકગુણ અનાદિઅનત છે સ્વક્ષેત્રથી જીવના અસખ્યાતા પ્રદેશ છે, તે સાદિસાત છે વસ્તુત ક્ષેત્રથી જીવના અસખ્યપ્રદેશ અનાદિઅનતમા ભાગે છે કારણ કે આત્માના પ્રદેશોની આદિ નથી, નિત્ય છે, માટે, તથા આત્માના અસખ્ય પ્રદેશોનો અત નથી, અવિનાશી છે, માટે, અસખ્યાત પ્રદેશરૂપ સ્વક્ષેત્ર જીવનુ છે, તે અનાદિઅનતમા ભાગે છે પણ અસખ્યાત પ્રદેશમય જીવદ્રવ્ય મસારી દશામા શરીરવ્યાપી હોય છે, અને જીવના પ્રદેશોનુ [2]ઉદ્વર્તન હોવાથી, તે ફરે છે તેથી આકાશપ્રદેશોની સાથે તેનો સબધ સાદિપણે વર્તે છે બીજા આકાશપ્રદેશોની સાથે તેજ આત્મપ્રદેશોનો સબધ થતા, પ્રથમના સબધનો અત આવે છે, માટે આકાશપ્રદેશોની સાથે જીવના પ્રદેશોનો સાદિસાત સબધ જાણવો, તથા સિદ્ધ જીવોના પ્રદેશોનો આકાશપ્રદેશોની સાથે સબધ સાદિ અનત મા ભાગે હોય છે જીવનો સ્વકાલ અગુરુલઘુ ગુણની અપેક્ષાએ અનાદિઅનત છે તથા અગુરુલઘુ પર્યાયનુ ઉપજવુ તથા વિણસવુ સાદિસાત ભાગે છે તથા સ્વભાવ—ગુણ પર્યાય છે, તે પોતાના સ્વરૂપની અપેક્ષાએ અનાદિ અનત છે

1 દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવ 2 સંકોચવિકાસરૂપ ફેરફાર

ધર્માસ્તિકાયમા સ્વદ્રવ્ય-ચલન સહાયગુણરૂપ અનાદિઅનત છે સ્વક્ષેત્ર-કાલની અપેક્ષાએ અનાદિઅનત છે તથા અવગાહનાપણે સાદિસાત છે સ્વકાલ-જે અગુરુલઘુગુણ છે, તે અનાદિઅનત છે, તથા ઉત્પાદવ્યય સાદિસાત છે સ્વભાવ તે ચારગુણ—અગુરુલઘુ અનાદિઅનત છે ૧ સ્કધ, ૨ દેશ, ૩ પ્રદેશ, તે અવગાહના પ્રમાણે સાદિસાત છે એમ અધર્માસ્તિકાયમા પણ ચતુર્ભંગી જાણવી, તથા આકાશાસ્તિકાય દ્રવ્યમા સ્વદ્રવ્ય-અવગાહનાદાનગુણ અનાદિઅનત છે સ્વક્ષેત્ર-લોકાલોક પ્રમાણ અનત પ્રદેશ અનાદિઅનત છે સ્વકાલ-અગુરુલઘુગુણ અનાદિઅનત છે તથા અગુરુલઘુપર્યાયથી ઉત્પાદવ્યય થાય છે, તે સાદિસાત ભાગે છે તથા સ્વભાવ-તે ચાર ગુણ તથા સ્કધ અને અગુરુલઘુ અનાદિઅનત છે તથા દેશપ્રદેશ સાદિસાત છે

કાલદ્રવ્યમા સ્વદ્રવ્ય-નવા પુરાણા વર્તનાગુણ અનાદિ અનત છે સ્વક્ષેત્રથી-સમયક્ષેત્ર સાદિસાત છે વર્તમાન સમય એક છે માટે, તથા સ્વકાલ-તે અનાદિઅનત છે, સ્વભાવ-તે ચારગુણ અને અગુરુલઘુ અનાદિઅનત છે વર્તમાન સાદિસાત અને અનાગત, સાદિઅનત છે

પુદ્ગલદ્રવ્યમા સ્વદ્રવ્ય-જે પૂરણગલન ધર્મ છે, તે અનાદિ અનત છે સ્વક્ષેત્ર-પરમાણુ સાદિસાત છે સ્વકાલ-અગુરુલઘુ અનાદિઅનત છે અગુરુલઘુપર્યાયનો ઉત્પાદવ્યય સાદિસાત છે સ્વભાવ-ચાર ગુણ અનાદિ અનત છે વર્ણગધરસ અને સ્પર્શ પર્યાય સાદિસાત છે એમ સ્વદ્રવ્યાદિ ચતુષ્ટયમા ચતુર્ભંગી કહી.

## છ દ્રવ્ય સબંધમા ચતુર્ભંગી અવતાર.

આકાશદ્રવ્યના બે ભેદ છે ૧ લોકાકાશ, ૨ અલોકાકાશ, તેમા અલોકાકાશમા કોઈ દ્રવ્ય નથી, અને લોકાકાશમા છ દ્રવ્ય છે ત્યા પ્રથમ લોકાકાશ, દ્વિતીયધર્માસ્તિકાય, તૃતીય અધર્માસ્તિકાય, તે અનાદિઅનત સબધવાળો છે, લોકાકાશના એકેક પ્રદેશમા ધર્માસ્તિકાયનો તથા અધર્માસ્તિકાયનો એકેક પ્રદેશ રહ્યો છે તે પણ કોઇ વખત વિનાશ પામશે નહિ માટે અનાદિઅનત સબધ છે સર્વ લોકાકાશથીન અને જીવદ્રવ્યનો સબધ અનાદિકાળથી છે, અને તેનો અત આવશે નહિ, લોકાકાશમા જ સર્વજીવો વર્તે છે, માટે તેનો સબધ પણ અનતકાળ સુધી છે સસારીજીવ કર્મસહિત અને લોકના પ્રદેશનો સબધ આદિસાત છે, કારણ કે, કર્મ સહિત જીવ આકાશના એક પ્રદેશનો સબધ ત્યાગ કરી, બીજા પ્રદેશે સબધ કરે છે વળી બીજા પ્રદેશનો સબધ કરી, ત્રીજા પ્રદેશનો સબધ કરે છે પ્રદેશની સાથે સબધ કરતા, આદિ અને ત્યાગ કરતા અત થાય છે, પણ લોકાત સિદ્ધક્ષેત્રના સિદ્ધજીવોનો તત્રસ્થ આકાશપ્રદેશોની સાથે સબધ છે, તે સાદિ અનતમા ભાગે જાણવો લોકાકાશ અને પુદ્ગલ દ્રવ્યનો અનાદિઅનત સબધ છે આકાશપ્રદેશની સાથે પુદ્ગલ પરમાણુનો સાદિસાત સબધ છે એમ આકાશની પેઠે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનો પણ સબધ જાણવો જીવ અને પુદ્ગલ દ્રવ્યનો અનાદિઅનત સબધ છે, ભવ્યને પુદ્ગલનો સબધ અનાદિ સાત છે અને અભવ્યને અનાદિઅનત સબધ છે અત્ર સમજવુ કે કર્મ જડ છે, તો પણ તે આત્માની

અશુદ્ધપરિણતિયોગે આત્માને લાગે છે, અશુદ્ધ પરિણતિ અનાદિકાળથી છે તેથી કર્મ પણ જીવને અનાદિકાળથી લાગ્યા છે, અન્ય કોઇ કર્મ લગાડનાર નથી

નિશ્ચયથી છએ દ્રવ્ય, સ્વભાવ પરિણામે પરિણમ્યા છે, અને પ્રત્યેક દ્રવ્યનો સ્વભાવ-પરિણામ શાશ્વત છે તે પરિણામ અનાદિઅનતમા લાગે છે, જીવ અને પુદ્ગલ દ્રવ્ય બે પરિણમ્યા છે તે વિભાવપરિણામ છે પુદ્ગલનો પરિણામ, સત્તાએ અનાદિઅનત છે અને પુદ્ગલનુ મિલવુ વિખરવુ સાદિસાત છે જીવદ્રવ્ય, પુદ્ગલ સાથે મળેલો હોય છે ત્યારે સક્રિય છે, અને કર્મરૂપ પુદ્ગલથી રહિત થાય છે ત્યારે અક્રિય છે પુદ્ગલદ્રવ્ય સદા અક્રિય છે

## એક-અનેકપક્ષથી નિશ્ચયજ્ઞાન માટે નયવિવેચન

સર્વ દ્રવ્યમા અનેક સ્વભાવ વર્તે છે તે એકવચનથી કહી શકાય નહીં અનેક ધર્મનો અપલાપ થાય નહિ, માટે સાપેક્ષપણે વચનવર્ગણાએ બોલવુ તેને નય કહે છે નયના મૂળ બે ભેદ છે ૧ દ્રવ્યાર્થિકનય, ૨ પર્યાયાર્થિક નય

૧ ઉત્પાદવ્યયપર્યાયને જે ગૌણપણે ગ્રહે છે, અને દ્રવ્યની ગુણસત્તાને મુખ્યપણે ગ્રહણ કરે છે, તેને દ્રવ્યાર્થિકનય કહે છે તેના [1]દશ ભેદ છે, સર્વ દ્રવ્ય નિત્ય છે, તેને **નિત્યદ્રવ્યાર્થિક** કહે છે, अप्रच्युतानुत्पन्नस्थिरैकरूपत्व એમ નિત્યનુ લક્ષણ જાણવુ, જે અગુરુલઘુ ગુણ અને ક્ષેત્રની અપેક્ષા કર્યા વિના મૂલ ગુણને પિંડપણે ગ્રહે તેને **એક દ્રવ્યાર્થિક** કહે

---

૧ નિત્ય એક, સત્, વક્તવ્ય અશુદ્ધ અન્વય પરમ, શુદ્ધ સત્તા અને પરમભાવ-ગ્રાહક દ્રવ્યાર્થિક નય

છે જ્ઞાનાદિક ગુણે સર્વ જીવો, સત્તાથી એક સરખા છે, માટે સર્વ જીવોને એક જીવ કહે છે સ્વદ્રવ્યાર્થિકને ગ્રહે તે સત્ દ્રવ્યાર્થિકનય જાણવો જેમ सल्लक्षण द्रव्यम् ( સત્ છે તેજ દ્રવ્યનું લક્ષણ છે ) એકાંતે સત્ દ્રવ્યાર્થિકનયને ગ્રહવાથી, સંગ્રહનયાભાસ કહેવાય છે, અને એમ એકાંતે સત્ દ્રવ્યાર્થિક નયનું અવલંબન કરનારથી અદ્વૈતમત નીકળ્યો છે અદ્વૈતવાદનો સિદ્ધાંત એવો છે કે-એક આત્મા સર્વ પ્રાણીમાં છે એક આત્મા બહુ પ્રકારે થાય છે કહ્યું છે કે —

श्लोक

एक एव हि भूतात्मा, भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव, दृश्यते जलचन्द्रवत् ॥

ભાવાર્થ—સુગમ છે એક આત્મા સર્વ જીવોનો છે અને તેથી સત્ એક જ વસ્તુ દુનિયામાં છે અન્ય અસત્ છે સર્વત્ર વ્યાપક એક બ્રહ્મસત્તાનું જ્ઞાન થવું તથા તન્મય થવું, તેનું નામ મોક્ષ છે મોક્ષાવસ્થામાં આત્મામાં બીલકુલ જ્ઞાન હોતું નથી જ્યાંસુધી જ્ઞાન હોય ત્યાં સુધી માયાની વાસના છે, અને તેથી તાવત્કાલ બ્રહ્મસુખનો અનુભવ આવતો નથી. આમ કહેનાર અદ્વૈતવાદીને પ્રેમપૂર્વક પૂછીએ છીએ કે, તમો સર્વ જીવોની સત્તાને જ ગ્રહી વ્યક્તિનો અપલાપ કરો છો જેમ કે કોઈ મનુષ્ય હજારો ગાયો દેખીને પછી સર્વમાં રહેલો સાધારણ ધર્મ, જે ગોત્વરૂપ સત્તા, તેને ગ્રહીને કહે કે, સર્વ ગાયો એક છે, એમ ઉચ્ચારી વિશેષ ધર્મ જે પ્રત્યેક ગાયોમાં જુદો જુદો રહ્યો છે, તેને તથા પ્રત્યેક ગોવ્યક્તિ ભિન્ન છે,

નહિ-એમ પ્રમાણથી પણ સિદ્ધ ઠરે છે તથા જેમ સર્વવ્યાપક આકાશ છે, તે આકાશ નિરાકાર હોવાથી, તેનુ જેમ પ્રતિબિંબ પડતુ નથી, તેમ આત્માનુ પ્રતિબિંબ પડે નહિ, તથા સર્વ વ્યાપક બ્રહ્મનુ અંશ, જીવોરૂપ પ્રતિબિંબ પણ હોઈ શકે નહિ વળી વિચારવાનુ કે પ્રતિબિંબ સામી વસ્તુમા પડે છે જેમ મુખનુ પ્રતિબિંબ સામી વસ્તુ દર્પણમા પડે છે, તેમ અત્ર પણ બ્રહ્મના પ્રતિબિંબ માટે સામી વસ્તુ બીજી માનવી પડશે, અને સામી વસ્તુ માનશો તો, અન્ય જડ પદાર્થની સિદ્ધિ થઈ ત્યારે એક બ્રહ્મ અને બીજો જડ પદાર્થ-એમ બે પદાર્થની સિદ્ધિ થતા, અદ્વૈતત્વનો મૂળથી નાશ થાય છે, માટે જલચંદ્રનુ દષ્ટાંત પણ અદ્વૈતત્વની સિદ્ધિમા ઘટતુ નથી વળી સમજવાનુ કે, જે વસ્તુ સત્-હોય છે, તેનો નિષેધ થાય છે જે વસ્તુ નથી, તેનો નિષેધ કયાથી હોય! અદ્વૈત એમા અ+દ્વૈત અ=નહિ=દ્વૈત=બેપણુ, બે નહીં આમા અદ્વૈત ત્વનો નિષેધ કરો છો, તે દ્વૈતત્વના જ્ઞાનથી કે અજ્ઞાનથી? જો કહેશો કે દ્વૈતત્વના જ્ઞાનથી, તો તેમા પ્રશ્ન થાય છે કે બે પદાર્થ સત્ છે કે અસત્ છે! જો કહેશો કે સત્ છે, તો સત્નો નિષેધ ત્રિકાલમા થઈ શકે નહિ જો કહેશો કે, બે પદાર્થ અસત્ છે, તો કહેવાનુ કે આકાશ કુસુમની પેઠે જે એકાંત અસત્ એ વસ્તુ નથી, તો તેનો નિષેધ શી રીતે કરી શકાય? બે અસત્ માનતા બ્રહ્મ પણ અસત્ ઠર્યું, તેથી મૂલથી હાનિ હોય આમ થશે વળી જડ પદાર્થ અસત્ અને બ્રહ્મ અસત્ નહિ, તેમા શુ પ્રમાણ છે? તમે કહેશો કે બ્રહ્મમા જ્ઞાન ગુણ છે, તેથી તે સત્ છે, તો કહેવાનુ કે બ્રહ્મનો જ્ઞાનગુણ સ્વાભાવિક છે કે

વિભાવિક છે ? જો કહેશો કે બ્રહ્મનો જ્ઞાનગુણ સ્વાભાવિક છે, તો તે જ્ઞાનગુણ મોક્ષમા પણ રહેશે, અને તે જ્ઞાનગુણ તો તમે મોક્ષમા માનતા નથી બીજા પક્ષમા કહેશો કે જ્ઞાનગુણ આત્માનો ( બ્રહ્મનો ) નથી, વિભાવિક છે, તો સિદ્ધ ઠર્યું કે જ્ઞાનવિના મોક્ષ દશામા બ્રહ્મ જડ રહેશે, ત્યારે જડમા અને બ્રહ્મમા ભિન્નતા રહેશે નહિ તમો કહેશો કે અમો દ્વૈતત્વના અજ્ઞાનથી દ્વૈતત્વનો નિષેધ કરીએ છીએ, આ પક્ષ પણ યુક્તિ યુક્ત નથી, કારણ કે જ્યારે દ્વૈતત્વનુ જ્ઞાન ન હોય, તો તેનો નિષેધ કેમ થઈ શકે ? સર્વત્ર વ્યાપક આત્મા ઠરતો નથી સર્વત્ર વ્યાપક આત્મા માનતા આત્માને કર્મ લાગી શકે નહિ વગેરે દોષો પૂર્વે દર્શાવ્યા છે, સર્વ જીવનો એક આત્મા માનતા અનેક [1]દોષલતિરૂપ આપત્તિની પ્રાપ્તિ થાય છે, કારણ કે ચૈત્રના આત્માને દુખ પડે તો, તે દુખ મૈત્રને થવુ જોઇએ સર્વત્ર એક આત્મા વ્યાપક હોવાથી, ચૈત્રની મુક્તિ થતા, મૈત્ર ની મુકિત થવી જોઇએ બેનો એકરૂપે [2]અનુસ્યુત આત્મા હોવાથી, કદાચિ તમો ચૈત્ર અને મૈત્રનો આત્મા એક નહિ માનો, તો બેના આત્મા ભિન્ન ભિન્ન માનવાથી, સ્યાદ્વાદદર્શનમા તમારો પ્રવેશ થયો વળી સર્વજીવોનો એક વ્યાપક નિત્ય આત્મા માનવાથી, તે પ્રથમથીજ મુક્ત છે કારણકે, એક પદાર્થ માનવાથી, કર્મરૂપ દ્વિતીય પદાર્થની સિદ્ધિ થઈ શકશે નહિ અને તેથી તપ, તીર્થ, સન્યાસ, ઉપદેશ, જ્ઞાનાભ્યાસની નિરર્થકતા પ્રાપ્ત થાય છે જગત્મા એક મનુષ્ય ભોગી, એક જોગી, એક રાજા, એક રક દેખવામા આવે છે, તેનુ કારણ પુણ્ય

---

૧ દોષની શ્રેણિ ૨ જોડાયલો

પાપ માન્યા વિના સિદ્ધિ નથી, અને જ્યારે પુણ્ય પાપરૂપ કર્મ
માનવામા આવે તો, જીવ અને અજીવ એમ બે પદાર્થની
સિદ્ધિ કરી તેમજ પુણ્ય પાપના વિચિત્ર ભેદોના લોકના ભિન્ન
ભિન્ન આત્મા દેખવામા આવે છે, તેથી સર્વ જીવ વ્યક્તિ
ભિન્ન ભિન્ન સિદ્ધ ઠરે છે, અને તેથી જીવો વ્યક્તિપણે અન
અનાદિકાળથી છે તેમજ સર્વજીવોનો સાધારણ ધર્મ ચે
સરખો હોવાથી સત્તાની અપેક્ષાએ સાપેક્ષપણે એક કહેવાય
પણ તેથી અનાદિકાળસિદ્ધ અનેક પ્રતિશરીર ભિન્ન ભિ
આત્મ વ્યક્તિયોનો નિષેધ થતો નથી–તેથી સમ્યગ્ નય
સાપેક્ષપણે અવતાર થાય છે આ સબધી વિશેષ વિવે
કરતા ગ્રથગૌરવ થાય તેથી કર્યું નથી વિશેષ સ્વરૂ
જિજ્ઞાસુઓએ **સન્મતિતર્ક, સ્યાદ્વાદમજરી, શાસ્ત્રવા**
**સમુચ્ચય, અનેકાન્તજયપતાકા** વિગેરે ગ્રથો જેવા
સાભળવા સ્યાદ્વાદદર્શનમા પદાર્થસ્વરૂપ સાપેક્ષપણે માન
દ્વૈતત્વની અને અદ્વૈતત્વની પણ સિદ્ધિ થાય છે જીવ
અજીવ પદાર્થ બે ભિન્ન છે, તેની અપેક્ષાએ દ્વૈતત્વ છે
આત્માને કર્મ લાગ્યા છે, તેથી આત્મા અને કર્મ બે હો
દ્વૈતત્વ સિદ્ધ ઠરે છે, તથા સસારી આત્મામા શુદ્ધપરિ
અને અશુદ્ધપરિણામ હોવાથી દ્વૈતત્વ ઠરે છે, તથા અ
અને તેના પર્યાય એમ ભેદ પાડવાથી દ્વૈતત્વનો વ્યવહાર
છે તેમજ આત્માને કર્મ લાગ્યા છે, પણ કર્મ છે તે આ
અપેક્ષાએ અસત્ છે, તેથી એક આત્મા માનવાથી અદ્વૈ
એક જીવાપેક્ષાએ સિદ્ધ ઠરે છે તથા આત્મા અને આ
પર્યાય છે, તે આત્માથી અભિન્ન છે, તેથી તેની અપેક્ષાએ

ણ સિદ્ધ ઠરવાથી અદ્વૈતત્વની ઉપપત્તિ થાય છે તથા આઠમા ગુણસ્થાનકથી ક્ષપકશ્રેણિ મ ડાય છે, ત્યા શુકલધ્યાનના પ્રથમ પાયાની શરૂઆત થાય છે દશમા ગુણઠાણે એકત્વવિતર્કઅવિચાર નામના દ્વિતીય પાયામા ગુણ અને પર્યાયનો સમાસ કરવામા આવે છે, અને તર્કપણે આત્મસ્વરૂપનો ક્ષયોપશમધ્યાને શ્રુતજ્ઞાનાલબી ઉપયોગ વર્તે છે; ત્યા એક આત્મસ્વરૂપ વિના અન્યનો કિ ચિત્ પણ ઉપયોગ નથી તેથી તે પાયાની અપેક્ષાએ અદ્વૈતત્વ આત્માનુ ઠરે છે નિશ્ચયથી જડતત્વ છે, તે આત્મામા નહિ વર્તવાથી આત્મામા અદ્વૈતત્વ સ્વરૂપની અપેક્ષાએ વર્તે છે, તેથી જડતત્વપદાર્થનો નિષેધ ઠરતો નથી તથા સત્તા રૂપ સાધારણ ધર્મ કે જે સર્વ પદાર્થોમા સત્ સત્ એમ [1]પ્રત્યય ને ધારણ કરે છે, તે પણ કાયમ રહે છે હવે મૂળ વિષય ઉપર આવીએ દ્રવ્યમા કહેવા યોગ્ય ગુણ અ ગીકાર કરે છે, તેને વક્તવ્યદ્રવ્યાર્થિકનય કહે છે આત્માને અજ્ઞાની કહેવો, તેને અશુદ્ધ દ્રવ્યાર્થિકનય કહે છે કારણ કે અજ્ઞાન એ અશુદ્ધતા છે, તેનો આત્મામા આરોપ કર્યો તથા ષડ્દ્રવ્ય છે, તે ગુણ પર્યાયસહિત છે, એમ કહેવુ તેને અન્વયદ્રવ્યાર્થિકનય કહે છે સર્વ જીવદ્રવ્યની મૂલ સત્તા એક છે, એમ કહેવુ તેને પરમદ્રવ્યાર્થિકનય કહે છે સર્વ જીવના આઠ રુચક પ્રદેશ નિર્મલ છે, એમ કહેવુ તેને શુદ્ધ દ્રવ્યાર્થિકનય કહે છે–સર્વ જીવના અસ ખ્યાત પ્રદેશ એક સરખા છે, તેમા કિ ચિત્ પણ ફેરફાર નથી એમ કહેવુ તેને સત્તાદ્રવ્યાર્થિકનય કહે છે ગુણ અને ગુણી એક છે, જેમ જ્ઞાનરૂપ આત્મા છે, દર્શન–આત્મા

---

[1] જ્ઞાન

ચારિત્ર–આત્મા છે, એમ કહેવુ તેને પરમભાવ ગ્રાહક
ાર્થિકનય કહે છે, ઇત્યાદિ દ્રવ્યાર્થિકનયના દશ ભેદ કહ્યા

## હવે પર્યાયાર્થિકનયના પડ્ભેદ કહે છે.

જે નય કથચિત્ મુખ્યતાએ પર્યાયોનુ ગ્રહણ કરે છે,
ે ગૌણુતાએ દ્રવ્યત્વનું ગ્રહણ કરે છે, તેને પર્યાયાર્થિકનય
છે

જીવને ભવ્યપણુ કહેવુ તથા સિદ્ધપણુ કથવુ, તેને દ્રવ્ય
ાય કહે છે દ્રવ્યનું પ્રદેશમાન કરવુ તેને દ્રવ્યવ્યજનપર્યાય
છે ગુણુપર્યાય, જે ગુણુથી અનેકતા થાય તે, જેમ ધર્માસ્તિ
દ્રવ્ય પોતાના ચલણુ સહાયકરાદિ ગુણુથી અનેક જીવ તથા
ગલને સહાય કરે છે, તથા જેમ કેવલજ્ઞાન એક છે, તો
ુ તે લોકાલોક અનત જ્ઞેયને જ્ઞાનમા વિષયીભૂત કરે છે,
ગુણપયાય જાણુવો એક જ્ઞાન ગુણુના મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન,
વધિજ્ઞાન, મન પર્યવજ્ઞાન, કેવલજ્ઞાન, તથા મતિઅજ્ઞાન,
ાઅજ્ઞાન તથા વિભગજ્ઞાન, એમ ભેદ પાડવા તથા એક
ર્નના ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવલ-
ર્ન, એમ ઘણુા ભેદ કરવા તેને ગુણવ્યજનપર્યાય કહે છે
ગુરુલઘુરૂપ સ્વભાવપર્યાય છ દ્રવ્યોમા રહેલો છે ઉપરોક્ત પચ
ાયો ષડ્દ્રવ્યોમા વર્ને છે, અને છઠ્ઠો વિભાવપર્યાય છે, તે
વ અને પુદ્ગલ એ બે દ્રવ્યમા વર્તે છે અને તે વિભાવ
ાયથી જીવ ચાર ગતિમા નવનવા ભવ કરે છે રાગદ્વેષ
વો એ વિભાવ પર્યાય છે આઠ કર્મની વર્ગણા ગ્રહવી, તથા

---

૧ દ્રવ્ય દ્રવ્યવ્યજન ગુણુ ગુણુ વ્યજન, સ્વભાવ અને વિભાવપર્યાય

ક્ચ પ્રકારના શરીર ગ્રહવા, ઓદાયિકભાવમા રાચીમાચીને હિવુ, ઇત્યાદિ સર્વ વિભાવપર્યાય છે વિભાવ પર્યાયનો નાશ વાથી સિદ્ધપણુ પ્રગટે છે પુદ્ગલ દ્રવ્યનુ સ્કધપણુ તે પણ વિભાવ પર્યાય છે

## વળી પર્યાયના બીજા છ ભેદ કહે છે.

૧ પુદ્ગલદ્રવ્યનો મેરુપર્વત પ્રમુખ તે અનાદિ નિત્ય પર્યાય છે

૨ જીવદ્રવ્યનું સિદ્ધપણુ છે, તે સાદિ નિત્ય પર્યાય જાણવો સિદ્ધપણુ પ્રકટ્યાની આદિ છે અને વળી તે સિદ્ધપર્યાય નિત્ય છે, તેનો કદાપિકાળે નાશ થવાનો નથી

૩ સમય સમયમા જીવ ઉપજે છે અને વિણસે છે, તેને અનિત્ય પર્યાય કહે છે, અનિત્યપર્યાય સાદિસાત ભાગે છે, અને તે ષડ્દ્રવ્યમા સમયે સમયે વર્તે છે

૪ જીવોના જન્મ મરણ થાય છે, તે કર્મથી થાય છે, અને કર્મથી આત્માનો અશુદ્ધ પર્યાય કહેવાય છે, જન્મ મરણ રૂપ પર્યાય છે, તે અનિત્ય છે, માટે જન્મ મરણાદિકને અશુદ્ધ અનિત્ય પર્યાય કહે છે

૫ જડરૂપ કર્મનો સબધ છે, તે ઉપાધિ છે તેને ઉપાધિ પર્યાય કહે છે

૬ સર્વ દ્રવ્યના મૂલ પર્યાય એક સરખા છે, તેને શુદ્ધપર્યાય કહે છે

## હવે સપ્તનય સ્વરૂપ કહે છે.

સાત નયના નામ નીચે મુજબ છે. ૧ નૈગમ ૨ સંગ્રહ ૩ વ્યવહાર ૪ ઋજુસૂત્ર ૫ શબ્દ ૬ સમભિરુઢ ૭ એવંભૂત.

પ્રથમ નૈગમનયનુ સ્વરૂપ કહે છે, વસ્તુના ધર્મના એક અંશને ગ્રહણ કરે છે, તેને નૈગમ કહે છે જેમ કોઈ દેવદત્ત મનુષ્ય સિદ્ધાચલ યાત્રા કરવા માટે ઘરમાથી બ્હાર નીકળ્યો લોકો તેને ગામની બ્હાર વળાવી આવ્યા કોઈ મનુષ્યે પૂછ્યુ કે દેવદત્ત કયા ગયો ? ત્યારે એકે કહ્યુ કે દેવદત્ત સિદ્ધાચળ ગયો હજી દેવદત્ત ગામની બહાર છે, પણ ગમનનો એક અંશ અહી સિદ્ધાચળ ગયો એમ કહેવુ, તે નૈગમનયની પ્રવૃત્તિ છે તથા ગુરુએ શિષ્યને કહ્યુ, સંથારો કર શિષ્ય પાથરવાની પ્રવૃત્તિ કરવા લાગ્યો ગુરુએ પૂછ્યુ, સંથારો કર્યો કે ? શિષ્યે કહ્યુ કર્યો આ વચન પણ નૈગમનયનુ છે કરવા માડેલી વસ્તુ કરી કહેવાય, એમ આ નયનો અભિપ્રાય છે યથા કડેમાણે કડે, જમાલીએ કરવા માડ્યુ તે કર્યું ના કહેવાય, એમ કહી નૈગમનયના અભિપ્રાયનો અપલાપ કર્યો હતો, માટે તેને ઉત્સૂત્ર ભાષી, શ્રીવીર પ્રભુએ કહ્યો હતો તથા જેમ કોઈ મનુષ્યને રૂપૈયો મેળવવાનુ મન થયુ તેથી તે રૂપૈયા માટે માટી લેવા ગયો માર્ગમા કોઈએ પૃચ્છા કરી કે હે ભાઈ ! તુ કયા જાય છે ? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, હુ રૂપૈયો લેવા જાઉં છુ હજી રૂપૈયો તો મળ્યો નથી, તોપણ માટીથી મળશે માટી અર્થે ગમનના અભિપ્રાયમા, રૂપૈયાનો આરોપ કર્યો માટે તેને નૈગમનય કહે છે વસ્તુના એક અંશમા વસ્તુનો આરોપ કરવો,

તે નૈગમનુ કાર્ય છે તથા સર્વ જીવના આઠ રુચકપ્રદેશ નિર્મલ છે, સિદ્ધસમાન છે, તેથી સર્વ જીવોને સિદ્ધ કહેવા એ નૈગમનુ વચન જાણવુ આઠ રુચકપ્રદેશના એક અશથી સર્વ પરિપૂર્ણ વસ્તુધર્મનો પદાર્થમા આરોપ કર્યો નૈગમનયના ત્રણ ભેદ છે અતીતનૈગમ, અનાગતનૈગમ, અને વર્તમાનનૈગમ વળી નૈગમનયના બીજા પણ ત્રણ ભેદ છે-૧ આરોપ ૨ અશ અને ૩ સક્લ્પ તેમા આરોપના ચાર ભેદ છે ૧ દ્રવ્યારોપ, ૨ ગુણારોપ, ૩ કાલારોપ, અને ચોથો કારણાદ્યારોપ, તેમા પ્રથમ દ્રવ્યારોપ છે તેને કહે છે કાળદ્રવ્યરૂપ ભિન્ન વસ્તુ નથી પંચાસ્તિ-કાયમા સમયે સમયે ઉત્પાદવ્યયની વર્તનાને કાલ કહે છે, તે પચદ્રવ્યમા, સમયે સમયે વર્તી રહ્યો છે તેવી વર્તના કઇ છઠ્ઠું દ્રવ્ય નથી તેમ છતા તેની વર્તનામા દ્રવ્યનો આરોપ કરી, વર્તનાને કાલદ્રવ્ય કહેવુ, તે દ્રવ્યારોપ જાણવો જ્ઞાન, દર્શન, ચારિત્ર, ગુણ છે, તે ગુણોનો આત્મદ્રવ્યમા આરોપ કરવો અર્થાત્ દ્રવ્યને ગુણ કહેવો જેમ આત્મા-જ્ઞાન આત્મા-દર્શન, આત્મા-ચારિત્ર, ઇત્યાદિ દ્રવ્યમા ગુણારોપ જાણવો તથા વળી ચચળતા, સ્ફૂર્તિ, વેગ, કીર્તિ, બળ, વિગેરે તથા મૂર્ખતા, નિંદા, અપકીર્તિનો જીવમા આરોપ કરી જીવને ચચળ કહેવો, મૂર્ખ કહેવો, નિંદક કહેવો, બળવાન્ કહેવો, ઇત્યાદિ સર્વ ગુણારોપ જાણવો પુણ્ય અને પાપની પ્રકૃતિયોથી કહેવાતા ગુણો તથા દુર્ગુણોનો આરોપ જીવમા કરવો, તે પણ ગુણારોપ છે પુણ્ય અને પાપની પ્રકૃતિયો જીવના ગુણ નથી, તેમ છતા તેમા ઇષ્ટાનિષ્ટબુદ્ધિથી જીવ રાગદ્વેષયોગે કર્મ બાધે છે કાલારોપના ત્રણ ભેદ છે તેમા શ્રી ઋષભદેવનુ નિર્વાણ થયા ઘણો કાળ વ્યતીત થયો, તેમ

છતા એમ કહેવુ કે આજે મેરુતેરસના રોજ શ્રી આદિનાથનુ નિર્વાણ કલ્યાણક છે, તે વર્તમાનકાળમા ભૂતકાલારોપ જાણવો પદ્મનાભાદિ અનાગતકાળના તીર્થંકરોનો વર્તમાનકાળમા આરોપ કરવો, જેમ કે આજ શ્રીપદ્મનાભનુ જન્મકલ્યાણક છે, તે વર્તમાનકાલમા અનાગતકાલારોપ જાણવો એ પ્રમાણે વર્તમાનનો આરોપ અતીત અનાગતમા કરવો, તથા શ્રીતીર્થંકર ભગવાનને તારયાણ ( તારનારા ) કહેવા, તે કારણમા કર્તાપણાનો આરોપ જાણવો અજ્ઞાનભાવે ઔદયિક ભાવની બાહ્ય કષ્ટક્રિયામા મુક્તિનુ કારણ કલ્પવુ, તે કારણારોપ છે અશનૈગમના બે ભેદ છે એક ભિન્નાશ તે સ્કધાદિકનો જાણવો, અને દ્વિતીય અભિન્નાશ, તે આત્માના પ્રદેશ તથા ગુણનો અવિભાગ સમજવો તથા નિગોદીયા વિગેરે જીવના આઠ રુચકપ્રદેશ નિર્મલ સિદ્ધ સમાન છે તેથી સર્વ જીવોને સિદ્ધ કહેવા, તે અશનૈગમ છે; તથા વળી અયોગીકેવલી ચતુર્દશમા ગુણસ્થાનકે વર્તે છે, તે સિદ્ધથી અશે ઓછા છે, સમભિરૂઢ નયની અપેક્ષાએ તે સિદ્ધ છે, પણ મુક્તિસ્થાન નથી પામ્યા, એટલી ઓછાશ છે, તેમને સસારી કહેવા, તે અશનૈગમનુ લક્ષણ છે

સકલ્પનૈગમના બે ભેદ છે સ્વપરિણામરૂપ વીર્ય-ચેતનનો જે નવો નવો ક્ષયોપશમ લેવો તે બીજે કાર્યાતરે નવા નવા કાર્યે નવો નવો ઉપયોગ થાય, તે જાણવો વસ્તુમા ધર્મ અનેક છે, તે એકાતે માને, પણ પરસ્પર સાપેક્ષપણે ન માને, એટલે વસ્તુના એક ધર્મને માને અને બીજા ધર્મને માને નહિ, તેને નૈગમાભાસ કહે છે એ દુર્નય જાણવો, કારણ કે તે અન્ય નયની અપેક્ષા રાખે નહિ જેમ આત્મામા સત્ત્વ તથા ચૈતન્ય

એ બે ધર્મ ભિન્ન ભિન્ન છે તેમા ચૈતન્યપણુ ન માને તેને નૈગમાભાસ કહે છે

## २ सग्रहनयनु स्वरूप

सामान्यवस्तुसत्तासग्राहक' सग्रह' स द्विविध' सामान्य सग्रहो विशेपसग्रहश्च, सामान्यसग्रहो, द्विविध:, मूलत उत्तरतश्च, मूलतोऽस्तित्वादिभेदतः षड्विध , उत्तरतो जातिसमुदायभेदरूप , जातित' गवि गोत्व, घटे घटत्व, वनस्पतौ वनस्पतित्व, समुदयतो सहकारात्मके वने सहकारवन, मनुष्यसमूहे मनुष्यवृद, इत्यादि समुदायरूप अथवा द्रव्यमिति सामान्यसग्रहः जीव इति विशेपसग्रहः तथा विशेषावश्यके 'सगहण सगिण्हइ सगिज्झ ते व तेण ज भेया। तो सगहोचि सगहिय पिंडियत्थ वओ जस्स' सग्रहण *सामान्यरूपतया सर्ववस्तूनामाक्रोडन* सग्रह अथवा सामान्यरूपतया सर्वे गृह्णातीति सग्रहः अथवा सगृहीत पिंडित तदर्थोऽभिधेय यस्य तत् सगृहीतपिंडितार्थं एवभूत वचो यस्य सग्रहस्येति सगृहीतपिंडित तद् किमुच्यते इत्याह 'सगहिय आगहीय सपिंडियमेगजाइमाणीय सग हियमणुगमो वा वइरेगो पिंडिय भणिय ॥१॥' सामान्याभिमुख्यन ग्रहण सगृहीतसग्रह उच्यते, पिंडित त्वेकजातिमानीतमभिधीयते पिंडितसग्रह', अथ सर्वव्यक्तिष्वनुगतस्य सामान्यस्य च प्रतिपादनमनुगमसग्रहोऽभिधीयते, व्यतिरेकस्तु तदितरधर्मनिपेधात् ग्राह्यधर्मसग्राहक व्यतिरेकसग्रहो मण्यते यथा जीवो जीव इति निपेधे जीवसग्रह एव जात', अतः १ सग्रह

२ पिंडितार्थ ३ अनुगम ४ व्यतिरेकभेदाच्चतुर्विधं अथवा स्व-सत्ताख्य महासामान्य सगृह्णाति, इतरस्तु गोत्वादिकमवांतर सामान्य पिंडितार्थमभिधीयते, महासत्तारूप अवांतरसत्तारूप 'एग निच्च निरवयवमक्किय सव्वग च सामन्नं' एतत् महासामान्य, गवि गोत्वादिकमवांतरसामान्यमिति सग्रह. ॥

ભાવાર્થ—સામાન્ય વસ્તુસત્તા જે નિત્યત્વાદિક ધર્મ સર્વ દ્રવ્યમા વ્યાપક છે, તે ગ્રહણ કરે, તેને સગ્રહનય કહે છે સગ્રહના બે ભેદ છે ૧ સામાન્ય સગ્રહ ૨ વિશેષ સગ્રહ તેમા વળી સામાન્ય સગ્રહના બે ભેદ છે ૧ મૂલસામાન્ય સગ્રહ ૨ ઉત્તરસામાન્ય સગ્રહ તેમા મૂળ સામાન્ય સગ્રહના છ ભેદ છે ૧ અસ્તિત્વ, ૨ વસ્તુત્વ ૩ દ્રવ્યત્વ, ૪ પ્રમેયત્વ, ૫ સત્ત્વ, ૬ અગુરુલઘુત્વ, તેમા પ્રથમ અસ્તિત્વનુ સ્વરૂપ કહે છે

છ દ્રવ્યોનુ પોતપોતાના ગુણ, પર્યાય તથા પ્રદેશવડે અસ્તિત્વ છે, ધર્મ, અધર્મ, લોકાકાશ, અને જીવ, એ ચારનો, અસખ્યાત પ્રદેશ મળી સ્કધ થાય છે પુદ્ગલદ્રવ્યમા સ્કધ થવાની શક્તિ છે અલોકાકાશનો સ્કધ અનતપ્રદેશી છે એ પચ દ્રવ્ય અસ્તિકાય છે, છઠ્ઠા કાલદ્રવ્યનો સમય પરસ્પર મળતો નથી, કેમકે એક સમય નષ્ટ થયા પછી દ્વિતીય સમય આવે છે, માટે કાલ અસ્તિકાય નથી

વસ્તુત્વ—ષડ્દ્રવ્યમા વસ્તુપણુ સામાન્યપણે વ્યાપી રહ્યું છે છ દ્રવ્ય એક ક્ષેત્રમા રહ્યા છે એક આકાશ પ્રદેશમા, ધર્માસ્તિકાયનો તથા અધર્માસ્તિકાયનો એકેક પ્રદેશ રહ્યો છે, અને અનતા જીવના અનતા પ્રદેશ રહ્યા છે પુદ્ગલપરમાણુઓ અનં

રહ્યા છે તે સર્વે પોતાની સત્તાને ગ્રહીને રહ્યા છે, એક દુકાનમા પાચ નોકર રહે, પણ તેથી જેમ તે ભેગા મળી જાય નહિ, અર્થાત્ તેમની ભિન્ન ભિન્ન વ્યક્તિ રહે, તેમ આકાશમા પંચદ્રવ્ય રહ્યા છે, પણ તે એક થઈ જાય નહિ, ભિન્ન વ્યક્તિ રહે

૩ દ્રવ્યત્વ—દ્રવ્યપણુ સર્વ દ્રવ્ય પોતપોતાની ક્રિયા કરે ધર્માસ્તિકાયમા ચલણુસહાયગુણુ સર્વ પ્રદેશમા છે, તે સદા જીવ પુદ્ગલને ચલાવવારૂપ ક્રિયા કરે છે

પ્રશ્ન—લોકાત સિદ્ધક્ષેત્રમા ધર્માસ્તિકાય છે તે સિદ્ધ જીવોને ગતિક્રિયા માટે સહાયક કેમ થતો નથી ?

ઉત્તર—સિદ્ધના જીવ અક્રિય છે, માટે ગમનાગમનનુ પ્રયોજન નથી તેથી ધર્માસ્તિકાય ચાલવા સહાય આપતુ નથી ધર્માસ્તિ કાયનો ગુણુ એ છે કે, જે ચાલતો હોય, તેને સહાય આપે પણ નહિ ગમન કરનારને ચલાવી શકે નહિ સિદ્ધિક્ષેત્રમા નિગો દીયા સક્રિય જીવ રહ્યા છે તથા પુદ્ગલ છે, તેને ધર્માસ્તિકાય ચાલવામા સહાય આપે છે, માટે તે પોતાની શક્તિ ફોરવે છે, તથા અધર્માસ્તિકાય જીવ પુદ્ગલને સ્થિર થવામા સહાય આપે છે તેમજ આકાશદ્રવ્ય સર્વ દ્રવ્યને અવગાહના દાનરૂપ કાર્ય કર્યા કરે છે

પ્રશ્ન—અલોકાકાશમા અન્ય કોઈ દ્રવ્ય નથી, તો અલોકાકાશ કયા દ્રવ્યને અવગાહના દાન આપે છે ?

ઉત્તર—અલોકાકાશમા અવગાહના દાનગુણુની શકિત સો

લોકાકાશસદૃશ છે, કિંતુ તેને અવગાહન દાન ગ્રહનાર અન્ય કોઈ દ્રવ્યો નથી અલોકાકાશના પ્રતિપ્રદેશે ઉત્પાદવ્યય સમયે સમયે થઈ રહ્યો છે, उत्पादव्ययध्रौव्ययुक्तं सत् જ્યા ઉત્પાદવ્યયધ્રૌવ્યતા હોય છે, તે દ્રવ્ય કહેવાય છે અલોકાકાશમાં જો ઉત્પાદવ્યય થાય નહિ, તો તે દ્રવ્ય કહેવાય નહિ, ત્યા ઉત્પાદવ્યયનો સદ્ભાવ છે, માટે તે દ્રવ્ય કહેવાય છે પુદ્ગલદ્રવ્ય મળવા-વિખરવાની ક્રિયા કરે છે, પણ તે ઉપચારથી છે જીવદ્રવ્ય જ્ઞાનલક્ષણ ઉપયોગ રૂપ ક્રિયા કરે છે-એમ સર્વ દ્રવ્ય પોતપોતાની ક્રિયા કરે છે

૪ प्रमेयत्व-प्रमाविषयीभूतः प्रमेय પ્રમા એટલે જ્ઞાનમા જે ભાસે, તેને પ્રમેય કહે છે છ દ્રવ્ય છે, તે જ્ઞાનમા ભાસે છે, માટે તે પ્રમેય છે પ્રમેયનુ પ્રમાણ કેવલી પોતાના જ્ઞાનથી કરે છે ચઉદ રાજલોકનુ પ્રમાણ પણ જ્ઞાનથી થાય છે ધર્મ, અધર્મ, આકાશ, એકેક દ્રવ્ય છે, જીવદ્રવ્ય અનત છે તેની ગણના નીચે મુજબ છે સજ્ઞી મનુષ્ય સખ્યાતા છે, તેનાથી ચતુરિદ્રિય વિશેષાધિક છે, તેનાથી ત્રીન્દ્રિય વિશેષાધિક છે તેનાથી બેઇદ્રિય વિશેષાધિક છે અસજ્ઞી મનુષ્ય અસખ્યાતા છે નારકી અસખ્યાતા છે દેવતા અસખ્યાતા છે તિર્યંચ પચેદ્રિય અસખ્યાતા છે, તેથી તૈજસકાય અસખ્યાત છે તેનાથી પૃથ્વીકાય વિશેષાધિક છે તેનાથી અપ્કાય વિશેષાધિક તેનાથી વાયુકાય વિશેષાધિક તેનાથી પ્રત્યેક વનસ્પતિકાય જીવ અસખ્યાતા છે, તેથી સિદ્ધના જીવ અનતા છે, તેથી બાદરનિગોદીઆ જીવ અનતગુણા છે આદુ, મૂલા, ગાજરીઆ, બટાટા, પિડાળુ, રતાળુ વિગેરે બાદર નિગોદજીવમય છે બાદરનિગોદ કદમૂલ છે તે સોયના અગ્રભાગમા આવે તેટલા

કંદમૂલમા અનતા જીવ છે, તેથી સૂક્ષ્મનિગોદના જીવો અનતગુણા છે.

## सूक्ष्मनिगोदनो विचार.

જેટલા લોકાકાશના પ્રદેશ છે, તેટલા નિગોદીઆ ગોળા છે તેમા એકેક ગોળામા અસખ્યાતી નિગોદ છે અનતજીવોનો પિંડભૂત એક શરીર, તેને નિગોદ કહે છે, એકેક નિગોદમધ્યે અનતજીવો છે અતીતકાલના સર્વસમય, તથા અનાગતકાલના સર્વસમય, તથા વર્તમાનકાલની એક સમય તેને ભેળા કરી અનતગુણા કરીએ તેટલા જીવ એક નિગોદમા છે સસારી જીવ અનતા છે એકેક જીવના અસખ્યાત પ્રદેશ છે એકેકા પ્રદેશે અનતીકર્મની વર્ગણા લાગી છે, અને એકેક કર્મવર્ગણામા અનત પુદ્ગલ સ્કધો છે અને એકેક સ્કધમા અનત પરમાણુઓ છે એમ અનત પરમાણુ એકેક જીવને લાગ્યા છે તથા એકેક પરમાણુમા અનત ગુણપર્યાય વ્યાપીને રહ્યા છે અનતગુણ પુદ્ગલપરમાણુ જીવથી છૂટા છે અસખ્યાતા ગોળા માટે શાસ્ત્રની સાક્ષી નીચે મુજબ છે

गाथा

गोला य असखिज्जा, असखनिगोयओ हवइ गोलो ।
इक्किकमि निगोए, अणतजीवा मुणेयव्वा ॥ १ ॥

गाथा

सत्तरस समहिया किर इगाणुपाणमिहुति खुड्डभवा ।
सगतीससयतिहुत्तर, सएय पाणू पुण इगमुहुत्तमि ॥ १ ॥

મનુષ્યના એક શ્વાસોશ્વાસમા નિગોદીઆ જીવ સત્તરભવ આઝેરા કરે છે એક મુહૂર્તમા ૩૭૭૩ ત્રણ હજાર સાતસો તહોત્તેર શ્વાસોશ્વાસ થાય તેટલામા નિગોદીયા કેટલા ભવ કરે તે કહે છે

## गाथा

पणसट्ठि सहस्स पणसय–छत्तीसा इगमुहुत्तखुड्डभवा ।
आवलियाणं दोसय, छप्पन्ना एग खुड्डभवे ॥ १ ॥

નિગોદિયાજીવ એક મુહૂર્તમા ૬૫૫૩૬ ભવ કરે છે અને નિગોદનો એક ભવ ૨૫૬ આવલીનો છે એને ક્ષુલ્લકભવ કહે છે

## गाथा

अत्थि अणंता जीवा, जेहिं न पत्तो तसाइपरिणामो ।
उववज्जंति चयंति य, पुणोवि तत्थेव तत्थेव ॥ १ ॥

નિગોદમા અનંતાજીવ એવા છે કે, કદાપિ ત્રસપણુ પામ્યા નથી અનંતકાળ ગયે અને અનંતકાળ જશે, પણ તે જીવો વારંવાર ત્યા ઉપજે છે, અને ત્યા ચવે છે નિગોદના બે ભેદ છે ૧ એક વ્યવહારરાશિનિગોદ અને બીજી અવ્યવહારરાશિનિગોદ તેમા બાદર એકેન્દ્રિયપણુ કે ત્રસપણુ પામીને પશ્ચાત્ નિગોદમા ગયા છે, તેને વ્યવહારરાશિયા કહે છે જે જીવ કોઈપણ કાળે નિગોદ માથી નીકળ્યા નથી, તેને અવ્યવહારરાશિયા નિગોદજીવ કહે છે અત્ર મનુષ્યમાથી કર્મ ખપાવીને જેટલા જીવ એક સમયમા મુક્તિ પામે છે, તેટલા જીવ તે જ સમયમાં અવ્યવહારરાશિસૂક્ષ્મનિગોદમાંથી નીકળી ઊંચા

આવે છે જો દશ જીવ મુક્તિ પામે તો દશ જીવ નીકળે કોઈ વેળા ભવ્ય જીવ ઓછા નીકળે તો, તે સ્થાને એક બે અભવ્ય નીકળે પણ વ્યવહારરાશિમા જીવ વધેઘટે નહિ

લોકમધ્યના નિગોદીઆ ગોલા, છ દિશામાથી આવેલા પુદ્ગલને, આહારપણે લે છે તે સકલગોલા કહેવાય છે લોકાતપ્રદેશમા રહેલા નિગોદીઆ ગોળાને ત્રણદિક્‌ના આહારની સ્પર્શના છે, માટે તેને વિકલગોળા કહે છે પ ચસ્થાવર સૂક્ષ્મ જીવ, ચઉદ રાજલોકમા વ્યાપીને રહ્યા છે સાધારણપણુ માત્ર એક વનસ્પતિમા છે, પણ પૃથ્વીકાય વિગેરે અન્ય નિગોદીઆ જીવ અનત દુખ ભોગવે છે જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષ એ નવ તત્ત્વ પણ જ્ઞાનમા વિષયીભૂત થાય છે-ઇત્યાદિ સર્વ પ્રમેયનો પ્રમાતા આત્મા છે, સર્વપદાર્થોમા પ્રમેયત્વરૂપ સાધારણ ધર્મ રહ્યો છે, તેનુ પ્રમાણ, જ્ઞાનગુણથી આત્મા કરે છે

પ સત્ત્વ ( સત્પણુ ) સત્ત્વરૂપ સાધારણ ધર્મ છે, તે ષડ્દ્રવ્યોમા વ્યાપીને રહ્યો છે उत्पादव्ययध्रौव्ययुक्त सत् ઇતિ तत्त्वार्थवचनात्-ધર્માસ્તિકાયના અસખ્યાત પ્રદેશ છે, ત્યા એક પ્રદેશમા અગુરુલઘુપર્યાય અસખ્યાતો છે, અને દ્વિતીય પ્રદેશમા અનત અગુરુલઘુ છે તૃતીય પ્રદેશમા સખ્યાત અગુરુલઘુ છે એમ અસખ્યાતા પ્રદેશમા અગુરુલઘુપર્યાય ઘટતો વધતો રહે છે-એમ અગુરુલઘુપર્યાય ચલ છે જે પ્રદેશમા અસખ્ય છે, તે પ્રદેશમા અનત થાય છે અને અનતાને સ્થાને અસખ્યાત થાય છે એમ લોકપ્રમાણ અસખ્યાત પ્રદેશમા સરખો સમકાલે અગુરુલઘુપર્યાય ફરે છે તે જે પ્રદેશમા અસખ્યાતો

ટળીને અનંત થાય છે, તે પ્રદેશમાં અસંખ્યાતપણાનો વિના છે અને અનંતપણાનો ઉત્પાદ છે, અને અગુરુલઘુપણે ધ્રુવ છે એ ઉત્પાદવ્યય અને ધ્રુવ એ ત્રણ પરિણામથી સત્વપણું જાણવું

અધર્માસ્તિકાયમાં પણ એ ત્રણ[1] પરિણામ અસંખ્યા પ્રદેશે સમયે સમયે પરિણમી રહ્યા છે, એમ આકાશના અનં પ્રદેશમાં પણ એક સમયે ત્રણ પરિણામ પરિણમે છે જીવ અસંખ્યાત પ્રદેશ છે, તેમાં પણ ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યપણું રહ્યું છે તથા પુદ્ગલ પરમાણુમાં પણ સમયે સમયે ઉત્પાદ વ્યય થાય છે, અને કાલનો વર્તમાન સમય ફરીને અતીત કાલ થાય છે, તે સમયમાં વર્તમાનપણાનો વિનાશ છે અને અતીતત્વનો ઉત્પાદ છે, અને કાલપણે ધ્રુવ છે, એમ સ્થૂલથી ઉત્પાદવ્યય ધ્રુવત્વ કહ્યો, અને વસ્તુગત્યા ધ્રુવપણે જ્ઞેયને પલ ટવે જ્ઞાનનું પણ, તેરૂપ ભાસનપણે પરિણમવું થાય છે તેથી પૂર્વપર્યાયના ભાસનનો વ્યય, અને અભિનવ જ્ઞેયપર્યાયભાસનનો ઉત્પાદ, તથા જ્ઞાનપણે ધ્રુવતા, એવી રીતે સર્વગુણધર્મ પ્રવૃત્તિરૂપ પર્યાયનો ઉત્પાદવ્યય, શ્રી સિદ્ધભગવંતમાં પણ થઈ રહ્યો છે કાલદ્રવ્યમાં ઉપચારથી સર્વ કહેવું એવી રીતે સર્વ દ્રવ્યમાં ઉત્પાદવ્યયધ્રૌવ્યતા વર્તી રહી છે એમ સર્વદ્રવ્યમાં સત્વસ્વરૂપ કહ્યું જો અગુરુલઘુનો ભેદ ન થાય તો પછી પ્રદેશોના પરસ્પર ભેદ કેમ થાય? અર્થાત્ થાય નહિ, માટે અગુરુલઘુનો ભેદ સર્વમાં છે જેનું ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યરૂપ સત્પણું એક છે, તે દ્રવ્ય એક છે, અને જેનું, ઉત્પાદધ્રૌવ્ય રૂપ સત્પણું જુદું છે તે દ્રવ્ય પણ જુદું છે ઇતિસત્વવ્યાખ્યા,

[1] ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય

૬ ઠ્ઠો अगुरुलघुत्व—દ્રવ્યનો જે અગુરુલઘુપર્યાય છે, તેનાથી છ પ્રકારની હાનિ વૃદ્ધિ થાય છે તેમા છ પ્રકારનીહાનિ ૧ अनतमागहानि, ૨ असख्यातमागहानि, ३ सख्यातमागहानि ४ संख्यातगुणहानि ५ असख्यातगुणहानि, ६ अनतगुणहानि તથા છ પ્રકારની વૃદ્ધિ ૧ अनतमागवृद्धि २ असख्यातमागवृद्धि ३ सख्यातमागवृद्धि, ४ सख्यातगुणवृद्धि, ५ असख्यातगुणवृद्धि, ६ अनतगुणवृद्धि–એ છ પ્રકારની હાનિ તથા છ પ્રકારની વૃદ્ધિ, સર્વદ્રવ્યમા સદા સમયે સમયે પરિણમી રહી છે અગુરુલઘુ **સ્વભાવને આવરણ નથી**, તથા આત્મામા જે અગુરુલઘુગુણ છે, તે આત્માના અસખ્યાત પ્રદેશે ક્ષાયિકભાવ થયે છતે સર્વગુણોમા સામાન્યપણે પરિણમે છે, પણ અધિક ન્યૂન પરિણમતા નથી તે અગુરુલઘુગુણનુ પ્રવર્તન જાણવુ [1]અગુરુલઘુગુણને ગોત્રકર્મ રુધે છે अगुरुलघुस्वरूपमिति)–એ પ્રમાણે મૂળ સામાન્ય સગ્રહ ના अस्तित्वादिक છ ભેદ જાણવા

તથા उत्तरसामान्य ના બે ભેદ છે ૧ जातिसामान्य ૨ समुदायसामान्य તેમા ગાયના સમુદાયમા ગોત્વરૂપ જાતિ છે, ઘટ સમુદાયમા घटत्व તથા વૃક્ષ સમુદાયમા वृक्षत्वरूप સામાન્યધર્મ તથા મનુષ્યના સમુદાયમા मनुष्यत्व સામાન્ય ધર્મ તે જાતિ સામાન્યસગ્રહ જાણવો તથા આબાના સમૂહને આમ્રવન કહેવુ, તથા મનુષ્યના સમૂહને મનુષ્યવૃન્દ કહેવુ, તે સમુદાય સામાન્ય છે ઉત્તરસામાન્ય છે ચક્ષુદર્શન તથા અચક્ષુદર્શનથી ગ્રહાય છે, અને મૂલસામાન્ય अवधिदर्शन

---

૧ અગુરુલઘુગુણનુ ગોત્રકર્મ આવરણ કરે છે પણ અગુરુલઘુ સ્વભાવને આવરણ થતુ નથી

તથા કેવલદર્શનથી ગ્રહાય છે તથા વળી સગ્રહનયના બે ભેદ છે ૧ સામાન્યસગ્રહ ૨ વિશેષસગ્રહ ત્યા છ દ્રવ્યના સમુદાયને દ્રવ્ય એવુ કહેવુ, તે સામાન્ય સગ્રહ છે દ્રવ્યત્વ કહેવાથી સર્વ દ્રવ્યનું ગ્રહણ થાય છે, અને જીવને જીવ કહી અજીવથી જુદો પાડવો તે વિશેષસગ્રહ છે વિશેષગ્રહનો વિસ્તાર ઘણો છે વિશેષાવશ્યકમા સગ્રહનયના ચાર ભેદ કહ્યા છે સામાન્યપણે સર્વ વસ્તુને ગ્રહણ કરવુ અથવા સામાન્યરૂપપણે સર્વનો સગ્રહ કરે તેને સગ્રહનય કહે છે, તેના ચાર ભેદ છે ૧સગૃહીતસગ્રહ ૨ પિંડિતસગ્રહ, ૩ અનુગમસગ્રહ, ૪ વ્યતિરેકસગ્રહ

૧ સામાન્યપણે વહેચણવિના એવો ઉપયોગ અથવા એવુ વચન અથવા એવો ધર્મ કોઈપણ વસ્તુમા હોય તેને ગ્રહે, તે સગૃહીત સગ્રહનય કહેવાય છે

૨ એક જાતિમાટે એકત્વ માનીને, એકમા જ સર્વનુ ગ્રહણ કરવુ, તેને પિંડિત સગ્રહનય કહે છે જેમ ધર્મે માયા ધર્મે પુગલે ઇત્યાદિ અનતવસ્તુ પણ એકજાતિથી ગ્રહણ થાય છે ઘટત્વ જાતિથી અતીતકાલ, અનાગતકાળ અને વર્તમાનકાલના સર્વ ઘટોનુ ગ્રહણ થાય છે

૩ અનેક જીવરૂપ અનેક વ્યક્તિમા જે અનુગમધર્મ વર્તે છે, તેને અનુગમસગ્રહ કહે છે જેમ સચ્ચિન્મય આત્મા-સત્પણુ સર્વે જીવમા સરખુ છે

૪ જેના ના કહેવાથી ઈતર સર્વનો જ્ઞાનથી સગ્રહ થાય અજીવ છે એમ કહેતા, જીવ નથી તે અજીવ કહેવાય અર્થાત કોઇક જીવ છે એમ ઠર્યું; તથા ઉપયોગે જીવનુ ગ્રહણ થાય છે, માટે તેને વ્યતિરેક સગ્રહ કહે છે

વળી સંગ્રહનયના બે ભેદ છે મહાસત્તારૂપ ર અવાંતર સત્તારૂપ ત્રણ ભુવનની સર્વ વસ્તુઓનું સ્વરૂપ સંગ્રહનય ગ્રહણ કરે છે તત્વાર્થાધિગમભાષ્યમાં અર્થાના સર્વૈકદેશસંગ્રહણં સંગ્રહ પદાર્થોના સર્વ તથા એક દેશનો સંગ્રહ કરે, તેને સંગ્રહનય કહ્યો છે

## ३ व्यवहारनयस्वरूपम्

संग्रहगृहीतवस्तुभेदांतरेण विभजनं व्यवहरणं प्रवर्तनं वा व्यवहारः,स द्विविधः शुद्धोऽशुद्धश्च,शुद्धो द्विविध , वस्तुगतव्यवहार धर्मास्तिकायादिद्रव्याणां स्वस्वचलनसहाकारादि जीवस्य लोकालोकादिज्ञानादिरूप स्वसंपूर्णपरमात्मभावसाधनरूपो गुणसाधकावस्थारूप गुणश्रेण्यारोहादिसाधनशुद्धव्यवहार , अशुद्धोऽपि द्विविध सद्भूतासद्भूतभेदात्, सद्भूतव्यवहारो ज्ञानादिगुणाः, परस्परभिन्न असद्भूतव्यवहार , कषायात्मादि, मनुष्योऽहं, देवोऽहं, सोऽपि द्विविध संश्लेषिताऽशुद्धव्यवहार. शरीरं मम, अहं शरीरी, असंश्लेषितासद्भूतव्यवहार पुत्रकलत्रादिः, तौ च उपचरितानुपचरितव्यवहारभेदात् द्विविधौ तथा च । विशेषावश्यके, ववहरणं व वहरए स तेण वऽवहीरए व सामन्न, ववहारपरो व जओ विसेसओ तेण ववहारो ॥ व्यवहरणं व्यवहारः, व्यवहरति स इति वा व्यवहार', विशेषतो व्यवह्रियते निराक्रियते सामान्य तेनेति व्यवहार., लोकव्यवहारपरो वा विशेषतो यस्मात्तेन व्यवहार., न व्यवहार स्वस्वधर्मप्रवर्तित्वेन ऋते, सामान्य मिति स्वगुणप्रवृत्तिरूपव्यवहारस्यैव वस्तुत्वमतरेण

चात्, स द्विविधः विभजनप्रवृत्तिभेदात्, प्रवृत्तिव्यवहारस्त्रि विधः १ वस्तुप्रवृत्तिः २ साधनप्रवृत्तिः ३ लौकिकप्रवृत्तिश्च, साधनप्रवृत्तिस्त्रेधा, लोकोत्तरलौकिककुप्रावचनिकभेदात् । इति व्यवहारनयः श्रीविशेषावश्यके ।

ભાવાર્થ—સ ગ્રહનયે ગ્રહણ કરેલી વસ્તુને ભેદાતરે વહેચે, તેને વ્યવહારનય કહે છે જેમ દ્રવ્ય એવુ સામાન્ય નામ છે, તેની વ્હેચણ કરીને દ્રવ્યના બે ભેદ પાડે, જેમ કે દ્રવ્યના બે ભેદ–૧ જીવદ્રવ્ય ૨ અજીવદ્રવ્ય તેમા વળી જીવદ્રવ્યના બે ભેદ પાડે ૧ સિદ્ધ, બીજા સ સારી તેમા સ સારીજીવના બે ભેદ છે એક સ્થાવર અને ત્રસ તેમા સ્થાવરના પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય એ પ ચભેદ છે અને ત્રસના દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પ ચેન્દ્રિય, એ ચાર ભેદ છે તેમા પ ચેન્દ્રિયના ચાર ભે. છે, દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી વળી સ સારીજીવના બે ભે. છે, એક અયોગી ચઉદમા ગુણુઠાણુવાળા, અને બીજા સયોગી, તે સયોગીના બે ભેદ, એક કેવલી અને બીજા છદ્મસ્થ તે છદ્મસ્થના બે ભેદ છે, એક ક્ષીણુમોહી બારમા ગુણુઠાણે વર્તતા, કે જેણે મોહનીયકર્મ ખપાવ્યુ તે બીજા ઉપશાતમોહી; તેના બે ભેદ છે, એક અકષાયી અગ્યારમા ગુણુઠાણે વર્તતા જીવ, અને બીજા સકષાયી, સકષાયીના બે ભેદ છે; એક સૂક્ષ્મકષાયી દશમા ગુણુઠાણાના જીવ, બીજા બાદરકષાયી તેના બે ભેદ છે, એક શ્રેણિપ્રતિપન્ન, બીજા શ્રેણિરહિત તેમા શ્રેણિરહિતના બે ભેદ છે એક અપ્રમાદી, બીજા પ્રમાદી; વળી પ્રમાદીના બે ભેદ છે; એક

સર્વવિરતિ બીજા દેશવિરતિ દેશવિરતિના બે ભેદ છે, એક અવિરતિપરિણામી, બીજા વિરતિપરિણામી અવિરતિના બે ભેદ છે, એક અવિરતિસમકિતી, બીજા અવિરતિમિથ્યાત્વી મિથ્યાત્વીના બે ભેદ છે, એક ભવ્ય, બીજા અભવ્ય ભવ્યના બે ભેદ છે, એક ગ્રથીભેદી, બીજા અગ્રથીભેદી એ પ્રકારે જીવ જેવો દેખાય તેને તેવો વ્યવહારનય માને છે તથા અજીવદ્રવ્યના બે ભેદ કરવા એક રૂપી અને બીજા અરૂપી રૂપી પુદ્ગલ દ્રવ્ય છે, અને અરૂપી અજીવના ચાર ભેદ જાણવા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાલ

વ્યવહરણ એટલે પ્રવર્તન તેને વ્યવહાર કહે છે તેના બે ભેદ છે શુદ્ધવ્યવહાર, અશુદ્ધવ્યવહાર તેમા શુદ્ધ વ્યવહારના બે ભેદ છે, ૧ સર્વ દ્રવ્યની સ્વરૂપરૂપ શુદ્ધપ્રવૃત્તિ જેમકે ધર્માસ્તિકાયની ચલન સહાયતા, અધર્માસ્તિકાયની સ્થિરસહાયતા, જીવની જ્ઞાયકતા-ઇત્યાદિને વસ્તુગતશુદ્ધવ્યવહાર કહે છે ૨ દ્રવ્યનો ઉત્સર્ગસ્વભાવ ઉત્પન્ન થવામાટે રત્નત્રયીની શુદ્ધતા, ગુણસ્થાનશ્રેણિ આરોહણરૂપ છે, તેને સાધનશુદ્ધ વ્યવહારનય કહે છે ચારિત્ર અગીકાર કરવુ, પચમહાવ્રત પાળવા, જ્ઞાન, ધ્યાન, તપ વિગેરેનો આ વ્યવહારમા સાપેક્ષપણે સમાવેશ થાય છે

વળી અશુદ્ધવ્યવહારના બે ભેદ છે ૧ સદ્ભૂત ૨ અસદ્ભૂત તેમા જે ક્ષેત્રે-અવસ્થાને અભેદપણે રહ્યા જે જ્ઞાનાદિગુણ, તેને પરસ્પર ભેદથી કહેવા તે સદ્ભૂતવ્યવહાર જેમ ક્રોધી હુ, માની હુ, દેવતા હુ, મનુષ્ય હુ-ઇત્યાદિ તે તે હેતુપણે પરિણમતા, જે દેવગતિ વિગેરે વિપાકીકર્મ, તેનો

દયરૂપ પરભાવ છે તે પણ યથાર્થ જ્ઞાન વિના ભેદજ્ઞાન યજીવ એક કરી માને છે તેને અશુદ્ધ અસદ્ભૂત વ્યવહાર કહે છે તેના બે ભેદ છે ૧ સશ્લેષિત અશુદ્ધ વ્યવહાર તે મ, શરીર મારુ, હુ શરીરી ઈત્યાદિ અને ૨ અસશ્લેષિત અશુદ્ધ સદ્ભૂત વ્યવહાર તે, આ પુત્ર, પુત્રી, સ્ત્રી મારા તથા ધનાદિક મારા વિગેરે માનવુ તે સમજવુ તથા ઉપચરિત અને અનુ ચરિત એ બે ભેદે વ્યવહાર જાણુવો

તથા વિશેષાવશ્યકમહાભાષ્યમા વ્યવહારનયના મૂળ બે ભેદ કહ્યા છે એક વહેચણુરૂપ વ્યવહાર દ્વિતીય પ્રવૃત્તિરૂપ વ્યવહાર. તેમા પ્રવૃત્તિરૂપ વ્યવહારના ત્રણુ ભેદ છે ૧ વસ્તુપ્રવૃત્તિ, ૨ સાધનપ્રવૃત્તિ ૩ લૌકિકપ્રવૃત્તિ, તેમા પણુ સાધનપ્રવૃત્તિના ત્રણુ ભેદ છે ઈહ પરલોક પુદ્ગલસુખ આશા રહિત શુદ્ધ સાધનમાર્ગે અરિહતની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરવી, તેને ૧ લોકોત્તરસાધનપ્રવૃત્તિ કહે છે સ્યાદ્વાદજ્ઞાન વિના મિથ્યા ભિનિવેશ સહિત સાધનપ્રવૃત્તિ હોય, તેને ૨ કુપ્રાવચનિક સાધનપ્રવૃત્તિ કહે છે, અને લોકના દેશ, કુળ, વશ, રૂઢીની ચાલે જે પ્રવર્તવુ, તેને લોકવ્યવહારપ્રવૃત્તિ કહે છે લોક વ્યવહારપ્રવૃત્તિના પણુ આર્ય અને અનાર્ય એ બે ભેદ છે આર્યમા પણુ સમકિતી ગૃહસ્થોના કુળ, રીત, રિવાજ, આચાર ની પ્રવૃત્તિ અને બીજી મિથ્યાત્વીઓના કુળ, રીત, રિવાજ, આચારની પ્રવૃત્તિ

વળી ભેદાતરે વ્યવહારના છ ભેદ કહ્યા છે ૧ શુદ્ધવ્યવહા ઉપરના ગુણુસ્થાનકનુ ગ્રહણુ કરવુ, અને પાછલા ગુણુઠાણા છોડવુ અથવા રત્નત્રયી આત્માથી ભિન્ન નથી તો પણુ સ:

જાણવા ભેદ કરવો, તે શુદ્ધવ્યવહાર છે ૨ જીવમાં અજ્ઞાન, રાગ, દ્વેષરૂપ અશુદ્ધપણુ છે, તેને અશુદ્ધવ્યવહાર કહે છે જીવ અને પુદ્ગલના સબધે અશુદ્ધવ્યવહાર છે, એ બે દ્રવ્યવિના બાકીના દ્રવ્યમા અશુદ્ધવ્યવહાર નથી ૩ પુણ્યક્રિયામવૃત્તિને શુભવ્યવહાર કહે છે ૪ પાપની ક્રિયાને અશુભવ્યવહાર કહે છે ૫ પુત્ર, પુત્રી, સ્ત્રી, માતા, પિતાદિક કુટુબ તથા ધન, ઘર વિગેરે આત્માથી ભિન્ન છે, પણ અજ્ઞાનથી જીવે પોતાનુ કરી જાણ્યુ છે, તે ઉપચરિત વ્યવહાર છે ૬ શરીરાદિ પુદ્ગલવસ્તુ યદ્યપિ જીવથી જુદી છે, તો પણ પારિણામિકભાવે-ક્ષીરનીરપણે એકઠી ભળી રહી છે, તેને જીવ અજ્ઞાનયોગથી પોતાની માને છે, તેને અનુપચરિતવ્યવહાર કહે છે

તથા વ્યવહારના બે ભેદ કહ્યા છે ૧ સદ્ભૂતવ્યવહાર, ૨ અસદ્ભૂતવ્યવહાર; તેમા પણ સદ્ભૂતવ્યવહારના ૨ ભેદ છે એક શુદ્ધસદ્ભૂતવ્યવહાર જેમ કે આત્માનુ કેવલજ્ઞાન અત્ર કેવલજ્ઞાન ક્ષાયિકભાવીય છે, તેમા કોઈ જાતની અશુદ્ધતા નથી બીજા ભેદમા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાનાદિક આત્મદ્રવ્યના ગુણ છે, પણ તે ક્ષયોપશમભાવે છે માટે અશુદ્ધતા છે, તે અશુદ્ધસદ્ભૂતવ્યવહાર જાણવો

પરપરિણતિ ભળતા દ્રવ્યાદિક ઉપચારથી નવ પ્રકારે અસદ્ભૂતવ્યવહાર છે

૧ દ્રવ્યે દ્રવ્યોપચાર જિનાગમમા ક્ષીરનીર ન્યાયે, જીવ પુદ્ગલ સાથે મળ્યા છે માટે જીવ દ્રવ્યમા પુદ્ગલ દ્રવ્યનો ઉપચાર જાણવો

૨ गुणे गुणोपचार ભાવલેશ્યા આત્માનો અરૂપી ગુણ છે, તે કૃષ્ણ, નીલ, કાપોતાદિ લેશ્યા કહીએ પુદ્ગલ દ્રવ્યના કૃષ્ણાદિ ગુણનો ઉપચાર આત્મગુણમા કરીએ છીએ તે ગુણે ગુણોપચાર જાણવો.

૩ पर्याये पर्यायोपचारः અશ્વ, હાથી, પ્રમુખ આત્મદ્રવ્ય ના અસમાન જાતીય પુદ્ગલદ્રવ્યપર્યાયનો આત્મદ્રવ્યપર્યાય ઉપચાર કરીએ છીએ, તે પર્યાયે પર્યાયોપચાર નામનો ત્રીજો ભેદ જાણવો

૪ द्रव्ये गुणोपचारः હુ ગૌરવર્ણ છુ, એમ કહેતા હુ એટલે આત્મદ્રવ્ય અને ગૌરવર્ણ એ પુદ્ગલનો ગુણ છે આત્મદ્રવ્યમા ગૌરવર્ણ જે પુદ્ગલ ગુણ છે તેનો ઉપચાર થયો, માટે તેને દ્રવ્યમા ગુણોપચાર કહે છે

૫ द्रव्ये पर्यायोपचारः જેમ હુ દેહ છુ, તેમા હુ એ આત્મદ્રવ્ય અને દેહ છે, તે પુદ્ગલ સ્કધ પર્યાય છે માટે આત્મદ્રવ્યમા દેહરૂપ પર્યાયનો ઉપચાર કરેલો જાણવો.

૬ गुणे द्रव्योपचार ગુણમા દ્રવ્યનો ઉપચાર જેમ તે ગોરો દેખાય છે, ગૌરપણુ પુદ્ગલગુણ છે, તેમા તે એટલે આત્મદ્રવ્ય તેનો ઉપચાર જાણવો

૭ पर्याये द्रव्योपचार પર્યાયમા દ્રવ્યનો ઉપચાર જેમ દેહ છે, તે આત્મા છે અત્ર દેહરૂપ પુદ્ગલપર્યાયમા આત્મ દ્રવ્યનો ઉપચાર કર્યો

૮ गुणे पर्यायोपचार ગુણમા પર્યાયનો ઉપચાર જેમ મતિ-

જ્ઞાન છે, તે શરીર જન્ય છે, માટે તેને શરીર જ કહેવુ અત્ર મતિ જ્ઞાન રૂપ આત્મગુણુમા શરીરરૂપ પુદ્ગલ પર્યાયનો ઉપચાર જાણુવો

૯ પર્યાયે ગુણોપચાર તે પૂર્વ પ્રયોગને વિપરીત કરવાથી થાય છે જેમ શરીર તે મતિજ્ઞાન છે, અત્ર શરીરરૂપ પર્યાયમા મતિજ્ઞાનરૂપ ગુણુનો ઉપચાર કર્યો કહેવાય છે

એમ ઉપચારથી અસદ્ભૂતવ્યવહાર નવ પ્રકારનો કહ્યો તથા એના ત્રણુ ભેદ છે

૧ સ્વજાતિ અસદ્ભૂતવ્યવહાર તે જેમ પરમાણુમા બહુ પ્રદેશી થવાની યોગ્યતા છે, માટે તેને બહુપ્રદેશી કહેવો ૨ તથા વળી મતિજ્ઞાનને મૂર્તિમત્ કહેવુ મૂર્ત જે વિષય, આલોક [1]મનસ્કાર ? છે તેથી તે ગુણુ ઉત્પન્ન થયો માટે અત્ર મતિજ્ઞાન આત્મગુણુ છે તેમા મૂર્તત્વ જે પુદ્ગલ તેનો ઉપચાર કર્યો, માટે તેને વિજાતીય અસદ્ભૂત વ્યવહાર કહે છે એ બીજો ભેદ કહ્યો ત્રીજો સ્વજાતિવિજાતિ અસદ્ભૂતવ્યવહાર સ્વરૂપ દર્શાવે છે જેમ જીવાજીવ વિષયજ્ઞાન, અત્ર જીવ તે જ્ઞાનની સ્વજાતિ છે, અને અજીવ તે જ્ઞાનની વિજાતિ છે એમ એનો વિષય વિષયીભાવ રૂપ ઉપચરિત સબધ છે, માટે તેને સ્વજાતિવિજાતિ અસદ્ભૂત વ્યવહાર કહે છે ઈતિવ્યવહારનયસ્વરૂપ

## ૪ ઋજુસૂત્રનય

ઋજુ-સરલ અને સૂત્ર-શ્રુત કહેતા બોધ એટલે, જે નયનો સરલ બોધ છે, તેને ઋજુસૂત્રનય કહે છે આ નય છે તે

---

૧ આ ન્યાયની પરિભાષાનો શબ્દ છે

અતીતકાલ અને અનાગતકાલની અપેક્ષા કરતો નથી, પરતુ વર્તમાનકાલે જે વસ્તુ જેવા ગુણે પરિણમે છે–વર્તે છે, તે વસ્તુને તે પ્રમાણે કહે છે, તે માટે આ નય, પરિણામગ્રાહી છે જેમ કોઈ સાધુ થયો છે, પણ, તેના પરિણામ ગૃહસ્થના વર્તે છે, તો આ નયના અનુસારે તે ગૃહસ્થ છે તથા કોઈ જીવ ગૃહસ્થ છે, પણ તેના અતરગ પરિણામ સાધુ જેવા વર્તે છે, તો તેને આ નય સાધુ કહે છે ઋજુસૂત્રનયના બે ભેદ છે એક સૂક્ષ્મ ઋજુસૂત્રનય છે; તે એમ કહે છે કે, સદાકાલ સર્વવસ્તુમા એક વર્તમાન સમય વર્તે છે એટલે જે જીવ ભૂતકાલે અજ્ઞાની હતો, અને ભવિષ્યકાળે અજ્ઞાની થશે, પણ વર્તમાનકાલે જ્ઞાની છે, તો તેને જ્ઞાની કહે છે તે સૂક્ષ્મઋજુસૂત્રનય જાણવો બાહ્ય મોટા પરિણામને ગ્રહે છે, તેને સ્થૂલઋજુસૂત્રનય કહે છે એક પરમાણુ ભૂતકાલે કૃષ્ણ હતો, વર્તમાનકાલે લાલ છે, અને ભવિષ્યકાલે પીત થશે, તેમા બે કાલનો ત્યાગ કરીને પરમાણુને વર્તમાનકાલમા લાલ દેખી લાલ કહેવો, તે આ નયનુ લક્ષણ છે અતીત અનાગતકાલ છે તે, ઋજુસૂત્રનયની અપેક્ષાએ અછતો છે કારણ કે અતીતપણુ વિણશી ગયુ છે, અને અનાગત કાલ આવ્યો નથી, માટે અતીત અનાગત બે અવસ્તુ છે જે વર્તમાનપર્યાયે વર્તે છે, તે ઋજુસૂત્રનયની અપેક્ષાએ વસ્તુપણુ છે, પૂર્વકાલ–પશ્ચાત્કાલ ગ્રહીને વસ્તુ કહેવી, તે નૈગમનય છે, તે આરોપરૂપ છે કોઇ કહે છે કે નૈગમનય, સસારી–સકર્મા જીવને સિદ્ધ સમાન કહે છે, અને સસારીજીવ ભવિષ્યકાલમા સિદ્ધ થશે, તો ઋજુસૂત્રનય અનાગતને કેમ અવસ્તુ કહે છે? તેનો પ્રત્યુત્તર કે, હે ભવ્ય! એ તો ભાવી–અનાગત છે માટે

કહેતા નથી વર્તમાન સર્વગુણની ¹છતી આત્મપ્રદેશે છે, પણ તે આવરણદોષથી પ્રવર્તતી નથી વર્તમાનકાલમા સિદ્ધપણાનો આવિર્ભાવ નથી વર્તમાનકાલમા આત્મગુણોનો તિરોભાવ છે; માટે સંગ્રહનયે આત્મામા સર્વ કેવળજ્ઞાનાદિ ગુણ ²છતાપણે વર્તે છે, તે માટે સિદ્ધ કહેવાય છે નામાદિક નિક્ષેપા તે સર્વે, ઋજુસૂત્રનયના ભેદ છે નામાદિક ત્રણ નિક્ષેપા દ્રવ્ય છે, અને ભાવ તે ભાવ છે

## ૫ शब्दनयस्वरूप लिख्यते

'शप आक्रोशे 'शपनमाह्वानमिति शब्द, शपनीति वा आह्वानयतीति शब्दः, शप्यते आहूयते वस्तु अनेनेति शब्दः, तस्य शब्दस्य यो वाच्योऽर्थः तत् परिग्रहात् तत् प्रधानत्वात् नयशब्द", यथाकृतकत्वादित्यादिकःपचम्यतः शब्दोऽपि हेतु, अर्थरूप कृतकत्वमनित्यत्वगमकत्वात् मुख्यतया हेतुरुच्यते, उपचारवस्तु तद्वाचकः, कृतकत्वाच्छब्दो हेतुरभिधीयते, एवमिहापि शब्दवाच्यार्थपरिग्रहादुपचारेण नयोऽपि शब्दो व्यपदिश्यते इतिभावः, अथवा ऋजुसूत्रनयस्याभीष्ट प्रत्युत्पन्न वर्तमान तथैव इच्छत्यसौ शब्दनयः, यद्यस्मात्पृथुबुध्नोदराकलितमृन्मय जलाहारणादिक्रियाक्षम प्रसिद्धघटरूप भावघटमेवेच्छत्यसौ, न तु शेषान् नामस्थापना द्रव्यरूपान् त्रीन् घटानिति, शब्दार्थप्रधानो ह्येष नयः, चेष्टालक्षणश्च घटशब्दार्थो घटचेष्टायां घटते इति घट, अतो जलाहरणादिचेष्टा कुर्वन्

¹ અસ્તા ² વિદ્યમાનપણે

घटः, अतश्चतुरोऽपि नामादिघटानिच्छत ऋजुसूत्राद्विशेषिततरं वस्तु इच्छति असौ, शब्दार्थोपपत्तेर्भावघटस्यैवानेनाभ्युपगमादिति, अथवा ऋजुसूत्रात् शब्दनयः विशेषिततरः, ऋजुसूत्रे सामान्येन घटोऽभिप्रेतः, शब्देन तु सद्भावादिभिरनेकधर्मैरभिप्रेत, इति ते च सप्तभगाः पूर्वमुक्ता इति.

ભાવાર્થ—બોલાવે તેને શબ્દ કહે છે, અથવા વસ્તુપણે બોલાવીએ તેને શબ્દ કહેવો અથવા વાચ્યાર્થ ગ્રહવામા પ્રધાન પણે વર્તે, તેને शब्दनय કહે છે જેમ कृतकत्वात् કહ્યું તેનો હેતુ ધર્મ જે વસ્તુમા હોય, તે બોલાય છે અર્થાત્ શબ્દનુ કારણુ તો વસ્તુનો ધર્મ થયો જેમ જલાહરણુ ધર્મ જેમા છે, તેને ઘટ કહે છે અત્ર પણુ શબ્દથી વાચ્યાર્થ ગ્રહણુ કરે, માટે તે નયનુ નામ પણુ शब्दनय છે, જેમ ઋજુસૂત્રનયને વર્તમાન વસ્તુ ધર્મ ઈષ્ટ-ગ્રાહ્ય છે, તેમ શબ્દનયને પણુ વર્તમાન કાલિક વસ્તુ ધર્મ ઈષ્ટ છે જે માટે આ નયથી પૃથુ-પહોળો-બુધ્ન ( ગોળ ) સકુચિત, ઉદરકલિત-યુક્ત તથા જલાહરણાદિક ક્રિયામા સમર્થ પ્રસિદ્ધ ઘટરૂપ ભાવઘટ ઇચ્છાય છે, પણુ બાકીના નામઘટ, સ્થાપનાઘટ, દ્રવ્યઘટ, એ ત્રણુ ઘટને શબ્દનય ઘટ માનતો નથી ઘટશબ્દના વાચ્યાર્થ સંકેતને આ નય, ઘટ કહે છે ઘટધાતુ, ચેષ્ટા કર્તાને ઘટ કહે છે ઋજુસૂત્રનય ચાર નિક્ષેપા સયુક્તને ઘટ માને છે, અને શબ્દનય ભાવઘટને ઘટ માને છે, એટલો વિશેષ છે શબ્દના અર્થની જ્યા સિદ્ધિ હોય, તેને જ શબ્દનય, વસ્તુ કહે છે, ઋજુસૂત્રનયના મતથી, સામાન્યઘટ ગ્રહાયો અને શબ્દનયથી સદ્ભાવ જે અસ્તિધર્મ તથા અસદ્ભાવ, જે નાસ્તિધર્મ, તે સર્વ

સયુક્તને વસ્તુ કહેવાય છે વસ્તુને શબ્દથી બોલાવતા, સાત ભાગે બોલાવવી ઘટે, જેથી એ સપ્તભગી જેટલા જ શબ્દનયના ભેદ જાણવા અત્ર પ્રસગાનુસાર સપ્તભગીનુ સ્વરૂપ કહે છે

સપ્તભગી ૧ સ્યાત્અસ્તિ પ્રથમ ભગનુ સ્વરૂપ કહે છે

स्वद्रव्यादिचतुष्टयेन व्याप्यव्यापकादिसंबंधिस्थिताना स्वपरिणामात् परिणामांतरागमनहेतु नस्तुन मद्रपतापरि णतिः अस्तिस्वभावः ॥

પોતાના દ્રવ્યાદિક ચાર ધર્મનુ જેમા વ્યાપકપણુ છે, તેને અસ્તિસ્વભાવ કહે છે દ્રવ્ય તે ગુણુપર્યાયસમુદાયનો આધાર છે ક્ષેત્ર તે પ્રદેશરૂપ છે સર્વ ગુણુપર્યાયની અવસ્થાને રાખવાપણુ–જે જેને રાખે તે તેનુ ક્ષેત્ર છે કાલ તે ઉત્પાદવ્યયધ્રુવપણો વર્તના છે ભાવ તે સર્વગુણુપર્યાયનો કાર્યધર્મ છે તત્ર જીવનુ, સ્વદ્રવ્યપ્રદેશ ગુણુનો સમુદાય તે દ્રવ્ય છે જીવના અસખ્યાત પ્રદેશ છે, તે ક્ષેત્ર છે તથા જીવના પર્યાય મધ્યે કારણુ કાર્યાદિનો જે ઉત્પાદવ્યય છે તે સ્વકાલ છે તથા આત્માના ગુણુપર્યાયનો કાર્યધર્મ તે સ્વભાવ છે એમ સ્વદ્રવ્યાદિક ચતુષ્ટયપણો જે પરિણુમે છે, તે દ્રવ્યની અસ્તિતા જાણુવી દ્રવ્યનો અસ્તિ સ્વભાવ છે, તે અન્યધર્મપણો પરિણુમતો નથી સર્વ દ્રવ્યોમા સ્વદ્રવ્યાદિક ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિસ્વભાવ છે તેથી જીવ-દ્રવ્ય છે, તે અજીવપણો પરિણુમતુ નથી તથા એક જીવ છે, તે અન્યજીવપણો પરિણુમતો નથી તેમ [1]ધર્મદ્રવ્ય, તે અધર્મરૂપે પરિણુમતુ નથી, અને [2]અધર્મદ્રવ્ય, તે ધર્મ

---

[1] ધર્માસ્તિકાય [2] અધર્માસ્તિકાય

घट', अतश्चतुरोऽपि नामादिघटानिच्छत ऋजुसूत्राद्विशे
वस्तु इच्छति असौ, शब्दार्थोपपत्तेर्भावघटस्यैवानेनाभ
मादिति, अथवा ऋजुसूत्रान् शब्दनयः विशेषिततरः,
सूत्रे सामान्येन घटोऽभिप्रेतः, शब्देन तु सद्भावादि
कधर्मैरभिप्रेत, इति ते च सप्तभगाः पूर्वमुक्ता इति.

ભાવાર્થ—બોલાવે તેને શબ્દ કહે છે, અથવા વ
બોલાવીએ તેને શબ્દ કહેવો અથવા વાચ્યાર્થ ગ્રહવામા
પણ વર્તે, તેને શબ્દનય કહે છે જેમ कृतकत्वात् કર્યું
હેતુ ધર્મ જે વસ્તુમા હોય, તે બોલાય છે અર્થાત્ શ
કારણ તો વસ્તુનો ધર્મ થયો જેમ જલાહરણ ધર્મ જે
તેને ઘટ કહે છે અત્ર પણ શબ્દથી વાચ્યાર્થ ગ્રહણ
માટે તે નયનુ નામ પણ શબ્દનય છે, જેમ ઋજુસૂત્રનયને
માન વસ્તુ ધર્મ ઇષ્ટ-ગ્રાહ્ય છે, તેમ શબ્દનયને પણ વર્ત
કાલિક વસ્તુ ધર્મ ઇષ્ટ છે જે માટે આ નયથી પૃથુ-પે
બુધ્ન ( ગોળ ) સકુચિત, ઉદરકલિત-યુક્ત તથા જલાહ
રિક ક્રિયામા સમર્થ પ્રસિદ્ધ ઘટરૂપ ભાવઘટ ઇચ્છા
પણ બાકીના નામઘટ, સ્થાપનાઘટ, દ્રવ્યઘટ, એ ત્રણ
શબ્દનય ઘટ માનતો નથી ઘટશબ્દના વાચ્યાર્થ સ
આ નય, ઘટ કહે છે ઘટધાતુ, ચેષ્ટા કર્તાને ઘટ કહે છે
સૂત્રનય ચાર નિક્ષેપા સયુક્તને ઘટ માને છે, અને શબ
ભાવઘટને ઘટ માને છે, એટલો વિશેષ છે શબ્દના અ
જ્યા સિદ્ધિ હોય, તેને જ શબ્દનય, વસ્તુ કહે છે, ઋજુ
નયના મતથી, સામાન્યઘટ ગ્રહાયો અને શબ્દનયથી સદ્
જે અસ્તિધર્મ તથા અસદ્ભાવ, જે નાસ્તિધર્મ, તે

સગુક્તને વસ્તુ કહેવાય છે વસ્તુને શબ્દથી બોલાવતા, સાત ભાગે બોલાવવી ઘટે, જેથી એ સપ્તભગી જેટલા જ શબ્દનયના ભેદ જાણવા અત્ર પ્રસગાનુસાર સપ્તભગીનુ સ્વરૂપ કહે છે

સપ્તભગી ૧ સ્યાત્અસ્તિ પ્રથમ ભગનુ સ્વરૂપ કહે છે

स्वद्रव्यादिचतुष्टयेन व्याप्यव्यापकादिसबंधिस्थिताना स्वपरिणामात् परिणामांतरागमनहेतु वस्तुन' सद्रूपतापरिणतिः अस्तित्वमावः ॥

પોતાના દ્રવ્યાદિક ચાર ધર્મનુ જેમા વ્યાપકપણુ છે, તેને અસ્તિસ્વભાવ કહે છે દ્રવ્ય તે ગુણપર્યાયસમુદાયનો આધાર છે ક્ષેત્ર તે પ્રદેશરૂપ છે સર્વ ગુણપર્યાયની અવસ્થાને રાખવાપણુ – જે જેને રાખે તે તેનુ ક્ષેત્ર છે काल તે ઉત્પાદવ્યયધ્રુવપણે વર્તના છે ભાવ તે સર્વગુણપર્યાયનો કાર્યધર્મ છે તત્ર જીવનુ, સ્વદ્રવ્યપ્રદેશ ગુણનો સમુદાય તે દ્રવ્ય છે જીવના અસખ્યાત પ્રદેશ છે, તે ક્ષેત્ર છે તથા જીવના પર્યાય મધ્યે કારણ કાર્યાદિનો જે ઉત્પાદવ્યય છે તે સ્વकाल છે તથા આત્માના ગુણપર્યાયનો કાર્યધર્મ તે સ્વભાવ છે એમ સ્વદ્રવ્યાદિક ચતુષ્ટયપણે જે પરિણમે છે, તે દ્રવ્યની અસ્તિતા જાણવી દ્રવ્યનો અસ્તિ સ્વભાવ છે, તે અન્યધર્મપણે પરિણમતો નથી સર્વ દ્રવ્યોમા સ્વદ્રવ્યાદિક ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિસ્વભાવ છે તેથી જીવ દ્રવ્ય છે, તે અજીવપણે પરિણમતુ નથી તથા એક જીવ છે, તે અન્યજીવપણે પરિણમતો નથી તેમ [1]ધર્મદ્રવ્ય, તે અધર્મરૂપે પરિણમતુ નથી, અને [2]અધર્મદ્રવ્ય, તે ધર્મ

૧ ધર્માસ્તિકાય ૨ અધર્માસ્તિકાય

દ્રવ્યપણે પરિણમતુ નથી તથા જીવનો એક ગુણ છે, તે અન્યગુણપણે પરિણમતો નથી જ્ઞાનગુણમા જ્ઞાનની અસ્તિતા છે, અને જ્ઞાનમા દર્શનાદિક ગુણોની નાસ્તિતા છે ચક્ષુદર્શનમા અચક્ષુદર્શનની નાસ્તિતા છે, અને ચક્ષુદર્શનની અસ્તિતા છે તથા એક ગુણના પર્યાય અનતા છે, અને સર્વ પર્યાય, ધર્મે સરખા છે, પણ એક પર્યાયના ધર્મ બીજા પર્યાયમા નથી, તેમજ બીજા પર્યાયના ધર્મ છે, તે પ્રથમ પર્યાયમા નથી માટે સર્વદ્રવ્યો પોતાના સ્વરૂપમા અસ્તિ છે

इति अस्तिस्वभावस्वरूपम्

अन्यजातीयद्रव्यादीना स्वीयद्रव्यादिचतुष्टयतया क्वचित् स्थितानां, विवक्षिते परद्रव्यादिके सर्वदैवाभावाविच्छिन्नानां अन्यधर्माणां व्यावृत्तिरूपो भाव· नास्तिस्वभावः, यथा जीवे स्वीया ज्ञानदर्शनादयो भावा अस्तित्वे, परद्रव्यस्थिताः अचेतनादयो भावा नास्तित्वे, सा च नास्तिता द्रव्ये अस्तित्वेन वर्तते, घटे घटधर्माणा अस्तित्व, पटादिसर्वपरद्रव्याणा नास्तित्व, एव सर्वत्र, तथाहि–स्वपर्यायै· परपर्यायै उभय पर्यायै सद्भावेनासद्भावेनोभयेन चार्पितो विशेषत· कुम· अकुम कुमाकुमौ वा अवक्तव्योभयरूपादिभेदा भवति–सप्त भगी प्रतिपाद्यते इत्यर्थ ओष्ठग्रीवाकपोलकुक्षिबुध्नादिभि स्वपर्यायैः सद्भावेनार्पितः विशेषतः कुम कुमो भण्यते, सन् घट· इति प्रथमभगो भवति, एव जीव स्वपर्यायै· [illegible] अर्पित सन् जीव , तथा पटादिगतै· त्वक्त्राणा·

द्रिभिः परपर्यायैरसद्भावेनार्पित' अविशेषितः अक्रमो भवति सर्वस्यापि घटस्य परपर्यायैरसत्त्वविवक्षायामसन् घट., एव जीवोऽपि मूर्त्तत्वादिपर्यायैः असञ्जीव इति द्वितीयो भग' ॥

હવે દ્વિતીય નાસ્તિસ્વભાવનુ સ્વરૂપ કહે છે અન્ય જે દ્રવ્યાદિક-દ્રવ્યગુણ પર્યાય, તેના પોતાના જે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ છે, તે તેજ દ્રવ્યમા સદા [1]અવષ્ટભપણે પરિણમે છે વિવક્ષિત દ્રવ્યાદિકથી પર જે બીજા દ્રવ્યાદિકના ધર્મની [2]વ્યાવૃત્તિતાસ્વરૂપ પરધર્મ છે, તે વિવક્ષિત દ્રવ્યમા નથી, અર્થાત્ તેની નાસ્તિતા થઈ માટે નાસ્તિસ્વભાવ જાણવો જેમ જીવમા જ્ઞાનદર્શન ચારિત્ર સુખવીર્યાદિગુણની અસ્તિતા છે, અને પરદ્રવ્યસ્થિતિ અચેતનાદિક ભાવની નાસ્તિતા છે, અર્થાત્ અજીવના ધર્મો છે, તે જીવદ્રવ્યમા નથી, માટે પરધર્મની નાસ્તિતા છે પણ તે નાસ્તિતા તે અજીવ દ્રવ્યમધ્યે અસ્તિપણે રહી છે જેમ ઘટના ધર્મ ઘટમા છે તેથી ઘટમા ઘટધર્મનુ અસ્તિત્વ છે અને પટાદિધર્મોનુ ઘટમા નાસ્તિત્વ વર્તે છે તથા જીવમા જ્ઞાનાદિક ગુણનુ અસ્તિત્વ છે અને પુદ્ગલાદિકની નાસ્તિતા છે શ્રી ભગવતીસૂત્રમા કહ્યુ છે કે હે ગૌતમ ! अत्थित्त अत्थित्त परिणमइ नत्थित्त नत्थित्त परिणमइ. તથા ઠાણાગ સૂત્રે પણ કહ્યુ છે કે १ सियअत्थि २ सियनत्थि ३ सियअत्थिनत्थि ४ सियअवत्तव्य-એ ચતુર્ભંગી કહી છે શ્રી વિશેષાવશ્યક મધ્યે કહ્યુ છે કે, જે વસ્તુનો અસ્તિત્વ નાસ્તિત્વ ધર્મ જાણે છે, તે સમ્યગ્જ્ઞાની છે. અને

---

१ અસ્તિત્વના પ્રયોજકપણે. २ નાસ્તિત્વ-અભાવરૂપ

દ્રવ્યપણે પરિણમતુ નથી તથા જીવનો એક ગુણ છે, તે અન્યગુણપણે પરિણમતો નથી જ્ઞાનગુણમા જ્ઞાનની 'અસ્તિતા છે, અને જ્ઞાનમા દર્શનાદિક ગુણોની નાસ્તિતા છે ચક્ષુદર્શનમા' અચક્ષુદર્શનની નાસ્તિતા છે, અને ચક્ષુદર્શનની અસ્તિતા છે તથા એક ગુણના પર્યાય અનતા છે, અને સર્વ પર્યાય, ધર્મે સરખા છે, પણ એક પર્યાયના ધર્મ બીજા પર્યાયમા નથી, તેમજ બીજા પર્યાયના ધર્મ છે, તે પ્રથમ પર્યાયમા નથી માટે સર્વદ્રવ્યો પોતાના સ્વરૂપમા અસ્તિ છે

इति अस्तिस्वभावस्वरूपम्

अन्यजातीयद्रव्यादीनां स्वीयद्रव्यादिचतुष्टयतया व्यव स्थितानां, विवक्षिते परद्रव्यादिके सर्वदैवाभावाविच्छिन्नानां अन्यधर्माणां व्यावृत्तिरूपो भाव. नास्तिस्वभावः, यथा जीवे स्वीया ज्ञानदर्शनादयो भावा' अस्तित्वे, परद्रव्यस्थिताः अचेतनादयो भावा नास्तित्वे, सा च नास्तिता द्रव्ये अस्ति त्वेन वर्तते, घटे घटधर्माणां अस्तित्व, पटादिसर्वपरद्रव्याणा नास्तित्व, एव सर्वत्र, तथाहि–स्वपर्यायै. परपर्यायै उभय पर्यायैः सद्भावेनासद्भावेनोभयेन चार्पितो विशेषत' कुम्भ, अकुम्भ' कुम्भाकुम्भौ वा अवक्तव्योभयरूपादिभेदा, भवति–सप्त भगी प्रतिपाद्यते इत्यर्थ. ओष्ठग्रीवाकपोलकुक्षिबुध्नादिभि' स्वपर्यायैः सद्भावेनार्पितः विशेषतः कुम्भ कुम्भो भण्यते, सन् घटः इति प्रथमभगो भवति, एव जीव. स्वपर्यायै' ज्ञानादिभि अर्पित सन् जीव , तथा पटादिगतैः स्वरूपाणा

दिभिः परपर्यायैरसद्भावेनार्पित' अविशेपित. अक्रमो मनति' सर्वस्यापि घटस्य परपर्यायैरसत्वविवक्षायामसन् घटः, एव जीवोऽपि मूर्त्तत्वादिपर्यायैः असत्जीव इति द्वितीयो भग ॥

હવે દ્વિતીય નાસ્તિસ્વભાવનુ સ્વરૂપ કહે છે અન્ય જે દ્રવ્યાદિક-દ્રવ્યગુણ પર્યાય, તેના પોતાના જે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ છે, તે તેજ દ્રવ્યમા સદા [1]અવક્ષ્યભપણે પરિણમે છે વિવક્ષિત દ્રવ્યાદિકથી પર જે બીજા દ્રવ્યાદિકના ધર્મની [2]વ્યાવૃત્તિતાસ્વરૂપ પરધર્મ છે, તે વિવક્ષિત દ્રવ્યમા નથી, અર્થાત્ તેની નાસ્તિતા થઈ માટે નાસ્તિસ્વભાવ જાણવો જેમ જીવમા જ્ઞાનદર્શન ચારિત્ર સુખવીર્યાદિગુણની અસ્તિતા છે, અને પરદ્રવ્યસ્થિતિ અચેતનાદિક ભાવની નાસ્તિતા છે, અર્થાત્ અજીવના ધર્મો છે, તે જીવદ્રવ્યમા નથી, માટે પરધર્મની નાસ્તિતા છે પણ તે નાસ્તિતા તે અજીવ દ્રવ્યમધ્યે અસ્તિપણે રહી છે જેમ ઘટના ધર્મ ઘટમા છે, તેથી ઘટમા ઘટધર્મનુ અસ્તિત્વ છે અને પટાદિધર્મોનુ ઘટમા નાસ્તિત્વ વર્તે છે તથા જીવમા જ્ઞાનાદિક ગુણનુ અસ્તિત્વ છે અને પુદ્ગલાદિકની નાસ્તિતા છે શ્રી ભગવતીસૂત્રમા કહ્યુ છે કે हे गौतम ! अत्थित्त अत्थित्ते परिणमइ नत्थित्त नत्थित्ते परिणमइ तथा ઠાણાગ સૂત્રે પણ કહ્યુ છે કે १ सियअत्थि २ सियनत्थि ३ सियअत्थिनत्थि ४ सियअवत्तव्व-એ ચતુર્ભંગી કહી છે શ્રી વિશેષાવશ્યક મધ્યે કહ્યુ છે કે, જે વસ્તુનો અસ્તિત્વ નાસ્તિત્વ ધર્મ જાણે છે, તે સમ્યગ્જ્ઞાની છે. અને

---

१ અસ્તિત્વના પ્રયોજકપણે २. નાસ્તિત્વ-અભાવપણુ

જે અસ્તિ નાસ્તિ સ્વરૂપ નથી જાણતો, તેને મિથ્યાત્વી જાણવો, અથવા અયથાર્થપણે જાણે છે, તેને મિથ્યાત્વી કહે છે उक्तंच

गाथा.

मदसदनिसेसणाओ, भवहेउ जहछिओवलमाओ ॥
नाणफलाभावाओ, मिच्छादिट्ठिस्स अन्नाण ॥ १ ॥

एकैकस्मिन् द्रव्ये गुणे पर्याये च सप्तसप्तभंगा भवन्त्येव, अतः अनंतपर्यायपरिणते वस्तुनि अनंता' सप्तभंग्यो भवंति इति रत्नाकरावतारिकायां.

દ્રવ્યમા, ગુણમા, પર્યાયમા, સાત સાત સપ્તભંગી લાગે છે એ સપ્તભંગીના પરિણામને સ્યાદ્વાદપણુ કહે છે, સ્વધર્મમા પરિણમવુ, તે અસ્તિધર્મ છે અને પરધર્મમા પરિણમવુ, તે નાસ્તિ ધર્મ છે, એ સપ્તભંગી વસ્તુ પ્રત્યેક ધર્મમા છે વસ્તુ પોતાના પર્યાયે [1]છતાપણે છે, અને પરપર્યાયે જે અન્ય દ્રવ્યમા પરિણમે છે, તેનો અસદ્ભાવ છે; તે નાસ્તિ ધર્મ છે એક જ વસ્તુમા અસ્તિત્વ અને નાસ્તિત્વ એક સમયમા વર્તે છે વસ્તુમા રહેલા અનત અસ્તિ ધર્મ અને અનત નાસ્તિ ધર્મ, કેવલજ્ઞાનીને એક સમયમા સમકાલે ભાસે છે તે અનત ધર્મને શ્રીકેવલજ્ઞાની [2]ક્રમગાંતર વચનથી કહી શકે છે. છદ્મસ્થ તે ધર્મને શ્રદ્ધામા-એક કાળમા સદ્દહે છે; કેવલીના ભાસનમા સમકાલે છે, વસ્તુના અનતધર્મનુ ભાસન શ્રી શ્રુત જ્ઞાનીને ક્રમપૂર્વક થાય છે, કારણકે, ભાષાથી સર્વ ધર્મ અનુ

१ સ્વરૂપ २ અન્ય ભગવાળા

ક્રમે કહેવાય છે તેથી એક કાળમા સર્વ ધર્મો, કહ્યા જાય નહિ તેથી અસત્ય થાય, માટે જો સ્યાત્ પદે પ્રરૂપીએ, તો સત્ય થાય છે, સ્યાત્પૂર્વક સપ્તભગી કહેવામા આવે છે દ્રવ્ય, ગુણ, પર્યાય, સ્વભાવ, સર્વ દ્રવ્યમા છે, તે તથારીત્યા સદ્દહવા તે દૃષ્ટાત દ્વારા સમજાવે છે ઓષ્ઠ હોઠ, [1]ગાબડ કાઠો, [2]કપાલ, [3]તલો, [4]કુક્ષિપેટો, [5]બુધ્નપહોળો ઈત્યાદિ સ્વ પર્યાયથી ઘટ સત્ છે તે ઘટને સ્વપર્યાયે છતાપણે અર્પિત કરીએ ત્યારે કુભ કુભ, ધર્મ સત્ કહેવાય પણ અછતાદિક ધર્મની સાપેક્ષતા રાખવાને સ્યાત્ પૂર્વક અસ્તિ ભગ કહેવો સ્યાત્ અસ્તિ ઘટ એ પ્રથમ ભગ જાણવો. જીવ જ્ઞાનાદિક ગુણે કરી અસ્તિ છે, માટે જીવમા સ્યાત્ અસ્તિ જીવઃ એ પ્રથમ ભગ જાણવો પટમા રહેલા, ત્વક્–શરીરની ચામડીને ઢાકે, લાબો પથરાય, ઈત્યાદિ પર્યાય તે ઘટના પર્યાય નથી, પટના પર્યાય છે ઘટમા પટના પર્યાયની નાસ્તિ છે તેથી એ પર્યાયનો અસદ્ભાવ છે તે ઘટના પર્યાય નથી પરપર્યાયની અપેક્ષાએ ઘટ અસત્ છે એમ જીવમા પણ અચેતન દ્રવ્ય મૂર્ત્ત પર્યાયની નાસ્તિ છે તેથી સ્યાન્નાસ્તિ એ બીજો ભગ જાણવો, કેમકે પરપર્યાયની નાસ્તિતાનું પરિણમન દ્રવ્ય મધ્યે છે બીજા ભગમા, છતા[6] ધર્મની સાપેક્ષતા રાખવા માટે સ્યાત્ પદ કહ્યુ છે ઇતિ દ્વિતીય ભગ

तथा सर्वो घटः स्वपरोभयपर्यायैः सद्भावासद्भावाभ्यां

---

૧ કાઠાની નીચેનો ભાગ ૨ ખપ્પર ૩ તળીયુ ૪ મધ્ય ભાગ. ૫ તળીયાની ઉપરનો ભાગ ૬ વિદ્યમાન

मस्त्वामत्त्वाभ्यामर्पितो युगपद् वक्तुमिष्टः अवक्तव्यो भवति, स्वपरपर्यायसत्त्वासत्त्वाभ्यां 'एकैकेनाप्यसाकेतिकेन शब्देन सर्वेभ्यापि तस्य वक्तुमशक्यत्वादिति, एव जीवस्यापि सत्त्वामत्त्वाभ्यामेकसमयेन वक्तुमशक्यत्वात् स्यादवक्तव्यो जीव इति तृतीयभगः, एते त्रय' सकलादेशा सकलं जीवा दिकवस्तुग्रहणपरत्वात् ॥

ભાવાર્થ —ભવ' ઘટાદિ વસ્તુ પોતાના સદ્ભાવ પર્યાયથી હતાપણુ છે, અને પરપર્યાયથી અસત્ કહેવાય છે એમ 'એક વસ્તુમા સત્ત્વ અને અસત્ત્વ બે ધર્મ' સમકાલે છે, પણ વાણીથી એક સમયમા કહી શકાય નહિ સ્વપર્યાયથી સત્ત્વ અને પર પર્યાયથી અસત્ત્વ તે બે ધર્મ' કોઈ પણ સાંકેતિક શબ્દ ની કહે વામા સમર્થપણુ નથી એ પ્રમાણે જીવમા પણ જ્ઞાનાદિક પર્યાયથી સત્ત્વપણુ અને અચેતન પર્યાયથી અસત્ત્વપણુ એમ બે ધર્મ' રહ્યા છે પણ એક સમયમા કહી શકાય નહિ, માટે સ્યાદ્ અવક્તવ્ય નામે એ ત્રીજો ભાગો જાણવો કોઈને એવો બોધ થાય કે વસ્તુધર્મ' સર્વથા વચનઅગોચર છે, એમ એકાતમતનુ ખડન 'કરવા માટે સ્યાત્ એ પદ' મૂક્યુ (કથચિત્પણુ એક સમયે ન કહેવાય )

अथ चत्वारो विकलादेशाः ॥ तत्र एकस्मिन्देशे स्व पर्यायसत्त्वेन अन्यत्र तु'परपर्यायासत्त्वेन सँश्च असश्च भवति, घटोऽघटश्च, एवजीवोऽपि स्वपर्यायैः सन् परपर्यायैः असन्, इति चतुर्थभग ॥

હવે ચાર ભાગા [1]વિકલાદેશી કહે છે, વસ્તુના એક દેશમા સ્વપર્યાયના સત્ત્વપણાથી, અને અન્યત્ર પરપર્યાયના અસત્ત્વ પણાથી, સત્ત્વ અને અસત્ત્વ એમ બે ધર્મ રહે છે જેમ ઘટ સ્વપર્યાયે સત્ છે, પરપર્યાયે અસત્ છે, પોતાના પર્યાયથી ઘટ અને પરપર્યાયની અપેક્ષાએ અઘટ છે એમ જીવમા સ્વપર્યાયની અસ્તિતા, અને પરપર્યાયની નાસ્તિતા એક સમયમા છે પણ કહેવામા અસખ્યાતા સમય લાગે છે સ્યાત્ અસ્તિ નાસ્તિ એ ચતુર્થભગ કહ્યો

तथा एकस्मिन् दशे स्वपर्याये सद्भावेन विवक्षित अन्यत्र तु दशे स्वपरोभयपर्यायै सत्त्वासत्त्वाभ्यां युगपद सांकेतिकेन शब्दन वक्तु विवक्षित सन् अवक्तव्यरूप पचमो भगो भवति, एव जीवोऽपि चेतनत्वादिपर्यायैः सन् शेषैः अवक्तव्य इति ॥

ભાવાર્થ—તથા એક દેશમા પોતાના પર્યાયોથી છતાપણે વિવક્ષા કરીએ અને બીજા દેશમા સ્વપર ઉભય પર્યાયોથી સત્ત્વ તે છતાપણે અને અસત્ત્વ તે અછતાપણે સમકાલે વિવક્ષા કરીએ ત્યારે સત્ત્વાસત્ત્વરૂપ ઉભયનો સાકેતિક એક શબ્દ નહિ હોવાથી ઉભયનુ સ્વરૂપ કહી શકાય નહિ—માટે स्यात् अस्ति अवक्तव्य રૂપ પાચમો ભગ જાણવો

तथा एकदशे परपर्यायैरसद्भावेनार्पितो, [1]विशेषत. [2]अन्यैस्तु स्वपरोभयपर्यायैः सद्भावासद्भावाभ्या सभ्नाम-

[1] વસ્તુના પેટા ધર્મની પ્રધાનતાવાળા

भ्यां युगपदसाकेतिकेन शब्देन वक्तु विवक्षितः क्रमोऽमन् अवक्तव्यश्च भवति, अक्रमो अवक्तव्यश्च भवतीत्यर्थः, देशे तस्याक्रमत्वात् देशे अवक्तव्यत्वादिति षष्ठो भगः ।

તથા એકદેશે પરપર્યાય જે નાસ્તિપર્યાય છે, તેનો અસદ્ભાવ (અસત્ત્વ) અર્પિત કરીને મુખ્યપણે વિવક્ષા કરીએ, પશ્ચાત્ બીજા સ્વપર્યાયે અસ્તિપણુ તથા પરપર્યાયે નાસ્તિત્વ–એમ સ્વપરરૂપ ઉભયપર્યાયોથી સત્વાસત્વવડે સમકાલે સાકેતિક શબ્દના અભાવે ઉભયનુ સ્વરૂપ કહી શકાય નહિ, અને કહ્યા વિના શ્રોતાને શી રીતે જ્ઞાન થાય ? માટે અન્યભાગાની સાપેક્ષતા અર્થે स्यात् પદ જોડીને स्यात्नास्तिअवक्तव्यरूप છઠ્ઠો ભગ કહ્યો. પરપર્યાયથી કુભ છે, તે અકુભ છે, અને તે અવક્તવ્ય છે સાપેક્ષતા માટે स्यात् પદની યોજના છે

इति षष्ठभग·

॥ सप्तमभंगस्वरूपम् ॥

तथा एकदेशे स्वपर्यायै. सद्भावेनार्पितः एकस्मिन् देशे परपर्यायैरसद्भावेनार्पित अन्यस्मिंस्तु देशे स्वपरोभयपर्यायैः सद्भावासद्भावाभ्यां युगपदेकेन शब्देन वक्तु विवक्षितः सन्, असन्, अवक्तव्यश्च भवति इति सप्तमो भगः एतेन एकस्मिन् वस्तुन्यर्पितानर्पितेन सप्तभगी उक्ता ॥

ભાવાર્થ–તથા એકદેશે સ્વપર્યાયનુ છતાપણુ [1]અર્પિત કરીએ અને એકદેશે પરપર્યાયનુ અછતાપણુ અર્પિત કરીએ, અને અન્યદેશમા સ્વપરરૂપ ઉભયપર્યાયોથી સત્વાસત્વવડે સમકાલમા

1 પ્રધાન.

અસાંકેતિક અવક્તવ્યરૂપ એકશબ્દથી ઉભયની વિવક્ષા કરતા, स्यात् अस्ति नास्ति युगपद् अवक्तव्य રૂપ સાતમો ભગ થાય છે એમ એક ધર્મમા સપ્તભગી કહી તથા નયચક્રમાં ત્રીજો ભગ स्यात् अवक्तव्य લખ્યો છે તથા સમતિતર્કના દ્વિતીયકાંડમા પ્રાતે સપ્તભગીનુ સ્વરૂપ લખ્યુ છે તેમા પણ स्याद् अवक्तव्य રૂપ ત્રીજો ભગ કહ્યો છે એક અનેકના ઉપર સપ્તભગી લખી છે યથા—

सामान्यविशेषात्मकत्वात् वस्तुनः चास्य मामान्यस्यैकत्वात् तद्विवक्षाया यदेव घटादिद्रव्य स्यादेकमिति प्रथमभङ्गविपयः, तदेव दशकालप्रयोजनभेदात् नानात्व प्रतिपद्यमान तद्विवक्षया स्यादनेकमिति द्वितीयभगविपय, तदेवोभयात्मकमेकशब्देन यदाभिधातु न शक्यते तदा स्यादवक्तव्यमिति तृतीयभगविपयः इत्यादि ॥

स्याद् अवक्तव्य એ ત્રીજો ભગ ટીકાકારે કહ્યો છે એમ બે પુસ્તકમા આ પ્રમાણે ત્રીજો ભગ કહ્યો છે–નયચક્ર તથા સન્મતિ તર્ક ટીકામા स्याद् अवक्तव्य ભગને સકલાદેશમા ગણ્યો છે, પણ સ્યાદ્વાદમજરી, રત્નાકરાવતારિકા, આગમસાર, તથા શ્રી આત્મારામજી મહારાજકૃત તત્ત્વનિર્ણયપ્રાસાદ વિગેરે ઘણા ગ્રથોમા स्यात् अवक्तव्य ને ચોથા ભગમા ગણ્યો છે ઠાણાગસૂત્રમા પણ सिय अवत्तव्व એટલે स्यात् अवक्तव्यने ચોથા ભગમા ગણ્યો છે તથા રાજવાર્તિક, શ્લોકવાર્તિક, અષ્ટસહસ્રી વિગેરે દિગબરી ગ્રંથોમા स्यात् अवक्तव्यने ચોથા ભગમા ગણ્યો છે, અને તેને

વિકલાદેશી કહ્યો છે સત્ય તત્ત્વ કેવલીભગવાન્ જાણે, વા બહુશ્રુત જાણે આગમસાર પ્રમાણે સપ્તભગીસ્વરૂપ–૧ સ્યાત્ અસ્તિ, ૨ સ્યાત્ નાસ્તિ ૩ સ્યાત્ અસ્તિ નાસ્તિ, ૪ સ્યાત્ અવક્તવ્ય ૫ સ્યાત્ અસ્તિ અવક્તવ્ય ૬ સ્યાત્ અવક્તવ્ય ૭ સ્યાત્ અસ્તિ નાસ્તિ યુગપત્ અવક્તવ્યમ્

૧ સ્યાત્–એકાતપણે સર્વ અપેક્ષા લઈ જીવમા સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ, સ્વભાવ એમ પોતાના ગુણપર્યાયે જીવમસ્તિ છે–ષટ્દ્રવ્ય પણ સ્વદ્રવ્યાદિક ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિ છે–સ્યાત્ એ પદથી ગૌણભાવે નાસ્તિભાવપણ બન્યો રહે છે–સ્યાત્ એટલે કથચિત્ સાપેક્ષપણે અસ્તિપણુ છે

૨ પરદ્રવ્યના દ્રવ્યાદિક ચતુષ્ટય છે તે જીવદ્રવ્યમા નથી, અર્થાત્ પરદ્રવ્યની નાસ્તિતા જીવમા વર્તે છે; માટે સ્યાત્નાસ્તિ દ્વિતીય ભગ જાણવો સ્યાત્ શબ્દથી અસ્તિતા ગૌણભાવે રહે છે

૩ જીવદ્રવ્યમા અનત ગુણપર્યાયની અસ્તિ છે અને પરદ્રવ્યના અનતગુણપર્યાયની નાસ્તિ રહી છે અસ્તિ અને નાસ્તિ સમકાલે રહી છે માટે અસ્તિનાસ્તિ એ ત્રીજો ભગ જાણવો

૪ અસ્તિ અને નાસ્તિ એ બે ભગ એક સમયમા છે, પણ વાણીથી અસ્તિ શબ્દોચ્ચારણ કરતા અસખ્યાત સમય લાગે છે તેથી નાસ્તિભગ તે સમયે કહેવાયો નહિ નાસ્તિભગ કહેવાના કાલમા અસ્તિભગ કહી શકાતો નથી અસ્તિનુ ઉચ્ચારણ કરતા તે સમયે નાસ્તિભગ નહિ કહેવાથી નાસ્તિનો મૃષાવાદ લાગે તેમ નાસ્તિ કહેતા અસ્તિનો મૃષાવાદ લાગે માટે આ બે ભગ

એક વા બે સમય, વિગેરેમા કહ્યા જાય નહિ, વચન અગોચર છે માટે ચોથો સ્યાત્ અસ્તિ અવક્તવ્ય ભગ જાણુવો

૫ વસ્તુમા અસ્તિધર્મનુ પણ અવક્તવ્યત્વ છે માટે સ્યાત્ અસ્તિ અવક્તવ્ય નામનો પચમ ભગ જાણુવો

૬ તથા વસ્તુમા નાસ્તિ ધર્મ પણ અવક્તવ્ય છે માટે સ્યાત્નાસ્તિ અવક્તવ્ય છઠ્ઠો ભગ છે

૭ અસ્તિત્વ તથા નાસ્તિત્વ એ બે ધર્મ છે, તે એક સમયમા વસ્તુમા વર્તે છે પણ તે અવક્તવ્ય છે માટે સ્યાત્ અસ્તિ નાસ્તિયુગપત્ અવક્તવ્ય નામે સાતમો ભગ જાણુવો

એ સાત ભગ એક તથા અનેકમા પણ લાગે છે જેમ ૧ સ્યાત્ एक ૨ સ્યાત્ अनेक ૩ સ્યાત્ एकानेक ॥ ४ ॥ સ્યાત્ अवक्तव्यं ॥ ६ ॥ સ્યાત્ एक अवक्तव्य ॥ ६ ॥ સ્યાત્ अनेक अवक्तव्य ॥ ७ ॥ સ્યાત્ एकानेक युगपत् अवक्तव्य ॥ તથા નિત્ય–અનિત્યમા સપ્તભગી–યથા—

१ स्यात् नित्य २ स्यात् अनित्य ३ स्यात् नित्यानित्य ४ स्यात् अवक्तव्य ५ स्यात् नित्य अवक्तव्य ६ स्यात् अनित्य अवक्तव्य ७ स्यात् नित्यानित्य युगपत् अवक्तव्यम्.

એમ ભેદાભેદ વિગેરેની અનતી સપ્તભગી થાય છે એમ શબ્દનયનુ પ્રસગોપાત્ત વર્ણન કરતા સપ્તભગીનુ સ્વરૂપ કહ્યું છે, શબ્દનય છે, તે ભાવનિક્ષેપાયુક્ત વસ્તુનુ ગ્રહણ કરે છે ઋજુસૂત્ર નયથી સામાન્યપણે ઘટનુ ગ્રહણ કર્યું, અને શબ્દ નયથી સદ્ભાવ વિગેરે અનેક ધર્મવિશિષ્ટ ઘટનુ ગ્રહણ થાય

વિકલાદેશી કહ્યો છે સત્ય તત્ત્વ કેવલીભગવાન્ જાણે, વા બહુશ્રુત જાણે આગમસાર પ્રમાણે સપ્તભગીસ્વરૂપ-૧ સ્યાત્ અસ્તિ, ૨ સ્યાત્ નાસ્તિ ૩ સ્યાત્ અસ્તિ નાસ્તિ, ૪ સ્યાત્ અવક્તવ્ય ૫ સ્યાત્ અસ્તિ અવક્તવ્ય ૬ સ્યાત્ અવક્તવ્ય ૭ સ્યાત્ અસ્તિ નાસ્તિ યુગપત્ અવક્તવ્યમ્

૧ સ્યાત્-એકાતપણે સર્વ અપેક્ષા લઈ જીવમા સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ, સ્વભાવ એમ પોતાના ગુણપર્યાયે જીવઅસ્તિ છે-ષટ્દ્રવ્ય પણ સ્વદ્રવ્યાદિક ચતુષ્ટયની અપેક્ષાએ અસ્તિ છે- સ્યાત્ એ પદથી ગૌણભાવે નાસ્તિભાવપણુ બન્યો રહે છે- સ્યાત્ એટલે કથચિત્ સાપેક્ષપણે અસ્તિપણુ છે

૨ પરદ્રવ્યના દ્રવ્યાદિક ચતુષ્ટય છે તે જીવદ્રવ્યમા નથી અર્થાત્ પરદ્રવ્યની નાસ્તિતા જીવમા વર્તે છે, માટે સ્યાત્નાસ્તિ દ્વિતીય ભગ જાણવો સ્યાત્ શબ્દથી અસ્તિતા ગૌણભાવે રહે છે

૩ જીવદ્રવ્યમા અનત ગુણપર્યાયની અસ્તિ છે અને પરદ્રવ્યના અનતગુણપર્યાયની નાસ્તિ રહી છે અસ્તિ અને નાસ્તિ સમકાલે રહી છે માટે અસ્તિનાસ્તિ એ ત્રીજો ભગ જાણવો

૪ અસ્તિ અને નાસ્તિ એ બે ભગ એક સમયમા છે પણ વાણીથી અસ્તિ શબ્દોચ્ચારણ કરતા અસખ્યાત સમય લાગે છે તેથી નાસ્તિભગ તે સમયે કહેવાયો નહિ નાસ્તિભગ કહેવા કાલમા અસ્તિભગ કહી શકાતો નથી અસ્તિનુ ઉચ્ચારણ કરતા તે સમયે નાસ્તિભગ નહિ કહેવાથી નાસ્તિનો મૃષાવાદ લાગે તેમ નાસ્તિ કહેતા અસ્તિનો મૃષાવાદ લાગે માટે આ બે ભ

**છે અને સમવસરણમા બેઠેલા સર્વજ્ઞ ભાવજિન** કહેવાય છે જ્ઞાનના ઉપર ચાર નિક્ષેપા લગાડે છે, કોઇનુ જ્ઞાન નામ પાડયુ, તે નામજ્ઞાન તથા જ્ઞાનની અક્ષરરૂપે પુસ્તકમા સ્થાપના કરવી તે સ્થાપનાજ્ઞાન કહેવાય છે, અને ઉપયોગ વિના સિદ્ધાંતપઠન, તથા અન્યદર્શનના શાસ્ત્ર ભણવા ઇત્યાદિ દ્રવ્યજ્ઞાન છે, તથા જ્ઞ શરીરાદિકનો પણ દ્રવ્યજ્ઞાનમા સમાવેશ પામે છે, અને નવતત્ત્વ તથા ષડ્દ્રવ્યસ્વરૂપ જાણી શ્રદ્ધા કરી આત્મોપયોગ સન્મુખ પ્રવર્તવુ તે ભાવજ્ઞાન છે તપના ઉપર ચાર નિક્ષેપા લખે છે કોઇનુ તપ એવુ નામ તે નામતપ જાણવુ તથા પુસ્તકમા તપની વિધિનુ લેખન વિગેરે સ્થાપનાતપ છે, તથા પુદ્ગલરૂપ માસખમણાદિક તપ કરવુ, તે દ્રવ્યતપ છે, અને પરવસ્તુ ત્યાગ પરિણામ છે, તે ભાવતપ કહેવાય છે એમ ધર્માસ્તિકાયાદિક ષડ્ દ્રવ્ય, નવતત્ત્વ વિગેરે હરેક વસ્તુઓમા ચાર નિક્ષેપા લગાડવા શ્રી અનુયોગદ્વાર સૂત્રમા કહ્યુ છે કે –

ગાથા.

जत्थय ज जाणिज्जा, निक्खेव निक्खेवे निरवसेस ।
जत्थ वि य न जाणिज्जा, चउक्कग निक्खिवे तत्थ ॥ १ ॥

इति शब्दनयस्वरूपम्–

## अथ समभिरूढनयस्वरूपम्

गाथा.

ज ज सण्ण भासइ, त त चिय समभिरोहइ जम्हा ॥
मणणतरथ्यविमुहो, तओ नओ समभिरूढोत्ति ॥ १ ॥

છે આગમસારમા નામ, સ્થાપના, દ્રવ્યભાવ એ ચાર નિક્ષેપ
શબ્દનયના કહ્યા છે અને નયચક્રમા ભાવનિક્ષેપાનુ ગ્રહણ કર્યું
છે પ્રસ ગોપાત્ત ભાવનિક્ષેપાનુ સ્વરૂપ જણાવતાં ચાર નિક્ષેપાનુ
કિંચિત્ સ્વરૂપ બતાવવામા આવે છે વસ્તુનુ કોઈ પણ
સાંકેતિક નામ પાડવુ તે નામનિક્ષેપો છે કોઈ પણ વસ્તુ
તેના જેવા આકારપણે વા જુદી રીતે પણ કોઈ પણ વસ્તુ
સ્થાપના કરવી તે સ્થાપના નિક્ષેપો જાણવો નામ નિક્ષેપયુક્ત
સ્થાપનાનિક્ષેપ હોય છે સ્થાપનાના બે ભેદ છે ૧ સદ્ભાવસ્થાપના
૨ અસદ્ભાવસ્થાપના નામ આકારે સહિત હોય, તથા લક્ષ
પણ હોય, પણ ભાવપણુ ન હોય તે દ્રવ્યનિક્ષેપો છે જે
અજ્ઞાની જીવ છે તે જીવના ઉપયોગાદિ ભાવ વિના દ્રવ્ય છે
છે અણુવઓગો દવ્વ ઉપયોગ વિના-દ્રવ્ય એમ શ્રી અનુયોગદ
સૂત્રમા કહ્યુ છે તથા વસ્તુ છે, તે ભાવગુણ સહિત હોય
ત્યારે ભાવનિક્ષેપો કહેવાય છે શ્રી ચૈત્યવદન ભાષ્યમા જિન
ઉપર ચાર નિક્ષેપા ઉતાર્યા છે યથા—

गाथा

नामजिणा जिणनामा, ठवणजिणा पुण जिणदपडिमाओ ॥
दव्वजिणा जिणजीवा, भावजिणा समवसरणत्था ॥ १ ॥

શ્રીજિનેશ્વરના નામો તે નામજિનો છે, ચોવીસ તીર્થ
વિગેરે શ્રી જિનેન્દ્રની પ્રતિમા તે સ્થાપનાજિન
જિનના જીવ તે દ્રવ્યજિન છે જ્યારથી તીર્થંકર નામકર્મ
દલિક સમુપાર્જન કર્યાં, ત્યારથી તે છેક ઘાતિકર્મ ખપા
... ... બેઠા નથી, ત્યાંસુધી દ્રવ્યજિન કહે

છે. અને સમવસરણમા બેઠેલા સર્વજ્ઞ ભાવજિન કહેવાય છે જ્ઞાનના ઉપર ચાર નિક્ષેપા લગાડે છે, કોઇનુ જ્ઞાન નામ પાડયુ, તે નામજ્ઞાન તથા જ્ઞાનની અક્ષરરૂપે પુસ્તકમા સ્થાપના કરવી તે સ્થાપનાજ્ઞાન કહેવાય છે, અને ઉપયોગ વિના સિદ્ધાતપઠન, તથા અન્યદર્શનના શાસ્ત્ર ભણવા ઇત્યાદિ દ્રવ્યજ્ઞાન છે, તથા જ્ઞ શરીરાદિકનો પણ દ્રવ્યજ્ઞાનમાં સમાવેશ પામે છે, અને નવતત્ત્વ તથા ષડ્દ્રવ્યસ્વરૂપ જાણી શ્રદ્ધા કરી આત્મોપયોગ સન્મુખ પ્રવર્તવુ તે ભાવજ્ઞાન છે તપના ઉપર ચાર નિક્ષેપા લખે છે કોઇનુ તપ એવુ નામ તે નામતપ જાણવુ તથા પુસ્તકમા તપની વિધિનુ લેખન વિગેરે સ્થાપનાતપ છે, તથા પુણ્યરૂપ માસખમણાદિક તપ કરવુ, તે દ્રવ્યતપ છે, અને પરવસ્તુ ત્યાગ પરિણામ છે, તે ભાવતપ કહેવાય છે એમ ધર્માસ્તિકાયાદિક ષડ્ દ્રવ્ય, નવતત્ત્વ વિગેરે દરેક વસ્તુઓમા ચાર નિક્ષેપા લગાડવા શ્રી અનુયોગદ્વાર સૂત્રમા કહ્યું છે કે -

गाथा

जत्थय ज जाणिज्जा, निक्खेव निक्खेवे निरवसेस ।
जत्थ वि य न जाणिज्जा, चउक्कय निक्खिवय तत्थ ॥ १ ॥

इति शब्दनयस्वरूपम्-

## अथ समभिरूढनयस्वरूपम्

गाथा

ज ज सण्ण भासइ, त त चिय समभिरोहइ जम्हा ॥
मण्णतरथ्थनिमुहो, तओ नओ समभिरूढोत्ति ॥ १ ॥

છે આગમસારમા નામ, સ્થાપના, દ્રવ્યભાવ એ ચાર નિક્ષેપા શબ્દનયના કહ્યા છે અને નયચક્રમા ભાવનિક્ષેપાનુ ગ્રહણ કર્યું છે પ્રસગોપાત્ત ભાવનિક્ષેપાનુ સ્વરૂપ જણાવતા ચાર નિક્ષેપાનુ કિચિત્ સ્વરૂપ બતાવવામા આવે છે વસ્તુનુ કોઈ પણ સાંકેતિક નામ પાડવુ તે નામનિક્ષેપો છે કોઈ પણ વસ્તુની તેના જેવા આકારપણે વા જુદી રીતે પણ કોઈ પણ વસ્તુમા સ્થાપના કરવી તે સ્થાપના નિક્ષેપો જાણવો નામ નિક્ષેપયુક્ત સ્થાપનાનિક્ષેપ હોય છે સ્થાપનાના બે ભેદ છે ૧ સદ્ભાવસ્થાપના ૨ અસદ્ભાવસ્થાપના નામ આકારે સહિત હોય, તથા લક્ષણ પણ હોય, પણ ભાવપણુ ન હોય તે દ્રવ્યનિક્ષેપો છે જેમ અજ્ઞાની જીવ છે તે જીવના ઉપયોગાદિ ભાવ વિના દ્રવ્ય જીવ છે अणुवओगो दव्व ઉપયોગ વિના-દ્રવ્ય એમ શ્રી અનુયોગદ્વાર સૂત્રમા કહ્યુ છે તથા વસ્તુ છે, તે ભાવગુણ સહિત હોય ત્યારે भावनिक्षेपो કહેવાય છે શ્રી ચૈત્યવદન ભાષ્યમા જિનના ઉપર ચાર નિક્ષેપા ઉતાર્યા છે યથા—

गाथा

नामजिणा जिणनामा, ठवणजिणा पुण जिणदपडिमाओ ॥
दवजिणा जिणजीवा, भावजिणा समवसरणत्था ॥ १ ॥

શ્રીજિનેશ્વરના નામો તે નામજિનો છે, ચોવીસ તીર્થંકર વિગેરે. શ્રી જિનેન્દ્રની પ્રતિમા તે સ્થાપનાજિન જાણવા જિનના જીવ તે द्रव्यजिन છે જ્યારથી તીર્થંકર નામકર્મ દલિક સમુપાર્જન કર્યા, ત્યારથી તે છેક ઘાતિકર્મ ખપાવી સમવસરણમા બેઠા નથી, ત્યાસુધી द्रव्यजिन કહેવાય

છે. અને સમવસરણમા બેઠેલા સર્વજ્ઞ ભાવજિન કહેવાય છે. જ્ઞાનના ઉપર ચાર નિક્ષેપા લગાડે છે, કોઇનુ જ્ઞાન નામ પાડયુ, તે નામજ્ઞાન તથા જ્ઞાનની અક્ષરરૂપે પુસ્તકમા સ્થાપના કરવી તે સ્થાપનાજ્ઞાન કહેવાય છે, અને ઉપયોગ વિના સિદ્ધાંતપઠન, તથા અન્યદર્શનના શાસ્ત્ર ભણવા ઇત્યાદિ દ્રવ્યજ્ઞાન છે, તથા જ્ઞ શરીરાદિકનો પણ દ્રવ્યજ્ઞાનમા સમાવેશ પામે છે, અને નવતત્ત્વ તથા ષડ્દ્રવ્યસ્વરૂપ જાણી શ્રદ્ધા કરી આત્મોપયોગ સન્મુખ પ્રવર્તવુ તે ભાવજ્ઞાન છે તપના ઉપર ચાર નિક્ષેપા લખે છે કોઇનુ તપ એવુ નામ તે નામતપ જાણવુ તથા પુસ્તકમા તપની વિધિનુ લેખન વિગેરે સ્થાપનાતપ છે, તથા પુણ્યરૂપ માસખમણાદિક તપ કરવુ, તે દ્રવ્યતપ છે, અને પરવસ્તુ ત્યાગ પરિણામ છે, તે ભાવતપ કહેવાય છે. એમ ધર્માસ્તિકાયાદિક ષડ્ દ્રવ્ય, નવતત્ત્વ વિગેરે દરેક વસ્તુઓમા ચાર નિક્ષેપા લગાડવા શ્રી અનુયોગદ્વાર સૂત્રમા કહ્યું છે કે –

गाथा.

जत्थय ज जाणिज्जा, निक्खेत्र निक्खेवे निरवसेस ।
जत्थ वि य न जाणिज्जा, चउक्कय निक्खिवे तत्थ ॥ १ ॥

इति शब्दनयस्वरूपम्–

## अथ समभिरूढनयस्वरूपम्

गाथा

ज ज सण्ण भासइ, त त चिय समभिरोहइ जम्हा ॥
सण्णतरथ्यविमुहो, तओ नओ समभिरूढोत्ति ॥ १ ॥

यां यां सञ्ज्ञां घटादिलक्षणां भाषते–वदति तां तामेव यस्मात् सञ्ज्ञांतरार्थविमुखः समभिरूढो नय नानार्थनामा एव भाषते, यदि एकपर्यायमपेक्ष्य सर्वपर्यायवाचकत्व तथा एकपर्यायाणां सकरः, पर्यायसकरे च वस्तुसकरो भवत्येवेति माऽभूत् सकरदोषः, अतः पर्यायांतरानपेक्ष एव समभिरूढनय इति ॥

ભાવાર્થ–શબ્દનયે ઇન્દ્ર, શક્ર, પુરદર ઈત્યાદિ સર્વ ઈન્દ્રના નામ ભેદ છે તે એક ઇન્દ્ર પર્યાયવત દેખીને તેના સર્વ નામ કહે છે, પણ સમભિરૂઢનય નામભેદે અર્થભેદ સ્વીકારે છે, એમ બે નયના ભેદ છે એક પર્યાયના પ્રકટવાથી અને શેષ પર્યાયોના નહિ પ્રકટવાથી, શબ્દનય તેટલા સર્વનામ બોલાવે છે, પણ સમભિરૂઢનય તે પ્રમાણે બોલાવે નહિ, એટલે શબ્દ નય અને સમભિરૂઢનયમા ભેદ છે ઘટ કુભાદિકમા જે સજ્ઞાનો વાચ્યાર્થ દેખાય તેનેજ, સજ્ઞા કહે છે સજ્ઞાતર અર્થવિમુખ સમભિરૂઢનય છે જો એક સજ્ઞામા સર્વ નામાતર માનીએ, તો સર્વનો [1]સકર થાય, અને પર્યાયનો ભેદ રહે નહિ, અને જે પર્યાયાતર હોય છે, તે તો ભેદપણેજ હોય છે તેથી પર્યાયાતરનુ ભેદપણુ રહ્યુ; માટે લિગાદિ ભેદના સાપેક્ષપણે વસ્તુનુ ભેદ પણુ માનવુ, એમ સમભિરૂઢ નયનો મત છે સમભિરૂઢ નયમા પણ સમભિરૂઢ નયની મુખ્યતા છે આ નય એક અશ ઓછી વસ્તુને પૂરેપૂરી કહે છે, તેરમા ગુણઠાણાવાળા કેવલીને સિદ્ધ કહે છે

---

1 ભેળસેળ

## अथ एवभूतनयस्वरूपं लिख्यते ॥

एव जह सद्दथ्यो, सतो भूओ तदन्नहाभूओ ॥
तेणेवभूयनओ, सद्दत्थपरो विसेसेण ॥ १ ॥

एव यथा घटचेष्टायामित्यादिरूपेण शब्दार्थो व्यवस्थितः तहत्ति तथैव यो वर्तत, घटादिकोऽर्थः स एव सन् भूतो विद्यमान 'तदन्नहाभूओत्ति,' वस्तु, तदन्यथा शब्दार्थोल्लघनेन वर्तते, स तत्त्वतो घटाद्यर्थोऽपि न भवति किंभूतो विद्यमान. येनैव मन्यते तेन कारणेन शब्दनयममभिरूढनयाभ्या मकाशादेवभूतनयो विशेषेण शब्दार्थनयतत्पर , अय हि योषिन्म स्तकारूढ जलाहरणादिक्रियानिमित्त घटमानमेव चेष्टमानमेव घट मन्यते, न तु गृहकोणादिव्यवस्थित, विशेषत. शब्दार्थतत्परोऽयमिति ॥ वजणमथ्थेणथ्यच, वजणेणोमय विसेसेइ। जह घडसद्दचेठ्ठा। वया तहा तपि तेणेव ॥ १ ॥ व्यज्यते अर्थोऽनेनेति व्यजन, वाचकशब्द. घटादि , त चेष्टालक्षा एतद्वाच्येनार्थेन विशिनष्टि स एव घटशब्दो यश्चेष्टावन्तमर्थं प्रति पादयति नान्य, इत्येव शब्दमर्थेन नैयत्ये व्यवस्थापयतीत्यर्थः, तथार्थमप्युक्तलक्षणमभिहितरूपेण व्यजनेन विशेषयति चेष्टापि सैव या घटशब्देन वाच्यत्वेन प्रसिद्धा, योषिन्मस्तकारूढस्य जलाहरणादिक्रियारूपा, न तु स्थानतरणक्रियात्मिका, इत्येव मर्थं शब्देन नैयत्ये स्थापयतीत्यर्थ , इत्येवमुभय विशेषयति शब्दार्थो नार्थं शब्दन नैयत्ये स्थापयतीत्यर्थ', एतदेवाह ।

यदा योषिन्मस्तकारूढचेष्टावानर्थो घटशब्देनोच्यते स घ
लक्षणोऽर्थः, स च तद्वाचको घटशब्दः, अन्यदा तु वस्तुत
स्यैव तच्चेष्टामात्रादघटत्वं, घटध्वनेश्चावाचकत्वमित्येवमुभयो
क्षेपकः एवंभूतनय इति ॥

ભાવાર્થ —એવંભૂતનયનુ સ્વરૂપ કહે છે જેમ ઘટ્ ધાતુ
અર્થ ચેષ્ટા છે, અને ચેષ્ટા જેમા પામીએ તેને ઘટ કહેવાય
ઇત્યાદિરૂપે શબ્દનયનો અર્થ કહ્યો છે જે વિદ્યમાનપણે શબ્
અર્થને ઉલ્લઘીને વર્તે તે તે શબ્દનો વાચ્ય નથી, અને જે
શબ્દાર્થત્વ પમાય નહિ, તે વસ્તુ કહેવાય નહિ; માટે જે શબ્
ર્થમાથી એક પર્યાય પણ ન્યૂન હોય તેને એવભૂતનય થકે ન
માટે શબ્દનય તથા સમભિરૂઢનયથી, એવંભૂત તે વિશેષાતર

એવભૂતનયાનુસારે લલનામસ્તકે ચઢયો હોય, તથા
આણવાની ક્રિયાનુ નિમિત્ત હોય, માર્ગે આવતા ઘટચેષ્ટા કરતો હે
તે ઘટ કહેવાય છે પણ ઘરના ખૂણામા પડેલા ઘટને એ
ભૂતનય ઘટ કહે નહિ, કેમકે તે જલાહરણાદિ ક્રિયાને ક
નથી અર્થને પ્રકટ કરે તેને વ્યજન કહે છે વ્ય
તે વાચક શબ્દ છે શબ્દ અર્થને કહે, સપૂર્ણ અર્થ
તેને વસ્તુ કહે, પણ ન્યૂનપર્યાયવાળી વસ્તુને વસ્તુ કહે ન
એમ એવભૂતનયનો મત છે જેમ સામાન્યકેવલી છે
ગુણોથી તીર્થંકર સમાન છે, માટે સમભિરૂઢનય સામાન્યકેવ
તીર્થંકર કહે છે, પણ એવભૂતનય તો સમવસરણમા બે
હોય, ચોત્રીશ અતિશય હોય, દેશના દેતા હોય, ચોસઠ
પૂજતા હોય, તેને તીર્થંકર કહે છે -ઇત્યાદિ એવંભૂતનય સ્વરૂપ

એ સાત નયનુ સ્વરૂપ કહ્યુ, તેમા નૈગમના દશ ભેદ, તથા સગ્રહના છ અથવા બાર ભેદ, તથા વ્યવહારના આઠ ભેદ, અથવા ચઉદ ભેદ છે ઋજુસૂત્રના ચાર અથવા છ ભેદ છે શબ્દના સાત ભેદ, તથા સમભિરૂઢના બે ભેદ, અને એવભૂતનો એક ભેદ, એમ સાતનયના ભેદ જાણવા વળી એકેક નયના સો સો ભેદ ગણતાં સાતસો ભેદ થાય છે

મુખ્યપણે નયના બે ભેદ છે ૧ દ્રવ્યાર્થિક અને ૨ પર્યાયાર્થિકનય, તેમા દ્રવ્યાર્થિકના નૈગમ, સગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર એ ચાર ભેદ છે કેટલાક આચાર્યો, વિકલ્પરૂપ ઋજુસૂત્રનય છે, માટે તેને ભાવનય કહે છે તે મત પ્રમાણે દ્રવ્યાર્થિકના ત્રણ ભેદ થાય છે શબ્દનય, સમભિરૂઢ અને એવભૂત એ ત્રણ નય છે તે પર્યાયાર્થિકના ભેદ સમજવા મતાતરે ઋજુસૂત્ર પણ પર્યાયાર્થિકનો ભેદ છે એ સાત નયમા આદ્યના ચાર નય છે, તે અવિશુદ્ધ છે અને શબ્દનય, સમભિરૂઢ, અને એવભૂત એ ત્રણ શુદ્ધ નય કહેવાય છે

એ સાત નયમા નૈગમ, સામાન્ય વિશેષ બેને માને છે તથા સગ્રહનય સામાન્યને માને છે તથા વ્યવહારનય વિશેષને માને છે, અને ઋજુસૂત્ર વિશેષ ગ્રાહક છે એ ચાર નય દ્રવ્યાર્થાવલબી છે, અને શબ્દાદિક ત્રણ નય વિશેષના ગ્રહણ કરનાર પર્યાયાર્થિકભાવનય કહેવાય છે. શબ્દાદિક ત્રણ નય છે, તે પ્રત્યેક વસ્તુના નામ, સ્થાપના, દ્રવ્ય, એ ત્રણ નિક્ષેપાને માનતા નથી એક ભાવનિક્ષેપાને જ માને છે તિન્હ સદ્દનયાણ અવત્થુ-શબ્દાદિક ત્રણ નયમા ત્રણ નિક્ષેપા અવસ્તુરૂપ છે,

એમ શ્રી અનુયોગદ્વાર સૂત્રમા કહ્યું છે એ સાત નયને પર સ્પર સાપેક્ષપણે ગ્રહે તે સમકિતી જાણવા, અને એકાંત નયે ગ્રહણ કરે, તે મિથ્યાત્વી જાણવા

पूर्वपूर्वनयः प्रचुरगोचरः, परास्तु परिमितविषयाः, सन्मात्रगोचरात् संग्रहात् नैगमो भावाभावभूमित्वात् भूरि विषय, वर्तमानविषयात् ऋजुसूत्रात्, व्यवहार त्रिकालविष यत्वात् बहुविषय. कालादिभेदेन भिन्नार्थोपदर्शनात्, भिन्नात् ऋजुसूत्रविपरीतत्वात्, महार्थः, प्रतिपर्यायमशब्दमर्थभेदमभी प्सित. समभिरूढात् शब्दःप्रभूतविषयः, प्रतिक्रियां भिन्नमर्थं प्रतिजानानात् एवभूतात् समभिरूढः महान् गोचर, नयवा-क्यमपि स्वविषये प्रवर्तमान विधिप्रतिषेधाभ्यां सप्तभंगीम नुव्रजति ॥ अंशग्राही नैगम, सत्ताग्राही संग्रहः, गुणप्रवृत्ति लोकप्रवृत्तिग्राही व्यवहार, कारणपरिणामग्राही ऋजुसूत्रः, व्यक्तकार्यग्राही शब्द, पर्यायांतरभिन्नकार्यग्राही समभिरूढः, तत्परिणमनमुख्यकार्यग्राही एवभूत, इत्याद्यनेकरूपो नय प्रचारः, जावतिया वयणप्पहा, तावतिया चेव हुति नयवाया ॥ इति वचनात् ॥

ભાવાર્થ—પૂર્વપૂર્વના નય [૧]પ્રચુર વસ્તુગોચર છે, ઉપર ઉપરના નય અલ્પ વસ્તુગોચર વિષયવાળા છે સત્તા માત્ર ગ્રાહક સંગ્રહનય કરતા, નૈગમનયનો વિષય ઘણો છે નૈગમના કરતા, સંગ્રહનો અલ્પવિષય છે, કારણ કે સંગ્રહનય તો

૧ ઘણી

સત્તાને જ ગ્રહણ કરે છે, અને નૈગમનય તો છતાભાવ અને અછતા સર્વ ભાવને સકલ્પપણે ગ્રહણ કરે છે અથવા નૈગમ નય છે તે સામાન્ય અને વિશેષ એ બે ધર્મને ગ્રહે છે, અને સગ્રહ તો સામાન્યને ગ્રહે છે, અને વ્યવહારનય એક વિશેષને ગ્રહે છે, માટે સગ્રહથી વ્યવહારનો વિષય અલ્પ છે વ્યવહાર આકૃતિભેદે ભેદ માને છે, પણ સગ્રહનય માટે નહિ, માટે વ્યવહારથી સગ્રહનય બહુવિષયી છે, ઘટ થવાની માટીમા ઘટ-સત્તા રહી છે, તેથી સગ્રહનય મૃત્તિકાને ગ્રહે, અને વ્યવહાર નય આકૃતિમાન્ ઘટ ગ્રહે તેથી તેના કરતા વ્યવહાર અલ્પ વિષયી છે, ઋજુસૂત્ર વર્તમાન વિશેષધર્મનો ગ્રાહક છે, માટે તે અલ્પવિષયી છે, અને વ્યવહાર બહુવિષયી છે, કારણ કે ઋજુસૂત્રથી વ્યવહાર ત્રિકાલવિષયી છે ઋજુસૂત્ર વર્તમાન વિશેષધર્મને ગ્રહે છે, અને શબ્દનય કાલાદિવચનલિગથી વહેચતા અર્થને ગ્રહે છે, ઋજુસૂત્રનય વચનલિગને ભિન્ન પાડતો નથી, તે માટે ઋજુસૂત્રથી શબ્દ અલ્પવિષયી છે શબ્દ કરતા ઋજુસૂત્ર બહુવિષયી છે, શબ્દનય ઇદ્રરૂપ એક પર્યાયને ગ્રહતા, શક્ર, વજ્રી, પુરદર, શચીપતિ વિગેરે ઇન્દ્રવ્યક્તિબોધક સર્વપર્યાયને ગ્રહે છે, અને સમભિરૂઢનય જે ધર્મ વ્યક્ત છે, તેજ વાચક પર્યાયને ગ્રહે છે, માટે શબ્દનયથી સમભિરૂઢનય અલ્પવિષયી છે એવભૂતનય પ્રતિસમયે ક્રિયાભેદે ભિન્નાર્થ પણ માનતો અલ્પવિષયી છે, માટે એવભૂતથી સમભિરૂઢ બહુ-વિષયી છે જે નયવચન છે, તે પોતાના નયના સ્વરૂપે અસ્તિ છે, અને તેમા પરનયના સ્વરૂપની નાસ્તિ છે સર્વ નયમા સ્વનયસ્વરૂપ અસ્તિતા અને પરનયસ્વરૂપની નાસ્તિતા વર્તી

કહે છે, તેથી ભિન્ન ભિન્ન નય વર્તે છે જો એવભૂતનયમા સમભિરૂઢનયની નાસ્તિતા નહિ માનવામા આવે, તો એવ-ભૂતનય તે સમભિરૂઢનય કહેવાય, એ દોષ લાગે, તથા એવ ભૂતથી સમભિરૂઢનુ સ્વરૂપ ભિન્ન ઠરે નહિ–ઇત્યાદિ દોષો આવે, માટે વિધિપ્રતિષેધે કરી નયોમા સપ્તભ ગી માનતા, સર્વ દોષ પરિહારપૂર્વક પ્રત્યેક નયની સિદ્ધિ થાય છે, પણ નયની જે સપ્તભ ગી તે વિકલાદેશીજ હોય છે અને જે સકલાદેશી સપ્ત ભ ગી છે તે પ્રમાણ છે શ્રી રત્નાકરાવતારિકામા કહ્યુ છે કે-

विकलादेशस्वभावा हि नयसप्तभगी वस्त्वशमात्रप्ररूपकत्वात् सकलादेशस्वभावातुप्रमाणसप्तभगीसपूर्णवस्तुस्वरूपप्ररूपकत्वात्

એ સાત નય એક બીજાની અપેક્ષા ન રાખે તો દુર્નય કહેવાય છે અને એકાતનય ગ્રહણ કરવાથી મિથ્યાદષ્ટિપણુ પ્રાપ્ત થાય છે

तम्हा सव्वेवि नया मिच्छादिट्ठी दिट्ठा सपक्खपडिबद्धा अण्णोण्णणिस्सिआ उण हवंति सम्मत्तसब्भावा ॥ १ ॥ सम्मतितर्कवृत्तौ ॥

હવે ધર્મ ઉપર સાત નય ઉતારે છે

નૈગમનયથી સર્વ ધર્મ છે, કારણ કે સર્વ પ્રાણી, ધર્મને ઇચ્છે છે, એ નય અ શરૂપ ધર્મને ધર્મ કહે છે સ ગ્રહનય કહે છે કે, વડેરાએ આદર્યો તે ધર્મ છે, એ નયે અનાચાર ત્યાગ્યો, પણ કુલાચારને ધર્મ કહ્યો વ્યવહારનય કહે છે કે સુખનુ કારણ તે ધર્મ છે, પણ એ નયે પુણ્યકરણીને ધર્મ માન્યો ઋજુસૂત્રને મતે ઉપયોગ સહિત વૈરાગ્ય પરિણામને ધર્મ કહે છે, એ નયમા યથાપ્રવૃત્તિકરણના પરિણામ પ્રમુખ સર્વ

યથાખ્યાત ચારિત્ર, ઇત્યાદિ ગુણ સહિત તેરમા ગુણઠાણે વર્તનારા કેવલી સિદ્ધ જાણવા, તેરમા ચઉદમા ગુણઠાણાના કેવલીને આ નય સિદ્ધ કહે છે, અને એવભૂતનયના અભિપ્રાયથી સકલ કર્મ-ક્ષયકર્તા, લોકના અતે વિરાજમાન, અષ્ટગુણસપન્ન તે સિદ્ધ જાણવા—એમ સિદ્ધ ઉપર સાત નયનો અવતાર કહ્યો

પ્રશ્ન—એક વસ્તુમા ભિન્ન ભિન્ન અભિપ્રાયવાળા સાત નય શી રીતે લાગી શકે ?

ઉત્તર—ભિન્ન ભિન્ન અભિપ્રાયથી એક વસ્તુનું સ્વરૂપ કહેવામા કોઇ જાતનો વિવાદ પ્રાપ્ત થતો નથી સમ્મતિતર્કવૃત્તિમા તે ઉપર દષ્ટાંત આપ્યુ છે, જેમ—

## गाथा.

पिउ पुत्त–णत्तु–भव्वय, भाऊण एगपुरिससबधो ॥
ण य सो एगस्सपियत्ति, सेसयाण पिया होइ ॥१॥

ભાવાર્થ—એક પુરૂષ છે તે પુત્રની અપેક્ષાએ પિતા કહેવાય છે અને તે બાપની અપેક્ષાએ પુત્ર કહેવાય છે, અને તે માતાના પિતાની અપેક્ષાએ નસા કહેવાય છે અને તે મામાની અપેક્ષાએ ભાણેજ કહેવાય છે, અને તે ભાઇની અપેક્ષાએ ભ્રાતા કહેવાય છે એમ અપેક્ષાબુદ્ધિથી એક પુરુષમા પૂર્વોક્ત સબધ લાગે છે, પણ એમ નથી કે તે પુત્રની અપેક્ષાએ પિતા કહેવાયો, એટલે તે સર્વનો પણ પિતા કહેવાય, તથા તત્વાર્થભાષ્યમા લખ્યુ છે કે—

यथा सर्वमेक सदविशेषात्, सर्वं द्वित्व जीवाजीवात्म-

સ્પર વિવાદ નથી પ્રત્યુત અગ્નિનો નિશ્ચય થાય છે, તેમ સાત નયમા સાપેક્ષપણે પરસ્પર વિવાદ નથી, પરતુ તે સમ્યગ્ જ્ઞાનમા કારણીભૂત થાય છે

શકા—હે ગુરુમહારાજ ! એક શકા ઉત્પન્ન થાય છે કે, એક વસ્તુમા સાત નયથી ભિન્ન ભિન્ન વ્યવહાર કરવાથી મૂળ એક વસ્તુ રહી શકશે નહિ તેનુ કેમ ?

**સમાધાન**—હે ભવ્ય ! એકાગ્રચિત્તથી શ્રવણ કર—એક જીવ દેવશરીરને ધારણ કરે છે, ત્યારે તે દેવ કહેવાય છે, અને જ્યારે મનુષ્યપર્યાય ધારણ કરે છે, ત્યારે મનુષ્ય કહેવાય છે, તેજ જીવ જ્યારે નારકીપર્યાયને ધારણ કરે છે ત્યારે નારકી કહેવાય છે, અને તેજ જીવ જ્યારે તિર્યંચ્યોનિમા જાય છે, ત્યારે તિર્યંચ કહેવાય છે એમ ચાર ગતિની અપેક્ષાએ ચાર પ્રકારના વ્યવહારને તે જીવ પામે છે, પણ તેથી તે જીવ નષ્ટ થતો નથી. તેમ સાત નયથી એક વસ્તુનું સ્વરૂપ કહેવાય છે, પણ તેથી તે વસ્તુની નષ્ટતા થતી નથી તે સબધી સમ્મતિ તર્કમા કાંડ ત્રીજાની અઢારમી ગાથામા નીચે મુજબ કહ્યુ છે

ગાથા

जह सबधविसिट्ठो, सो पुरिसमाव णिरइसओ ॥
तहदवमिंदियगय, रूवाइ विसेसण लहइ ॥ १ ॥

જેમ એક પુરુષ છે તે પુત્રાદિકના સબધથી જુદા જુદા પિતાદિ વ્યવહારને ધારણ કરે છે, પણ તેથી તે નષ્ટ થતો નથી તેમ એક કેરી ( આમ્રફળમા ) ચક્ષુસબધથી રૂપવાન

કેરી કહેવાય છે, અને તેજ કેરીને જીભનો સબંધ થવાથી, રસવાળી કહેવાય છે, અને તે કેરીને નાસિકાનો સબંધ થવાથી સુગંધાદિવાળી કહેવાય છે, તેજ કેરીને ત્વક્ ઇન્દ્રિયનો સબંધ થવાથી, સુકોમળાદિ વ્યવહારવાળી કહેવાય છે, અને શ્રોત્રેન્દ્રિયનો સબંધ થવાથી પિચપિચાદિ શબ્દ વ્યવહારને પામે છે, એમ પચઇન્દ્રિયોનો કેરીમા સબંધ થવાથી તે જુદા જુદા વ્યવહારને પામે છે પણ તેથી કેરી વસ્તુ નષ્ટ થતી નથી, તેમ ભિન્ન ભિન્ન વિષયવાળા સાત નયથી એક વસ્તુનું સ્વરૂપ કહેતા, વસ્તુ નષ્ટ થતી નથી આ સત્ય વાત છે–કેમકે એક દેવ વજ્રને ધારણ કરે છે, ત્યારે વજ્રી કહેવાય છે, અને જ્યારે પરમૈશ્વર્યને ધારણ કરે છે, ત્યારે ઇંદ્ર કહેવાય છે, અને જ્યારે પુરને દારણ કરે છે, ત્યારે પુરંદર કહેવાય છે, દેવવ્યક્તિને ધારણ કરે છે, ત્યારે શક્ર કહેવાય છે દેવવ્યક્તિમા જુદો જુદો વ્યવહાર થવાથી જેમ દેવપણુ નષ્ટ થતુ નથી, તેમ ભિન્ન ભિન્ન વિષયવાળા સાત નયથી, એક વસ્તુનુ સ્વરૂપ કહેવાથી, વસ્તુ નષ્ટતા થતી નથી, પરંતુ વિશેષત સમ્યગ્જ્ઞાન થાય છે શ્રી તત્વાર્થભાષ્યમા પંચજ્ઞાન અને ત્રણ અજ્ઞાન એ આઠમા કોણ જ્ઞાન ક્યા નયનો વિષય છે ? તે બતાવ્યુ છે તે નીચે મુજબ—

नैगमादयस्त्रयः सर्वाण्यष्टौ श्रयते, ऋजुसूत्रनयो मतिज्ञानमत्यज्ञानवर्जानि षट् ॥ अत्राह, कस्मान् मतिं सविपर्ययां न श्रयत इति ? अत्रोच्यते, श्रुतस्य सविपर्ययस्योपग्रहत्वात् । शब्दनयस्तु द्वे एव श्रुतज्ञानकेवलज्ञाने श्रयते, अत्राह । क

स्मान्नेतराणि श्रयत इति । अत्रोच्यते । मत्यवधिमनःपर्यायाणां श्रुतस्यैवोपग्राहकत्वात् । चेतनाज्ञस्वाभाव्याच्च सर्वजीवानां नास्य कश्चिन् मिथ्यादृष्टिरज्ञो वा जीवो विद्यते तस्मादपि विपर्ययांश्च श्रयते इति । अतश्च प्रत्यक्षानुमानोपमानाप्तवचनानामपि प्रामाण्यमभ्यनुज्ञायते इति ॥

ભાવાર્થ—નૈગમ, સંગ્રહ, વ્યવહાર, એ ત્રણ નય પંચ જ્ઞાન તથા ત્રણ અજ્ઞાનને ગ્રહે છે, અને ચોથો ઋજુસૂત્રનય, મતિજ્ઞાન અને મતિઅજ્ઞાનને વર્જીને છને ગ્રહણ કરે છે અત્ર પ્રશ્ન કરે છે કે ઋજુસૂત્રનય મતિજ્ઞાન અને મતિઅજ્ઞાનને કેમ ગ્રહણ કરતો નથી? અત્ર ઉત્તર કે-મતિજ્ઞાન છે, તે શ્રુતજ્ઞાનનું કારણ છે, અને મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાનનું ઉપકારક એટલે કારણ છે, સારાંશ કે શ્રુતજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનને ઉત્પન્ન કરીને, મતિજ્ઞાન અને મતિઅજ્ઞાન નષ્ટ થઈ જાય છે શબ્દ નય, શ્રુતજ્ઞાન અને કેવલજ્ઞાન એ બેને અંગીકાર કરે છે અત્ર પ્રશ્ન કે, બાકીના ત્રણ જ્ઞાન તથા ત્રણ અજ્ઞાનને કેમ શબ્દ નય વિષય કરતો નથી? પ્રત્યુત્તરમાં જાણવાનું કે મતિ, અવધિ અને મનઃપર્યવ, એ ત્રણ જ્ઞાન તો શ્રુતજ્ઞાનના ઉપકારક છે, અર્થાત્ કારણીભૂત છે તેથી તેનું ગ્રહણ કર્યું નથી અને ત્રણ અજ્ઞાન તો મિથ્યાદૃષ્ટિને હોય છે, અને શબ્દનય તો સમકિતને ગ્રહણ કરે છે તેથી ત્રણ અજ્ઞાનને શબ્દનય ગ્રહણ કરતો નથી શબ્દનયના પ્રતાપથીજ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આપ્તવચનમાં પ્રામાણ્ય આવે છે-ઈત્યાદિ સ્વરૂપ જાણવું

श्लोक

इति नयवादाश्चित्राः क्वचिद्विरुद्धा इवाथ च विशुद्धाः ।
लौकिकविषयातीतास्तत्त्वज्ञानार्थमधिगम्या. ॥ १ ॥

ઈત્યાદિ નયવાદ વિચિત્ર એટલે અનેક પ્રકારે છે ક્યાંક વિરુદ્ધની પેઠે જણાય છે, પરંતુ વસ્તુત વિશુદ્ધ છે તે નય વાદ લૌકિકવિષયાતીત છે કારણ કે નયવાદમા બુદ્ધિમાન્ પુરુષો પણ મુઝાય છે, એ નયવાદ તત્ત્વજ્ઞાનને માટે જાણવા યોગ્ય છે

इतिसप्तनयस्वरूपम्

એમ દ્રવ્યાદિકની સ્વદ્રવ્યમા અસ્તિતા અને પરદ્રવ્યની સ્વદ્રવ્યમા નાસ્તિતાનુ સાપેક્ષપણે વર્ણન કરતા પ્રસગોપાત્ત નયાદિકનુ સ્વરૂપ કહ્યુ હવે મૂળ વિષયને કહે છે દરેક દ્રવ્યમા સમયે સમયે સ્વદ્રવ્યાદિકની અનતી અસ્તિતા વર્તે છે, અને પરદ્રવ્યાદિકની અનતી નાસ્તિતા વર્તે છે જો પર દ્રવ્યની નાસ્તિતા આત્મામા ના આવે તો પરદ્રવ્યની અસ્તિતાનો નાશ થાય, વા આત્મદ્રવ્ય તે પરદ્રવ્યમા અસ્તિરૂપે પરિણમવાથી સર્વ દ્રવ્ય એકરૂપ થઈ જાય માટે પરદ્રવ્યની નાસ્તિતા આત્મદ્રવ્યમા વર્તે છે અને આત્મ દ્રવ્યની નાસ્તિતા પરદ્રવ્યમા વર્તે છે; તેથી પ્રત્યેક દ્રવ્ય વ્યક્તિરૂપે ભિન્ન ભિન્ન વર્તે છે

હવે આ પ્રમાણે ષડ્દ્રવ્યનુ સ્વરૂપ જાણી આત્મદ્રવ્યને ઉપાદેય સમજી આત્મા પોતાનેજ કહે છે કે, તુ જ્ઞાનના ક્ષયોપશમભાવથી, પોતાના ગુણની શોધ કર !!! ગુણનુ ધ્યાન કર !!! અત્ર જ્ઞાનની ક્ષયોપશમતા લેવાનુ કારણ એ છે કે,

જ્ઞાનની પ્રાપ્તિ ક્ષયોપશમભાવે અને ક્ષાયિકભાવે છે સાધક અવસ્થામા બારમા ગુણસ્થાનક સુધી જ્ઞાનનો ક્ષયોપશમભાવ વર્તે છે, અને તેરમા ગુણઠાણે ક્ષાયિકભાવે કેવલજ્ઞાનની પ્રાપ્તિ થાય છે જ્યાસુધી **કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઈ નથી ત્યાં સુધી જ્ઞાનના ક્ષયોપશમભાવે આત્મગુણની શોધ કર** વાની છે હે ચેતન !! પચ ઇન્દ્રિયો દ્વારા બહિર્ વિષયને ગ્રહણ કરવાથી, પોતાના સ્વરૂપનુ ભાન તારાથી ભૂલાય છે જ્યારે બહિર્ પદાર્થોમા જ્ઞાનનો ઉપયોગ ભળે છે, ત્યારે પોતાના સ્વરૂપનુ ધ્યાન તથા સ્મરણ થતુ નથી, અને જ્યારે આત્મ સ્વરૂપમા ચેતના ભળે છે, ત્યારે બાહ્યપદાર્થોનુ વિસ્મરણ થવાથી આપોઆપ રાગદ્વેષ થતા નથી, અને ભૂતકાળના લાગેલા કર્મ આત્મપ્રદેશોથી ખરવા માડે છે, અને વર્તમાનકાલમા આત્મ ધ્યાનથી સવર વર્તે છે ટીપે ટીપે જેમ સરોવર ભરાય છે અને કાકરે કાકરે જેમ પાળ બધાય છે, તેમ અલ્પ અલ્પ પણ પ્રતિદિન આત્માનો ઉપયોગ રાખી ગુણોનુ ધ્યાન કરવાથી તે તે ગુણોની પ્રાપ્તિ થાય છે જે જે ગુણોને ખીલવવા હોય, તે તે ગુણોનુ એક સ્થિર ઉપયોગથી ચિતન કરવુ, અને તે તે ગુણોને માટે સયમ કરવો તેથી તે ગુણોને આચ્છાદન કરનાર કર્મ ખરી જવાથી ગુણો પ્રકાશે છે આત્મગુણના ઉપયોગમા એવા સ્થિર થઈ જવુ કે, પચેન્દ્રિયો બાહ્યના વિષયને ગ્રહે છે કે નહિ તેની ખબર પણ રહે નહીં જેમ એક સોની દુકાને બેસી સુવર્ણનો સૂક્ષ્મઘાટ ઘડતો હતો તેની આગળ થઈને રાજાની સેના ચાલી ગઈ, તો પણ તેણે દેખી નહિ-જાણી નહિ, તે પ્રમાણે આત્મોપયોગમા એવા સ્થિર થઈ જવુ

બાહ્યના વિષયોનુ બિલકુલ ભાન ભુલાય, એમ પ્રતિદિન
ગુણોના ધ્યાનમા ઉપયોગ લાગતા ( ચઢતે ભાવે જાગશે
दानदकी मोज ) ચઢતે ભાવે ચિદાનદની મોજ પ્રકટ થશે
ન્તરમા આનદની લહેરીયો પ્રગટ થશે. જેમ કૂપ ખોદતા,
ડીએ જલની શેરો પ્રગટે છે, તેથી સિદ્ધ થાય છે કે, હવે
લ આવ્યુ, તેમ અત્ર પણ આત્મગુણનુ ધ્યાન કરતા અનુ
વ યોગે આનદની લહેરીયો પ્રકટે છે, તેથી સિદ્ધ થાય છે
એ આનદની ખુમારી આત્માના ઘરની છે, આત્મા વિના
ાનદની મોજ અન્યદ્રવ્યમા નથી જે યોગી મુનિવર ધ્યાન
રે છે, તેમને આત્માના આનદની ખુમારી પ્રાપ્ત થાય છે
થી તેમના ચહેરા ઉપર પણ આનદની છાયા છવાઇ જાય
, તેથી તેવા ધ્યાની-યોગિયો દુનિયાના સબધથી ન્યારા રહી
ાત્મધ્યાન કરી અન્તરનુ સુખ ભોગવે છે દુનિયાના સબધ
ા આવતા બાહ્યવિષયમા ચિત્ત ભળવાથી, આત્મિક આનદ
ાગવાતો નથી જ્યારે આત્મધ્યાન કરતા આવી અન્તરમાથી
ાનદની ખુમારીઓ ઉછળે છે, ત્યારે યોગીલોકો, મોક્ષના
ખનો અત્ર ભોગ ( અનુભવ ) કરે છે મોક્ષના સુખનો
ાનુભવ જેને અત્ર થતો નથી, તે ભવ્ય મોક્ષ પ્રાપ્ત કરી
કતો નથી જ્ઞાનસારમા કહ્યુ છે કે—

॥ श्लोक ॥

निर्विकार निराबाध, ज्ञानसारमुपेयुषाम् ॥
विनिवृत्तपराशानां, मोक्षोऽत्रैव महात्मनाम् ॥ १ ॥

અનેકપ્રકારના વિષયવિકારરહિત અને આબાધારહિત તથા

વાસેન । જ્ઞાનથી મુનિપણુ પ્રાપ્ત થાય છે, પણ કંઈ અરણ્યમા વાસ કરવાથી મુનિપણુ પ્રાપ્ત થતુ નથી શ્રી સમાધિશતકમા પણ ઉપાધ્યાયજીએ કહ્યુ છે કે–

ज्ञानविना व्यवहारको, कहा बनावत नाच ॥
रत्न कहो को काचकु, अत काच सो काच ॥

તથા દશવૈકાલિકમા પણ કહ્યું છે કે—पढम नाण तओ दया, પ્રથમ જ્ઞાન તત દયા પ્રથમ જ્ઞાન અને પશ્ચાત્ દયા હોય છે તથા દ્રવ્યગુણપર્યાયના રાસમા પણ કહ્યુ છે કે-बहुविध बाह्य क्रिया करे, ज्ञानरहित जे टोले रे-शत जिम अध अवेखता, तेतो पडिया छे भोले रे श्री जिन ॥ તથા કહ્યુ છે કે–

॥ गाथा ॥

गीयत्थस्स वयणेण, विस हालाहल पिवे ।
अगीयथ्थस्स वयणेण, अमयपि न घुट्टए ॥

ગીતાર્થ જ્ઞાનીના વચનથી હલાહલ વિષ પણ પીવુ પણ અજ્ઞાનીના વચનથી અમૃત પણ પીવુ યોગ્ય નથી. તથા કહ્યું છે કે-बाहिर बकपरे चालता, अतरआकरी काती रे, तेहने जेह भला कहे-मति नवि जाणे ते जाती रे-श्रीजिन० ॥ नाणरहित हित परिहरी, अज्ञानज हटराता रे-कपटक्रिया करता यति, न हुये निजमति माता रे તથા યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રથમા કહ્યુ છે કે—

॥ श्लोक ॥

तात्त्विक पक्षपातश्च, भावशून्या च या क्रिया ।
अनयोरतर ज्ञेय, भानुखद्योतयोरिव ॥ १ ॥

જ્ઞાનરહિત જે શુભક્રિયા અને ક્રિયા રહિત જે શુભ જ્ઞાન એ બેનુ અ તર સૂર્ય અને ખદ્યોત ( આગીઆ ) જેટલુ છે જ્ઞાન તે સૂર્યસમાન અને ક્રિયા તે ખદ્યોતસમાન છે તથા ઉત્તરાધ્યયન સૂત્રમા પણ કહ્યું છે કે—યથા

॥ ગાથા ॥

सूइ जहा ससुत्ता, ण णस्सइ कयवरमि पडिआणि ।
इय जीवोवि ससुत्तो, ण णस्सइ गओवि ससारे ॥१॥

સૂત્રમા-દોરામા પરોવેલી સોય કચરામા પડેલી હોય તો પણ નષ્ટ થતી નથી, અર્થાત્ જડે છે તેમ જ્ઞાન સહિત જીવ પણ સ સારમા જાય તો પણ નષ્ટ થતો નથી, અર્થાત્ મુક્તિ સન્મુખ થઈ મુક્તિપદ પામે છે જ્ઞાન છે તે સમકિત સહિત પ્રાપ્ત થાય છે, માટે તે પામ્યાબાદ મિથ્યા ત્વમા આવે તો પણ એક કોડાકોડી સાગરોપમ ઉપરાત કર્મબ ધ જીવ કરતો નથી, તથા મહાનિશીથમા જ્ઞાનગુણને અપ્રતિપાતી કહ્યો છે, તથા બૃહતકલ્પભાષ્યમા (ભાગ બીજા-ઉદ્દેશા પહેલામા) શ્રુત જ્ઞાની અને કેવળજ્ઞાનીને સરખા કહ્યા છે તેની ગાથા- किं गीयत्थो केवलि, चउव्विहे जाणणे य गहणेय, तुल्ले रागद्दोसे, अणतकायस्स वज्जणया-इत्यादि જે દ્રવ્યગુણ પર્યાયને જાણે છે, તેને જ્ઞાની કહે છે દરેક દ્રવ્યમા સામાન્ય અને વિશેષ સ્વભાવ રહ્યા છે, તેને જે જાણે છે તેને જ્ઞાની કહે છે તથા પ્રત્યેક વસ્તુમા દ્રવ્યાર્થિકનય અને પર્યાયાર્થિકનય લગાડે છે, અને તેનો સમ્યગ્ બોધ કરે છે, તેને જ્ઞાની કહે છે દ્રવ્યાર્થિકનય એમ કહે છે કે હુ મુખ્યતાએ દ્રવ્યનુ ગ્રહણ કરુ

છુ, પણ તેથી પર્યાયનો નિષેધ કરતો નથી તે કહે છે કે જેમ સુવર્ણના પચાસ જુદા જુદા આભૂષણ બનાવ્યા હોય છે ત્યા હુ સુવર્ણથી સર્વ આકૃતિયોમા વ્યાપી રહેલા સુવર્ણને ગ્રહુ છુ; ત્યારે પર્યાયાર્થિક નય કહે છે કે, સુવર્ણની પચાસ આકૃતિયો કે જે કટક, કુડલ, કટિબદ્ધ વિગેરે છે તેને હુ ગ્રહણ કરુ છુ, પણ તેથી પચ્ચાસ આકૃતિયોમા વ્યાપી રહેલા સુવર્ણરૂપ દ્રવ્યનો નિષેધ કરતો નથી, એમ કથચિત્ જુદા જુદાપણે બે નય, એક વસ્તુને ગ્રહણ કરે છે, પર્યાયાર્થિકનય કહે છે કે જો હુ દ્રવ્યાર્થિકનયનો નિષેધ કરુ તો મૂલ દ્રવ્ય સુવર્ણ નહિ હોવાથી આકૃતિરૂપ પર્યાય પણ મારો નાશ થાય દ્રવ્યાર્થિક નય કહે છે કે-જો હુ પર્યાયાર્થિક નયનો નિષેધ કરુ તો કટક, કુડલ, કેયૂરાદિક આકૃતિરૂપ પર્યાયનો નાશ થવાથી જગતના વ્યવહારનો લોપ થઇ જાય, કારણ કે વ્યવહારમા પર્યાયરૂપ આકૃતિયોની જરૂર પડે છે દુનિયાનો વ્યવહાર છે, તે વસ્તુના પર્યાયથી છે, પણ દ્રવ્યથી નથી, માટે બે નય સાપેક્ષપણે મળવાથી એક વસ્તુની સિદ્ધિ થાય છે, પર્યાયથી દ્રવ્ય ભિન્ન નથી અને દ્રવ્યથી પર્યાય ભિન્ન નથી उक्त-च सम्मतितर्के-

॥ गाथा ॥

दव्व पज्जवविउय, दव्वविउत्ता य पज्जवा णत्थि ।
उप्पाय ठिइ भगा, हदि दविय लक्खण एय ॥ १ ॥

ભાવાર્થ-પર્યાયરહિત દ્રવ્ય નથી, અને દ્રવ્યથી રહિત પર્યાય નથી ઉત્પાદ સ્થિતિ અને વ્યય છે લક્ષણ જેનુ, એવુ દ્રવ્ય જાણવુ સુવર્ણનુ કટક એટલે કડુ બનાવ્યુ, અને કડુ

ગાળીને હાર બનાવ્યો, તેમાં કટકનો વ્યય અને હારનો ઉત્પાદ અને સુવર્ણની ધ્રુવતા એમ એ ત્રણ લક્ષણ એક સુવર્ણરૂપ દ્રવ્યમાં વ્યાપી રહ્યા છે, ઉત્પાદ છે તે કથંચિત્ સ્થિતિ વિનાશ રૂપ છે અને વિનાશ પણ સ્થિતિ ઉત્પત્તિરૂપ છે અને સ્થિતિ પણ ઉત્પાદવ્યયરૂપ છે उक्तं च सम्मतितर्कवृत्तौ-यथा भावस्योत्पादः स्थितिविनाशरूपः, विनाशोऽपि स्थित्युत्पत्तिरूपः, स्थितिरपि विगमोत्पादात्मिका कथंचिदभ्युपगन्तव्या । ઉત્પાદ વ્યયરૂપ દ્રવ્યનુ લક્ષણ કહેતા પણ દ્રવ્યની સિદ્ધિ થતી નથી કારણ કે સ્થિતિ વિના કટક, અને કુંડલરૂપ પર્યાયની જ સિદ્ધિ થતી નથી કોઇ કહેશે કે, સ્થિતિરૂપ દ્રવ્ય માનીશું તો, તે પણ અનુભવ વિરુદ્ધ છે, કારણ કે એક આત્મા, દેવતા, મનુષ્ય, તિર્યંચ, નારકી વગેરે પર્યાયોને ધારણ કરે છે, તો તે આત્માને એકાંત ધ્રુવ માનતા સિદ્ધ થશે નહિ, તથા એકજ મૃત્તિકા, ઘટ, કોઠી, સરાવળારૂપ અનેક આકારને ધારણ કરે છે, તેથી મૃત્તિકાને એકાંત ધ્રુવ માનતા પર્યાયની સિદ્ધિ થશે નહીં; માટે ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યયુક્ત દ્રવ્ય કહેવાય છે, છ દ્રવ્યમા સમયે સમયે ઉત્પાદ, વ્યય, ધ્રુવતા વ્યાપી રહી છે ષડ્દ્રવ્ય, નવ તત્ત્વ વિગેરેના જ્ઞાન વિના સમ્યક્ત્વની પ્રાપ્તિ થઇ શકતી નથી, અને જ્ઞાન વિના અજ્ઞાનીનુ ક્રિયાકાંડ કષ્ટ નિષ્ફળ જાય છે તથા પ્રવચનસારોદ્ધારમા કહ્યું છે કે—

॥ गाथा ॥

जो जाणइ अरिहंते, दव्वगुणपज्जवतेहिं ।
सो जाणइ अप्पाणं, मोहो खलु जाहि तस्स लयम् ॥१॥

ભાવાર્થ —જે ભવ્ય દ્રવ્યગુણ પર્યાયથી અરિહંતને જાણે છે, તે ભવ્ય પોતાના આત્માને જાણે છે, અને તેનો મોહ ક્ષય થાય છે, ઇત્યાદિ જ્ઞાનમાહાત્મ્ય જાણીને સમ્યગ્જ્ઞાનપ્રાપ્તિ માટે બહુ પ્રયત્ન કરવો ગીતાર્થ ગુરુની ઉપાસના કરવી જ્ઞાનનુ કારણ જે શ્રુતજ્ઞાન, તેના ઉપર બહુ માન ધારણ કરશો, શ્રી ઠાણાગસૂત્ર તથા ભગવતી સૂત્રમા ૧ વાચના, ૨ પૃચ્છના, ૩ પરાવર્તના, ૪ અનુપ્રેક્ષા, ૫ ધર્મકથા-ઇત્યાદિનુ ફળ મોક્ષ કહ્યુ છે સ્વાધ્યાયથી જીવ જ્ઞાનાવરણીયકર્મનો નાશ કરે છે અને વાચનાથી તીર્થધર્મ પ્રવર્તે છે, અને મહાનિર્જરા થાય છે, પૃચ્છાથી સૂત્ર તથા અર્થની શુદ્ધિ થાય છે અને તેથી મિથ્યાત્વમોહનીયનો નાશ થાય છે અનુપ્રેક્ષા એટલે અર્થ વિચારતા સાત કર્મની સ્થિતિના રસ પાતળા કરે, અનત સસાર ખપાવીને અલ્પભવ બાકી રાખે શ્રુતજ્ઞાનના આરાધનથી અજ્ઞાનનો નાશ થાય છે ભવ્યજીવોને જ્ઞાનનોજ આધાર મોટો છે કહ્યુ છે કે—

॥ गाथा ॥

कत्थ अम्हारिमा पाणी, दुममा दोस दूसिया ।
हाय णाहा कह हुता, न हुतो जइ जिणागमो ॥ १ ॥

હે ભગવત !!! જો તમારા કહેલા સ્યાદ્વાદ આગમ ન હોત તો દુષમ દોષથી દૂષિત એવા અમારા સરખા પામર અનાથ જીવોની શી ગતિ થાત ? જો જિનાગમ ન હોત તો ખરાબ ગતિ થાત પચમકાલમા આગમનો આધાર છે, માટે શ્રુત અને શ્રુતજ્ઞાનીનો બહુ વિનય કરવો અજ્ઞાનના

જેવો કોઈ મહાશત્રુ નથી, માટે અજ્ઞાનનો નાશ કરી સમ્યગ્ જ્ઞાન પ્રાપ્ત કરી ધર્મક્રિયા કરવાથી કર્મનો નાશ થાય છે દુર્લભ વસ્તુ જ્ઞાન છે, તો તે જ્ઞાન જ્ઞાની વિના પ્રાપ્ત થતુ નથી પચમકાળમા પ્રસગોપાત્ત દુર્લભ અને દુસ્ત્યાજ્ય વસ્તુ કઈ છે? તે દુહાથી બતાવે છે

॥ दुहा ॥

सम्यग् ज्ञानी दोहिला, दुर्गम ज्ञानी पन्थ ।
दृष्टिराग दुस्त्याज्य छे, दुर्गम ज्ञानी ग्रन्थ ॥ १३२॥

श्रद्धा सद्‌गुरु दुर्लभा, दुर्लभ सत्य विवेक ॥
अगम्य वाणी ज्ञानीनी, समजे विरला छेक ॥ १३३॥

ભાવાર્થ—સમ્યગ્જ્ઞાની મહાત્માઓ દુર્લભ છે જ્ઞાની સદ્‌ગુરુ વિના તત્ત્વસ્વરૂપનુ જ્ઞાન થતુ નથી શ્રી સર્વજ્ઞે કહેલો મોક્ષમાર્ગ પણ દુખેકરી જણાય એવો છે દૃષ્ટિરાગનો ત્યાગ કરવો દુત્યાજ્ય છે જગત્મા અજ્ઞાનત સર્વત્ર દૃષ્ટિરાગનુ સામ્રાજ્ય પચમકાળમા અખડ પ્રવર્ત્તી રહ્યુ છે અહો દૃષ્ટિરાગ રૂપ વિષધર એવો તો બળવાન્ છે કે, જેને તે કરડે છે, તેને કશુ સત્ય સૂઝતુ નથી ધત્તુરભક્ષકને જેમ સર્વત્ર પીળુ દેખાય છે, તેમ દૃષ્ટિરાગીને પોતે જે માન્યુ તે સારુ દેખાય છે પોતાની બુદ્ધિથી સત્ય જાણ્યા વિના જે ઉપર રાગ થઈ ગયો, તે પ્રાણાતે પણ છૂટતો નથી જગત્મા કોઈને ધનનો રાગ હોય છે, કોઈને સ્ત્રીના ઉપર રાગ હોય છે, કોઈને કામ રાગ છે, કોઈને સ્નેહરાગ હોય છે, કોઈને શરીર ઉપર રાગ

ાય છે-ઈત્યાદિ સર્વ રાગનો નાશ શ્રી સદ્ગુરુના ઉપદેશ વગેરેથી થઇ શકે છે, પણ દૃષ્ટિરાગ તો એવો પાપી છે કે તે મહાત્માઓને પણ દુસ્ત્યાજ્ય છે કહ્યું છે કે—

॥ શ્લોક ॥

कामराग स्नेहरागा,-वीपत्करनिवारणौ ॥
दृष्टिरागस्तु पापीयान्, दुरुच्छेदः सतामपि ॥ १ ॥

દૃષ્ટિરાગથી મણિને બદલે કાચનુ ગ્રહણ થાય છે દૃષ્ટિરાગી પુરુષ કપટીઓની કપટજાળમા ફસાઇ જાય છે, અને દૃષ્ટિરાગીથી સત્યાસત્ય ધર્મનો નિર્ણય થતો નથી દૃષ્ટિરાગીના સત્યચક્ષુ મીંચાઇ જાય છે દૃષ્ટિરાગી પુરુષ વિષને અમૃત માની પાન કરે છે દૃષ્ટિરાગી પુરુષ ધોળા દિવસે આંધળો થઇ ચાલે છે સત્ય ધર્મરૂપ સૂર્યને દેખવા દૃષ્ટિરાગી, ઘુવડની આચરણા કરે છે વિવેકરૂપ મિત્રને દૃષ્ટિરાગી ધક્કો મારી કાઢી મૂકે છે-મિથ્યાત્વરૂપ કુમિત્રને દૃષ્ટિરાગી પુરુષ પ્રેમથી બોલાવે છે કુમતિનો સગ કરી સુમતિને દૃષ્ટિરાગી દૂર કરે છે દૃષ્ટિરાગી ભાગ પીધેલાની પેઠે વા દારૂ પીધેલાની પેઠે આચરણા કરે છે હારિલ નામનુ પખી કોઇ પણ લાકડાના કકડાને પકડે છે, તો તેને તે કદી મૂકતુ નથી તેમ દૃષ્ટિરાગીનો રાગ જ્યા લાગ્યો હોય છે ત્યાથી છૂટતો નથી દૃષ્ટિરાગી પુરુષથી સત્યદેવ, સત્યગુરુ અને સત્ય ધર્મનો રાગ કરી શકાતો નથી. કોઈએ ગદ્ધાનુ પુચ્છ પકડયુ તેને લાતો વાગે તો પણ તે મૂર્ખ મૂકતો નથી, તેમ દૃષ્ટિરાગીએ જે અગીકાર કર્યું તે તેનાથી મૂકાતુ નથી દૃષ્ટિરાગી પુરુષ, ન્યાયથી સત્યપરીક્ષક

બનતો નથી. વત્થુસહાવો ધમ્મો વસ્તુનો સ્વભાવ છે તેજ ધર્મ છે, અર્થાત્ આત્માનો સ્વભાવ છે તે ધર્મ છે આત્માનો ધર્મ અરૂપી છે, તેમ જે જાણે નહિ, તથા જે જાણે પણ જડમા ધર્મની બુદ્ધિ એકાતે રાગથી રાખે તે પણ દૃષ્ટિરાગી છે સદ્ગુરૂ સત્ય વસ્તુ સમજાવે, પણ તેને કુગુરુના દૃષ્ટિરાગથી વિશ્વાસ બેસે નહિ હલાહલવિષના સમાન દૃષ્ટિરાગ છે સત્યતત્ત્વોપદેશક શ્રી સદ્ગુરુ ઉપર પ્રેમ, ભક્તિ, સુરાગ વિના તથા પક્કી શ્રદ્ધા વિના તેમના ઉપદેશ વચનો શ્રોતાને બીલકુલ અસર કરી શકતા નથી; માટે અવશ્ય સદ્ગુરુ ઉપર રાગ ધારણ કરવો શુભ રાગ પણ ગુણઠાણાની હદે નાશ પામે છે જ્ઞાનિયોના ગ્રન્થોમા કથિત સૂક્ષ્મ તત્ત્વસ્વરૂપ પણ પ્રયાસ કરવાથી જાણી શકાય છે સદ્ગુરુ વિના સૂક્ષ્મતત્ત્વની ગમ યથાર્થ પડતી નથી જ્ઞાની-ગીતાર્થ સદ્ગુરુના વચનામૃતપાનથી, સત્યમાર્ગમા સૂર્યના જેવો પ્રકાશ પડે છે એક ગામથી બીજે ગામ જવુ હોય છે, તો પણ મનુષ્યોને માર્ગ પૂછવો પડે છે, ત્યારે મુક્તિનગરીના માર્ગમા ચાલતા, સદ્ગુરુરૂપ વળાવા વિના અભીષ્ટનગરે પહોચી શકાય નહિ જ્ઞાનિયોના ગ્રથોમા તીવ્ર સૂક્ષ્મબુદ્ધિ વિના પ્રવેશ થતો નથી, અને સૂક્ષ્મજ્ઞાન તે વિના થતુ નથી દ્રવ્યાનુયો ગના સૂક્ષ્મજ્ઞાન વિના શ્રદ્ધા તથા સમકિતની પ્રાપ્તિ થવી નથી, માટે સૂક્ષ્મ દ્રવ્યાનુયોગનુ જ્ઞાન કરવા સદ્ગુરુની ઉપાસના કરવી સદ્ગુરુ વિના તત્ત્વમાર્ગની ગમ પડતી નથી તથા પચમકાળમા સદ્ગુરુની શ્રદ્ધા થવી દુર્લભ છે ગુરુનો, દોષબુદ્ધિથી દોષ દેખ નારાઓની-કાગડાના જેવી દૃષ્ટિ હોવાથી-તેઓને સત્ય લાભ પ્રાપ્ત થતો નથી, કેટલાક કુળગુરુની પેઠે સદ્ગુરુને માનના

રાઓ પણ સાચા ગુરુની શ્રદ્ધા યથાર્થ કરી શકતા નથી, તેમજ નિંદક કુપાત્ર જીવોના સહવાસથી, કેટલાકોને સત્યગુરુની શ્રદ્ધા રહેતી નથી કેટલાક તો ગુરુના ઉપકારને જાણી શકતા નથી, તો તેને શ્રદ્ધા શી રીતે થઈ શકે ? કેટલાક તો પીણુ તેટલુ દૂધ, એવી બુદ્ધિથી સત્યગુરુનુ શરણુ અગીકાર કરી શકતા નથી જેના માથે એક સદ્ગુરુ સાચા નથી, તે નગુરાઓ ભવ મા ભટકયા કરે છે કેટલાક ભોળા, મૂર્ખ, જાડી બુદ્ધિવાળા મનુષ્યો તો ગાડરીઆ પ્રવાહની પેઠે ગુરુને માન્યા કરે છે કેટલાક તો સ્વાર્થ હોય, ત્યા સુધી ગુરુને માને અને પશ્ચાત્ ગુરુનુ પણ બૂરુ કરવાને ચૂકતા નથી, દુનિયાની વિદ્યા હુન્નર, યુદ્ધાદિ કળા શીખવાને માટે લૌકિકગુરુની જરૂર છે, અને આત્મધર્મની પ્રાપ્તિ માટે લોકોત્તર પચમહાવ્રતધારક સદુપદેશક ગુરુની જરૂર છે માટે એવા સદ્ગુરુની શ્રદ્ધા જે ભવ્યો કરે છે, તે પરમાત્મપદને પામે છે દુનિયામા ચિતામણિ રત્ન કરતા પણ મનુષ્યભવ અનતગણો અમૂલ્ય છે તેવો મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને વિવેક દૃષ્ટિની જાગૃતિ કરવી વિવેકના બે ભેદ છે લૌકિક વિવેક, લોકોત્તર વિવેક,-લોકોત્તર વિવેક દુર્લભ છે નવતત્ત્વ તથા ષડ્દ્રવ્યનુ સ્વરૂપ જાણીને, ઉપાદેય આત્મસ્વરૂપનો સ્વીકાર કરે, અને જડદ્રવ્યનો ત્યાગ કરે; આવી વિવેકબુદ્ધિ પ્રગટવાથી, સમકિતરત્નની પ્રાપ્તિ થાય છે વિવેકદૃષ્ટિ થતા, ભવ્ય જીવ સત્યને જાણી અસત્યને પરિહરે છે પદાર્થોનું સ્વરૂપ બતાવવા વિવેક સૂર્ય સમાન છે દૂધ અને જલની પેઠે પુદ્ગલ અને આત્માને ભિન્ન કરવા હસની ચચુ સમાન વિવેક દૃષ્ટિ છે વિવેક ચક્ષુથી અધમનુષ્યો સત્યપદાર્થસ્વરૂપ ઓળખી

શકતા નથી વિવેક દૃષ્ટિહીન મનુષ્યો આત્માને પરમાત્મારૂપ જાણી શકતા નથી. વિવેકદૃષ્ટિહીન પુરુષો અસત્યને સત્ય માને છે, અને સત્યને અસત્ય માને છે વિવેકદૃષ્ટિ વિના આત્મારૂપ હીરો પારખી શકાતો નથી વિવેકદૃષ્ટિથી આત્મા, મોક્ષમાર્ગમા ગમન કરી શકે છે વિવેકદૃષ્ટિ, ચિતામણિરત્ન કરતા અધિક છે, તત્ત્વવિવેકદૃષ્ટિથી સર્વ મતોમા માધ્યસ્થ ભાવના પ્રકટે છે, અને કદાગ્રહ ગ્રહ છે, તે આત્મારૂપ સૂર્યથી છૂટી જાય છે અગમ્ય જ્ઞાનીની વાણીને સમજનારા ચતુર પુરુષોને વિવેકદૃષ્ટિની પ્રાપ્તિ થાય, માટે શ્રી સર્વજ્ઞની વાણીનો અભ્યાસ કરવો વારવાર શ્રી સર્વજ્ઞની વાણી સદ્ગુરુ પાસેથી સાભળવી, તેનો વિચાર કરવો અને હૃદયમા શ્રદ્ધા કરવી, તેથી દુર્લભ વસ્તુની પણ પ્રાપ્તિ થતા અનત સુખભોક્તા આત્મા બનશે હવે માન-વાસના વિગેરેથી આત્મધર્મ ન્યારો છે, તેવુ સમજાવી શુદ્ધ ધર્મનો આદર કરાવવા ઉપદેશ કથે છે

## दुहा.

मान वासना मन घसे, कीर्ति माटे धर्म ।
बहिरातमपद प्राणिया, बाधे उलटा कर्म ॥१३४॥

आत्मिक शुद्ध स्वभावना, उपयोगे छे धर्म ।
समज समज भव्यातमा, जेथी नासे कर्म ॥१३५॥

ध्यावो अन्तरदृष्टिथी, चिदूघन तत्त्वप्रकाश ।
असख्यप्रदेशी आतमा, ते तु अविचल खास ॥१३६॥

**ते तु अविचल खास छे, विमलेश्वर विख्यात ।**
**अवर न तु त्रिकालमा, याद करी ले वात ॥१३७॥**

ભાવાર્થ —જેને માનની વાસના મનમા વ્યાપી રહી છે, અને જે કીર્તિની આશાએ ધર્મનુ સેવન કરે છે તે બહિરાત્મા પ્રાણી ઉલટુ કર્મ બાંધે છે તે જે ધર્મકૃત્ય કરે છે, તેમા તેને માનપૂજાની લાલચ રહી છે, એવા ધર્મકૃત્યો બહિર્મુખતાને લીધે સફળ થતા નથી **માન–કીર્તિ–નામનાની આશાઓથી જીવ, અનંતગણી ધર્મસેવા કરે છે, તો પણ કોડી જેટલુ ફળ પ્રાપ્ત કરી શકતો નથી** તે ઉપર એક દૃષ્ટાંત કહે છે એક મનપુર નામનુ નગર હતુ, તેમા ચેતનલાલ નામનો એક ગૃહસ્થ રહેતો હતો તેની પાસે અલ્પ ધન હતુ પણ ઉદ્યમથી પ્રતિદિન નવીન ધન સમુપાર્જન કરી પોતાની આજીવિકા ચલાવતો હતો મનોવૃત્તિ નામની સ્ત્રીના સબધથી તેને કંઇક સુખાનુભવ થતો હતો એક દિવસ ચેતનલાલના મનમા એવો વિચાર આવ્યો કે–અરે ! મારે પુત્રાદિક પરિવાર થયો છે, તેથી પુત્રોને ઉમર લાયક થતા પરણાવવા પડશે, માટે હવે પુષ્કળ ધન પેદા કર્યા વિના છૂટકો નથી દુનિયામા ધન તે જ સારભૂત છે વિદ્યા ભણીને પણ અંતે ધન કમાવુ પડે છે વિદ્વાન્ પુરુષો પણ લક્ષ્મીવંતના ઘરે દાસત્વ કરે છે લક્ષ્મીવંતને રાજાઓ પણ આવકાર આપે છે, લક્ષ્મીવિના ગૃહસંસાર શ્મશાન તુલ્ય છે લક્ષ્મીવિના દાન પુણ્યાદિક ક્રિયાઓ પણ થઇ શકતી નથી લક્ષ્મીવંતના સામુ ત્યાગી મહાત્માઓને પણ જોવુ પડે છે લક્ષ્મીના લીધે ગૃહસ્થોના અનેક દોષો ઢંકાઈ જાય છે ભાટ–

ચારણ, છાપાવાળાઓ પણ લક્ષ્મીવતને, જી, રાવસાહેબ, મહેર બાન, વિગેરે શબ્દોથી બોલાવે છે, તથા છાપાઓમા લક્ષ્મીવત પુરુષ તો પહેલો ચડે છે લક્ષ્મીથી અનેક પ્રકારના ભોજન પ્રાપ્ત થાય છે અહો! લક્ષ્મી તારો અદ્ભુત મહિમા છે તારા વિના મનુષ્યોને સસારવ્યવહાર ચલાવવામા અનેક જાતની આપત્તિયો આવે છે તથા સકલ્પવિકલ્પ થયા કરે છે એ પ્રમાણે ચેતન લાલ શેઠે લક્ષ્મીનો વિચાર કરી નિશ્ચય કર્યો કે-કોઈ તપ, જપ કરીને દેવતા પ્રસન્ન કરી વરદાન મેળવી વિશેષ ધનવાન્ થાઉં શુભ શકુને ચદ્રસ્વર વહેતા પરદેશગમન કર્યું ગામોગામ ગમન કરતો ચેતનલાલ, સાબરમતીના કાઠે આવી પહોચ્યો પ્રભાતનો સમય થયો છે આકાશમા પક્ષીઓ ઊડાઊડ કરી રહ્યા છે, વિદેશી પુરુષો એક સ્થાનથી અન્યત્ર ગમન કરે છે, ચેતનલાલ સાબર મતીમા સ્નાન કરી આગળ ચાલ્યો તો એક ઉચ્ચ શિખર તેની નજરે પડયુ તેની તરફ શુભાશાથી ગમન કર્યું દેવાલય આસ પાસ વૃક્ષની ઘટા દેખાઇ નદીના નાળા પણ પાસે દેખાયા અનેક પક્ષીઓ કલ્લોલ કરતા દેખાયા નાની નાની પ્રાચીન દેરીઓ દેખી અનેક પ્રકારના તર્કવિતર્ક કરતો ચેતનલાલ, દેવાલય નજીક આવ્યો ગગનને ચુબન કરતી અદરના દેવની ધ્વજા કીર્તિને ફરકાવી રહી છે દેવાલયનો ગોળ ઘુમટ અદ્ભુત શોભાને આપતો દેવત્વની ખ્યાતિ કરે છે ઘનન ઘનન ઘટ વાગીને દેવ-માહાત્મ્યનુ ગુણગાન કરે છે દેવળની છેક નજીક આવતા, અદ્ભુત આકારવાળી એક વિશાળ ચમત્કારી મૂર્તિ દેખાઇ કોની મૂર્તિ હશે એમ વિચાર કરતા તેને પૂર્વની વાતનુ સ્મરણ થતા નિશ્ચય થયો કે-આ તો માણિભદ્રવીરની

પ્રતિકૃતિ છે પ્રામાવિક મૂર્તિને નમસ્કાર કર્યો મનમા અને
આશાએ હતી, તેની સિદ્ધિઅર્થે સ્તવના કરીને એટલ
આગળ બેસી કઈક મનમા ચિતવે છે, એટલામા તેની પાસે
માણિભદ્રવીરનો પૂજારી આવ્યો તેણે શેઠનુ નામ પૂછ્યુ શે
નામ જણાવ્યુ પૂજારીએ શેઠની આગળ વીરનો મહિમા ગાવ
માડયો હે શેઠ!! આ વીરનુ પૂરેપૂરુ સાચ છે અમુ
મનુષ્યને સર્પ કરડયો હતો, પણ તેમના એટલા આગળ
લાવીને વીરની જય બોલાવી કે તુરત ઉતરી ગયો ઘણ
યતિયો વીરની આરાધના માટે અત્રે આવે છે અનેક પ્રકારના
રોગીઓના રોગ પણ ખરી શ્રદ્ધાથી સ્તુતિ કરતા નાશ પામે
છે કોઇને તો વીરને આરાધતા પ્રત્યક્ષ દર્શન થાય છે, અને
તેના કાર્ય કરે છે એટલુ કહી પૂજારી મૌન રહ્યો શેઠના
મુખ ઉપર નવુ નૂર આવ્યુ શરીરમા બળ આવ્યુ હોય, તેમ
પૂજારીને જણાયુ અને શેઠ ઉઠયા માણિભદ્રવીર સામા ઊભા
રહી કેટલુક બોલ્યા, અને ત્યા રહેવાનો નિશ્ચય કર્યો અને
સકલ્પ કર્યો કે જ્યારે માણિભદ્રવીર પ્રસન્ન થશે ત્યારે અન્ન
જલ ગ્રહણ કરીશ તેમની આગળ એક ધ્યાનથી બેસીને તે
જાપ કરવા લાગ્યો એક દિવસ, બે દિવસ કરતા કરતા, એક
વીશ દિવસ પૂરા થઇ ગયા ચેતનલાલનુ શરીર પાતળુ થઇ
ગયુ, આખોમા ખાડા, દેહનુ લોહી સુકાઇ ગયુ, હાલવા
ચાલવાની શક્તિ રહી નહિ, મુખથી જાપ પણ થઇ શકતો-
નહોતો શેઠની પૂર્ણ ટેક અર્થાત્ શ્રદ્ધાથી માણિભદ્રવીરે સાક્ષાત
દર્શન આપ્યા, અને કહ્યુ-હે શેઠ!! તારે જે જોઇએ તે
માગ!! શેઠે નમસ્કાર કરી કહ્યુ કે-હે દયાલો! આપ જો

મારા ઉપર પ્રસન્ન થયા રહો તો સ્પર્શમણિ આપો વીરે તુરત સ્પર્શમણિ આપ્યો શેઠની સર્વ આશાઓ ફળીભૂત થઈ ચેતનલાલ ત્યાથી પોતાને ઘેર આવ્યા સ્પર્શમણિના યોગે પુષ્કળ સુવર્ણ ઉત્પન્ન કર્યું શેઠ અબ્જાધિપતિ બની ગયા મોટા મોટા મહેલ બધાવ્યા, અનેક રમણીય આરામ કરાવ્યા ઘોડાગાડી વિના તો શેઠ પગલુ પણ ચાલી શકતા નહોતા પાણીને ઠેકાણે દૂધના પ્યાલા નોકરો આપવા લાગ્યા શેઠે ચારે ખડમા મોટી પેઢીઓ સ્થાપન કરી શેઠનુ નામ ચારે ખડમા ફેલાયુ શેઠના પુત્રને ઘેર પુત્ર થયા શેઠની આટલાથી જ આશાઓ તૃપ્ત થઇ નહિ–તેમની આશા તો ઇન્દ્રનુ ઇન્દ્રાસન લેવાની થઈ એક મનુષ્ય કે જે ધર્માત્મા હતો, તેને શેઠે પૂછ્યુ કે–હે ભાઇ ! ઇન્દ્રની પદવી શાથી મળી શકે ? ત્યારે તેણે કહ્યુ કે–જે ભવ્ય, સર્વ સાધુ–સતને ઇચ્છિત દાન આપે અને ધર્મનુ આરાધન કરનાર શ્રાવકવર્ગને નવકારશી કરી જમાડે, મુનિરાજોને આહાર પાણી વહોરાવે, દુખી રોગીઓને સ્હાય કરે, તે ઇન્દ્ર થાય છે એવુ સાભળી શેઠને ઘણો આનદ થયો ચેતનલાલના મનમા ઇન્દ્રની પદવી આદિ બીજી પણ અનેક આશાઓ સદાકાલ થયા કરતી હતી મનમા એમ વિચારતો હતો કે–મારુ નામ જગત્મા યાવત્ દિવાકરચદ્રપર્યંત અમર રહે સર્વ કોઈ સવારમા ઉઠતા જ મારા ગુણ ગાય તથા જ્યા ત્યા મારા નામની કીર્તિ, પુસ્તકોમા પ્રભુના નામના સ્થાને ગવાય, મારી કીર્તિ ત્રણ ભુવનમા ફેલાય, તથા એવો ઉપાય કરુ કે, જેથી મોટા મોટા દાનેશ્વરીને દુનિયા ભૂલી જાય ઇત્યાદિ આશાના અકુરો તેના હૃદયમા મક્કમપણે વાસ કરી

રહ્યા હતા શેઠ પોતાની આશાની પૂર્ણતાને માટે અનેક નવ
કારશીઓ કરવા લાગ્યા ગગનતલને ચુંબન કરે એવા તેમણે
હજારો જિનાલય તથા ઉપાશ્રય બંધાવ્યા કરોડો રૂપૈયા ખર્ચ
પાંજરાપોળો બંધાવી કીર્તિની તથા ઇંદ્રની પદવીની આશાએ
દવાખાના, તથા તળાવો કરાવ્યા જે કોઇ સાધુ સંન્યાસી જે
માગે તે તુરત પ્રેમથી આપતા જેટલુ ધન ઓછુ થતુ તેટલુ
નવુ બનાવી લેતા ધનનો તો ગણુતા પણ પાર આવતો
નહોતો મોટા મોટા ધર્મના સ્થાનકો કરી, પોતાના નામના
પત્થરના પાટિયા તેમા ઘલાવ્યા કે જેથી બીજાઓ પોતાના
નામની યાદી કરે જૈનશાળાઓમા અને કન્યાશાળાઓમા પણ
કરોડો રૂપૈયા ખરચી અંતરની આશાઓની સાફલ્યતા કરવા
પ્રયત્ન કરતા હતા એક દિવસ તેમણે કોઈ મહાત્માના મુખ
માથી સાભળ્યુ કે કાર્તિક શુદ્ધિ પૂર્ણિમાના દિવસે, શ્રી સિદ્ધાચલ
તીર્થની યાત્રા કરનાર શ્રાવકોને તથા શ્રાવિકાઓને એકમના
દિવસે જમાડે, તેને અનંતગણુ ફળ થાય છે જે શ્રી સિદ્ધાચલ
તીર્થે ગમન કરી સાધુ સાધ્વીને આહાર-પાણી ભાવથી વહોરાવે
છે, તેને અનંતગણુ ફળ થાય છે જેણે શ્રી શત્રુંજયતીર્થની
યાત્રા કરી નથી તે માતાના પેટમા છે સર્વ તીર્થનો રાજા
શ્રી શત્રુંજય તીર્થ છે આવી વાત સાભળી, ચેતનલાલ તે જ
દિવસે ત્યા ગયા અને પૂર્ણભાવથી તીર્થની યાત્રા કરી તેમણે
કાર્તિક વદિ એકમના દિવસે લાખો શ્રાવક શ્રાવિકાઓને નવ
કારશી કરી જમાડ્યા લાખો ગરીબ લોકોને અન્નદાન, વસ્ત્રદાન,
પાત્રદાન દીધુ સાધુઓને તથા સાધ્વીઓને પોતાના હાથે પ્રેમથી
વહોરાવવા લાગ્યા; આગળ પાછળના ગામોમાં રહેલા સાધુ-

ઓને ત્યા જઈને વિધિપૂર્વક દર્શનાદિક કરી આહાર તથા અચિત્ત જલ વહોરાવ્યું હવે શેઠ, છગાઉની પ્રદક્ષિણા દેવા ગયા, ત્યા સિદ્ધશિલાના નજીક પર્વતના કોતરમા કોઈ ધ્યાની મુનિ હોય તો તેના દર્શન થાય એવી બુદ્ધિથી ત્યા ગયા ત્યા એક મુનિવર ધ્યાનમા તલ્લીન થએલા દીઠા કે જેની દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ ઉપર રહી છે, પણ જગતના પદાર્થને દેખતી નથી બાહ્યના પદાર્થોનુ બિલકુલ ભાન ભૂલી ગયા હોય, એવી તેની આકૃતિ હતી અલ્પવસ્ત્ર વિના વિશેષ ઉપાધિ દેખાતી નહોતી, પદ્માસન વાળેલી શાત મૂર્તિ અલૌકિક આનદ ભોગવતી હોય, એવો દેખતા જ ભાસ થતો હતો, ધ્યાનની અડગ સ્થિતિ યોગેન્દ્રના લક્ષણ સૂચવતી હતી એવા મુનિની સમાધિસ્થિતિ જોઇને શેઠે વિચાર કર્યો કે—અહો ! આ કોઈ ચમત્કારી વિલક્ષણ યોગી જણાય છે આવા મહા ત્માઓને અન્નાદિકનુ દાન કર્યું હોય તો સર્વ આશાઓની સિદ્ધિ થાય મુનિરાજ ધ્યાનમા હતા, ત્યા સુધી શેઠ ત્યા બેઠા ધ્યાન પૂર્ણ થતા યોગેન્દ્રમુનિએ શેઠ પ્રતિ દૃષ્ટિ કરી શેઠે બે હાથ જોડી પચાગ પ્રણિપાતપૂર્વક વદન કરીને સુખશાતા પૂછી શેઠ વિનયથી યોગેન્દ્રને કહેવા લાગ્યા કે—આપ જેવા સત પુરુષનો સમાગમ થયો માટે મારા આત્માને ધન્ય માનુ છુ શાસ્ત્રમા કહ્યું છે કે—

साधूनां दर्शनं पुण्यं, तीर्थभूता हि साधवः ।
तीर्थम् फलति कालेन, सद्यः साधुसमागमः ॥ १ ॥

તીર્થરૂપ સાધુઓ છે સાધુઓના દર્શનથી પુણ્ય થાય છે,

સ્થાવર તીર્થ તે કાળે ફળ આપે છે, અને સાધુની સગતિ તુરત ફળ આપે છે મુનિરાજે કહ્યુ કે–હા, સાધુના દર્શનથી અપૂર્વ લાભ થાય છે ચેતનલાલે કહ્યું કે–હે પરમકૃપાળુ મુનીન્દ્ર !! આપ મારા ઉપર કૃપા કરી અન્નદાનાદિક ગ્રહણ કરીને સેવકની આશા પૂર્ણ કરશે મુનિરાજે કહ્યું કે–હાલ મારે આહારાદિકની ઇચ્છા નથી ત્યારે શેઠે કહ્યુ કે–હે પરમ કૃપાળો !! દયા લાવી મારી આશા પૂર્ણ કરો અત્ર સર્વ સાધુ સાધ્વી કે જે મારી દૃષ્ટિએ પડ્યા, તેમને અન્નદાનાદિક આપીને હુ અત્ર આવ્યો છું આપ પણ મહાપુણ્યથી દેખાયા તો હવે આપને હુ છોડીશ નહિ મુનિમહારાજ મહાજ્ઞાની હતા તેમણે શેઠના સર્વ મનોભાવ જાણી લીધા કઈંક વિચાર કરી, હસતે મુખે યોગિરાજ મુનિએ કહ્યુ કે–હે ભવ્ય ! જો તારે ભૂખ્યાને ખવરાવવુ હોય, તો અત્ર નજીક ખીણમા એક ભિક્ષુકી પડી પડી બૂમો પાડે છે, તેની ઇચ્છા પૂર્ણ કર !! ચેતનલાલ વિનયપૂર્વક વદન કરી હર્ષથી ત્યા ગયો, તો જેના શરીર ઉપર એક પણ વસ્ત્ર નથી અને જેના પેટમા મોટો ખાડો પડેલો છે, એવી કગાલ ભિક્ષુકીને દીઠી શેઠે કહ્યુ હે ભિક્ષુકી ! કેમ ટળવળે છે ? ભિક્ષુકીએ દીનવચને કહ્યું કે–મને બહુ ભૂખ લાગી છે, તેથી ટળવળુ છું શેઠે કહ્યું કે–તારે માટે ભોજન મગાવુ ત્યારે ભિક્ષુકીએ કહ્યુ–શેઠ ! મારી કોઈ ભૂખ ભાગનાર નથી મારે બહુ ખાવા જોઇએ છીએ જો ખાતા બીજુ ભોજન ન મળે તો મહાદુ ખ થાય છે, માટે મારુ દુ ખ મને ભોગવવા દ્યો. શેઠે કહ્યું કે–તારે જેટલુ જોઇશે તેટલુ પૂર્ણ કરીશ ભિક્ષુકીએ કહ્યુ–જો મારુ પેટ નહિ ભરાશે તો હુ તને ખાઇ

જાઇશ જો તું આ પ્રતિજ્ઞા કબૂલ કરતો હોય તો ભલે તારી ઇચ્છા પૂર્ણ કર !! શેઠે પ્રતિજ્ઞા કબૂલ કરી મનમા વિચાર્યું કે- બિચારી ભૂખી છે, તેથી તેને એમ લાગે છે કે-હુ સર્વ ખાઇ જાઇશ જોઇએ તો ખરા તે ખાઇને કેટલુ ખાય છે ? મે સર્વેની આશાઓ પૂર્ણ થાય તેટલુ દાન આપ્યુ છે તો આ બિચારી ભિક્ષુકીના શા ભાર ! ભિક્ષુકીએ કહ્યું, હે શેઠ ઉતાવળ કર !! લાવ ભોજન. મરી જાઉ છુ શેઠે નોકરો મારફતે ત્રણ ચાર મણ લાડુ મગાવ્યા શેઠ જેમ જેમ આપવા માડ્યા, તેમ તેમ તે વિશેષ ખાવા માડી પા કલાકમા એટલા બધા લાડુ ખાઇ ગઇ પછી કહેવા માડી કે-અરે શેઠ ! લાવ ખાવાનું, મને ભૂખના ભડકા વેઠાતા નથી શેઠે પચ્ચાશ મણ બીજા લાડુ મગાવ્યા તે એક તરફ ખાતી જાય છે, અને બીજી તરફ હજારો નોકરો મિષ્ટ લાડુ લાવતા જાય છે દશ મિનિટમા તો તે એટલા લાડુ ખાઇ ગઇ, અને પછી શેઠને ખાડાવાળુ પેટ દેખાડવા માડી એટલામા બસો મણ લાડુ આવી પહોચ્યા, તે ભિક્ષુકીના આગળ ધર્યા શેઠે હજારો નોકર સેવકોને હુકમ કર્યો કે-ગામમા તથા આસપાસના ગામમા જેટલુ અન્ન મળે, તેટલુ રધાવો લાખો મનુષ્યોને આ કામમા રોકી દો શેઠની આજ્ઞા થતા, લાખો મણ અન્ન રધાઇ ગયું ભિક્ષુકી ઝડપથી જેટલુ ધરે, તેટલુ ખાઇને માગવા લાગી લાખો મણ અન્ન તે જોતજોતામા ખાઇ ગઇ લાખો મણ બીજુ અન્ન મગાવ્યુ તે પણ ખાઈ ગઈ શેઠ મનમા ગભરાવા લાગ્યો મનમા વિચારે છે કે-અરે ! આ તે કોઇ વિકરાળ પિશાચી છે કે કાળ છે ? એટલામા તો બોલી ઉઠી કે-અરે પાપી, લાવ અન્ન અન્ન વિના

મારા પ્રાણ જાય છે હું જેમ જેમ ખાઉં છુ, તેમ તેમ મારા પેટમા દાવાનળ-અગ્નિ સળગે છે, માટે અન્ન આપવાની ઉતાવળ કર ! ! સેવકો વચ્ચમા બોલી ઊઠ્યા,-શેઠ સાહેબ ! હજારો ગરીબ મનુષ્યો ટળવળે છે, તે બિચારા ભૂખથી મરી જાય છે માટે શુ કરીએ ? અન્ન ખૂટ્યુ છે આ રાડ ભિક્ષુકી તો કદિ ધરાવાની નથી શેઠે નોકરોને કહ્યું આખી દુનિયામાથી અનાજ, દૂધ, ઘી વિગેરે સર્વ ભોજ્ય પદાર્થ મગાવો અરેરે હવે તો મારી ફજેતીનો વખત આવ્યો જો આને ભૂખી રાખીશ તો મને ખાઈ જશે, અને ખવરાવુ છુ તો સમુદ્રની પેઠે ધરાતી નથી હવે કેમ કરવુ ? સૂડી વચ્ચે સોપારીના જેવો સમય આવ્યો ભિક્ષુકીએ કહ્યું, હુ સર્વ ખાઈ ગઈ, લાવ અન્ન, અરે ! પાપી કેમ વાર કરે છે ? મારાથી અન્ન વિના શ્વાસ પણ લેવાતો નથી અન્ન નહિ આપે, તો તને ખાઈ જઇશ શેઠે કહ્યુ તારુ નામ શુ છે ? અને તને આટલી બધી ભૂખ કેમ લાગી છે ? ભિક્ષુકીએ કહ્યુ-અરે ! તુ મને ઓળખતો નથી હુ આશા નામની ભિક્ષુકી છુ. અનાદિકાળથી આ દુનિયામા મારો વાસ છે હજી સુધી હુ ધરાણી નથી શેઠે કહ્યુ, તુ શુ શુ ખાય છે ? આશા ભિક્ષુકીએ કહ્યુ, હુ સર્વને ખાઇ જાઉં છુ શેઠે કહ્યુ, આજ સુધી તે શુ શુ ખાધુ ? આશાએ કહ્યુ-હે શેઠ ! શ્રવણ કર ! હુ દરેક પ્રાણીઓના દિલમા વાસ કરુ છુ, ત્રણ ભુવન મા જે જે જીવો વર્તે છે, તેના હૃદયમા હુ અનાદિકાળથી વસુ છુ હુ પ્રાણીઓને ખાઇ ગઇ રામ રાવણની લડાઇમાં કરોડો જીવોના મે લોહી પીધા ઉદાયી અને ચેડા મહા

રાજની લડાઈમા પણ મે સર્વ મનુષ્યોના હૃદયમા વાસ કરીને સર્વનુ ભક્ષણ કર્યુ મહાભારતની લડાઈમા અક્ષૌહિણી સૈન્યની ભક્ષણ કરનારી હુ હતી ટ્રાન્સવાલ અને જાપાનની લડાઈમા પણ મે લાખો મનુષ્યનુ રક્ત પીધુ દુનિયાના સર્વ ભોગ્ય પદાર્થોને ભોગવ્યા અને ભોજ્ય પદાર્થોને ખાધા તો પણ હજી વિશેષત ભૂખી છુ એમ તે બોલે છે એવામા તો એક પાછળથી ઘરડી બુઢ્ઢી કગાલ ભિક્ષુકી ત્રણ [1]ડિભને લઈને આવતી જણાઈ ચેતનલાલે પૂછ્યુ આ વળી કોણ કોણ છે? આશાએ કહ્યુ કે-એ ઘરડી આવે છે, તે અહવૃત્તિ નામની મારી મા છે જગતમા તેનો પણ અનાદિકાળથી વાસ છે મારા કરતા એતો વળી વધારે ભૂખી છે શેઠે કહ્યુ કે, ત્રણ ડિભના નામ શુ શુ છે? આશા ભિક્ષુકી બોલી-એકનું નામ कीर्ति છે, બીજાનુ નામ महत्त्वाकाक्षा છે, ત્રીજાનુ નામ मानपूजा છે-આ ત્રણ બાળિકાઓ મારી છે એ પણ કદી ખાતા ધરાતી નથી મારી પુત્રીઓ મારા જેવી હોય કહેવત છે કે,-बाप तेवा बेटा, वड तेवा टेटा; मा जेवी दीकरी, दाला जेवी ठीकरी-આમ વાતો કરે છે, એટલામા અન્ન આવી પહોચ્યુ ભિક્ષુકી ચડપોચડપ અન્નના કોળિયા હજાર હજાર મણના મુખમા ઉતારવા લાગી તેણીએ જોતજોતામા સર્વ સ્વાહા કરી દીધુ શેઠે વિચાર્યુ કે, જો આ ભિક્ષુકીઓ ભૂખી જશે તો, મારુ નામ દાતા તરીકે છે તે ચાલ્યુ જશે, અને કોઈ પણ રીતે તૃપ્ત થાય તો, મારુ નામ સદાકાળ અમર રહેશે, એટલામા તો ભિક્ષુકી બોલી કે, અરે શેઠ!! લાવ અન્ન દુનિયામાથી છેલ્લી

---

[1] બાલિ

વારનું મગાવેલુ સર્વ અન્ન ખાધુ, તો પણ શઠ ધરાતી નથી હવે શુ કરવુ? ભિક્ષુકી બોલી અરે પાપી! મારા પેટનો ખાડો પૂર, નહિ તો તને ખાઇ જઇશ શેઠ ધ્રૂજવા લાગ્યા સેવક વિગેરે સર્વ લોક નાસી ગયા, અને શેઠ દિગ્મૂઢ બની ગયા એટલામા તો આશા ભિક્ષુકીએ, વિકરાળ રૂપ ધારણ કર્યું, ગુફાના જેવુ પહોળુ મુખ કરી, શેઠને ખાવા દોડી શેઠ દોડવા માડયા, તેને મહાભય વ્યાપ્યો મહાઆપત્તિનુ વાદળ આવી પડયુ, અરિહંત અરિહંત મત્રનો જાપ કરવા લાગ્યા, સકટ સમયમા મહા મત્ર નવકાર ગણવાથી સકટ નાશ થાય છે, એમ તે જાણતા હતા મત્ર પ્રતાપે તેને એવો વિચાર સૂઝયો કે-જેણે આ ભિક્ષુકીને બતાવી, તે મુની દ્રની પાસે જાઉં તો બચી શકુ તુરત તે ગુફા તરફ મૂઠી વાળી દોડયો તે હાફતો હાફતો મુનીન્દ્રના ચરણકમળમા ત્રાહિ માં ત્રાહિ મા શબ્દોચ્ચાર કરતો આવી પડયો મુનીન્દ્રે તેના મસ્તક ઉપર હાથ ફેરવી ઉઠાડ્યો, અને કહ્યુ કે-અત્ર લેશ પણ આ ભિક્ષુકીનો ભય રાખીશ નહિ આશા ભિક્ષુકી રાક જેવી થઇને દૂર ઉભી રહી હતી. શેઠ તેને દેખી ધ્રુજતો હતો મુનીન્દ્રે મત્ર ભણીને દૂર ખસેડી ભિક્ષુકી ચાલતી થઈ મે આપનુ શરણ કર્યું તેથી ઉગર્યો છુ; એ તો સાક્ષાત્ [1]કાત્યા જેવી જણાય છે. મુનિવરે કહ્યુ, તુ એનો સગી થયો, અને એને તારી પાસે રાખે છે, ત્યારે તને એ દુ ખ દે છે શેઠે કહ્યુ ના બાપજી, હુ તો એને કદિ પાસે રાખતો નથી હુ તો એનો કદિ સગી થયો નથી. અત્ર જ મે એને દીઠી મે એની દયા કરી ત્યારે તેણે ઉલટી દયા ડાકણને ખાય એવુ કર્યું, એમા મારો શો

[1] ડાકણ

દોવ ? મુનિરાજ ઉપદેશ આપે છે કે–હે શેઠ ! હજી તારામા અજ્ઞાન છે, જેથી તુ એનુ સ્વરૂપ સમજી શકતો નથી. અના દિકાળથી એ તારી સગી છે અનેક પ્રકારની આશાઓ કર નારી તે જ આ આશા છે તે ધનની આશા કરીને, પુત્રની આશા કરીને, તારા દિલમા આશાભિક્ષુકીનો વાસ કરાવ્યો છે, અને એ આશાથી જ, તે માણિભદ્ર વીરનુ આરાધન કર્યું હતુ તને સ્પર્શમણિ મળ્યો, અને તેથી તને સતોષ થયો નહિ કીર્તિની, માનપૂજાની, ઇન્દ્રાસન લેવાની, અને અમરનામ રાખવાની આશાને તે આજસુધી સેવી છે, તેમજ દાન, તપ, જપ, નવકારશીઓ વિગેરેથી કીર્તિની આશા, પુણ્યાશા, નામનાની આશા, અને ઇદ્રપદવી લેવાની આશાઓને તે કરી છે તારી અખડ નામ રાખવાની આશા તો પ્રબળપણે વર્તતી હતી, અને તુ કહે છે કે, મે આશાનો સગ કર્યો નથી, એ કેટલુ બધુ અજ્ઞાન ? હે ભવ્ય ! કલ્પિત આશાઓનો કદાપિકાળે અત આવતો નથી, જો તે આશાને પૂર્ણ કરવા કેટલો બધો પ્રયત્ન કર્યો ? આશાને આપ્યુ તેટલુ ખાઇ ગઈ તો પણ આશાની શાન્તિ થઇ નથી, અને કદિ થવાની પણ નથી. કીર્તિની આશા, ઇન્દ્રાસનની આશા, અમર નામની આશા કરી, પણ તેથી તને શાતિ થઈ નહિ–થવાની નથી, તેથી ઉત્તરો ત્તર અન્ય આશાઓ પાછી પ્રકટશે, પણ તેનો અત આવશે નહિ વડનુ બીજ નાનુ હોય છે, તેમાથી મહદ્‌વટવૃક્ષ થાય છે તેમ એક આશાના અકુરોમાથી અનેક મહાઆશાઓ પ્રકટ થાય છે અને તેના ફળમા લાલચુઓ, મધના ટીપાના સ્વાદની પેઠે સસારમા મહાદુખ ભોગવે છે. વિષય વૃક્ષ

ફળની જ પ્રાપ્તિ થાય છે તેમ સાંસારિક અનેક આશાઓથી જીવો મહા દુઃખ પામે છે હે ચેતનલાલ ! ! તારું નામ તો સારું છે, પણ તું માયિક પદાર્થોની મિથ્યા આશામાં લપટાયો દુનિયામાં નામરૂપનો નાશ છે કોઈનું નામ દુનિયામાં સદાકાળ અમર રહ્યું નથી અને રહેવાનું નથી. નામથી આત્મા ભિન્ન છે તો નામ અમર રહેવાથી પણ આત્માને કિંચિત્ સુખ નથી, તે કીર્તિની આશામાં દાનાદિકથી જે ઉત્તમોત્તમ ફળ થવાનું હતું, તે ખોયું. કીર્તિ અને અપકીર્તિ એ બે નામકર્મની પ્રકૃતિ છે, તેમાં ઈષ્ટપણું કંઈ નથી અહંવૃત્તિથી તેમાં ઈષ્ટાનિષ્ટપણું બન્ધાય છે, આશાની મા-અહંવૃત્તિની પૂર્ણતા કદિ થઈ નથી અને થવાની નથી તારું અમૂલ્ય જીવન આજ પર્યંત ફોગટ ગયું શેઠ કહે છે કે, હે યોગીન્દ્ર ! ! કૃપા કરીને સમજાવો કે હું તે કોણ ?

॥ हु कोण ? ॥

મહાયોગેન્દ્ર કહે છે કે–હે ભવ્ય ! હુંનું સત્ય જ્ઞાન થવાથી અહંત્વવૃત્તિનો સર્વથા નાશ થાય છે શરીર તે તું નથી કારણ કે, શરીર તો પુદ્‌ગલનું બનેલું છે તું મન તથા વાણીરૂપ નથી કર્મથી શરીરમાં વસેલો પણ કર્મથી તથા શરીરથી ન્યારો, તું આત્મા છે, તારી ગતિ ન્યારી છે તું જ્ઞાનદર્શનચારિત્રાદિ અનન્તગુણમય આત્મા છે, તે જ આત્મા સત્ય રીતે હું છું આત્માના અસંખ્યાત પ્રદેશ છે અનાદિ કાળથી અશુદ્ધ પરિણતિના યોગે આત્મા પર વસ્તુને પોતાની માની બેઠો છે, અને પરવસ્તુમાં અહંત્વ બુદ્ધિના યોગે, આત્મ

સ્વરૂપ ભૂલી ગયો છે તારો આત્મા, અનત સૂર્ય કરતા પણુ અધિક જ્ઞાનથી પ્રકાશે છે તારા આત્માની અનતી શક્તિ છે જ્યા સુધી તારા આત્માની શક્તિ પ્રકટ કરવા માટે તે પ્રયત્ન કર્યો નથી ત્યા સુધી તુ કગાલ છે પુદ્ગલની લાલચથી તુ પોતાની શક્તિની રુચિ ધરાવતો નથી હે ચેતનલાલ !!! આનદ, સુખ, શાતિ, જ્ઞાન, દર્શનાદિ ગુણુ આત્મામા છે, અને આત્મા અરૂપી છે એવા આત્માના ગુણો પ્રકટ કરવા તે જ સત્ય ધર્મ છે આત્માના ગુણોનુ આચ્છાદન કર્મથી થયુ છે જ્યારે સ્વસ્વરૂપનુ જ્ઞાન થાય છે, જ્યારે પરવસ્તુમા થતી મોહ બુદ્ધિનો નાશ થવાથી આત્મા પોતાના સ્વરૂપમા સ્થિર થાય છે, અને પોતાના સ્વભાવમા રમતો એવો આત્મા સમભાવી બને છે, ત્યારે ઇચ્છા, કીર્તિ, માનપૂજા તથા આશાભિક્ષુકીનુ કઇ જોર ચાલતુ નથી પરમા અહત્વ બુદ્ધિ વતા જ આશાની ઉત્પત્તિ થાય છે જ્ઞાનથી અજ્ઞાન નષ્ટ થતા અહત્વ બુદ્ધિનુ જોર નાશ પામે છે હે ચેતનલાલ!! તુ ચેતન છે, માટે હવે આત્મસ્વરૂપ ભાવે જાગ જો આ સિદ્ધાચલ તીર્થના રમણીય પ્રદેશોમા દૃષ્ટિ નાખીને વિચાર કે આજ પ્રદેશ પ્રાપ્ત કરી અનેક જીવ પરમ પદ પામ્યા અને અનત સુખના ભોગી થયા ચેતનલાલ કહે છે કે–હે સ્વામી, મે કરોડો સોનૈયાના દાન કર્યા, તે શુ નિષ્ફળ જશે ? મને ઇંદ્રાસન મળશે કે નહીં ? હે ભવ્ય ! ! હજી તારુ અજ્ઞાન નષ્ટ થયુ નથી ઇન્દ્રાસન લેવાની તારી બુદ્ધિ છે, તે જ ખોટી છે, અને તે પણુ મહા આશા છે, તેનાથી તને કાઇ સુખ મળવાનુ નથી. ઇદ્રને જન્મ, જરા અને મરણુ ટળ્યા નથી, અને ત્યાથી પણ ક્ષીણુ પુણ્ય થતા અને આયુષ્ય

અવધિ પૂર્ણ થતા મનુષ્ય વિગેરે ગતિમા આવવુ પડે છે ઈંદ્રને પણ અનેક વિકલ્પસકલ્પ થયા કરે છે શેઠ કહે છે, હાય ! હાય ! ત્યારે હવે મારે શુ કરવુ ? હે કૃપાનિધિ ! એવો કઈ ધર્મ બતાવો કે જેથી જન્મ જરા અને મરણ હોય નહિ, અને અનતા સુખ મળે જ મુનિવરે કહ્યુ કે, જ્ઞાનદર્શન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ જ્ઞાનદર્શનચારિત્રથી મોક્ષમાર્ગની પ્રાપ્તિ થતા, પ્રાતે શિવપુરની પ્રાપ્તિ થાય છે મોક્ષ પામ્યા બાદ જન્મ, જરા અને મરણુના ફેરા કરવા પડતા નથી, અને આત્મા અનત સુખ ભોગવે છે, ઈત્યાદિ વિસ્તારથી યોગીન્દ્રે મોક્ષસ્વરૂપ સમજાવ્યુ, અને આત્મસ્વરૂપની શ્રદ્ધા કરાવી શેઠે કહ્યુ કે-હે કૃપાનાથ ! આજસુધી મને સાધ્યદૃષ્ટિ પ્રકટી નહોતી, હવે તે સાધ્યદૃષ્ટિ આપના સદુપદેશથી પ્રકટી, માટે આપનો ઉપકાર માનુ છુ, પણ એક પ્રશ્ન છે કે, આ સસારમા મનુષ્યો જિનાલય, ઉપાશ્રય, જૈનશાળા, પૌષધશાળા, પુસ્તકલેખન, નવકારશી કરે છે અને સાધુ સાધ્વીને દાન કરે છે, તે મારી પેઠે આશાથી જ કરતા હશે કે કેમ ? યોગીરાજે કહ્યુ-હે ભવ્ય ! સર્વ મનુષ્યો તારા જેવી આશાને ધરાવતા હોય, એવો નિશ્ચય નથી કેટલાક શ્રાવક ને શ્રાવિકાઓ સદ્ગુરુના સેવક હોય છે, તેમને તત્ત્વાદિકના જ્ઞાનથી હેય, જ્ઞેય, ઉપાદેય બુદ્ધિ પ્રકટે છે, તેથી તે સમકિતને પામેલા હોય છે શ્રદ્ધાળુ શ્રાવક શ્રાવિકાઓ દાન, પુણ્ય જિનાલય કરવા-આદિ વ્યવહારની સર્વ ક્રિયાઓ વિધિપૂર્વક પરમાત્મપદ ( મોક્ષપદ ) પ્રાપ્તિને માટે કરે છે, એમને માનપૂજા, ઇન્દ્રાસનની આશા તથા અમર નામનાની બીલકુલ આશા હોતી નથી, તેથી તે દાન, પુણ્યાદિક

**ક્રિયાઓથી પ્રાંતે મુક્તિને જ પામે છે. મોક્ષને ઉદ્દેશી તે** સર્વ ક્રિયાઓ કરી નહિ, તેથી તુ આશાના પંઝામા સપડાઇ દુ ખ પામ્યો કેટલાક અજ્ઞાન જનો તારી પેઠે દેવલોકાદિની પદવી તથા કીર્તિને માટે દાન, પુણ્ય, નવકારશીઓ કરીને મોક્ષસુખ હારી જાય છે દાનપુણ્ય, જિનાલય બાધવા વગેરે ક્રિયાઓ મહાગુણકારી છે, તેમા દોષ નથી, **પણુ તે ક્રિયાઓ કરનારની બુદ્ધિભેદે ફળભેદ પ્રાપ્ત થાય છે** અને પૌદ્ગલિક આશારહિત જે જે વ્યવહારધર્મક્રિયાઓ કરવામા આવે છે, તે તે ક્રિયાઓ મુક્ત્યર્થે સફળ થાય છે કેટલાક મનુષ્યો સત્યસ્વરૂપ સમજી શકતા નથી અને ધનાશા પુત્રાશા કીર્તિઆશામા પોતાનુ જીવન પૂર્ણ કરે છે વ્યવહારક્રિયા કે જે ધર્મરૂપ છે, તેનો ત્યાગ ગૃહસ્થા શ્રમમા શ્રાવકોએ કરવો યોગ્ય નથી **ગૃહસ્થાશ્રમમાં દાનાદિક સર્વ પુણ્યક્રિયાઓ કરવી પણુ સાસારિક પદાર્થોની આશારહિત કરવી જોઇએ.** ચેતનલાલ કહે છે કે-હે સદ્ગુરો યોગેન્દ્ર ! ! ! આપે જે જે વચનામૃત કહ્યા તે સર્વે યથાર્થ કહ્યા છે આપના વચનામૃતથી હવે સાસારિક કાલ્પનિક આશાઓ હૃદયમાથી નાશ પામી, સૂર્ય ઊગ્યાથી જેમ અન્ધકાર નાશ પામે છે, તેમ આપના સદુપદેશરૂપ સૂર્યથી આશાદિક અ ધકાર નષ્ટ થયો હવે મને આત્મસુખની પ્રાપ્તિ થઈ આત્મા જ ઉપાસવા યોગ્ય છે આત્મા જ સર્વ ઋદ્ધિ છે, શ્રી યોગેન્દ્રે કહ્યુ કે-હે ભવ્ય ! તુ આશાનો વિશ્વાસ કરીશ નહિ-પુન પુન તેની સભાળ રાખજે, કારણ કે, મુનિરાજોના હૃદયમા પણ કેટલીક વખતે લાગ જોઇને, પ્રમાદદશા વર્તતા

આશાશિશુકી પ્રવેશ કરે છે માટે આત્માના ઉપયોગરૂપ મંત્રનું વારવાર સ્મરણ કરજે વારૂ, તને તારી પાસે રહેલા સ્પર્શમણિ ઉપર હવે મોહ વર્તે છે કે નહિ? ચેતનલાલે કહ્યું કે-એ હોવાથી પણ હવે તેના ઉપર મને મોહ નથી, અને તે દૂર થવાથી શોકબુદ્ધિ નથી આપના સદુપદેશથી જાણ્યુ કે મનુષ્યભવથી મોક્ષ થાય છે, માટે મોક્ષરૂપ ઇષ્ટફળની પ્રાપ્તિ માટે શરીર તે અમૂલ્ય સ્પર્શમણિ છે મુનિરાજે કહ્યુ કે-ભવ્ય જીવો સંસારની ઉપાધિનો ત્યાગ કરી [1]નિરાશાપણે સાધુવ્રત અંગીકાર કરી આત્મધ્યાન કરે છે તો અલ્પકાળમાં મુક્તિપદ પામે છે ચેતનલાલને સાંસારિકવાસના ઉપરથી સદાકાળને માટે ચિત્ત ઊઠી જવાથી અને સાંસારિક આશાઓ વિલય થવાથી તેણે યોગેન્દ્રની પાસે મુનિવ્રત અંગીકાર કર્યું પર્યંકાસન તથા પદ્માસન વાળી જિનાજ્ઞાપૂર્વક આત્મધ્યાન કરવા લાગ્યા, અને કોઈ વખત આનંદમાં આવી ગાતા કે—

आशा औरनकी क्या कीजे, ज्ञान सुधारस पीजे, आशा.
भटकत द्वार द्वार लोकनके, कुकर आशा धारी;
आतम अनुभवरसके रसिया, उतरे न कबहु खुमारी आ. १
आशा दासीके जे जाया, ते जन जगके दासा,
आशा दासी करे जे नायक, लायक अनुभव प्यासा आ. २

ઇત્યાદિ ગાઇને પુનઃ આત્મધ્યાનમાં લીન થયા અધ્યાત્મ સુખનો અનુભવ કરી અંતર્મુખ ચેતના કરી અને જગતનું

[1] આશા રહિતપણે

સ્વરૂપ ભૂલી ગયા તેનુ આત્મા વિના અન્ય વિષયમા ચિત્ત ઠરવા લાગ્યું નહિ તે અખડ ધ્યાન કરતા કરતા કેવલજ્ઞાન પામી સાદિઅનતમે ભાગે મુક્તિપદ પામ્યા ધન્ય છે તેવા સાચા ચેતન નામ ધારકને !!! આત્મશુદ્ધસ્વભાવના ઉપયોગે ધર્મ છે, એમ હે ભવ્ય !! પૂર્વોક્ત દૃષ્ટાતથી સમજ વત્થુસહાવો ધમ્મો આત્માનો શુદ્ધ સ્વભાવ તે જ ધર્મ છે, તેની પ્રાપ્તિ માટેના નિમિત્ત કારણોમા પણ ધર્મ છે, એમ માની પ્રવર્તવુ દેવ ગુરુપૂજા-દાનાદિક નિમિત્તકારણોને ઉત્થાપતા, કદાપિ કોઈનો આત્મા પરમાત્માપદ પામશે નહિ ! એ વાત પુન પુન લક્ષ્યમા લઈને, વસ્તુસ્વભાવરૂપ ધર્મના ઉપયોગમા રહેજો એમ સમજતા, શ્રદ્ધા કરતા, અને આત્મસ્વભાવમા રમણતા કરતા સર્વ કર્મનો નાશ થાય છે

હે ભવ્ય ! તુ બાહ્યપદાર્થોમા ચિત્તવૃત્તિ રાખી સુખ કયાથી પામીશ ? શરીરમા રહેલા જ્ઞાનવાન્ આત્માને અન્તર્દૃષ્ટિથી દેખ !! અસખ્યપ્રદેશી આત્મા તેજ તુ ખાસ છે ત્રણે કાળમા તુ જડરૂપ નથી એવો નિશ્ચય કર !! અનતા તીર્થંકર, તથા અનતા મુનિયો એ તરાત્મપ્રભુનુ ધ્યાન કરી પરમાત્મ પદ પામ્યા અને અનત પામશે તેજ નિર્મલ આત્મા-પ્રભુ તુ છે જડરૂપ તુ નથી હે ચેતન ! તારુ સ્વરૂપ તુ સભારી લે ! હવે ભૂલીશ નહિ તુ સ્વપરપ્રકાશક ચેતન છે જડ પુદ્ગલમા અહત્વ બુદ્ધિથી પોતાને ઓળખે છે, પણ તુ તારા સ્વરૂપમા છે એમ જ્ઞાનદૃષ્ટિથી જાણ !! હવે તે જ આત્મસ્વરૂપનુ વિશેષત વિવેચન કરે છે

॥ दुहा ॥

त्रिभुवनपति आ देहमा, छे तु पोते खोज ॥
अन्तर्दृष्टि विना नथी, छे तु रणनु रोज ॥ १३८ ॥
अन्तर्दृष्टि देखीए, असख्यप्रदेशी भूप ॥
आपोआप प्रकाशता, मटे अनादि धूप ॥ १३९ ॥
पोते तु परमातमा, धर निश्चय विश्वास ॥
शुद्ध स्वभावे लक्ष्य तो, परमातम तु खास ॥१४०॥
शुद्धचेतना सगी तु, जडनो सग निवार ॥
परसगी भवमा भमे, पामे दुःख अपार ॥ १४१ ॥
शुद्धस्वरूपी तु सदा, रत्नत्रयी भण्डार ॥
वाणी अगोचर तु सहि, अकम्प सत्याधार ॥१४२॥
चिद्घन ज्ञेय प्रकाशी तु, पोताने नहीं भूल ॥
बाजी दुनीया जालनी, अन्त धूलनी धूल ॥ १४३ ॥
तिमिरारि तु चन्द्रमा, पञ्चभूतथी भिन्न ॥
निर्लेपी निःस्पर्शी तु, धर तारु आकीन ॥ १४४ ॥

ભાવાર્થ—ત્રણ ભુવનનો સ્વામી એવો આત્મા આ દેખાતા શરીરમા વ્યાપી રહ્યો છે, તેની હે ભવ્ય ખોજના કર ! ! તેનાથી હે ભવ્ય ! તુ ભિન્ન નથી, પણ શુદ્ધબુદ્ધ પરમાત્મા સ્વરૂપ એવો આત્મા અન્તરદૃષ્ટિ પ્રકટ્યા વિના દેખાતો નથી, અને અન્તરદૃષ્ટિ જ્યા સુધી પ્રકટી નથી ત્યા સુધી તુ રણના

રોઝ સમાન છે આત્મદર્શન વિના ખરી શાંતિનો અનુભવ થતો નથી શ્રી આનંદઘનજી કહે છે કે—

दर्शन दर्शन करतो जो फिरु, तो रणरोझ ममान;
जेहने पिपासा हो अमृतपाननी, किम भाजे विषपान ?
॥ अभिनन्दन० ॥

આત્મદર્શનનો જો અનુભવ થાય તો, અનંતસુખની ખુમારીનો સ્વાદ મળ્યા વગર રહેતો નથી બહિરાત્મજીવો જડમાં અહંત્વબુદ્ધિ ધારણ કરે છે, તેથી આત્માનુભવજન્ય સુખાસ્વાદ કરી શકતા નથી, માટે જ્ઞાનદ્વારા અન્તરદૃષ્ટિથી અસંખ્યપ્રદેશી [1]ભૂપનું દર્શન કરતાં, સ્વસ્વરૂપનો પ્રકાશ થશે, અને તેથી અનાદિકાળની [2]ધૂપ કે જે જન્મજરામરણરૂપ-દુઃખરૂપ છે, તેનો નાશ થશે બાહ્યના પદાર્થોની ખૂબી દેખવા તમે મુંબઈ, કલકત્તા વગેરે જાઓ છો, અને તેને દેખીને મનમાં આશ્ચર્ય માનો છો, પણ તે આશ્ચર્ય કશા કામનું નથી તમે આત્મામાં રહેલા અનંતગુણોને દેખશો તો તમને જે આનંદ થશે, તેનો કદિ અંત આવશે નહિ તમે જગત્‌ના મોટા મોટા બાગો દેખી, ખુશ ખુશ થઈ જાઓ છો, પણ આત્માના આનંદાદિ ગુણોનો બાગ દેખ્યા પછી બાહિરનો બાગ એક સામાન્ય દેખાશે, બાહિર સૃષ્ટિની લીલા નિહાળી, અનંત અખંડ આનંદ પામશો, એમાં કિંચિત્ પણ શંકા નથી બાહ્યજગત્‌ના મીઠા મેવા ખાઈને, તમે જે આનંદ પામો છો તેના કરતાં આત્માનુભવજન્ય સુખનો જે અનુભવ થશે, તેથી અખંડ અનંત આનંદ

---

1 આત્માનું 2 ...નો તાપ

ની પ્રાપ્તિ થશે. બાહ્ય જળથી જે આનંદ મળે છે, તે આનંદ તો સમતારૂપ જલના આનંદ આગળ હિસાબમા નથી બાહ્ય પદાર્થોમા ઇષ્ટનિષ્ટબુદ્ધિથી તેમા પોતાની મેળે તમે બધાયા છો, અને કહો છો કે—અમને આત્માનંદની ખુમારી આવે પરંતુ વાતોના તડાકા મારતા, કંઈ તમને આત્માનંદ સ્વાદ મળવાનો નથી દુનિયાની ખટપટમા તમે આખો દિવસ રાચીમાચી રહો છો એક ઘડી પણ આત્માના સ્વરૂપની પ્રાપ્તિ માટે વિચાર કરતા નથી, અને તમારે આત્માનો આનંદ જોઇએ છે તે શી રીતે મળશે? અધ્યાત્મજ્ઞાનના પુસ્તક વાચી તેનું મનન કરવું આત્મા નંદી મુનિવરોની સંગતિ કરવી અધ્યાત્મજ્ઞાનની હૃદયમા ભાવના કરવી, એમ પ્રતિદિન આત્મસ્વરૂપનો જ્ઞાનાભ્યાસ કરતા, આત્મરુચિ પ્રકટશે અને આત્મજ્ઞાનનો સતત અભ્યાસ રાખીને, આત્મધ્યાન કરવાથી, કેટલેક કાળે અધ્યાત્મજ્ઞાનની પરિપકવ અવસ્થા થશે, પશ્ચાત્ અધ્યાત્મશબ્દોનો ભાવનાથી અને નિદિધ્યાસનથી, આત્મામા રસ ઉતરશે અર્થાત્ શબ્દઅધ્યાત્મથી ભાવઅધ્યાત્મની પ્રાપ્તિ થશે અને તેવી ખરેખર આનંદની ખુમારી નકટશે અધ્યાત્મના પુસ્તક વાચ્યા, અને ફક્ત આત્મા છે તે જ આનંદરૂપ છે એટલું જાણ્યું, એટલે આત્માનો આનંદ પ્રકટવો જોઇએ, એમ માની બેસશો નહિ શેલડી વાવી અને એક બે હાથની મોટી થઇ એટલે મીઠો રસ થવો જોઇએ એવો વિચાર કરશો નહિ શેલડી મોટી થશે અને તેનો કાળ પહોચશે એટલે શેલડીમા સ્વયં મિષ્ટરસ પ્રકટશે તેમ આત્માનો આનંદ પણ પરિપકવ જ્ઞાનાવસ્થા તથા કાળની અપેક્ષા રાખે છે

શિષ્યપ્રશ્ન—હે કૃપાળુ સદ્ગુરો ! ! ! આત્માનો આનંદ

અમને પ્રત્યક્ષ ઇન્દ્રિયોથી દેખાડો તો અમે આત્માના આનંદને સત્ય માનીએ

ગુરુ-ઉત્તર—હે વિનેયશિષ્ય ! ! ! આત્માનો આનંદ અરૂપી છે, તેથી ઇન્દ્રિયો તેનું ગ્રહણ કરી શકતી નથી, જેથી તેનું ઇન્દ્રિયોદ્વારા ભાન થતું નથી જે જીવો ઇન્દ્રિયોદ્વારા આત્માનો આનંદ જાણવા ઇચ્છે છે, તે અજ્ઞાની છે, તે ઉપર એક દૃષ્ટાંત હું તને આપું છું ગંગાનદીના કાંઠે એક યોગી રહેતો હતો તેની પાસે યોગાભ્યાસ કરવા માટે અનેક જિજ્ઞાસુ ભવ્યો આવતા હતા યોગી પણ સર્વ ભવ્યોને બાહ્ય પદાર્થાનંદના કરતા આત્માનો આનંદ અખંડ અને નિત્ય છે, એમ અનેક યુક્તિ પ્રયુક્તિથી સમજાવતા હતા એક નાસ્તિક શિષ્યે કહ્યું કે-હે યોગિરાજ ! ! ! જે આનંદ ઇન્દ્રિયગોચર નથી, તે આનંદ આત્માનો છે, તેનો મને અનુભવ આવતો નથી, તેથી મને આત્માના આનંદની શ્રદ્ધા થતી નથી, એમ વિનયથી જ્યારે નાસ્તિક શિષ્યે કહ્યું ત્યારે પરમશાતાવસ્થાધારક યોગિરાજે ઉત્તર આપ્યો કે આત્માનો આનંદ અતીન્દ્રિય છે, તેથી તે ઇન્દ્રિયોથી જાણી શકાય નહિ આત્મજ્ઞાનના પુસ્તકો વાંચવાથી, તથા તેનો અનુભવ કરવાથી તથા યથાવિધિ આત્મધ્યાન કરવાથી, આત્માનો આનંદ-જ્ઞાનથી આત્મા સ્વયં જાણી શકે છે આત્માનંદનો અનુભવ થતાં, પૂર્ણ શ્રદ્ધા પ્રકટે છે અને જ્યાં સુધી આત્માનંદ પ્રકટ્યો નથી, ત્યાં સુધી ગુરુના વચન ઉપર વિશ્વાસ રાખી પ્રવર્તવું જોઇએ યોગિરાજે આ પ્રમાણે ઉત્તર આપ્યો ત્યારે શિષ્યે કહ્યું કે-મને તો પ્રથમથી આત્માનો આનંદ ભાસે તો, તમારૂં વચન ખરૂં માનું, મને કોઇ પણ યુક્તિથી આ-

ત્માનંદની સિદ્ધિ કરી આપો યોગિરાજે અલ્પસમય સુધી વિચાર કરીને, શિષ્યને પાસે બોલાવી, તેના કપાળમા જોરથી પત્થર માર્યો તેથી શિષ્યના કપાળમાથી દડદડ લોહી નીકળવા માડયુ, અને તેથી શિષ્યને ઘણુ દુ ખ થયુ શિષ્યે કહ્યુ, અરે યોગી !! તે તો મારુ મસ્તક ફાડી નાખ્યુ, અરે ! મને મહા દુ ખ થાય છે, તારા અજ્ઞાનદમા બળતો પૂળો મૂક ! ! આવુ કરે છે કે ! ! યોગિરાજે કહ્યુ–અરે શિષ્ય ! તને શુ થાય છે કે આટલો બધો તપી જાય છે ? શિષ્યે કહ્યુ–અરે ! મને મહા દુ ખ થયુ તે તમારા ધ્યાનમા નથી ? યોગિરાજે કહ્યુ–જરા તારુ દુ ખ મને નાકથી સુઘવા દે શિષ્યે કહ્યુ–દુ ખ તે વળી સુઘ્યે જણાતુ હશે ? યોગીએ કહ્યુ–તારુ દુ ખ મને આખે દેખવા દે શિષ્યે કહ્યુ–દુ ખ તે વળી આખથી દેખાતુ હશે ! યોગીએ કહ્યુ–તને જે દુ ખ થાય છે તેનો સ્વાદ જીભથી ચાખવા દે–શિષ્યે કહ્યુ–જિહ્વાથી દુ ખનો સ્વાદ જાણી શકાતો નથી યોગિરાજે કહ્યુ, તારુ દુ ખ કાનથી સાભળવા દે શિષ્યે કહ્યુ–કાનથી તે જાણી શકાતુ નથી, તેમ સ્પર્શેન્દ્રિયથી સ્પર્શી પણ શકાતુ નથી ત્યારે યોગિરાજે કહ્યુ કે–હે મૂર્ખ ! ! હવે સમજ્યો ? જેમ તને થતુ દુ ખ ઈંદ્રિયોથી જાણી શકાતુ નથી, તેમ આત્માનો આનદ પણ પચઈન્દ્રિયો જાણી શકતી નથી તને થતા દુ ખનો અનુભવ હુ જાણી શકતો નથી–વેદી શકતો નથી, તેમ મને થતો આત્માના આનદનો અનુભવ છે તેને તુ જાણી શકતો નથી જેને ધ્યાનમા આત્મસુખ પ્રકટે છે, તેને તેજ વેદે છે અને જાણે છે, પણ બીજા જાણી શકતા નથી તારા કપાળમા જેમ પત્થર વાગ્યો અને દુ ખ થયુ, તેવી જ રીતે મારા

કપાળમા તે પત્થર વાગ્યો હોત તો અને પણ દુ ખ થાત તથા આત્માનો આનદ જ્ઞાનધ્યાનથી જેવો હુ ભોગવુ છુ, તેવા જ્ઞાનધ્યાનની જો તને પ્રાપ્તિ થાય તો તુ પણ આત્માનદને વેદે–જાણે એવી આત્મદશા થયા વિના સુખ–આનદનો વેદક આત્મા બનતો નથી આ પ્રમાણે યોગિરાજની યુક્તિથી તથા બોધથી, નાસ્તિક શિષ્યની નાસ્તિકતા ટળી ગઈ, અને તે આત્માના આનદનો પરમ શ્રદ્ધાળુ થયો આ દૃષ્ટાતથી સિદ્ધ થાય છે કે–આત્માના આનદને આત્મા જ જાણી શકે છે આત્માની જ્ઞાનશક્તિ પ્રકટવાથી મુક્તિ થાય છે આત્મજ્ઞાન વિના કોઇની અન્તરદૃષ્ટિ થઈ નથી અને થવાની પણ નથી તે સબધી કહ્યુ છે કે—

## શ્લોક.

ज्ञानेन भिद्यते कर्म, छिद्यन्ते सर्वसंशयाः ।
आत्मीयध्यानतो मुक्ति रित्येव कथित जिनै ॥ १ ॥

જ્ઞાનથી કર્મનો ભેદ અર્થાત્ નાશ થાય છે, માટે અનેક વિચારો કરીને પણ મૂળ તત્ત્વ ઉપર આવ્યા વિના છૂટકો નથી અનેક પ્રકારની શક્તિનુ મૂળ આત્મા છે કયાથી વિચાર થાય છે? તેનુ જ્ઞાન કર!!! જળનો ખજાનો જેમ દરિયો છે, તેમ જ્ઞાનશક્તિનો ખજાનો આત્મા છે અને તે આત્મા, પચ ભૂતમય શરીરથી ન્યારો છે જ્ઞાનશક્તિ, અનતપદાર્થનો જ્ઞાનમા ભાસ કરે તો પણ ખૂટે તેમ નથી જ્ઞાનશક્તિ અરૂપી છે અને તે આત્માનો ગુણ છે, અને તે મતિજ્ઞાનાદિક પચભેદે છે સૂર્યના ઉપર જેમ મેઘનુ આવરણ આવે છે, તેમ જ્ઞાનના

ઉપર જ્ઞાનને આચ્છાદન કરનારું આવરણુ છે આ આવરણુ ક્ષીરનીરની પેઠે આત્માના અસખ્ય પ્રદેશોની સાથે પરિણુમ્યુ છે જે જે અંશે જ્ઞાનાવરણુ ખસે છે, તે તે અંશે આત્મામાથી જ્ઞાનશક્તિનો પ્રકાશ પડે છે જ્ઞાનશક્તિ આત્માના પ્રદેશોનો ત્યાગ કરી, અન્યત્ર જતી નથી દરેકના આત્મામા જ્ઞાન રહ્યુ છે છદ્મસ્થદૃષ્ટિથી તમે તમારા જ્ઞાનનુ રૂપ દેખવા જશો તો દેખાશે નહિ, માટે જ્ઞાનને અરૂપી કહ્યુ છે તથા વળી વર્ણ, ગ ધ, રસ, સ્પર્શવાળી વસ્તુ રૂપી હોય છે, જ્ઞાનમા તેમાનુ કશુ નથી, માટે જ્ઞાનને અરૂપી કહે છે આત્માની જ્ઞાનશક્તિ જ્ઞેય પદાર્થોની પાસે જઈ જ્ઞેયનો પ્રકાશ કરતી નથી, તેમજ જ્ઞેય સર્વ પદાર્થો જ્ઞાનમા આવીને પડતા નથી, ત્યારે જ્ઞાનશક્તિ જ્ઞેય પદાર્થનો પ્રકાશ શી રીતે કરતી હશે ? પ્રત્યુત્તરમા સમજવાનુ કે-જ્ઞાનમા એવા પ્રકારની શક્તિ છે કે લાખો ગાઉ દૂર રહેલા પદાર્થોનો પણ પોતાનામા ત્યા ગયા વિના ભાસ કરી શકે છે ત્રણ ભુવનના પ્રત્યેક પદાર્થનુ સૂક્ષ્મસ્વરૂપ જ્ઞાનશક્તિથી જાણી શકાય છે આવી અનતજ્ઞાનશક્તિ દરેકના આત્મામા રહેલી છે, પણ જ્ઞાનાવરણુને દૂર કરે, તો પૂર્વોક્ત જ્ઞાનશક્તિનો પ્રકાશ થાય જ્ઞાનગુણુશક્તિનો આધારભૂત આત્મા આખા શરીરમા વ્યાપી રહ્યો છે તે જ આત્મા જ્ઞાનશક્તિથી ઇન્દ્રિયોદ્વારા ભિન્ન ભિન્ન વિષયને જાણી શકે છે આત્મા જ્યારે જ્ઞાનથી પોતાના સ્વરૂપનુ ધ્યાન કરે છે, અને એકાગ્રચિત્તથી ધ્યાન કરતા સ્થિરતા પામે છે, ત્યારે આત્માના પ્રદેશોને લાગેલા જ્ઞાનાવરણીયાદિ કર્મ ખરી જાય છે, અને તે તે અંશે જ્ઞાનશક્તિ પ્રકટે છે ચિત્ત વૃત્તિની એકાગ્રતા થતા, પચેન્દ્રિયવિષયમા ઉપયોગ જોડાતો

થી, ત્યારે બહિર્મુખતાને પામતી જ્ઞાનશક્તિ અન્તર્મુખ કરે , અને પોતાના સ્વરૂપમા વળેલી જ્ઞાનચેતનાથી આત્મગુણ રમણ-ધ્યાનરૂપ કાર્ય થાય છે જ્ઞાનના પ્રતાપે ચીકણા કર્મ ણ ભેદાય છે, અને જ્ઞાનના પ્રતાપે આત્મામા થતા અનેક કારના સ શયો પણ છેદાય છે અન્તર્મુખ થયેલી ચેતનાથી પોતાનુ સ્વરૂપ સ્પષ્ટ અનુભવાય છે, અને તેથી અન્તરના ત્યાનદનો ઝરો વહેવા માડે છે, અને તેથી આન દનો છાયા ખ ઉપર છવાય છે અન્તર્મુખજ્ઞાનોપયોગથી સર્વ બાહ્ય પારોની મારામારી શાત થઈ જાય છે, અને તેથી આત્મા નિયાના વૈષયિક સુખ કરતા, અન્તરના અપૂર્વ સુખનો ભોગ રે છે આવી આત્માની સ્થિતિમા નામાદિક સ જ્ઞામા અહ ત્તિપણુ કલ્પેલુ હતુ, તે ટળી જવાથી, હુ મણિલાલ છુ કે હુ ચધમાન છુ તેનુ ભાન રહેતુ નથી તેમજ જાતિ, કુળ, શ, કુટુ બ, શરીર, ધન વિગેરે બાહ્યવસ્તુનુ ભાન ભૂલવાથી તાણે આત્મા વિના કશુ નથી, એવુ અદ્વૈત ભાન થાય છે આવી ધ્યાનદશામા કરોડો ભવ સુધી ચારિત્ર, તપ, જપ કર ાથી જે કર્મનો ક્ષય થાય, તેવા કર્મનો ક્ષણમા ક્ષય થઇ જાય છે આવી દશામા આત્મપ્રભુની **પરાભક્તિ** થાય છે, અને એવી **પરાભક્તિથી રીઝીને** આત્મપ્રભુ અન ત ઋદ્ધિનો વર આપે છે, ત્યારે આત્મા અખ ડ સુખનો પાત્ર બને છે વર આપનાર અને વરનો ભોક્તા પણ આત્મા જ છે આવી ધ્યાનદશાથી ઉત્થાન થતા આત્માને બાહ્ય સ બધમા રુચિ થતી નથી તેથી તે પાછો પોતાના અસ ખ્યાત પ્રદેશરૂપ મૂળ સ્થાનમા ધ્યાનદ્વારા બેસે છે, અને ત્યા સત્યાન દ ભાસ

વાથી બાહ્યવસ્તુમા લેશમાત્ર પણ તેને મમત્વભાવ રહેતો નથી આવુ શુદ્ધ આત્મિક ધ્યાન ધરતા સકલ કર્મરહિત આત્મ પરમાત્માવસ્થાને પામે છે, અને સાદિ અનતમા ભાગે મુક્તિન સુખ ભોગવે છે હે આત્મા ! ખરેખર તારુ એ જ સ્વરૂપ છે

અને તુ એ હું, હું અને તુ એવી જુદાપણાની ભાવના પણ શુદ્ધ આત્મા થતા, નિશ્ચયથી રહેતી નથી એમા જ જન્મ હો, એમા જ લય હો એવી જે હું, તુ ની ભાવના તેનુ વિસ્મરણ શુદ્ધદશામ. છે શુદ્ધસ્વરૂપથી હુ ભિન્ન નથી, એજ ઉપયોગ અન્તરમા વર્તો, એ જ આનદનિધિ, એ જ સુખનિધિ, તમે પોતાના આત્માને પરમાત્મારૂપ માનીને તેનુ સેવન કરો અરે ! હુ દીન છુ, હુ તો પામર છુ, હુ તો નિર્ધન છુ, હુ તો ચાલાક છુ આવા શબ્દો તમારા આત્માને ઉદ્દેશી કહો છો, તેથી તમારામા અજ્ઞાન સ્પષ્ટ જણાય છે તમારા આત્માની અદર જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનતઋદ્ધિ ભરી છે તેમ છતા કેમ તમે પોતાને ગરીબ માનો છો ? આત્માની સત્તા તો તમારી સિદ્ધાત્મા જેવી છે, અને તેવી સત્તા પ્રકટ કરનાર પણ પોતે તમો છો, તેમ છતા તમે કેમ પોતાને નિર્ધન માનો છો ? એ તમારી ભૂલ છે મહાત્માઓ સોઽહ સોઽહ શબ્દનુ સ્મરણ કરવાને માટે કહે છે સ એટલે પરમાત્મા તેજ વ્હ એટલે હુ અર્થાત્ હુ પરમાત્મા છુ જે સત્તાથી પરમાત્મા છે, તે વ્યક્તિથી પણ પરમાત્મા થાય છે જેમ મૃત્તિકામા સત્તાએ ઘટ રહ્યો છે તો તે જ મૃત્તિકા ઘટરૂપ વ્યક્તિપણાને પામે છે તત્ત્વમસિ એ મહાવાક્ય પણ આત્મા પરમાત્મરૂપ છે, એમ બોધન કરે છે તત્ એટલે પરમાત્મા, અને ત્વ એટલે તુ, અસિ એટલે છે સારાશ કે

તુ પરમાત્મા છે તુ શબ્દથી આત્મા લેવો હે આત્મા! તું પરમાત્મારૂપ છે સત્તાની અપેક્ષાએ આત્મા છે તે પરમાત્મ સ્વરૂપથી અભિન્ન છે, અને જ્યા સુધી આત્માના સર્વ ગુણોને ક્ષાયિકભાવે આવિર્ભાવ થયો નથી ત્યા સુધી વ્યક્તિભાવ આત્માનો પૂર્ણ નથી, તેથી વ્યક્તિભાવની અપેક્ષાએ આત્મા કથચિત્ પરમાત્મદશાથી ભિન્ન છે **સોઽહમા સ શબ્દથી દ્રવ્ય અને પર્યાય એમ બેનુ ગ્રહણુ કરવુ.** દ્રવ્યમા આત્મદ્રવ્ય અને પર્યાયમા જ્ઞાન દર્શન ચારિત્ર, વીર્યાદિકનુ ગ્રહણુ કરવુ, અનત-ગુણુપર્યાયનુ ભાજન હોય, તેને દ્રવ્ય કહે છે એવો દ્રવ્યગુણુ-પર્યાયમય પરમાત્મા સત્તામય હુ છુ આત્મા અને પરમાત્મ-દશાનુ અતર કર્મથી છે અને એ કર્મનુ અતર નાશ કરનાર **સોઽહ છે આત્મા અને પરમાત્માની ઐક્યતા વા સપ કરાવનાર સોઽહ છે,** અને તે સોઽહ થી આત્મભાવના પક્વ થયાથી આનદ આનદ વ્યાપી રહે છે, અને તેથી દીનત્વના અને યાચકત્વના વિચારોને સ્નાને માટે જલાજલિ મળે છે નિયમ પણુ એવો છે કે,-જેવી ભાવના કરશો, તેવા તમે દેખાશો, થશો કોઇ પુરુષ પોતાને એમ માનશે કે, હુ દરરોજ ક્ષીણુ થતો જાઉ છુ, એમ પ્રતિદિન ભાવના કરશે, તો તે કેટલેક કાળે ક્ષીણુ શરીરવાળો થશે એક દુશ્મને પોતાના વૈરીને એક દિવસે જરા શોકમુદ્રાથી કહ્યુ કે-તમારા શરીરમા કઇક રોગ થયો લાગે છે પેલો પુરુષ પોતાને રોગી માની કેટલેક દિવસે બહુ માદો પડ્યો, અને તેવી રોગની ભાવનામા મૃત્યુ પામ્યો. મનમા આબલીની ભાવના કરવાથી મુખમા પાણી છૂટશે સારી ભાવનામા સારી શક્તિ રહી છે, અને નઠારી ભાવનામા નઠારી

શક્તિની વૃદ્ધિ થાય છે ક્રોધ, માન, માયા, લોભ, હિંસા, વ્યભિચાર, વિશ્વાસઘાત, પ્રપંચ, આદિના વિચારો કરવા તે નઠારી ભાવના છે તેવી જ રીતે આત્માને પોતાના સ્વરૂપે સિદ્ધ સમાન માનવો, દયા, દાન, ક્ષમા, સમતા, સમભાવ, ધ્યાન, લય આદિના જે વિચારો કરવા, તે સારી ભાવના છે નઠારી ભાવનાથી આત્માની અવનતિ થાય છે અને તેથી નીચ યોનિમા અવતાર ધારણ કરવા પડે છે તેમજ સારી ભાવનાથી આત્માની ઉન્નતિ થાય છે અને તેથી આત્મા, ઉત્તમ દેવાદિક ગતિ પામે છે જો તમારા હૃદયમા કોઇની નિંદાની ભાવના થશે, વા અમુક વ્યભિચારી છે, અમુક ઢોંગી છે, અમુક કપટી છે, અમુક ચોર છે, એવી ભાવનાની સ્ફુરણા થશે, તો અલ્પ એવી પણ ખરાબ ભાવનાના સંસ્કારો પડવાથી, વારંવાર તમારા હૃદયમા ખરાબ ભાવનાના વિચારો ઉત્પન્ન થશે જેમ કોઇ મનુષ્યને અફીણનુ વ્યસન લાગે છે, તો તે જેમ છૂટતુ નથી, તેમ તમે પણ જો હૃદયમા નઠારી ભાવનાના વિચારો કરશો, તો પછી તે નઠારા વિચારો તમને બનતા પ્રયત્ને છોડશે નહિ તમારા આત્માને નઠારી ભાવનાના વિચારોથી બચાવીને સારી ભાવનાના વિચારોમા મૂકવો, એ રાધાવેધ કરતા પણ મોટુ કામ છે જેમ નઠારા બીજ અને સારા બીજ ઊગીને, સારા તેમજ નઠારા ફળને આપે છે, તેમ તમારા હૃદયમા ઉઠેલી નઠારી અગર સારી ભાવનાઓ નઠારા તેમજ સારા ફળને આપ્યા વિના રહેશે નહિ હવે મૂળ વિષય ઉપર આવીને કહેવાનુ કે, સોઽહં ઇત્યાદિ શબ્દથી પોતાના આત્માને પરમાત્મરૂપ માનવો અને પરમાત્મામય થવા ધ્યાન કરવુ, એ ઉત્તમો

ત્તમ ભાવના છે, અને એવી ઉત્તમોત્તમ ભાવનાથી, પોતાનુ ઉત્તમોત્તમ સ્વરૂપ પ્રાપ્ત થાય છે, માટે તમારા આત્માને ઉત્તમ ભાવનાથી પરમાત્મા સ્વરૂપ માનો કે, જેથી તમે પરમાત્મમય થાઓ ખરેખર આત્મા પરમાત્મા છે ધ્યાનસધિ પણ આત્મા અને પરમાત્માની ઐકયતાને કરાવી આપશે સ્યાદ્વાદભાવે અન્તરમા શુદ્ધ પરમાત્મભાવના ભાવો !! આગમસારમા કહ્યુ છે કે–

एहिज अप्पा सो परमप्पा, कम्मविसेमोइ जायो अप्पा ।
इम ये देवजाजुसो परमप्पा, वहुतुम्हे अप्पोअप्पा ॥ १ ॥

આજ આત્મા તે જ પરમાત્મા છે તે જ શુદ્ધ બ્રહ્મ છે કિંતુ કર્મસબધથી જન્મ મરણ કરે છે, પણ આ શરીરમા જે જીવ છે તે જ દેવ છે, તે જ પરમાત્મા છે, માટે હે ભવ્યો ! તમે પોતાના આત્માનુ ધ્યાન કરો તરણતારણહાર આગબોટ સમાન આત્મા છે તથા શ્રી હેમચદ્રાચાર્ય શ્રી વીતરાગસ્તોત્રમા કહે છે કે—

श्लोक

य· परमाऽऽत्मा पर ज्योतिः, परम· परमेष्ठिनाम् ॥
आदित्यवर्णतमस·, परस्तादामनन्ति यम् ॥ १ ॥

તીર્થંકરનો આત્મા પરમાત્મારૂપ છે, વળી પરમજ્યોતિ છે, તેમજ પચપરમેષ્ઠીમા અધિક પૂજ્ય છે; તેમજ જે સૂર્ય જેવો તેજસ્વી છે, દુ ખરૂપ અ ધકારથી પર જેમને તત્વજ્ઞો કહે છે, સત્તાથી આ આત્મા પરમાત્માસ્વરૂપ છે, તેની શ્રદ્ધા કરવી

અને શરીર, ધન વિગેરે પરવસ્તુ સમજીને તેમા થતો મમત્વ ભાવ ત્યાગવો ઇન્દ્રિયના વિકારોને કર્મબંધ હેતુ જાણી તેનાથી દૂર રહો પોતાના આત્માને ભવ્ય કહે છે કે, હે આત્મા! તુ તો નિશ્ચયનયથી શુદ્ધ ચેતનાસગી છે, માટે અન્તરથી પરમા ભળવાનો સગ દૂર કર! રાગદ્વેષમય ચિત્તવૃત્તિથી પરમા પરિણમવુ, એ તારો ધર્મ નથી જેમ હસ મોતીનો ચારો ચરે છે, તેમ તુ પણ તારા શુદ્ધધર્મનો ભોગી છે, માટે પરવસ્તુમા અહત્વ, સુખત્વબુદ્ધિથી પરિણમવુ યોગ્ય નથી હે ચેતન! તુ પરસગી થવાથી અનાદિકાળથી ભવમા ભમે છે અને અપાર દુખ પામે છે. અરેરે! ચેતન!! આવુ સાભળતા સમજતા છતા પણ હજી તને વૈરાગ્ય કેમ આવતો નથી! હજી તારી કેમ પ્રથમના જેવી પ્રવૃત્તિ દેખાય છે? અરેરે! તારી કેવી દશા થશે? મગેદી સામથી હારીશ નહિ પોતાના સ્વરૂપમા રમણતા કર!! તુ શુદ્ધસ્વરૂપી સદા છો, એમ અન્તર ઉપયોગથી ધ્યાન કર!!! જ્ઞાનદર્શનરૂપ રત્નત્રયીનો ભડાર તુ છે, બાહ્યરત્નોથી ક્ષણિકસુખ મળે છે, અને આત્માની રત્નત્રયીથી તો અખડ અનત નિત્ય આત્મિક સુખ મળે છે, અર્થાત્ તુ રત્નત્રયીનો ભડાર છે તારામા એ ઋદ્ધિ છે, તો કેમ હવે તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતો નથી!! પ્રયત્ન કરીને રત્નત્રયીને મેળવ વચન અગોચર આત્મા છે, તેથી વાણીથી તારુ શી રીતે વર્ણન કરી શકીએ! હે ચેતન! તુ અકમ્પ છે તો કેમ સાત પ્રકારના ભયથી ત્રાસ પામે છે? સત્યનો આધાર પણ તુ છે તેમજ સત્યજ્ઞેયનો તથા સત્યજ્ઞાનનો પ્રકાશક પણ તુ જ્ઞાનથી છે હે ચિદ્દ્ઘન આત્મા! પોતાનુ

સ્વરૂપ ભૂલ નહિ અનત જ્ઞેય વસ્તુનો પ્રકાશ કરનાર તારામા અનતજ્ઞાન છે તુ છે તે તુ જ છે બાકી દુનિયાદારીની માયાની બાજી તો ધૂળ જ છે માયામા તારૂ કશુ નથી, જડ પદાર્થો ત્રિકાલમા કોઇના થયા નથી અને થશે પણ નહિ. તો હવે ચેતન! વિચાર કે, ધનાદિક વસ્તુ તારી કોઈ કાળે થઈ નથી તો હવે કેમ થશે? તુ જે શરીરમા રહ્યો છે તે શરીરના ભૂતકાળમા અનત આકાર બની ગયા અને તે જ શરીરના ભવિષ્યકાળમા અનત આકાર બનશે. વસ્તુના ભૂતકાળમા અનત પર્યાય થઇ ગયા અને ભવિષ્યકાળમા પણ અનતપર્યાય થશે. દુનિયામાની અનતવસ્તુઓના ભૂતકાળમા અનતપર્યાય થયા અને ભવિષ્યકાળમા પણ અનતપર્યાય થશે જ જે શબ્દ બોલે છે, તે શબ્દોના પુદ્ગલોએ ભૂતકાળમા અનત જુદા જુદા પર્યાયને ધારણ કર્યા હતા, અને તેજ શબ્દોના પુદ્ગલો ભવિષ્યકાળમા અનત ભિન્ન ભિન્ન પરિણામને ધારણ કરશે સમ્મતિતર્કના દ્વિતીય કાડની વૃત્તિમા ઓગણચાલીસમે પાને લખ્યુ છે કે–અન્યપુદ્ગલો જ્યારે શબ્દપરિણામને પામે છે ત્યારે શ્રવણેન્દ્રિયથી સાભળી શકાય છે

यथा परिमितसख्यानां पुद्गलद्रव्योपादानापरित्यागेनैव परिणतानामश्रावणस्वपरित्यागात्रासश्रावणस्वमानाना वि-शिष्टानुक्रमयुक्ताना वर्णाना वाचकत्वात् शब्दत्वमन्यथोक्त-दोषानतिवृत्ते.।

ઈત્યાદિ વસ્તુના અનત પર્યાયો થયા અને થશે ષડ્દ્રવ્યના અનત પર્યાય થયા અને થશે, અર્થપર્યાયની અનતતાના વ્યજક

એવા શબ્દરૂપ વ્યજનપર્યાયે પણ અનત થયા અને થશે. દ્રવ્યપણે વસ્તુ નિત્ય છે અને પર્યાયપણે વસ્તુ અનિત્ય છે હવે ચેતન તુ વિચાર કે જડ દ્રવ્યમા તારુ શુ છે ? વા જેનામા સુખ આનદ સ્વભાવ નથી, એવી જડવસ્તુથી તને કદિ સત્યસુખ મળ્યુ નથી, અને મળનાર નથી, હે આત્મા ! તુ તારા ચૈતન્યધર્મને ત્રિકાલમા પણ ત્યાગનાર નથી, માટે શુદ્ધ એવા ધર્મને પ્રકટ કરવા પ્રયત્ન કર !! તિમિરનો નાશ જેમ ચદ્ર કરે છે, તેમ તુ અજ્ઞાન અધકારનો નાશ કરવા ચદ્રસમાન છે, તુ પચભૂતથી ભિન્ન છે, નિશ્ચયથી નિર્લેપી છે, તો હવે નિર્લેપપણુ પ્રકટ કર !! નિશ્ચયનયથી તુ નિસ્પર્શી છે, તો હવે તુ પુદ્ગલના સબધરહિત તારુ સ્વરૂપ પ્રકટ કર તારુ આકીન તુ ધારણ કર તારી અનતશક્તિનો ભોક્તા તુ છે, પણ જડની શક્તિનો ભોક્તા તુ નથી તારા ધર્મના તુ ભોક્તા છે, પરના ધર્મને ભોગવવામા કદિ સત્યશાતિ તને મળી નથી, અને મળનાર પણ નથી હવે આત્માને પુન ચેતવાનો ઉપદેશ આપે છે

॥ दुहा ॥

पुन. पुन परनाय शु? छेछी राजी जीत ॥
स्याद्वादी सर्वज्ञनी, आणी मनमा रीत. ॥ १४५ ॥

थया अनन्ता थाय छे, थाशे जेह अनन्त, ॥
'तत्त्वमसि'ना ध्यानथी, चिदानन्द भगवन्त. ॥ १४६ ॥

प्रति शरीरे भिन्न छे, आत्मतत्त्व मन धार ॥
कर्माच्छादित जीवनी, विचित्रता बहुसार ॥ १४७ ॥

सत्ताए सहु जीवनी, शक्ति अनन्ती सत्य ॥
तेनी आविर्भावता, तत्त्वथकी ए कृत्य. ॥ १४८ ॥
शक्ति अनती शाश्वती, वर्ते शुद्ध स्वभाव ॥
भूली कृत्य शुद्धात्मनुं, शु वर्ते परभाव. ॥ १४९ ॥
सत्य सत्य तु एक छे, तारु नहि छे कोई ॥
पर पोतानु मानी ते, सत्यवातने खोई. ॥ १५० ॥
चेते तो अब चेत तु, पडया रहेगा सब ॥
आवेगा जब काळ तो, धर्म करेगा कब ॥ १५१ ॥
निर्भय देशी तु सदा, त्हारो नहि आ देश ॥
देश वेष द्वेषे करी, पामे मिथ्या क्लेश. ॥ १५२ ॥

ભાવાર્થ—હે જીવ ! જો મનુષ્યજન્મ પામીને સ્યાદ્વાદતત્ત્વ મય ધર્મની આરાધના કરી નહિ તો નીચગતિમા અવતાર ધારણ કરીશ, અને વારવાર પશ્ચાત્તાપ કરીશ—આ છેલ્લી બાજી અપ્રમત્ત ભાવથી જીતી લે નાણું મળશે, પણ ટાણુ નહિ મળે,—એ અમૂલ્ય કહેવતને ભૂલી જઇશ નહિ સ્યાદ્વાદધર્મોપદેશ શ્રી સર્વજ્ઞની રીતિ મનમા લાવીને તુ પણ ચૈતન્યધર્મનુ સાધન કરી લે આત્મધર્મની આરાધનાથી અનત જીવો ભૂતકાળે સિદ્ધ થયા, થાય છે અને ભવિષ્યકાળમા પણ અનતજીવો સિદ્ધભગવત થશે. તત્ત્વમસિના ધ્યાનથી ચિદાનન્દ ભગવતપણુ પ્રાપ્ત થાય છે, એમા કિચિત્ પણ સશય નથી તત્ત્વમસિ એમ શબ્દોચ્ચારણ માત્રથી તો કઇ આત્મહિત થતુ નથી તત્ત્વમસિ વાક્યનુ યથાર્થ જ્ઞાન થવુ જોઇએ તત્ત્વ પર-

માત્મન त्व जीवोऽसि તે પરમાત્માનો તુ જીવ છે, પરમાત્માનો તુ જીવ સેવક છે, અને પરમાત્મા સ્વામી છે એ રીતે કેટલાક મતવાદી અર્થ કરે છે, અને કહે છે કે જીવ તે પરમાત્મારૂપ થતો નથી, માટે આપણે તો સેવકપણુ સ્વીકારી, ફક્ત પરમાત્માની ભક્તિ કરવી જોઇએ, આ તેમનુ એકાત વચન મિથ્યા છે અનેકાતવાદમા કથચિત્ સ્વામીસેવકભાવ માનવાથી કોઈ જાતનો દોષ આવતો નથી–તે બતાવે છે અષ્ટકર્મ સહિત જીવ છે તે, સિદ્ધ પરમાત્મા જે થયા, તેની સેવા કરે છે, માટે સેવક પણ કહેવાય છે, અને જ્યારે જીવ અષ્ટકર્મથી રહિત થઇ સિદ્ધ–બુદ્ધઅવસ્થા પ્રાપ્ત કરે છે, ત્યારે તે સ્વામી પણ કહેવાય છે તેમજ પોતાનો આત્મા, સત્તાની અપેક્ષાએ પરમાત્મા છે, અને તે સત્તાથી પરમાત્મા સ્વામી છે, તેનો ધ્યાતા આત્મા સેવક છે, તે અપેક્ષાએ પણ સ્વામી સેવકભાવ ઘટે છે પણ જ્યારે આત્મા પરમાત્મ અવસ્થા પોતાની પ્રકટ કરે છે, ત્યારે તેમા સ્વામી સેવકભાવ રહેતો નથી જે જીવો એકાતથી આત્માને સેવક માને છે, અને અન્ય પરમાત્માને સ્વામી માને છે, તેઓ ભૂલ કરે છે, કારણ કે પરમાત્મામા જેવો જ્ઞાનાદિક ધર્મ રહ્યો છે, તેવો જ સ્વાત્મામા જ્ઞાનાદિક ધર્મ રહ્યો છે, પણ યાવત્ કર્માવરણથી આત્માનો ધર્મ પ્રકટ થયો નથી, ત્યા સુધી તો આત્મા આવિર્ભાવની અપેક્ષાએ પરમાત્મા કહેવાય નહિ પણ જ્યારે કર્માવરણનો સર્વથા ક્ષય થઇ જાય છે ત્યારે આત્મા તે જ પરમાત્મા બને છે કહ્યું છે કે—

आतम सो परमातमा, परमातम सो सिद्ध ।<br>
बीचकी दुविधा मिट गई, प्रगट भई निज ऋद्ध ॥ १ ॥

એકાંતસ્વામીસેવકભાવ માનનારને પૂછીશું કે, તમો આત્મા તે પરમાત્મા થતો નથી એમ માનો છો, એમાં શું કારણ બતાવો છો? તમે એમ કહેશો કે, આત્મામાં પરમાત્મ થવાની શક્તિ નથી ત્યારે અમો કહીશું કે-આત્મામાં પરમાત્મ થવાની કેમ શક્તિ નથી? શું જીવને કર્મ નડે છે? વા ઇશ્વર જીવને પરમાત્મ થવા દેતો નથી? પ્રથમ પક્ષ લેશો તો તે કર્મનો નાશ કરવાથી પરમાત્મા થવામાં બાધ આવતો નથી અને બીજો પક્ષ લઈ કહેશો કે ઇશ્વર, જીવને પરમાત્મા થવા દેતો નથી, ત્યારે અમો પૂછીએ છીએ કે-જીવને પરમાત્મા થવામાં ઇશ્વરને શું ગમતું નથી? વા અદેખાઇ આવે છે? બે પક્ષ માંથી એકનો પણ તમારાથી ઉત્તર આપી શકાશે નહિ તમો એમ કહેશો કે ઇશ્વર જીવોને બનાવે છે, તેથી જીવોમાં અલ્પ શક્તિ મૂકે છે, ત્યારે કહેવાનું કે, એવું કહેવું પણ તમારૂં યોગ્ય નથી, કારણ કે ઇશ્વર જો જીવોને બનાવે તો, જીવનું ઉપાદાન કારણ કોણ? અને નિમિત્ત કારણ કોણ? જો જીવોનું ઉપાદાન કારણ ઇશ્વર કહેશો તો સર્વ જીવો ઇશ્વરરૂપ બની ગયા જેથી સ્વામીસેવકભાવ બીલકૂલ રહ્યો નહિ જેમ ઘટનું ઉપાદાન કારણ માટી છે તો માટીથી ભિન્ન ઘટ હોતો નથી માટી તેજ ઘટરૂપે બનેલી છે, તેથી ઘટ, માટીથી અભિન્ન છે તથા પટનું ઉપાદાન કારણ તંતુઓ છે તે પટથી અભિન્ન છે, તેમ જીવોનું ઉપાદાન કારણ ઇશ્વર પણ જીવોથી અભિન્ન ઠર્યો, તેથી સર્વજીવમય ઇશ્વર થયો, અને તેથી સર્વજીવો પરમાત્મા કહેવાશે. વળી એવો નિયમ છે કે, જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તે અનિત્ય કહેવાય છે કાર્યત્વપણાથી, જેમ ઘટ

ઉત્પન્ન થાય છે, તો તે અનિત્ય છે, એમ જીવો પણ ઉત્પન્ન થવાથી અનિત્ય ઠર્યા અનિત્ય વસ્તુ નાશ પામે છે, તેમ જીવો પણ વિનાશી ઠર્યા, તેથી જીવોનુ ઉપાદાન કારણ ઈશ્વર પણ વિનાશી ઠરશે, અને સ્વામીસેવકભાવ મૂળમાથી નાશ પામશે, માટે ઇશ્વરે જીવોને ઉત્પન્ન કર્યા એમ તો માની શકાય જ નહિ, તથા એમ માનવામા અનેક દૂષણો પ્રાપ્ત થાય છે, તેમજ કોઈ પણ પ્રમાણથી તે વાત સિદ્ધ થતી નથી તમે એમ કહેશો કે, ઇશ્વર, જીવોને બનાવતો નથી, જીવો નિત્ય છે, અને પરમાત્મા પણ નિત્ય છે ત્યારે અમો કહીશુ કે, જીવોને કોઇએ ઉત્પન્ન કર્યા નથી તો તે જીવો સ્વતત્ર ઠર્યા તેથી પરમાત્મા સ્વામી અને જીવો સેવક છે, એમ કદાપિ કાળે માની શકાય નહિ તમો એમ કહેશો કે પરમાત્મામા અનતશક્તિ છે, અને જીવોમા સ્વલ્પ શક્તિ છે તેથી જીવોએ પ્રભુની આજ્ઞા માનવી જોઇએ, ત્યારે અમો તમને પૂછીએ છીએ કે, પરમાત્માને અનત શક્તિવાળા તમો જે માનો છો તે તમો જ્ઞાનથી માનો છે કે અજ્ઞાનથી ? તમો કહેશો કે અમો જ્ઞાનથી માનીએ છીએ, તો પૂછવાનુ કે, અલ્પજ્ઞાનથી માનો છો ? કે સપૂર્ણ જ્ઞાનથી માનો છો ? જો કહેશો કે અમો પરમાત્માને અનત શક્તિવાળા અલ્પજ્ઞાનથી માનીએ છીએ, તો તે પણ મિથ્યા છે, કારણ કે અલ્પજ્ઞાનથી અનતશક્તિ, પરમાત્માની જાણી શકાતી નથી જુઓ તમે અલ્પજ્ઞાનથી ઉત્તર ધ્રુવની પેલી તરફ શુ છે તે જાણી શકતા નથી તો પરમાત્માની અનતશક્તિ શી રીતે જાણી સકશો ? તે જરા વિચારશો તો સમજવામા આવશે બીજો પક્ષ અગીકાર કરીને કહેશો કે, અમો સપૂર્ણ જ્ઞાનથી અનતશક્તિ

વાળા પરમાત્માને જાણીએ છીએ ત્યારે બચ સિદ્ધ કર્યું કે, તમે પણ સંપૂર્ણ જ્ઞાનશક્તિથી પરમાત્મા ઠર્યા, કારણ કે જેનામા સંપૂર્ણ જ્ઞાનશક્તિ છે, તે જ પરમાત્મા છે, ત્યારે તમારો માનેલો સ્વામીસેવકભાવ નષ્ટ થયો કદાચ તમે અજ્ઞાનથી અનંત શક્તિવાળા પરમાત્માને માનો છો એમ કહેશો તો તે પણ મનુષ્યના શીંગડાની પેઠે અસત્ય ઠરે છે કારણ કે, અજ્ઞાનથી સામાન્ય એક વસ્તુને પણ જાણી શકાતી નથી, તો અનંત શક્તિવાળા પરમાત્માને શી રીતે જાણી શકાય ? તમે એમ કહેશો કે, પરમાત્માની સેવા કરતા, જીવોને પરમાત્મા, અનંત સુખ આપે છે, ત્યારે અમો તમને પૂછીએ છીએ કે, પરમાત્મા અનંત સુખ !! જીવોને આપે છે તે પોતાનામાથી અનંત સુખ કાઢીને આપે છે કે જીવોના આત્મામાથી અનંત સુખ પ્રકટ કરે છે ? પ્રથમ પક્ષ અંગીકાર કરી તમો કહેશો કે, પરમાત્મા પોતાનામાથી અનંત સુખ કાઢીને જીવોને આપે છે, ત્યારે અમો પૂછીએ છીએ કે, પરમાત્મામા અનંત સુખ છે તે પરમાત્માથી ભિન્ન છે કે અભિન્ન ? તમો કહેશો કે, પરમાત્માનુ અનંત સુખ પરમાત્માથી જ ભિન્ન છે, તો એ પણ અસત્ય છે, કારણ કે પરમાત્માનુ સુખ કંઈ પરમાત્માથી ભિન્ન નથી અને અનંત સુખ પરમાત્માનુ જો જીવોમા જાય તો પણ પરમાત્માસ્વરૂપ ઠર્યા કારણ કે અનંત સુખ જેનામા હોય છે, તે પરમાત્મા કહેવાય છે, તેથી સ્વામીસેવકભાવને જલાંજલિ મળે છે, વળી કહેવાનુ કે ગુણીને છોડીને ગુણ અન્યત્ર જતા નથી, તો પરમાત્માનુ અનંતસુખ જીવોમા જઈ શકે નહિ; માટે પ્રથમ પક્ષ પણ માની શકાશે નહિ. બીજો પક્ષ અંગી

કરીને કહેશો કે, અનંત સુખ છે, તે પરમાત્માથી અભિન્ન છે, તો તે સુખ, જીવોને કદિ પ્રાપ્ત થનાર નથી તેથી જીવો પરમાત્માની સેવા કરવાથી સુખી થશે નહિ તેથી પરમાત્માને સ્વામી માનવાથી જીવોને કંઈ લાભ નહિ મળવાથી, સ્વામી સેવકભાવ કલ્પવો વ્યર્થ ઠરે છે બીજો પક્ષ અંગીકાર કરીને તમો કહેશો કે, પરમાત્મા જીવોના આત્મામાંથી અનંતસુખ પ્રકટાવે છે, ત્યારે અમો પૂછીએ છીએ કે, પરમાત્માએ પ્રથમથી જ જીવોના આત્મામાંથી સુખ કેમ પ્રકટાવ્યું નહિ ? તમો કહેશો કે, જ્યારે જીવો, પરમાત્માનું ધ્યાન ધરે છે ત્યારે કર્મનો ક્ષય થઈ જાય છે, તેથી તેમના આત્મામાંથી અનંતસુખ પ્રકટાવે છે, ત્યારે અમો કહીશું કે જ્યાં સુધી જીવોને કર્મ છે, અને પોતે પરમાત્માનું ધ્યાન કરતા નથી, ત્યાં સુધી પરમાત્મા, જીવોના આત્મામાંથી અનંત સુખ પ્રકટાવી શકતો નથી, તેનું કારણ શું છે ? તમો કહેશો કે, 'કર્મ હોય ત્યાં સુધી પરમાત્મા જીવોના આત્માનું અનંતસુખ પ્રકટાવી શકતો નથી, પરંતુ જ્યારે કર્મ નાશ પામે છે ત્યારે પરમાત્મા જીવોમાં રહેલું અનંતસુખ પ્રકટાવી શકે છે, જ્યારે કર્મનો નાશ થાય છે કે તુરત તેમના આત્માનું અનંતસુખ પ્રકટ કરે છે,' તો અમો કહીએ છીએ કે, કર્મનો નાશ થતાં, સ્વતઃ આત્મામાં રહેલ અનંતસુખ પ્રકટી નીકળે છે, તેમાં પરમાત્માએ સુખ પ્રકટાવ્યું એમ કહેવું તે વ્યર્થ ઠરે છે જેમ સૂર્યની ઉપર રહેલું વાદળાનું આવરણ નાશ પામતાં, સ્વતઃ પ્રકાશ પ્રકટે છે, તે પ્રકાશને અન્ય કોઇએ પ્રકટાવ્યો એમ માનીએ તો તે વ્યર્થ ઠરે છે, તેમ અત્ર પણ આત્મા-

ાને લાગેલા કર્મ નાશ પામવાથી સ્વત અનતસુખ
ાત્માઓનુ પ્રકાશી નીકળ્યુ, એમ સિદ્ધ થયુ,
થી ઈશ્વરે જીવોના આત્મામા રહેલુ અનતસુખ પ્રક
ાવ્યુ, એમ માનવુ વ્યર્થ ઠર્યું, અને જ્યારે ધ્યાનથી કર્મ
ાશ પામતા, આત્મામા જ આત્માનુ અનત સુખ પ્રકાશી
ીકળ્યુ, ત્યારે આત્મા પરમાત્મારૂપ થયો, તેથી સ્વામી સેવક
ાવ રહ્યો નહિ, અનેકાન્તવાદમા તો પરમાત્મા, આત્માને
ધ્યાન કરવામા પુષ્ટઆલબનરૂપ નિમિત્ત કારણ હોવાથી
નિમિત્ત કારણની અપેક્ષાએ આત્મામા અનતસુખ
પ્રકટાવે છે, એમ કહી શકાય છે, પણ ઉપાદાન કારણ
ની અપેક્ષાએ કારણીભૂત પરમાત્મા નથી જેમ
ઘટનુ ઉપાદાન કારણ માટી છે, અને નિમિત્ત કારણ કુભકાર,
રાસભ વિગેરે છે તેમ આત્માની પરમાત્મદશા થવામા ઉપા-
દાન કારણ તો જ્ઞાન દર્શન ચારિત્ર છે, અને નિમિત્ત કારણ
દેવ, ગુરુ આદિ છે સિદ્ધ પરમાત્માનુ ધ્યાન કરતા આ
આત્મામા રહેલી પરમાત્માની સત્તા પ્રકટ થાય છે તેથી તે
નિમિત્તકારણ કહેવાય છે, અને તે અપેક્ષાએ સિદ્ધ પરમાત્મા,
સ્વામી અને ધ્યાન કરનાર આત્મા, સેવક કહેવાય છે

શકા—સિદ્ધ પરમાત્મા સમાન, સત્તાથી પોતાનો આત્મા
છે, એમ આત્મા અલ્પજ્ઞાનથી જાણે છે કે સપૂર્ણ
જ્ઞાનથી ? અલ્પજ્ઞપક્ષ લેશો, તો યુક્તિહીન છે બીજો પક્ષ
લેશો, તો હાલ કોઇ સિદ્ધાતી સપૂર્ણ જ્ઞાનવાળો જણાતો નથી
તેથી તમારુ વચન સિદ્ધ થતુ નથી તેનુ કેમ ?

સિદ્ધાતી—હે પ્રિય ભવ્ય ! સાભળો, સ્યાદ્વાદતત્ત્વોપાસકો

પોતાના અલ્પજ્ઞાનથી આત્મા પરમાત્મસમાન છે, એમ માનતા નથી, તથા સંપૂર્ણજ્ઞાન કે જે કેવલજ્ઞાન કહેવાય છે, તે તો હાલ નથી તેથી બીજો પક્ષ પણ અમો સ્વીકારતા નથી, પણ આજથી બે હજાર ચારસો તેત્રીસ વર્ષ ઉપર ચોવીસમા તીર્થંકર શ્રી વીરપ્રભુ કેવલજ્ઞાની થયા, તે લોકાલોકની સંપૂર્ણ વસ્તુઓના જ્ઞાતા હતા, તેમની ઉપદેશવાણી સૂત્રરૂપ છે તે વાચીને વા સાભળીને જાણીએ છીએ જેમ હાલ અમેરિકાનો નકશો જોઈને કહીએ છીએ કે અમુક ઠેકાણે પર્વત આવ્યો છે, અમુક સ્થાને નદી છે, પોતે ત્યા ગયા નથી, તો પણ એ વાત આમ પુરુષોએ શોધેલી હોવાથી સત્ય પડે છે, તેમ શ્રી કેવલજ્ઞાની વીર પ્રભુએ પણ કેવલજ્ઞાનથી જેવી જે વસ્તુ હતી, તેને તેવી કહી તેથી તેમની વાણીથી અમો સત્ય વાત માનીએ છીએ, અને તેમના વચન અનુભવમા પણ આવે છે તેથી અનેકાન્તવાદમા કોઈ જાતનો દોષ આવતો નથી

પ્રશ્ન—આત્માની પરમાત્માવસ્થા સતી ઉત્પન્ન થાય છે કે અસતી ઉત્પન્ન થાય છે ? પ્રથમ પક્ષગ્રહી સતી ઉત્પન્ન થાય છે, એમ માનશો તો સતી વસ્તુનો ઉત્પાદ સભવતો નથી જેમ આકાશ અને અસતી માનશો તો, આકાશકુસુમની પેઠે અસત્ વસ્તુની ઉત્પત્તિ સભવતી નથી, તેથી બે પક્ષ માથી એક પક્ષ પણ સિદ્ધ ન થતા આત્માની પરમાત્માઅવસ્થા શી રીતે બનશે ?

ઉત્તર—હે બન્ધો ! ! જરા લક્ષ રાખીને સાભળો ! એકાંતે સત્ તથા અસત્ વસ્તુની પણ ઉત્પત્તિ થઈ શકતી નથી ત્યારે કેવી વસ્તુની ઉત્પત્તિ થાય છે ? તે બતાવે છે કથચિત્ સત્

અને કથચિત્ અસત્ એવી વસ્તુની ઉત્પત્તિ થાય છે; જેમ ઘટ છે, તે પૂર્વે માટીમા હતો, માટીમા ઘટની સત્તા રહી છે, માટી તેજ ઘટરૂપે બને છે, માટે માટી પણ સત્તાની અપેક્ષાએ ઘટ કહેવાય છે દડાદિક સામગ્રી મળતા ઘટનો આકાર મૃત્તિકા ધારણ કરે છે મૃત્તિકારૂપ સત્તાની અપેક્ષાએ ઘટ સત્—એ પ્રકારે ઉત્પન્ન થયો કહેવાય છે, અને ઘટાકાર વ્યક્તિ પૂર્વે નહોતી તેથી ઘટાકાર વ્યક્તિની અપેક્ષાએ અસત્ એવો ઘટ ઉત્પન્ન થાય છે તેમ અત્ર પણ આત્મામા પરમાત્માવસ્થા સત્તાએ રહેલી છે, તેની અપેક્ષાએ સતી એવી પરમાત્માવસ્થા ઉત્પન્ન થાય છે, અને કર્મ સબધ છતા, પરમાત્માવસ્થા પ્રકટ થઈ નથી તેથી પરમાત્માવસ્થાનો વ્યક્તિભાવ નથી, માટે અસતી એવી પરમાત્માવસ્થા ઉત્પન્ન થાય છે એમ કથચિત્ સત્ અને કથચિત્ અસત્ એવી વસ્તુ માનતા તેની ઉત્પત્તિની સિદ્ધિ અનેકાન્તવાદમા થાય છે અનેકાન્તવાદ કથચિત્ વસ્તુને સત્ માને છે અને કથચિત્ વસ્તુને અસત્ માને છે

પ્રશ્ન—તમે જ્યારે સર્વ વસ્તુને સત્ અને અસત્ એમ માનો છો, તો દરેક વસ્તુમા સત્ અને અસત્ એમ બે ધર્મ રહેશે, તેમ જ દરેક વસ્તુમા પરસ્પર વિરોધી એવા ધર્મ રહેશે તો મુક્તિ પામેલા સિદ્ધ ભગવન્ત પણ મુકત કહેવાશે અને અમુકત કહેવાશે, તો મુકતજીવો અમુકત ઠર્યા તેનુ કેમ ?

ઉત્તર—તમારુ કહેવુ ઠીક છે પ્રત્યેક વસ્તુમા પરસ્પર વિરોધી એવા ધર્મો સાપેક્ષપણે માનવાથી કોઈ જાતનો દોષ આવતો નથી સિદ્ધ પરમાત્મામા મુકતપણુ અને

ઠરશે એમ તમે કહ્યું, પણ તેમા તમને સમજણ પડી નથી તેથી એમ કહો છો સિદ્ધ પરમાત્મા સ્વસત્તાપેક્ષાએ મુક્ત છે, અને પરસત્તાપેક્ષાએ [1]અમુક્ત છે જો પરસત્તાની અપેક્ષાએ મુક્ત કહેવાય, તો એકની મુક્તિ થવાથી સર્વજીવોની મુક્તિ થવી જોઇએ, કારણ કે, જેમ સિદ્ધાત્માની સત્તા મુક્તિ રૂપ પરિણામને પામી, તેમ પરજીવોની સત્તા પણ મુક્તિરૂપ પરિણામને પામે, તો સસાર પરિણતિરૂપ સત્તાનો અભાવ થાય, માટે પરજીવોની સત્તાપેક્ષાએ સિદ્ધાત્માઓ અમુક્ત જ છે, વળી સ્વસત્તાના અપેક્ષાએ, મુક્તિ ન હોય, તો કોઇ જીવની મુક્તિ નહિ થવાથી-કોઇ સિદ્ધ ન થવાથી-તપ, જપ, મત, ધર્મક્રિયા નિષ્ફળ થાય માટે સ્વસત્તાપેક્ષાએ મુક્ત અને પરસત્તાપેક્ષાએ અમુક્ત-એ બે ધર્મ સિદ્ધજીવોમા માનવા જોઈએ, અને તે તેમ જ છે આ સબધી વિશેષ ચર્ચા શ્રી સમ્મતિતર્કના પ્રથમ કાડની વૃત્તિમા છે, ત્યાથી જાણી લેવી એ પ્રમાણે તત્ત્વમસિ વાક્યથી એકાતે જીવ પરમાત્માનો સ્વામીસેવકભાવ સ્વીકારે છે તેને યથાર્થ સમજાવીને પુન તત્ત્વમસિ મહાવાક્યનુ વર્ણન કરે છે तच्छ ब्देन परमात्मा वाच्यः परमात्मैव त्व जीवोऽसि-હે જીવ ! ! તુ પરમાત્મા જ છે પરમાત્માથી તુ ભિન્ન નથી એમ અદ્વૈતવાદી સ્વીકારે છે અમો અદ્વૈતવાદીને પૂછીએ છીએ કે સર્વ જીવોમા સત્તાએ પરમાત્માસ્વરૂપ રહ્યુ છે, તેનાથી જીવ ભિન્ન નથી, એમ માનો છો કે જીવોની પરમાત્મસત્તાથી ભિન્ન એવા અન્ય કોઈ પરમાત્મા છે, અને તેનાથી જીવો ભિન્ન નથી,

---

[1] આ શબ્દ ન્યાયની પરિભાષાનો છે

એમ માનો છો ? પ્રથમ પક્ષ અહી એમ માનશો કે સત્તાની અપેક્ષાએ જીવોમા પરમાત્માસ્વરૂપ રહ્યુ છે, તેનાથી જીવો ભિન્ન નથી એમ માનતા અનેકાન્ત જૈન માર્ગમા તમારા મતનો પ્રવેશ થશે કારણ કે સર્વ જીવોમા સત્તાએ પરમાત્મત્વ રહ્યુ છે, તેનાથી જીવો ભિન્ન નથી, પણ એટલુ વિશેષ છે કે-કર્મસહિત જીવોને સત્તાની અપેક્ષાએ પરમાત્મપણુ છે, પણ વ્યકિતભાવે પ્રકટભાવ, અર્થાત્ જેને આવિર્ભાવ કહે છે, તેની અપેક્ષાએ પરમાત્મત્વ નથી તેથી સસારી જીવો સત્તાની અપેક્ષાએ પરમાત્મરૂપ છે, તેનાથી અભિન્ન છે, અને વ્યક્તિભાવીય પરમાત્માની અપેક્ષાથી, સસારી જીવો કથચિત્ ભિન્ન છે, અને જ્યારે સર્વથા પ્રકારે કર્મનો નાશ થાય છે, ત્યારે જીવમા અનત ગુણનો આવિર્ભાવ થવાથી, વ્યક્તિભાવે સત્તામા રહેલુ પરમાત્મપણુ પ્રકટે છે, તેથી આત્મા પરમાત્મરૂપ બને છે, પશ્ચાત્ સ્વામીસેવકભાવ રહેતો નથી અદ્વૈતવાદમા સ્વામીસેવકભાવ બિલકુલ માન્યો નથી, ત્યારે કેટલાક એકાન્ત સ્વામીસેવકભાવ સ્વીકારે છે ત્યારે અનેકાન્તવાદી જૈન, સ્વામી સેવકભાવ કથચિત્ સ્વીકારે છે એકાન્ત સ્વામીસેવકભાવ નહિ માનનાર એવા અદ્વૈતવાદીને કહીએ છીએ કે, તમો જીવોને કર્મસબધ માનો છો કે નથી માનતા ? જો જીવોને કર્મ સબધ માનશો, તો કર્મથી રહિત થયેલા જીવો કે જે પરમાત્માઓ થયા છે, તેના કર્મસહિત જીવો સેવક, વા ધ્યાતા, વા પૂજક ગણાશે, અને જો અનાદિકાળથી જીવોને કર્મ લાગ્યા નથી, અર્થાત્ કર્મરહિત જીવો છે એમ માનશો તો તમે અનાદિકાળથી પોતે પરમાત્મા ઠર્યા, તો શામાટે

શાસ્ત્રાભ્યાસ, તપ, જપ, ધ્યાન વિગેરે કરો છો ? આથી તો ધર્મ ક્રિયાની નિષ્ફળતા થશે ! તથા વળી તમો અનાદિકાળથી શુદ્ધબ્રહ્મરૂપ પોતાને માનો છો તો શરીર મન વાણીને શા કારણથી ધારણ કર્યા છે ? શરીર ધારણ કરવાનુ કારણ માયા માનશો, તો માયા, બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો માયાને બ્રહ્મથી ભિન્ન માનશો તો હિમાલય-વિધ્યાચલની પેઠે બે ભિન્ન રહેવાથી, માયાથી શરીર ધારણ કરાશે નહિ, અને જો બ્રહ્મ અને માયાનો અભિન્ન સબધ માનશો તો, માયાથી બ્રહ્મ ભિન્ન થશે નહિ- અને તેથી સદાકાળ બ્રહ્મની સાથે માયા લાગવાથી શરીર રહિત બ્રહ્મ થશે નહિ, તેથી અનાદિકાળથી હુ શુદ્ધ બ્રહ્મરૂપ છુ, એવુ તમારૂ મન્તવ્ય અસિદ્ધ ઠર્યું તથા વળી માયાના સબધથી બ્રહ્મ વિકારી માનો છો, એમ કહેશો તો સ્યાદ્વાદી-વીતરાગમત તે પ્રમાણે માને છે, માટે સ્યાદ્વાદ્દર્શનમાં તમારો પ્રવેશ થવાથી ભેદભાવ રહેતો નથી, પણ બ્રહ્મને તો તમે વિકારી માનતા નથી તેથી પ્રથમ પક્ષ તો ગ્રહી શકાશે નહિ. દ્વિતીય પક્ષ લઈ બ્રહ્મને અવિકારી માનશો તો-શરીરાદિકની ઉત્પત્તિ થઇ શકશે નહિ-અને શરીરાદિક તો પ્રત્યક્ષ દેખાય છે, માટે માયાના સબધથી બ્રહ્મમા વિકાર થાય છે, તેમ માનવુ જોઇએ. તથા વળી તમો બ્રહ્મને સર્વદેશવ્યાપક આકાશની પેઠે માનો છો કે એકદેશવ્યાપક શરીરાવચ્છેદેન માનો છો ? તમો કહેશો કે, સર્વત્ર વ્યાપક બ્રહ્મને માનીએ છીએ, તો પૂછવાનુ કે, સર્વત્રનુ જ્ઞાન થવાથી સર્વત્ર વ્યાપક બ્રહ્મને માનો છો કે એક દેશના જ્ઞાનથી સર્વત્ર વ્યાપક બ્રહ્મ માનો છો ? તથા વળી માયાના સબધથી જ્ઞાન હોય છે કે કેવળ શુદ્ધ બ્રહ્મમા જ્ઞાન

હાય છે ? એ ચાર વિકલ્પમાંથી એક વિકલ્પને ઉત્તર આપી શકશો નહિ જુઓ, પ્રથમ વિકલ્પ લઈ તમો કહેશો કે, સર્વત્રનું જ્ઞાન થવાથી સર્વત્ર વ્યાપક બ્રહ્મને માનીએ છીએ, એ પણ અસત્ય છે, અહીં બેઠા અમેરિકાખંડને પણ જાણી શકતા નથી તો, સર્વ દેશને જાણ્યા વિના સર્વત્ર વ્યાપક બ્રહ્મ છે, એવું જ્ઞાન પણ થશે નહિ, અને સર્વત્ર દેશનું જ્ઞાન તો તમને નથી, તેથી સર્વત્રનું જ્ઞાન થયા વિના સર્વત્ર વ્યાપક બ્રહ્મ છે, એવું તમારાથી કહી શકાશે નહિ—તમો કહેશો કે પૂર્વે મોટા મહાત્માઓ થઈ ગયા તે તો જાણતા હતા, તેથી અમો સર્વવ્યાપક બ્રહ્મ માનીએ છીએ. આ પણ તમારું કહેવું વિચારશૂન્ય છે, કારણ કે, અનુભવથી તે વાત વિરુદ્ધ છે—" તમો કહો છો કે—પ્રથમ મોટા મહાત્માઓ થઈ ગયા, તે સર્વ દેશને જાણતા હતા, તો તે શરીરના સંબંધવડે સર્વ દેશને જાણતા હતા કે, શરીરના સંબંધ વિના ? તમો કહેશો કે શરીરના સંબંધથી જાણતા હતા—ત્યારે અમો પૂછીએ છીએ કે શરીરના સંબંધ વડે શુદ્ધ બ્રહ્મથી જાણતા હતા કે—અશુદ્ધ બ્રહ્મથી ? તમો કહેશો કે શરીરના સંબંધવડે શુદ્ધ બ્રહ્મથી સર્વ જાણતા હતા, ત્યારે પૂછવાનું કે અનાદિકાળથી શરીરના સંબંધવડે શુદ્ધબ્રહ્મથી સર્વને કેમ નહોતા જાણતા ? તમે કહેશો કે પ્રથમ માયા નડતી હતી અને માયાનો નાશ થાય છે ત્યારે સર્વને જાણે છે—ત્યારે સિદ્ધ ઠર્યું કે, માયા કહો કે કર્મ કહો, તે જ્યાં સુધી નડે ત્યાં સુધી સર્વ જ્ઞાન થતું નથી, એમ જૈનદર્શન માને છે, અને જ્યારે માયા યાને કર્મનો નાશ થાય છે ત્યારે કેવલજ્ઞાન થાય છે—એમ

**અમારા મતનો આશ્રય લેવાથી** અનાદિકાળથી બ્રહ્મ નિર્લેપ છે, અને માયા નડતી નથી, આવો તમારો સિદ્ધાત મૂળથી ઊડી ગયો તમે કહેશો કે-શરીરસબધ છૂટયા બાદ શુદ્ધબ્રહ્મ, સર્વદેશને જાણે છે, તો સમજવુ કે-શરીર સબધ છૂટયાથી મુખ વિના કોની આગળ સર્વત્રવ્યાપક બ્રહ્મ છે એમ કહી શકશો ? કારણ કે મુખ વિના શબ્દનુ ઉચ્ચારણ થતુ નથી, અને શબ્દ શ્રવણ કર્યા વિના તમો સર્વત્ર વ્યાપક બ્રહ્મ છે, એવુ જાણી શકશો નહિ માટે પ્રથમ બ્રહ્મ, માયાના સબધથી અશુદ્ધ હતુ અને પશ્ચાત્ કારણ સામગ્રી પામી શુદ્ધ થયુ' અને શુદ્ધ બ્રહ્મથી સર્વવસ્તુનુ [1]શરીરાવચ્છેદેન જ્ઞાન થતા તેરમા ગુણઠાણે સયોગી કેવળજ્ઞાનીની પદવી પમાય છે, તેથી સિદ્ધ ઠર્યું કે, જ્યારે અશુદ્ધ બ્રહ્મ વા અશુદ્ધ આત્મા હતો, ત્યારે શુદ્ધ બ્રહ્મ વા શુદ્ધ કેવળજ્ઞાની આત્મા કરતા, મલિન હોવાથી, તે **શુદ્ધ બ્રહ્મજ્ઞાનીનો સેવક** કહેવાય તેમા જરા માત્ર દોષ આવતો નથી, અને આ સિદ્ધાત સર્વ પ્રમાણ થી સિદ્ધ ઠરે છે, અને જો આ પ્રમાણે માનશો તો ભેદભાવ ટળી જશે-અને એ પ્રમાણે માને તે જૈનનો સિદ્ધાત માને છે એમજ સમજવુ તથા બીજો પક્ષ લેઈ કહેશો કે, એક દેશનાં જ્ઞાનથી સર્વત્રવ્યાપક બ્રહ્મ માનીએ છીએ, તો આ વાત તો અલ્પજ્ઞાની પણ પ્રમાણ માનશે નહિ જેને ગુજરાતદેશ કેવડો મોટો છે, તેનુ તો જ્ઞાન નથી, તે એમ કહેશે હુ અનત બ્રહ્માડને જાણુ છુ, તો તે વાત કોણ માને ? અલબત્ત કોઈ માને નહિ ત્રીજો પક્ષ તમે લેઈ કહેશો કે, માયાના સબધથી

[1] શરીરના સબધવડે

જ્ઞાન હોય છે, અને તેથી સર્વત્ર વ્યાપક બ્રહ્મ જાણી શકાય છે આ વાત પણ અનુભવ વિરુદ્ધ છે માયાના સબધથી તો સર્વજ્ઞાન થવુ જોઇએ, પણ તે તો આખની પાપણના વાળ કેટલા છે, તે પણ બરાબર જાણી શકતા નથી, માટે ત્રીજો પક્ષ પણ માની શકાશે નહિ ચોથો પક્ષ લઇ કહેશો કે, કેવળ શુદ્ધબ્રહ્મમા જ્ઞાન હોય છે ને તેથી સર્વજ્ઞાન થાય છે તો તમારા કહેવાથી સિદ્ધ ઠર્યું કે શુદ્ધ બ્રહ્મમા જ્ઞાન હોય છે, ત્યારે તેથી [1]વ્યતિરેક દ્દષ્ટાતથી સિદ્ધ થાય છે કે અશુદ્ધ બ્રહ્મમા જ્ઞાન નથી અશુદ્ધ બ્રહ્મ તે શુદ્ધ બ્રહ્મ થાય છે, તો સિદ્ધ ઠર્યું કે–બ્રહ્મની અશુદ્ધતા માયાના સબધથી થાય છે, અને જ્યા સુધી માયાનો સબધ છે ત્યા સુધી તે શુદ્ધ બ્રહ્મજ્ઞાનિયોનો અશુદ્ધબ્રહ્મ, સેવક ઠર્યો, અને જ્યારે શુદ્ધ બ્રહ્મદશા થશે, તત પશ્ચાત્ સેવકપણુ રહેશે નહિ, એ વાત સિદ્ધ ઠરી, તથા અશુદ્ધ બ્રહ્મ સિદ્ધ ઠરવાથી, અશુદ્ધ આત્મા, કર્મના સબધથી અને શુદ્ધ આત્મા, કર્મના નાશથી થાય છે, એમ વીતરાગના વચન છે, તેની સિદ્ધિ થઈ હવે આદ્યમા કરેલા બીજા પક્ષને તમે અગીકાર કરીને કહેશો તો તે પણ વિચારશૂન્ય છે, જીવોની પરમાત્મસત્તાથી ભિન્ન એવા અન્ય કોઇ પરમાત્મા છે અને તેનાથી જીવો ભિન્ન નથી, એમ માનશો તો અમો કહીશુ કે જીવોની સત્તાથી ભિન્ન વ્યક્તિ તરીકે અન્ય કોઇ પરમાત્મા માનવાથી જીવોની સત્તાથી પરમાત્માની સત્તા ભિન્ન ઠરશે, અને તેથી સર્વ જીવોનો એક આત્મા માનવાનો સિદ્ધાત

---

૧ વિરુદ્ધ ( ન્યાયશાસ્ત્રની પરિભાષા )

શશશૃંગની પેઠે અસત્ય ઠરે છે, કારણ કે, જીવોની સત્તા ભિન્ન હોવાથી, અને પરમાત્માની સત્તા જુદી હોવાથી વ્યક્તિ ભિન્ન ભિન્ન ઠરવાથી, પરમાત્મા તે હું એમ કહી શકાશે નહિ-ઇત્યાદિ ઘણા દોષો આવે છે તેનુ વર્ણન કરતા ઘણો વિસ્તાર થઇ જાય, માટે વિશેષ વર્ણન કર્યું નથી **આત્મા પ્રતિ શરીરે ભિન્ન છે, અને આત્મા સર્વ વ્યાપક નથી,** એનુ વિશેષ વર્ણન સમ્મતિતર્ક, ષડદર્શનસમુચ્ચય, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, અષ્ટસહસ્રી વિગેરે ગ્રથમાથી જોઇ લેવુ આત્મા સર્વત્રવ્યાપક નથી એની સિદ્ધિ પૂર્વે કરી છે, તેથી અત્ર વિસ્તાર કર્યો નથી એ પ્રમાણે અદ્વૈતવાદમા પણ તત્ત્વમસિની યથાર્થ-સત્ય ઉપપત્તિ થતી નથી, અનેકાન્તમતમા તો યથાર્થ-સત્ય ઉપપત્તિ તત્ત્વમસિ મહાવાક્યની થાય છે વૈશેષિક દર્શન તો દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય એ છ પદાર્થ અને નવીન અભાવ સહિત સાત પદાર્થ માને છે તે સાત પદાર્થનો અન્તર્ભાવ, જીવ અને અજીવ પદાર્થમા થાય છે તેથી અત્ર વિવેચન કર્યું નથી તે મતમા તત્ત્વમસિ મહાવાક્યાર્થની યાથાતથ્ય ઉપપત્તિ થતી નથી બૌદ્ધમતમા પણ, આત્માને ક્ષણ ક્ષણમા નાશવત માનવાથી તત્ત્વમસિની સાફલ્યતા થતી નથી જૈનદર્શન અનેકાન્ત છે, તેથી તેમા બરાબર તત્ત્વમસિ મહાવાક્ય ઘટે છે ચોથા ગુણ ઠાણાથી જ્ઞાની ' તત્ત્વમસિ ' રૂપે પોતાના આત્માને જાણે છે તત્ત્વમસિની ભાવના કરતા, સહજ સમાધિની પ્રાપ્તિ થાય છે, અને તેથી સર્વકર્મનો ક્ષય થતા મુક્તિ પદની પ્રાપ્તિ થાય છે માટે વાર વાર ' તત્ત્વમસિનુ ' ધ્યાન કરવુ તત્ત્વમસિનુ ધ્યાન કરનાર જીવો પ્રતિશરીર ભિન્ન ભિન્ન છે કર્માવરણથી વિચિત્ર

જીવો બન્યા, બને છે અને બનશે. ચોરાશી લાખ જીવ ચોનિમા અનેક પ્રકારના શરીર કર્મથી ધારણ કરાય છે તો પણ સત્તાએ સર્વ જીવોને અનત શક્તિ છે, તેનો આવિર્ભાવ સપૂર્ણપણે થાય તેને પરમાત્મપદ કહે છે હે ચેતન! આ પ્રમાણે તારામા અનત શક્તિ છે, તુ અનત સુખનો સ્વામી છે, ત્યારે કેમ પોતાના સ્વરૂપમા રમણતા ન કરતા પરભાવમા રમણતા કરે છે? માટે હવે વિચાર!! પોતાના સ્વરૂપમા રમણતા કર!! હે ચેતન! સત્ય તુ એક છે, અને તારૂ અન્ય કોઈ નથી પરવસ્તુને પોતાની માની તે તારા સ્વરૂપને ખોયુ છે કહ્યુ છે કે —

॥ गाथा ॥

एगोऽहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ ॥
एव अदीणमणसो, अप्पाणमणुसासइ ॥ १ ॥
एगो मे सासओ अप्पा, नाणदसणसजुओ ॥
सेसा मे बाहिरा भावा, सव्वे सजोगलक्खणा ॥ २ ॥

ભાવાર્થ.—એક જ્ઞાન દર્શન ચારિત્રમય આત્મા હુ છુ, અન્ય મારૂ કોઈ નથી એ પ્રમાણે અદીન મનવાળો થઈ આત્માને ભાવ!! એક મારો આત્મા શાશ્વત છે, અને તે રત્નત્રયી સમેત છે બાકી શરીરાદિક બાહ્યભાવ પ્રપચ છે, સર્વ સયોગલક્ષણરૂપ બાહ્યભાવોમા થનાર અહત્વ મમત્વ ભાવ ત્યાગીને એક સ્વસ્વરૂપના ઉપયોગમા રમણતા કરવી આત્મસ્વભાવ સન્મુખ થતી ચેતનાથી અનેક ભવના કરેલ કર્મનો નાશ થાય છે, માટે રાગ દ્વેષ રહિત ચેતનાવડે સ્થિર

સમભાવથી આત્માને ક્ષણે ક્ષણે ભાવવો તે સબધી યોગનિર્ણય નામના ગ્રથમા કહ્યુ છે કે —

॥ श्लोक ॥

दीपिका खलु निर्वाणे, निर्वाणपथदर्शिनी ॥
शुद्धाऽऽत्मा चेतना या च, साधूनामक्षयो निधि ॥१॥

એ નમાણે શુદ્ધાત્મચેતનાનુ અપૂર્વ માહાત્મ્ય જાણી, તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો અને શુદ્ધ આત્મસ્વભાવરૂપ થવુ તે પોતાનુ શુદ્ધ ચારિત્ર છે, તથા પોતાના સ્વભાવમા આવ્યા વિના ત્રણ લોકમા કોઈ પણ ઠેકાણે તવા કોઈ પણ કાળે સુખ નથી પોતાના સ્વરૂપમય થવુ, એ જ પરમ કર્તવ્ય છે એમ મહાત્માએ જાણે છે પોતાના સ્વરૂપનુ શુદ્ધજ્ઞાન, નિશ્ચય નયથી જાણીને આત્મામા રમણુતા કરવી જગત્મા હે ચેતન ! ! તે અનેક જીવોના અનત ભવમા અનત સગપણ કર્યા અનતવાર તુ જન્મ્યો અને મર્યો, પણ તેથી જન્મ જરાના દુખની ઉપાધિ ટળી નહિ મોહ માયામા અધ બનીને તે પોતાના હિતનો જરામાત્ર પણ વિચાર કર્યો નહિ ભવ્ય ! જરા મનમા વિચાર તો ખરો કે આ દેખાતી દુનિયાની બાજીમાથી તારી સાથે કોણ આવનાર છે ? હે ચેતન ! તારી પરભવમા શી ગતિ થશે ? અશુદ્ધ પર્યાયના સબધથી કદિ સત્ય સુખનો અનુભવ થયો નથી, તેથી તને ધર્મરાગ ચોલ મજીઠના જેવો લાગ્યો નથી પચેન્દ્રિયની પ્રાપ્તિ થઈ છે, નિમિત્તાદિક સામગ્રી પામીને પણ વિષયકષાયને વશ થઈ, હે ચેતન ! તુ અમૂલ્ય આયુષ્ય

ુ કેમ ગુમાવે છે ? હજી ચેત ! ચેત ! માથે કાળ ઝપાટા
તારા જેવા દુનિયામા કરોડો મનુષ્યો ચાલ્યા ગયા અને
ાણુ ચાલશે, માટે જરા મનમા વિચાર કર ! ! માયાનુ
ા મણુનુ ગોદડુ ઓઢીને, અજ્ઞાનાવસ્થામા સૂઇ રહ્યો છે ?
ધર્મ ઉપર કેમ રાગ થતો નથી ? તેનુ કારણુ પુણ્યની
ી છે તારી પ્રમાદ દશાને લીધે પરભવમા તારો કયા
ા થશે ? તે તુ વિચાર ! ! સદ્ગુરુનુ તવા સદ્દેવનુ
ુ કર ! કરેલા પાપોનો પશ્ચાત્તાપ કર ! દુનિયાની ઉપા
ી ખટપટમાથી તને નવરાશ મળશે નહિ, માટે તેના
થી પ્રેમ દૂર કરી હે ચેતન ! ચેતવુ હોય તો ચેત ! !
વસ્તુ પડી રહેશે જો એકદમ કાળ આવશે, તો ક્યારે
કરીશ ? ધર્મની વાટે વળ ! ! ભૂલ્યા ત્યાથી ફરીથી ગણુ ! !
રૂપ લક્ષ્મી સત્ય જાણી તેનો આદર કર જગતની મોહ
ાધી આત્મા બધાયો છે, એમ ખરેખર હે ચેતન ! જાણુ ! !
ય જન્મને હારીશ નહિ શ્રી સૂત્રકૃતાગમા કહ્યુ છે કે-
ધ્યયન સાતમુ-પહેલો શ્રુતસ્કધ )

ज्झहा जतवो माणुसत्त, दट्ठु मय वालिसेण अलभो ।
तदुक्खे जरिएव्व लोए, सकम्मणा विप्परियासुवेइ ॥

હે પ્રાણિયો ! તમે બોધ પામો મનુષ્યત્વ દુર્લભ છે જન્મ
ા મરણના ભય દેખીને બોધ પામો, બોધ પામો અજ્ઞાની
વડે સદ્વિવેક પ્રાપ્ત કરી શકાતો નથી

સસારી જીવગણુ જ્વરવાળાની પેઠે એકાત દુખી છે
છે કે —

## गाथा.

जम्मदुक्ख जरादुक्ख, रोगा य मरणाणि अ ॥
अहो दुक्खो हु समारो, जत्थ कीसंति पाणिणो. ॥१॥

જન્મ દુ ખ, જરાના દુ ખ, રોગ, મરણ, જેમા છે, એવો અહો! આ સ સાર છે જેમા અજ્ઞાની પ્રાણિયો પરિભ્રમણ કરતા, અનેક પ્રકારના કલેશ પામે છે સુખાર્થી પ્રાણી પણ અજ્ઞાન યોગે પ્રાણિઓનુ ઉપમર્દન કરતો છતો દુ ખ પામે છે, તથા સૂયગડાગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કધના દ્વિતીય અધ્યયનમા કહ્યુ છે કે–જેમ–

संबुज्झह किं न बुज्झह, सबोही खलु पेच दुल्लहा ॥
णो हूवणमति राइओ, नो सुलभ पुणरवि जीविय ॥ १ ॥
डहरा बुड्ढा य पासह, गब्भत्था वि चयति माणवा ॥
सेणे जह वट्टय हर, एवमाउक्खयमि तुट्टइ ॥ २ ॥

તમે બોધ પામો ધર્મમા બુદ્ધિ કરો કેમ બોધ પામતા નથી ? મનુષ્યભવાદિ સામગ્રી પામીને પણ ધર્મબોધ કેમ કરતા નથી ? જેઓ ધર્મ કરતા નથી, તેમને પરભવમા બોધિની પ્રાપ્તિ દુર્લભ છે **નિશ્ચયથી સમજો કે ગઈ રાત્રિયો પાછી આવતી નથી** તથા **ગએલો યૌવનકાલ કદી પાછો આવતો નથી** પુન સયમરૂપ જીવિત સુલભ નથી આયુષ્યની અનિત્યતા બતાવે છે કે, ડહરા એટલે બાળ તથા બુઢ્ઢાઓ જીવિતવ્યનો ત્યાગ કરે છે, તે જુઓ કેટલાક તો ગર્ભમા જ નાશ પામે છે એમ સર્વ અવસ્થામા મૃત્યુરૂપ કાળ જીવિ

તવ્યનો નાશ કરે છે જેમ સીંચાણો તેતર પખીનો ઝપટ મારી નાશ કરે છે, તેમ તમારા જીવનનો પણ મૃત્યુ નાશ કરશે. બોધ પામો, બોધ પામો !! તથા તે જ અધ્યયનમા કહે છે

मायाहिं पियाहिं लुप्पइ, नो सुलहा सुगइ य पेच्च ऊ ॥
एयाइ भयाइ पेहिया, आरमा विरमेज्ज सुव्वए ॥ ३ ॥

जमिण जगती पुढो जगा, कम्मेहिं लुप्पति पाणिणो ।
सयमेव कडेहिं गाहइ, णो तस्स मुच्चेज्ज पुट्ठय ॥ ४ ॥

જે માતાપિતાના મોહથી ધર્મમા ઉદ્યમ કરતો નથી, તેનુ માતાપિતાદિ વડે સસારમા પરિભ્રમણ કરાય છે અર્થાત્ જે માતાપિતાદિથી સસારમા બધાય છે, તેને જન્માતરમા સુગતિ સુલભ નથી, એવુ જાણી મોહાદિક ભયને દેખીને શુભવ્રત અગીકાર કરનાર થા !! અવિરતિ જીવને સસારના દુખ પ્રાપ્ત થાય છે અવિરતિ જીવો જગતમા ભિન્ન ભિન્ન નરકાદિ સ્થાનકોમા પોતાના ઉપાર્જેલા કર્મોથી પીડાય છે તે પ્રાણી પોતાના કરેલ કર્મથી નરકાદિ સ્થાનકોને પામે છે બાધેલા કર્મ ભોગવ્યા વિના અશુભ વિપાકોથી મુકાતો નથી, માટે ભવ્ય પુરુષે કર્માષ્ટકનો નાશ કરવા માટે જ્ઞાન ધ્યાન વૈરાગ્યથી આત્માને ભાવવો પોતાના સ્વરૂપથી જે જન્મ્યો, તેને સસારના જન્મ નથી જેણે આત્માના પૂર્ણ શુદ્ધપર્યાયની પ્રાપ્તિથી પ્રાણ છોડ્યા, તે કદિ પુન મરતો નથી હે આત્મા ! સ્વરૂપમા જ સ્થિરતાથી રમણતા કર ! અસખ્ય પ્રદેશરૂપ તારા દેશનુ સ્વરૂપ નિહાળ ! તારા દેશમા સાત ભયમાનો કોઇ પણ ભય નથી, માટે તારો અસખ્યાતપ્રદેશરૂપ દેશ નિર્ભય છે, માટે તુ વસ્તુત નિર્ભય દેશવાળો છે આ

બાહ્ય જગતનો દેશ તે તારો દેશ નથી બાહ્ય દેશને પોતાનો માની, મિથ્યા તુ કલેશ પામે છે શા માટે બાહ્ય દેશના મમત્વથી મનમા વિકલ્પસકલ્પ કરે છે ? બાહ્યદેશ ત્રણે કાળમા તારો થનાર નથી અને તુ એનો થનાર નથી મનમા પુન પુન હે જીવ ! વિચાર !!! દેશ વેશના દ્વેષથી ફોગટ હે ભવ્ય ! કલેશ પામે છે અનેક પ્રકારના ઇષ્ટ અને અનિષ્ટ વેષોમા પણ રાગ અને દ્વેષબુદ્ધિથી પોતાની મેળે તુ બધાયો છે, તેનો મનમા વિવેકથી વિચાર કરીને આત્મરૂપનો સત્યમાર્ગ અગીકાર કરી, શુદ્ધપરિણુતિનુ સેવન કર, કે જેથી અનત સુખ પામે હવે સત્ય એક આત્મસ્વરૂપ જાણીને તેની પ્રાપ્તિ માટે એકાત નિરુપાધિસ્થાનનું સેવન કરવુ જોઇએ તે બતાવે છે

दुहा

त्यागी सहु व्यवहारने, निर्जन जगल सेव ॥
निरुपाधिपद पामवा, त्यागो मिथ्या टेव ॥ १५३ ॥
द्रव्य क्षेत्र ने काल भाव,-सामग्री सद्भाव ॥
सानुकूळता योगथी, बनशे शुद्ध बनाव ॥ १५४ ॥
कथनी कथता शु थयु, जो नहि तत्त्व पमाय ॥
रग तु रहेणी आतमनी, धावे चिन्मयराय ॥ १५५ ॥
ध्यावो अन्तर् जगधणी, पामो शाश्वतमेव ॥
सत्य सत्य पद पामवा, सेवो आतम देव ॥ १५६ ॥
गच्छ गच्छमा भिन्नता, बाह्यक्रियामा फेर ॥
आतमज्ञानने लोपता, अरे ! महा अन्धेर ॥ १५७ ॥

ज्ञानीजन तो अल्प छे, कल्पवृक्षसम क्याय ॥
अज्ञानी अथडायछे, पग पग ज्याना त्याय ॥१५८॥
अहो विषम कलिकालमा, समजे नहि जन थोक ॥
यादृशी भवितव्यता, घटे न करवो शोक ॥ १५९ ॥
सर्वांशे परिपूर्ण छे, जिनदर्शन स्याद्वाद ॥
ज्ञान विना जे साध्यता, निजबुद्धि उन्माद ॥१६०॥

ભાવાર્થ—શ્રમણ માર્ગને ઉદ્દેશીને કહે છે—લેખક પોતાના આત્માને પણ બોધ માટે કહે છે કે-હે આત્મન્ !! તુ જગતના સકલ્પવિકલ્પકારક, તથા રાગદ્વેષમય એવા સર્વ વ્યવહારને ત્યાગીને, આત્મજ્ઞાનવડે સહિત તુ નિર્જન જગલમા વાસ કરીને આત્મધ્યાન કર ! મનુષ્યોના સસર્ગથી અનેક પ્રકારની ઉપાધિયોનો સસર્ગ થાય છે અને તેથી મનની ચચળતા વૃદ્ધિ પામે છે, માટે પ્રથમ દ્રવ્યાનુયોગવડે આત્મતત્ત્વનુ સમ્યગ્જ્ઞાન કરીને પશ્ચાત્ મનુષ્યના સસર્ગ રહિત સ્થળોમા ધર્મધ્યાન કરવુ શ્રેયસ્કર છે શ્રી સમ્મતિતર્ક દ્વિતીયકાડની વૃત્તિમા પણ ધ્યાનનુ વર્ણન કરતા પ્રથમ નીચે મુજબ કહ્યુ છે (પત્ર ૨૭૨)

यथा—पापध्यानद्वयमपि हयमुपादय तु प्रशस्त धर्म्म शुक्लध्यानद्वय, तत्र पर्वतगुहाजीर्णोद्यानशून्यागारादौ मनुष्या पातविकले अवकाशे मनोविक्षेपनिमित्तशून्ये सत्त्वोपघात रहिते उचिते शिलातलादौ यथासमाधान विहितपर्यंकासन ऊर्ध्वस्थानस्थो वा मन्दमन्दप्राणापानप्रचारो अतिप्राणनिरोधे चेतसो व्याकुलत्वेनैकाग्रतानुपपत्तेर्निरुद्धलोचनादिकरणप्रचारो

हृदि ललाटे मस्तकऽन्यत्र वा यथापरिचय मनोवृत्ति प्रणिधाय मुमुक्षुर्ध्यायेत् प्रशस्त ध्यान, तत्र बाह्याध्यात्मिकभावानां याथात्म्य धर्मः, तस्मादनपेत धर्म्यं, तच्च द्विविध बाह्यमाध्यात्मिकं च, सूत्रार्थपर्यालोचन दृढव्रतताशीलगुणानुरागो निभृतकायवाग्व्यापारादिरूपम् बाह्यमात्मन, स्वसवेदनग्राह्यमन्येषामनुमेयमाध्यात्मिकम्, तत्त्वार्थसग्रहादौ चातुर्विध्येन ध्यान प्रदर्शितम् ।

ભાવાર્થ—આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે પાપધ્યાન ત્યાજ્ય છે આર્ત યાનના ૧ ઇષ્ટવિયોગ, ૨ અનિષ્ટસયોગ, ૩ રોગચિતા, ૪ અગ્રશોચ એ ચાર પાયા છે, તથા રૌદ્રધ્યાનના હિસાનુબધી, મૃષાનુબ ધી, સ્તેયાનુબધી અને પરિગ્રહાનુબધી એ ચાર પાયા છે એ બે પાપધ્યાનો તિર્યંચ અને નરકગતિ અર્પનાર છે, માટે એ બે દુર્ધ્યાનના વિચારોની સાથે બહાદુરીથી લડવું અને ધર્મધ્યાનનો અને શુક્લધ્યાનનો આદર કરવો ચાર ધ્યાનનુ વિશેષ વર્ણન અસ્મદીયકૃત ધ્યાનવિચાર નામના ગ્રથમા કર્યું છે ધ્યાન માટે એકાત સ્થાન જોઇએ તેમા પણ પર્વતની ગુફાએ, જીર્ણ ઉદ્યાન, શૂન્ય ઘર વિગેરે ઉત્તમ જાણવા ત્યા ધ્યાન કરવુ, તેમા પણ મનુષ્યોનો જ્યા બહુ સચાર ન હોય, તથા મનમા વિક્ષેપ થવાના નિમિત્ત કારણથી શૂન્ય, અને જ્યા વાઘ, સર્પઆદિ પ્રાણીથી ઘાત ન થાય એવા સ્થાનમાં યોગ્ય એવી શિલા ઉપર જેવી રીતે ચિત્ત સમાધિભાવને પામે, તેમ પર્યંકાસન વાળીને, વા ઉંચા આસન ઉપર બેસીને મન્દ મન્દ પ્રાણાપાનવાયુનો વેગ કરતો છતો મુમુક્ષુ ધ્યાન કરે, પણ પ્રાણનો અતિનિરોધ કરે નહિ કારણ કે અતિપ્રાણનો નિરોધ કરે,

તો ચિત્તની વ્યાકૂળતા થાય અને એકાગ્રતા થાય નહિ આસનાદિકનુ વિધાન કરીને લોચન વિગેરે ઇન્દ્રિયોનો નિરોધ કરે, હૃદયમા, લલાટમા, વા મસ્તક વિગેરે સ્થાને, જ્યા ચિત્ત વૃત્તિની સ્થિરતા વિશેષ રહેતી હોય ત્યા મનોવૃત્તિ ધારણ કરીને, મુમુક્ષુ પ્રશસ્ત ધ્યાન કરે બાહ્ય અને આધ્યાત્મિક ભાવે યાથાતથ્ય ધર્માનુકૂળ ધ્યાન, તે પ્રશસ્ત ધ્યાન કહેવાય છે બાહ્ય અને આધ્યાત્મિક એમ બે પ્રકારે ધ્યાન છે સૂત્રાર્થનુ વિચારવુ, વ્રતનુ દૃઢપણુ, શીલગુણાનુરાગ, તથા કાયા, વાણીના વ્યાપારને રોકવા તેને બાહ્ય ધ્યાન કહે છે આત્માને સ્વસવેદન થી ગ્રહણ કરવો, અને અન્ય પદાર્થોને અનુમાનથી જાણવા, તેને આધ્યાત્મિક ધ્યાન કહે છે તત્ત્વાર્થસગ્રહાદિમા ચાર પ્રકારે ધ્યાન બતાવ્યુ છે ધ્યાનાભ્યાસથી નિરુપાધિપદનુ સુખ આત્મા અનુભવે છે અહો! એવી ધ્યાનદશામા કયારે જીવન જશે? કયારે પર્વતની ગુફાઓમા ધ્યાનારૂઢ થઈ અવધૂત દશાનો આત્મા અનુભવ કરશે? કયારે પરપરિણતિરમણતા રૂપ મિથ્યા ટેવને ત્યાગી, ચેતન, સ્થિર ઉપયોગદ્વારા યોગારૂઢ થશે? રાગદ્વેષવડે અનુભવાતા બાહ્ય સયોગોમા કયારે સમભાવ થશે? કયારે સમતારૂપ ગગાનદીમા સસારતાપ નિવારણ કર વામાટે ઝીલાશે? અન્તર્મુખચેતનાથી કયારે આત્મપ્રભુનુ સેવન થશે? કયારે સર્વ પૌદ્ગલિક ભાવો પરથી અહત્વબુદ્ધિ છૂટશે? કયારે જગત્ના પદાર્થોમાથી ઇષ્ટબુદ્ધિ છૂટશે? હે ચેતન! તુ આત્મપરાક્રમ ફેરવે તો રાગાદિક શત્રુઓને જીતી પરમ પદની પ્રાપ્તિ કરે—અન્તર્ના વિકારોને જીતવા માટે બને તેટલો પ્રયત્ન કર!! દેવગુરુધર્મની આસ્તિકતા ધારણ કર

પ્રશ્ન—હે સદ્ગુરો ! કેટલાક લોકો કહે છે કે, જૈન ધર્મ છે તે નાસ્તિક ધર્મ છે, અને તે વેદબાહ્ય છે, તેનુ કેમ ?

ઉત્તર—હે શિષ્ય ! જે લોકો જૈન ધર્મને નાસ્તિક કહે છે, તે લોકો જૈન ધર્મનુ બરાબર સ્વરૂપ સમજતા નથી, તેથી એમ કહે છે, જૈનધર્મ છે તે પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે, અને તે દરેક મનુષ્યના આત્માની ઉન્નતિનુ સ્વરૂપ બતાવે છે નાત જાતના ભેદમા જૈન ધર્મ સમાતો નથી, જે રાગ દ્વેષને જીતે તે જિન કહેવાય છે એવા જિનોએ કહેલો જે ધર્મ તેને જૈન ધર્મ કહે છે જૈન ધર્મને કેટલાક વેદબાહ્ય કહે છે, તે પોતાની મતિથી કહે છે વેદનો પણ વેદ જૈનસૂત્ર છે જૈનસૂત્રો તે સત્ય વેદ છે માધ્યસ્થ બુદ્ધિથી વિચારવામા આવે, તો આસ્તિકયતાનો અગ્રેશ્વર જૈનધર્મ છે

પ્રશ્ન—હે સદ્ગુરુ ! આસ્તિક અને નાસ્તિકનુ શું લક્ષણ છે ?

ઉત્તર—હે ભવ્ય ! જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સવર, નિર્જરા, બધ અને મોક્ષને જે માને છે તેને આસ્તિક કહે છે પુનર્જન્મ, પરમાત્મા, કર્મ વિગેરે માને છે તેને આસ્તિક કહે છે, અને જે એવા તત્ત્વોને માને નહિ, તે નાસ્તિક છે

પ્રશ્ન—જૈનો ઇશ્વરને માનતા નથી, એમ અજ્ઞલોક કહે છે, તે ખરી વાત કે ?

ઉત્તર—હે ભવ્ય ! એ વાત સત્ય નથી, જૈનો અષ્ટાદશ દોષ રહિત જેઓ હોય એવા તીર્થંકર દેવોને ઇશ્વર માને છે, જે અઢાર દોષ રહિત હોય છે, તે દેવાધિદેવ ઇશ્વર કહેવાય

છે એવા સત્ય ઇશ્વરને જૈનો સ્વીકારે છે, માટે તે પરમ આસ્તિક જાણવા

પ્રશ્ન —જૈન ધર્મ ક્યારે નીકળ્યો તે કહેશો ?

ઉત્તર —હે ભવ્ય ! પ્રવાહની અપેક્ષાએ જૈન ધર્મ અનાદિ કાળથી ચાલતો આવે છે, તેમ મિથ્યાત્વ પણ અનાદિકાળથી છે જે જે તીર્થંકરો ઉત્પન્ન થાય છે, તેઓ પૂર્ણ જૈનધર્મના સ્વરૂપનો ઉપદેશ ભવ્ય જીવોની આગળ કરે છે

પ્રશ્ન —જૈન ધર્મને તમે સત્ય તથા મોટો ધર્મ શાથી માનો છો ?

ઉત્તર —દુનિયામા ચાલતા જે જે ધર્મના પન્થો છે, તેમા જે જે સત્યતાનો અશ રહ્યો છે, તે સર્વ સત્ય અશોને જૈનધર્મ સાપેક્ષદૃષ્ટિથી ગ્રહે છે, અર્થાત્ દુનિયાના સર્વ ધર્મનો સત્ય ભાગ, જૈન ધર્મમા સમાય છે દુનિયાના અનેક ધર્મોનો સમાવેશ જૈન ધર્મમા થાય છે માટે જૈનધર્મ મોટો ધર્મ કહેવાય છે

પ્રશ્ન—દરેક ધર્મની સત્યતાનો જૈન ધર્મમા સમાવેશ થાય છે, તે દષ્ટાતપૂર્વક સમજાવશો ?

ઉત્તર—હે પ્રિય ભવ્ય ! સાભળો, મહાયોગિરાજ અધ્યાત્મજ્ઞાનશિરોમણિ શ્રી આનદઘનજી મહારાજ કહે છે કે-
जिनवरमा सघळा दर्शन छे, दर्शने जिनवर भजना रे सागरमा सघळी तटिनी सहि, तटिनीमा सागर भजना रे; षट्दर्शन जिनअग भणीजे ॥ જૈનદર્શનમા સઘળા દર્શન અર્થાત્

દુનિયાના સર્વધર્મપન્થનો સ્યાદ્વાદદૃષ્ટિસાપેક્ષતાએ જોતા સમાવેશ થાય છે, સાગર એટલે સમુદ્રમા સર્વ નદીઓ મળે છે, પણ નદીઓમા સમુદ્રની ભજના છે ભરતીઓટ હોય તો કોઈ નદીમા સમુદ્રનુ પાણી જાય છે, પણ તે અશે-કવચિત્કાળે એમ બને છે, તેમ અત્ર સર્વધર્મના સત્યનો પણ જૈનધર્મમા સમાવેશ થાય છે, અને અન્યમા જૈનધર્મની ભજના છે, માટે જૈનધર્મનુ આરાધન કરતા સર્વ ધર્મનુ આરાધન થાય છે

પ્રશ્ન—જૈનધર્મને કોણ પાળી શકવાને સમર્થ છે ?

ઉત્તર—જે જે મનુષ્યો પોતાના આત્માની ઉન્નતિ ઇચ્છે છે, તે સર્વ લોકો, જૈનધર્મ પાળી શકવાને સમર્થ છે

પ્રશ્ન—જૈનધર્મ પાળવાથી આ ભવમા તથા પરભવમા શા શા ફાયદા થાય છે ?

ઉત્તર—જૈનધર્મ પાળવાથી આ ભવમા દયાની બુદ્ધિ થાય છે પરોપકાર, સત્ય બોલવુ, ચોરીનો ત્યાગ, મૈથુનનો ત્યાગ, સતોષ, સમતા, ગભીરતા, ક્ષમા, સરળતા, વૈરાગ્ય, કામવિકારોનો જય, દુર્વ્યસનનો ત્યાગ, ભ્રાતૃભાવ, નિસ્પૃહતા વિગેરે અનેક સદ્ગુણોની પ્રાપ્તિ આ ભવમા થાય છે, તથા શ્રમણવ્રતની, તથા શ્રાવકવ્રતોની પણ પ્રાપ્તિ થાય છે આ ભવમા કામવિકાર, રાગ દ્વેષાદિક અન્તરના શત્રુઓ ઉપર જય મેળવવાથી, આત્મા નિર્મળ થાય છે, અને તેથી આત્મિકસુખનો અનુભવ થાય છે, અને પરભવમા તેવી દેવયોનિ વા મોક્ષપદ મળે છે

પ્રશ્ન—જૈનધર્મમા સર્વ ધર્મનો સમાવેશ થાય છે, તો

। કે અદ્વૈતવાદી ( વેદાંતી ) આત્માને સર્વવ્યાપક માને છે, ને એક આત્મા સર્વનો માને છે, તેનો સમાવેશ જૈનધર્મમા રીતે થાય છે ?

ઉત્તર—હે ભવ્ય ! સાપેક્ષનયબુદ્ધિથી જોતા જૈનદર્શનમા વાત ઘટે છે જ્યારે આત્મામા જ્ઞાનધ્યાનાદિથી ચારિત્ર ળતા કેવળજ્ઞાન થાય છે ત્યારે આત્મા લોકાલોકનો જાણનાર વલજ્ઞાની થાય છે કેવલજ્ઞાનની અપેક્ષાએ આત્મા વિભુ અર્થાત્ ર્વવ્યાપક છે એમ જૈનો કહે છે, અને અસખ્યપ્રદેશરૂપ ાક્તિની અપેક્ષાએ અવ્યાપક છે, **મધ્યમ પરિણામી છે,** ાસખ્યપ્રદેશરૂપ આત્માનો કદાપિકાળે નાશ થયો નથી, અને ાવાનો નથી કોઇ કહેશે કે–ઘટપટની પેઠે મધ્યમ પરિણામ ળો આત્મા છે, તો તેનો નાશ થવો જોઇએ, ત્યારે તેના ત્તરમા સમજવાનુ કે–આકાશની પેઠે અરૂપી એવા મધ્યમ ારિણામવાળા આત્માનો અરૂપીપણાથી ત્રિકાલમા નાશ થતો ાથી, માટે કથચિત્ આત્મા, જ્ઞાનાપેક્ષાએ વિભુ છે, એમ સિદ્ધ ાયું, તથા સગ્રહનયસત્તાથી સર્વ આત્માઓ એક આત્મા કહેવામા આવે છે જેમ માટીના હજાર ઘડા છે, જો કે તે પોતપોતાની વ્યક્તિથી ભિન્ન ભિન્ન છે, તેથી વ્યક્તિ એટલે આકારની અપેક્ષાએ હજાર કહેવાય છે, પણ તે સર્વ ઘડાઓમા મૃત્તિકાની સત્તા વ્યાપી રહી છે; માટી માટી એવો વ્યવહાર સર્વ ઘડાઓમા થાય છે, તેથી માટી–મૃત્તિકારૂપ સામાન્ય સત્તાની અપેક્ષાએ સર્વ ઘડાઓ એક કહેવાય છે, તેમ જૈનો વ્યક્તિની અપેક્ષાએ અનત આત્માઓ સ્વીકારે છે, પણ અનત આત્માઓમા જ્ઞાનાદિક ધર્મ સરખા રહ્યા છે જ્ઞાનગુણ

દિકથી સર્વથા રહિત કોઇ આત્મા નથી, તેથી આત્મધર્મની અપેક્ષાએ અનત આત્માઓ એક સરખા છે, માટે તે કથચિત્ એક કહેવાય છે, પણ તેથી અનત આત્મ-વ્યક્તિઓની નાસ્તિતા સિદ્ધ ઠરતી નથી, અર્થાત્ આત્મા અનત છે, તેમ વ્યક્તિની અપેક્ષાએ સિદ્ધ ઠરે છે સર્વ આત્માઓનુ જ્ઞાનાદિક ગુણથી એકત્વપણુ જૈનદર્શન સ્વીકારે છે, તેથી વેદાત દર્શનનો પણ જૈન દર્શનના સમાવેશ થાય છે, પણ અદ્વૈત વેદાત, આત્માની સત્તાને જ સ્વીકારી, અનત આત્મા વ્યક્તિથી ભિન્ન ભિન્ન છે, એમ બીજી બાજુ તરફ નહિ જોતા તેનો અપલાપ કરે છે, માટે તે સર્વદેશી નથી, પણ તે એકદેશી હોવાથી મિથ્યાત્વ ની વૃદ્ધિ કરે છે, આ વાતથી પણ સિદ્ધ થયુ કે, જૈનદર્શન સર્વ દેશી છે, તેથી તેમા વેદાત દર્શનનો સમાવેશ થાય છે માટે જૈનદર્શન સત્ય દર્શન છે

પ્રશ્ન—વૈષ્ણવ ધર્મનો જૈન ધર્મમા કેવી રીતે સમાવેશ થાય છે ?

ઉત્તર—વૈષ્ણવ ધર્મમા કૃષ્ણની ઉપાસના થાય છે, અને કૃષ્ણને પ્રભુ તરીકે માને છે ત્યારે જૈન દર્શન કહે છે કે-બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાનના શ્રી કૃષ્ણ શ્રાવક હતા, તે સમકિતી હતા, અને તે આવતી ચોવીશીમા તીર્થંકર થવાના છે તેથી તે ભવિષ્યકાળની અપેક્ષાએ તીર્થંકર થવાથી જૈનો તેને અપેક્ષાએ 'ભગવાન્ માને છે, તેથી સત્ય કૃષ્ણનો **જૈનદર્શનમા સમાવેશ થાય છે** માટે જેણે જૈન ધર્મ પાળ્યો, તેણે કૃષ્ણનુ આરાધન કર્યું કહેવાય છે શક્રસ્તવ એટલે નમુથ્થુણ મા કહ્યું છે કે —

जेअ अइया सिद्धा, जेअ भविस्सतिणागए काले ।
संपइय वट्टमाणा सव्वे तिविहेण वंदामि ॥

ભાવાર્થ —જે આત્માઓ, ભૂતકાળમા કર્મનો ક્ષય કરીને
થયા, અને જે ભવિષ્ય કાળમા કર્મનો ક્ષય કરીને મુક્તિ
પામશે, અને મહાવિદેહ ક્ષેત્રમા હાલ વર્તમાનકાળે જે
થાય છે, તે સર્વને મન વચન અને કાયાવડે હુ વાદુ
આ સૂત્રના પાઠથી પણ ભવિષ્ય કાળમા શ્રી કૃષ્ણ તીર્થંકર
સિદ્ધ થશે, માટે શ્રી કૃષ્ણની ભવિષ્ય કાળમા તીર્થંકરની
થા તથા સિદ્ધાવસ્થા થવાની છે,જેથી તે વાદવા-પૂજવા યોગ્ય
પદ્મનાભ તીર્થંકરની પેઠે તેમની તે અવસ્થાના પ્રતિમા
ાન કાળમા પણ ભરાવીને માનવા પૂજવાથી ફાયદો થાય
ાટે તે અપેક્ષાએ જૈન દર્શન, કૃષ્ણને ભગવાન્ માને છે;
કૃષ્ણે જગત્‌ને બનાવ્યુ તથા લીલાઓ કરી, તેવુ જૈનદર્શન
રતુ નથી કૃષ્ણ સબધી વિશેષ હકીકત જાણવી હોય
શ્રી નેમિનાથનુ ચરિત્ર વાચવુ એવી રીતે સાપેક્ષપણે
ેા પણ જૈન દર્શનમા સમાવેશ થાય છે વૈષ્ણવ ધર્મી
ને સર્વવ્યાપક માને છે, અને કૃષ્ણને તેનો અવતાર ગણે
હે ભવ્ય ! જૈન દર્શન આત્માને વિષ્ણુ કહે છે જ્ઞાનેન
। व्याप्नोति इति विष्णु' જ્ઞાનથી સર્વત્ર આત્મા પ્રકાશ
છે, માટે આત્મા જ્ઞાનથી વ્યાપક વિષ્ણુ ગણાય છે અને
આત્મામા જ્યા સુધી કર્મ છે ત્યા સુધી સત્તાએ કેવલજ્ઞાન
છે, અને એવો વિષ્ણુરૂપ આત્મા કર્મવડે અવતાર ધારણ
છે, તે પ્રમાણે કૃષ્ણનો આત્મા, સર્વ આત્માઓની પેઠે

જ્ઞાનથી વિષ્ણુ છે, અને તે કર્મવડે અવતાર ધારણ કરે છે, અને કર્મનો નાશ થતા, અવતાર ધારણ કરતો નથી-એમ વિષ્ણુનુ સ્વરૂપ જૈન દર્શન સ્વીકારે છે, તેથી વિષ્ણુનો સમાવેશ પણ જૈનદર્શનમા થાય છે, પણ તે અપેક્ષાને જેઓ નથી સમજતા અને વિષ્ણુને માને છે, તેઓ અજ્ઞાનથી ભૂલે છે જેઓ વિષ્ણુને જગત્કર્તા તરીકે સ્વીકારે છે, તેઓ ભૂલ કરે છે વિષ્ણુને કર્મ રહિત નિર્મલ પરમાત્મા સ્વીકારો, તો તેમનો અવતાર થઇ શકે નહિ, કારણ કે કર્મ સહિતના અવતાર થાય છે. તેમ સર્વત્ર વ્યાપક એવી વ્યક્તિ વિષ્ણુ છે, એમ માનતા ઘણા દોષો આવે છે આત્મા મધ્યમ પરિણામવાળો હોવાથી, સર્વ વ્યાપક હોઇ શકતો નથી, એવી આત્માની સ્થિતિ છે સર્વત્ર વ્યાપક જો વિષ્ણુ માનશો તો આકાશની પેઠે નિષ્ક્રિય ઠરવાથી, તે અવતારાદિકને ધારણ કરી શકે નહિ-ઇત્યાદિ ખંડન સમ્મતિતર્ક, શાસ્ત્રવાર્તાસમુચ્ચય, ધર્મસંગ્રહણી વિગેરે ગ્રંથોથી જોઇ લેવુ તથા ઇશ્વર જગત્નો કર્તા સિદ્ધ થતો નથી, તેનુ વિવેચન તત્વાદર્શ, અજ્ઞાનતિમિરભાસ્કર, સ્યાદ્વાદમંજરી, સમ્મતિતર્ક, તથા अस्मदीयकृत जैनधर्म અને ખ્રીસ્તિધર્મનો મુકાબલો વિગેરે ગ્રંથોમાથી જોઈ લેવુ

પ્રશ્ન —જૈનો ઇશ્વરને જગત્ના કર્તા તરીકે સ્વીકારતા નથી, ત્યારે ઇશ્વરકર્તાવાદીનો જૈન ધર્મમા સમાવેશ થશે નહિ, તેનુ કેમ ?

ઉત્તર —હે ભવ્ય ! જે સત્ય હોય છે તેને જૈનો સ્વીકારે છે જગત્નો કર્તા ઇશ્વર કોઈ પણ પ્રમાણથી સિદ્ધ ઠરતો નથી પ્રથમ અમો તમને પૂછીએ છીએ કે, ઇશ્વર સાકાર છે કે નિરાકાર

છે ? ઇશ્વર સાકાર છે, તો તે શરીરથી એક દેશવ્યાપી છે ? કે સર્વ દેશવ્યાપી છે ? જો કહેશો કે, ઇશ્વર સાકાર છે અને તે એક દેશવ્યાપી છે, તો પ્રત્યક્ષ આંખે સાકાર હોવાથી કેમ દેખાતો નથી ? તમો કહેશો કે ભૂતવ્યંતરની પેઠે અદૃશ્ય રહે છે, તો કહો કે તેને પ્રત્યક્ષ થવામાં કંઇ શરમ આવે છે ? તમો કહેશો કે શરમ તો આવતી નથી, જે જીવના શુભ કર્મ હોય તેને દેખાય છે, ત્યારે પૂછવાનું કે શુભકર્મ છે, તે સ્વતંત્ર છે કે તે ઇશ્વરના તાબામાં છે ? જો કહેશો કે કર્મ સ્વતંત્ર છે, તો બસ સિદ્ધ ઠર્યું કે શુભકર્મની પ્રેરણાથી ઇશ્વર દર્શન દે છે ત્યારે ઇશ્વર પણ કર્મની પ્રેરણાથી પરતંત્ર થયો તમો કહેશો કે કર્મ, ઇશ્વરના તાબામાં છે, તો પૂછવાનું કે શુભ વા અશુભ કર્મ, જીવને ઇશ્વરની પ્રેરણાથી લાગે છે કે જીવના શુભાશુભ પ્રયત્નથી ? જો કહેશો કે ઇશ્વરની પ્રેરણાથી જીવને કર્મ લાગે છે, તો બસ સિદ્ધ ઠર્યું કે કોઇને પુણ્યકર્મ લગાડવાથી ઇશ્વર રાગી ઠર્યો, અને કોઇને અશુભકર્મ લગાડવાથી ઇશ્વર દ્વેષી ઠર્યો અને રાગી–દ્વેષી હોય તો તે કદાપિકાળે ઇશ્વર કહેવાય નહિ તમો કહેશો કે પોતાના શુભાશુભ [1]મનોવાક્કાય પ્રયત્નથી જીવને કર્મ લાગે છે, તો સિદ્ધ ઠર્યું કે ઇશ્વરના તાબામાં કર્મ નથી તેમ જીવ પણ નથી જીવ જેવા કર્મ કરે છે, તેવા તે કર્મ ભોગવે છે તમો કહેશો કે કર્મનો કર્તા તથા ભોક્તા તો જીવ છે, પણ કર્માનુસારે સુખદુઃખ આપવું તે તો ઇશ્વરનું કામ છે આમ પણ તમારું કહેવું અસત્ય ઠરે છે, કારણ કે પોતે કર્મ, જીવ કરે છે, ત્યારે સુખદુઃખ ઇશ્વર આપે છે, એમ કહેવું તે

1 મન, વચન અને કાયાના

અજ્ઞાનમૂલક છે; કેમકે જુઓ આપણે હાથમાં અગ્નિ ગ્રહણ કરીએ અને કહીએ કે મને ઇશ્વર બાળે છે, એ કેવુ ખોટુ છે ? પ્રત્યક્ષ દેખાય છે કે હાથમા અગ્નિ ગ્રહણ કરતા દાહકત્વગુણ અગ્નિનો છે, તેથી અગ્નિ બાળે છે, તથા પોતાના પેટમા છરી મારીએ અને કહીએ કે મને ઇશ્વરે વેદના કરી, આ કેવી ભૂલભરેલી વાત છે ? અ ધ-જડ વિના આમ કોઈ માની શકે નહિ જ્ઞાની તો કહેશે કે મારા હાથે છરી પેટમા મારી તો વેદનાનુ કારણ છરી ઠરી તેમા ઇશ્વરની કલ્પના જૂઠી ઠરે છે, તેમ અત્ર પણ જ્યારે જીવ પોતે કર્મનો કર્તા છે ત્યારે તે કર્મથી થતા સુખદુ ખનો ભોક્તા પોતે કેમ કહેવાય નહિ ? સુખદુ ખ આપનાર અલબત્ત કર્મ સિદ્ધ ઠરે છે, અને તે કર્મનો કર્તા આત્મા છે, એમ સિદ્ધ ઠરે છે સમજવાનુ કે ઇશ્વર, જીવોને બનાવનાર નથી, તે જીવોને સુખદુ ખ આપનાર નથી, તેથી તમારો માનેલો જીવોને સુખદુ ખને આપનાર ઇશ્વર સિદ્ધ ઠરતો નથી તથા વળી કહેવાનુ કે-એકદેશી સાકાર ઇશ્વર સિદ્ધ જ ઠરતો નથી, જો ઇશ્વરને દેહવાળો માનશો તો કર્મવિના દેહ હોય નહિ, અને રાગદ્વેષ વિના કર્મ લાગે નહિ; તેથી ઇશ્વર પણ રાગીદ્વેષી સિદ્ધ ઠર્યો, તેથી તમોએ માનેલું, ઇશ્વરપણુ ગયુ કોઈપણ પ્રમાણથી તમારુ માનેલુ ઇશ્વરપણુ સિદ્ધ ઠરતુ નથી જો તમે ઇશ્વરને સદેહી અને આકાશની પેઠે સર્વત્ર વ્યાપક માનશો તો એવો ઇશ્વર સર્વત્ર વ્યાપક હોવાથી, અને તે મૂર્તિમાન હોવાથી, આખે દેખાવો જોઇએ, અને તે દેખાતો તો નથી, માટે તેવો ઇશ્વર તમારાથી માની શકાય જ નહિ, તથા સાકાર ઇશ્વર માનતા રાગદ્વેષાદિકવાળો ઇશ્વર પૂર્વોક્ત યુક્તિ

સિદ્ધ કરશો, તમો બીજો પક્ષ લઇને કહેશો કે, ઇશ્વર નિરાકાર છે, તો કહેવાનુ કે નિરાકાર એવા ઇશ્વરથી સાકારની ઉત્પત્તિ આકાશની પેઠે થઇ શકે નહિ જે જે શરીરરૂપ આકાર વાન હોય છે, તે કુભકાર જેમ ઘટને બનાવે છે, તેમ અન્ય વસ્તુને બનાવી શકે છે, માટે નિરાકાર ઈશ્વર માનતા ઈશ્વર જગત્કર્તા સિદ્ધ ઠરતો નથી તથા વેદમા પણ કહ્યું છે કે ન તસ્ય પ્રતિમાઽસ્તિ-ઇશ્વરનો આકાર નથી જૈનો તો સિદ્ધ પર માત્મારૂપ અને તે પોતાના શુદ્ધ સ્વરૂપમાજ આનદ ભોગવે છે એમ માને છે તેથી તેવો ઇશ્વર માનતા કોઈ જાતનો દોષ સભવતો નથી કોઈ પણ પ્રમાણથી ઇશ્વર જગત્ કર્ત્તા સિદ્ધ ઠરતો નથી તથા વળી પૂછવાનુ કે, જે જે કાર્ય ઉત્પન્ન થાય છે, તેના બે કારણો હોય છે જેમ કુભાર ઘટ બનાવે છે, તે ઘટ, મૃત્તિકા( માટી ) વિના બનતો નથી, માટે માટી તે ઘટનુ ઉપાદાન કારણ છે, અને કુભાર, ચક્ર, દડ વિના માટીનો પણ ઘટ બનતો નથી, તેથી કુભાર વિગેરે નિમિત્ત કારણ છે, માટીરૂપ ઉપાદાન કારણથી, ઘટ ભિન્ન નથી, તે સહેજે સમજાશે, તેમ અત્ર પણ સમજવાનુ કે ઇશ્વર જગતકર્તા માનો છો, તો તે ઈશ્વર જગતનુ ઉપાદાન કારણ છે કે નિમિત્ત કારણ છે ? જો ઇશ્વરને જગતનુ ઉપા દાન કારણ કહેશો તો જગત્ પણ ઈશ્વરરૂપ થઇ ગયુ, ત્યારે પાપી, ધર્મી, હિસક, વ્યભિચારી વિગેરે સર્વરૂપે તે ઇશ્વર હોવાથી ઇશ્વર પોતે જ બધાયો-નરકમા જનાર તથા મોક્ષમાં જનાર પણ ઈશ્વર ઠર્યો, પુણ્ય પાપ બધનવાળો તથા મુક્ત-રૂપ પણ ઈશ્વર ઠરવાથી, તપ, જપ, બધ, મોક્ષ વિગેરેની

વ્યવસ્થા સિદ્ધ ઠરશે નહિ, આ પ્રમાણે ઇશ્વરને માને છે, તેના મતમા ચોર, વ્યભિચારી, ગૌહત્યા કરનાર સર્વ ઈશ્વર છે, તો તેને પણ નમસ્કાર કરી લેવા જોઇએ, તથા સર્વે ઇશ્વરરૂપ હોવાથી સન્યાસ લેવો, દયા દાન કરવા, ઈશ્વરપૂજન કરવુ, તે સર્વ અસત્ય ઠરે છે માટે તે પક્ષ પણ તમારાથી માની શકાશે નહિ તમો કહેશો કે, ઈશ્વર જગત્નુ નિમિત્ત કારણ છે, ત્યારે અમો પૂછીએ છીએ કે, જગત્ એકાતે સત્ છે કે અસત્ છે ? તથા ઇશ્વર, જગત્મા છે કે જગત્ની બહાર છે ? જો તમે કહેશો કે, જગત્ એકાત સત્ છે, ત્યારે સમજો કે જે સત્ વસ્તુ હોય છે, તે ત્રિકાલમા વર્તે છે, તેથી જગત્ સત્ માનવાથી અનાદિકાળથી જગત્ છે, અને તેનો અત આવશે નહિ, માટે જગત્ને એકાત સત્ માનવાથી તેનો કર્તા ઇશ્વર કહેવાય જ નહિ જગત્ને એકાત અસત્ માનશો, તો આકાશ ફૂલ જેમ એકાત અસત્ છે, તેનો કોઇ ઉત્પન્નકર્તા નથી, તથા તે આકાશકુસુમવત્ અસત્ હોવાથી તેની ત્રિકાલમા ઉત્પત્તિ થઇ શકે નહિ, તો તેનો કર્તા ઇશ્વર કેમ કહેવાય ? અપિ તુ કદાપિ કાળે કહેવાય નહિ, માટે એ બે પક્ષથી પણ ઇશ્વર જગત્કર્તા સિદ્ધ ઠર્યો નહિ તથા વળી રાગદ્વેષ રહિત એવો ઇશ્વર તેને જગત્ રચવાનુ કઇ પણ પ્ર...
ખ્રીસ્તિયો કહે છે કે, દુનિયાનો
...ચી જુદો છે અને તેણે છ
રવિવારના દિવસે થાક...
છ હજાર વર્ષ થઇ ગ...
બ્રહ્મા છે, અને ...

વિષ્ણુ છે આ સર્વમાથી એક પણ જગતનો કર્તા પૂર્વોક્ત દૂષ ણુયુક્ત હોવાથી સિદ્ધ ઠરતો નથી ત્યારે કોઇ કહેશે કે, જગત્ એકાંત કાર્યરૂપ નથી જગતની અદર નવતત્ત્વનો સમાવેશ થાય છે આત્માઓ, પચભૂત વિગેરે પ્રકારાતરે જગત્ કહેવાય છે તેમા આત્મા તથા પચભૂત પણ અનાદિકાળથી છે, તેથી તેનો બનાવનાર કોઈ સિદ્ધ થતો નથી **પરકર્તૃત્વ સ્વભાવનો અને આત્મસ્વરૂપને સપૂર્ણ પ્રકટ કરનારને ઈશ્વર કહેવામા આવે છે**, માટે એવા ઇશ્વરમા જરા માત્ર પણ કર્મની ઉપાધિ તથા જગત્કર્તૃત્વની ઉપાધિનો સભવ નથી, जीवरूप इश्वर शरीररूप जगतनो कर्त्ता कथंचित् छे અનેકાન્ત જૈન દર્શન કથચિત્ નયની અપેક્ષાએ જીવને ઇશ્વર માનીને કર્મ કર્તૃત્વની સિદ્ધિ કરે છે અનાદિ કાળથી જીવને કર્મ લાગ્યા છે, અને તેથી જીવ, સસારી કહેવાય છે જગત્મા અનત જીવો વર્તે છે તેઓ રાગદ્વેષથી કર્મ ગ્રહણ કરે છે, અને તેથી તે કર્મનો કર્તા તથા ભોક્તા કહેવાય છે અને તેથી જીવ અનેક પ્રકારના શરીરોને ચાર ગતિમા ધારણ કરે છે, જીવ કર્મસહિત હોય છે ત્યા સુધી કર્મસહિત ઇશ્વર કહેવાય છે, અને જેના કર્મ નાશ પામ્યા છે, તે કર્મરહિત ઈશ્વર સિદ્ધ કહેવાય છે **જેમ મલિન સુવર્ણ અને નિર્મલ સુવર્ણ, એમ સુવર્ણના બે ભાગ પાડે છે**, તેમ અત્ર પણ કમ સહિત ઇશ્વરરૂપ જીવો અને જેઓએ કર્મનો સપૂર્ણ નાશ કર્યો છે, એવા સિદ્ધ જીવો, એમ જીવોના બે ભેદ પડે છે સિદ્ધજીવોને કદિ કર્મ લાગતા નથી, કારણ કે કર્મ લાગવાનુ કારણ રાગદ્વેષાદિ છે તેનો નાશ થતા, દ્રવ્ય કર્મનુ થતુ નથી, માટે [illegible] કાળે પરનો કર્તા થતો

હવે સંસારી જીવરૂપ ઇશ્વર કર્મ સહિત છે, તે કર્મનો કર્તા છે, અને તે કર્મથી શરીરને ધારણ કરે છે, માટે શરીર રૂપ જગત્ તેનો કર્તા પોતાનો આત્મા અનાદિકાળથી છે, એમ સર્વ જીવો પણ અપેક્ષાએ ઇશ્વરો કહેવાય છે, તે પોતપોતાના શરીરરૂપ જગતના કર્તા, મકડીના (કરોળીઆના) જાળની પેઠે જાણવા એમ સકર્મ ઇશ્વરરૂપ આત્મા અપેક્ષાએ શરીરરૂપ જગતનો કર્ત્તા સિદ્ધ ઠર્યો, તો તે કર્મ સહિત આત્માને વિષ્ણુ કહો, રામ કહો, બ્રહ્મા કહો, ખુદા કહો, ઇશ્વર કહો, કૃષ્ણ કહો, તેને અનેક નામથી બોલાવો, સકર્માવસ્થામાં તે શરીરરૂપ જગતનો કર્તા છે પણ તે આત્મારૂપ કૃષ્ણ, રામ, બ્રહ્મા, ખુદા, મહાદેવને ઓળખીએ, અને તેનું પૂજન ધ્યાન વીતરાગની આજ્ઞા પ્રમાણે કરીએ, તો કર્મનો નાશ થતા આત્મા તેજ પરમાત્મારૂપ થાય કર્મનો નાશ થયા બાદ રાગદ્વેષના નાશથી, શરીરરૂપ જગત્ કર્તૃત્વનો નાશ થાય છે, માટે કથંચિત્ દેહરૂપ જગત્કર્તૃત્વ આત્માને છે, તે આત્મારૂપ કૃષ્ણ, વિષ્ણુ, ખુદા, ઇશ્વર, બ્રહ્મા દિકમા સકર્માવસ્થા, વ્યવહારનયની અપેક્ષાએ, જૈનદર્શન સ્વીકારે છે, તે અપેક્ષાએ પૂર્વોક્ત બ્રહ્માદિકનો જૈનદર્શનમા અનેકાન્તપણે સમાવેશ થાય છે, જૈનદર્શન સર્વાંશી છે અને પૂર્વોક્ત વાદિયો નિરપેક્ષ એકાતપણે એકેક અંશને સ્વીકારે છે, માટે તે અજ્ઞાની છે, તે અપેક્ષાએ તેમનો મત ત્યાજ્ય છે, એ પ્રમાણે સત્ય ઇશ્વરની સિદ્ધિ કર્યાબાદ, નિત્યાનિત્ય વાદીઓનો પણ જૈનદર્શનમા સમાવેશ થાય છે તે બતાવે છે

સાખ્યો આત્માને નિત્ય માને છે તથા નૈયાયિકો

વેદાંતીઓ પણ જ્યારે આત્માને નિત્ય માનીને એકાંતે અનિત્ય આત્મા માનનાર બૌદ્ધદર્શનનું ખંડન કરે છે, ત્યારે બૌદ્ધદર્શન પણ એકાંત ક્ષણિક આત્મા સ્વીકારી, વેદાંત, સાંખ્ય, નૈયાયિકોનું ખંડન કરે છે; તે બે વાદીઓ લડતા શ્રી વીરપ્રભુની પાસે આવ્યા શ્રી સર્વજ્ઞ વીરપ્રભુએ બે વાદીઓને કહ્યું કે-તમે શા માટે એક બીજાની અપેક્ષા સમજ્યાવિના, વાદ કરી દુનિયામાં અશાંતિ ફેલાવો છો ? ધ્યાન રાખો જુઓ, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા નિત્ય છે, અને તેથી આત્મા ત્રિકાલમાં વર્તે છે, અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ, અશુદ્ધ વા શુદ્ધપર્યાયોને ધારણ કરે છે દેવતા થઇને, મનુષ્ય થાય છે, અને મનુષ્ય પર્યાયનો નાશ થતાં નારકી પર્યાય અર્થાત્ ( આકૃતિ )ને ધારણ કરે છે તેથી કથંચિત્ આત્મા દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય છે અને કથંચિત્ આત્મા પર્યાયાર્થિકનયની અપેક્ષાએ અનિત્ય છે, માટે આત્માને નિત્યાનિત્ય માનવો જોઇએ એમ જૈનદર્શન બે પક્ષને સ્વીકારે છે તેથી, બે દર્શનોના અંશને સાપેક્ષપણે ગ્રહે છે, તેથી તે દર્શનોનો પણ જૈનદર્શનમાં સમાવેશ થાય છે તથા જ્ઞાનવાદી અને ક્રિયાવાદી પોતાના તત્ત્વને ઇષ્ટ માનતા શ્રી વીરપ્રભુની પાસે ન્યાય મેળવવા આવ્યા ત્યારે શ્રી વીરપ્રભુએ કહ્યું કે, તમો નિરપેક્ષપણાથી વાદ કરો છો એકલા જ્ઞાનથી પણ મુક્તિ થતી નથી, તેમ એકલી ક્રિયાથી પણ મુક્તિ થતી નથી, બેનો સંગમ થતાં મુક્તિ થાય છે ज्ञानक्रियाभ्यां मोक्षः જ્ઞાન અને ક્રિયા બે માનવાથી મુક્તિ થાય છે જેમ કોઈ માણસ ઇષ્ટ નગરનો રસ્તો જાણતો હોય પણ ચાલવાની ક્રિયા કરે નહિ તો ઇષ્ટ નગરમાં પહોંચતો નથી તથા કોઇ

ઇષ્ટ નગરનો રસ્તો જાણતો નથી અને ગમન કરે, તો તે ભૂલો ભમે, માટે જ્ઞાન અને ક્રિયા બે સાથે હોય તો ઇષ્ટ નગરમા પહોચે છે. કહ્યુ છે કે —

॥ गाथा ॥

हय नाण कियाहीण, हया अन्नाणओ किया ।
पासतो पगुलो दड्ढो, धावमाणो अ अधओ ॥ १ ॥

આ પ્રમાણે ઉપદેશ આપ્યાથી બે વાદીઓ એક બીજાની સાપેક્ષતા સમજ્યા, તેથી જ્ઞાનવાદી અને ક્રિયાવાદી, જૈનદર્શનમા ભળ્યા કેટલાક એકાન્ત યોગથી મુક્તિ માને છે તથા કેટલાક એકાત ભક્તિથીજ મુક્તિ માને છે તથા કેટલાક એકાત બ્રહ્મથી જ મુક્તિ માને છે, અને પરસ્પર એક બીજાનુ ખડન કરી વૈર, ઝેર, કુસપથી દુનિયામા અશાતિ ફેલાવે છે, ત્યારે તે સર્વવાદીઓને સાપેક્ષપણે સમજાવીને, જૈનદર્શન કહે છે કે કથચિત્ ભક્તિથી પણ મુક્તિ છે, પણ ભક્તિ દોષરહિત એવા પરમાત્માની હોવી જોઇએ અને તેમના ગુણોને સ્મરી પોતાના હૃદયમા પ્રકાશ કરવો જોઇએ આત્માનુ ધ્યાન કરવુ, આત્માનુ શબ્દવડે ગાન કરવુ તે પણ આત્મપ્રભુની ભકિત છે કથચિત્ આત્માની યોગથી પણ મુક્તિ થાય છે, તથા બ્રહ્મજ્ઞાનથી પણ મુક્તિ થાય છે એમ સર્વદર્શનોના અશને સાપેક્ષદૃષ્ટિથી જૈનધર્મ, દુનિયામા મોટામા મોટો અને શાતિ ફેલાવનાર ભ્રાતૃભાવ વધારનાર ધર્મ છે જૈનધર્મમા સર્વ ધર્મ ભળે છે, તેથી જૈનધર્મ આરાધવાથી સર્વ ધર્મનુ આરાધન થાય છે. જેમ એક મનુષ્ય છે, તેનો કોઇ હાથ પકડીને કહે

-હાથ તે મનુષ્ય છે, કોઇ પગ પકડીને કહે કે-પગ તે
નુષ્ય છે,.કોઈ મસ્તક પકડીને કહે કે-મસ્તક તે પુરુષ છે,
ઇ પેટ ઉપર હાથ ફેરવીને કહે કે-પેટ તે પુરુષ છે, એમ
એકેક જુદા જુદા અંગ માનવાથી અને બીજા અંગનો નિષેધ
રવાથી, માનેલો પુરુષ સિદ્ધ થતો નથી પણ હાથ, પગ, મસ્તક,
ટ, વિગેરે સર્વ અંગને ભેગા કરીને માને તો માનેલો
પુરુષ કહેવાય છે તેમ અત્ર પણ સાંખ્ય, મીમાંસક, વેદાંત,
બૌદ્ધ-એ વાદીઓ ધર્મરૂપી પુરુષનું એકેક અંગ માનીને,
બીજા અંગનું ખંડન કરે છે અને પુરુષનો નાશ કરે છે
યારે જૈનદર્શન સર્વ ધર્મ અંગને સાપેક્ષતાએ, ભેગા મેળવીને
ધર્મરૂપી પુરુષનું પ્રતિપાદન કરે છે, માટે જૈનધર્મ તે સર્વાંગી
છે અને બીજા દર્શન અંગ છે, માટે અંગીભૂત જૈનધર્મનું
આરાધન કરવાથી, સર્વ ધર્મરૂપ અંગનું આરાધન
થઇ શકે છે દુનિયામાં સાપેક્ષબુદ્ધિથી સર્વધર્મનો સાર
ગ્રહણ કરનાર અને શાંતિ તથા ભ્રાતૃભાવ, સંપ ફેલાવનાર
જૈનધર્મ છે અને જૈનધર્મના આરાધનથી મુક્તિ મળે છે,
જૈનધર્મરૂપ મહાસમુદ્ર છે તેમાથી ઉછળેલા બિંદુસમાન દુનિયા
ના અન્યધર્મો છે ષડ્દર્શન છે, તે જિનકથિત ધર્મના અંગ
છે, અને જૈનધર્મ તે અંગી છે તે ઉપર શ્રી આનંદઘનજી
મહારાજશ્રી કહે છે કે—

## नमिनाथ स्तवनम्

षड् दर्शन जिनअंग भणीजे, न्यायषडंग जो साधे रे, नमि
जिनवरना चरण उपासक, षड्दर्शन आराधे रे० षट्० ॥१॥

जिन सुर पादप पाय वखाणु, सांख्य योग दोय भेदे रे, आत मसत्ता विवरण करता, लहो दुग अंग अखेद रे पट्० ॥२॥ भेद अभेद सुगत मिमांसक, जिनवर दोय कर भारी रे, लोका लोक अवलंबन भजीए, गुरुगमथी अवधारी रे. पट्० ॥३॥ लोकायतिक कूख जिनवरनी, अंश विचारी जो कीजे रे, तत्त्व विचार सुधारसधारा, गुरुगमविण केम पीजे रे ? पट्० ॥४॥ जैन जिनेश्वर वर उत्तम अंग, अंतरंगबहिरंगे र, अक्षर न्यासधरा आराधक, आराधे धरी संगे रे पट्० ॥५॥ जिनवरमां सघळां दर्शन छे, दर्शने जिनवर भजना रे, सागरमां सघळी तटिनी सही, तटिनीमां सागर भजना र. पट्० ॥६॥ जिनस्वरूप थई जिन आराधे, ते सहि जिनवर होवे रे, भृंगी इलिकाने चटकावे, ते भृंगी जग जोवे रे पट्० ॥ ७ । चूर्णि भाष्य सूत्र निर्युक्ति, वृत्ति परंपर अनुभव र, समयपुरुषना अंग कह्यां ए, जे छेदे ते दूरभव्य र. पट्० ॥ ८ ॥ मुद्रा बीज धारणा अक्षर, न्यास अर्थविनियोगे रे, जे ध्यावे ते नवि वंचीजे, क्रिया अवंचक भोगे रे पट्० ॥ ९ ॥ श्रुत अनुसार विचारी बोलु, सुगुरु तथाविध न मिले र, किरिया करी नवी साधी शकीए, ए विषवाद मन सघले रे. पट्० ॥१०॥ ते माटे ऊभा करजोडी, जिनवर आगळ कहीए रे, समयचरण सेवा शुद्ध देजो, जिम आनंदघन लहीए रे. पट् ॥११॥

આ સ્તવનનો અર્થ કરતા ઘણો વિસ્તાર થઈ જાય, માટે અત્ર અર્થ કર્યો નથી ભવ્યજીવોએ ગુરુગમથી ધારી લે[illegible]

તાત્પર્યાર્થ એ છે કે-ષડ્દર્શન પણ જૈનધર્મના અગ છે તે
અગો સાપેક્ષતાએ ગ્રહવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે, અને
નિરપેક્ષતાએ ગ્રહણ કરવાથી મિથ્યાત્વની પ્રાપ્તિ થાય છે
સમકિતી જીવ, સમ્યગ્જ્ઞાનથી સર્વત્ર માધ્યસ્થભાવ ધારણ કરી
શકે છે, અને તેથી ઉપશમાદિભાવની પ્રાપ્તિ થાય છે બીજા
ધર્મવાળાઓ જ્યારે તરવારની ધારથી અને બદૂક તથા
તોપના ગોળાથી ધર્મોન્નતિ માટે લડે છે, અને લાખો મનુષ્યોનો
પ્રહાર કરે છે, ત્યારે સમુદ્ર સમાન ગભીર જૈનધર્મ વિવેકરૂપ તરવારની ધારાથી, અને જ્ઞાનધ્યાનરૂપ બદૂક અને
ધ્યાનરૂપ તોપના ગોળાથી, મોહમાયાકામક્રોધાદિક અતરના
શત્રુઓને સહારી, આત્માની ઉન્નતિ ઇચ્છે છે, ધર્મ માટે કોઇ
જીવનો સહાર કરવો એને જૈનધર્મ સ્વીકારતો નથી દુનિયામા
મનુષ્યોના હૃદયમા રહેલા ક્રોધ, માયા, માન, લોભાદિક દોષોને
ટાળવા, મનથી પણ કોઈ જીવને મારવો નહિ, સત્યવચન
બોલવુ, ચોરી કરવી નહિ, પરસ્ત્રી, મા બેન સમાન સમજવી,
લોભથી ધનવૃદ્ધિમા આસક્ત થવુ નહિ, સતોષ રાખવો,
સર્વજીવોની સાથે ભ્રાતૃભાવ રાખવો, તપ કરવો, પરોપકાર
કરવો, દેવગુરુનુ પૂજન કરવુ, માતપિતા તથા વડીલની સેવા
કરવી-એવા ઉત્તમગુણોનો બોધ આપી નાતજાતનો ભેદ
રાખ્યા વિના, સર્વ મનુષ્યોને જૈનધર્મ, મુક્તિની યોગ્યતા
બતાવે છે જૈનધર્મ પાળનારાઓ દારુ માસનુ કદાપિકાળે
ભક્ષણ કરતા નથી, પ્રાચીનમા પ્રાચીન અને સર્વજ્ઞ પ્રભુએ
કહેલો જૈન ધર્મ પાળવાથી સર્વ મનુષ્યોનુ કલ્યાણ
થાય છે જૈનધર્મ પાળવાથી સર્વ કર્મનો નાશ

કર્મને વેદાન્તીઓ અવિદ્યા કહે છે સાખ્યો કર્મને ક્લેશ વા પ્રકૃતિ કહે છે બૌદ્ધો કર્મને વાસના કહે છે અને શૈવો કર્મને પાશ તથા પશુ કહે છે કર્મ છે તે ભવનુ કારણ છે, તેનો નાશ થતા, જન્મ જરા મરણના દુ ખ નાશ પામે છે, માટે જૈનદર્શનની આરાધના કરવામા પ્રમાદ કરવો નહિ આત્માનો ધર્મ જૈન છે અને રાગદ્વેષ જીતવાથી, આત્મા જિન કહેવાય છે જૈનધર્મ ચારસજીવિની ઔષધી સમાન છે, તેનુ દૃષ્ટાંત નીચે પ્રમાણે છે એક ગામમા એક બ્રાહ્મણની પુત્રીને એક બહેનપણી હતી, તે પરણવાથી જુદી પડી અને બ્રાહ્મણીનો પતિ તેને તેની બહેનપણી પાસે જવા દેતો નહોતો તેથી તે ઉદાસ થઇ ગઇ એવામા બ્રાહ્મણીને ઘેર પરોણા આવ્યા તેમણે તેને ઉદાસ દેખી કારણ પૂછયુ અને એક ઔષધિ આપીને કહ્યું કે–આ ઔષધિથી તારો પતિ બળદ થઈ જશે બ્રાહ્મણીએ પતિને ઔષધી ખવરાવવાથી તે બળદ બની ગયો પછી તે ઘણો પશ્ચાત્તાપ કરવા લાગી બળદને [1]ચારે અને ફેરવે, પણ તેના હાથમા કોઇ ઉપાય આવ્યો નહિ તે વડવૃક્ષ નીચે બેઠી હતી, એવામાં ત્યા દિવ્યપક્ષીનુ જોડુ આવ્યુ તેણે સ્ત્રીને રુદન કરતી દેખીને જ્ઞાનથી પરસ્પર વાત કરી કે, આ વડની હેઠળ સજીવિની ઔષધિ છે, તે જો આ બળદને ખવરાવવામા આવે તો બળદ પુરુષ થાય. સ્ત્રીએ આ વાત સાભળી સજીવિની ઔષધિ અમુક — તે નહોતી; ત્યારે તેણીએ મતઝ વિચ — ... ઔષધિ પારખ્યા વિના

---

૧ ચારો–ઘાસ

ભેગેલુ સર્વ ઘાસ ખવરાવુ, તો તે પણ ભેગી આવશે, એમ નિશ્ચય કરીને તેણે સર્વ વનસ્પતિ કાપીને ખવરાવી તેથી બળદ પાછો પુરુષ થઈ ગયો ( કથાંતરે પ્રાય. સાંભળવા પ્રમાણે વિદ્યાધરનુ જોડલુ કહ્યું છે, તાત્પર્યાર્થમાં ફેર નથી ) તેમ અત્ર પણ ગુરુ છે તે, બળદ જેવા સંસારના મનુષ્યોને ચારસંજીવિની ઔષધિ સમાન જૈનધર્મ પળાવીને પરમાત્મસ્વરૂપ બનાવી દે છે દૃષ્ટાંત એક દેશી હોય છે જેમ પેલી સ્ત્રીએ સર્વ વનસ્પતિ ખવરાવી, તેમ અત્ર પણ ગુરુમહારાજ સર્વ ધર્મના જેમા સમાવેશ થાય છે, એવા જૈન ધર્મનું ચારસંજીવિનીના ન્યાયથી સેવન કરાવે છે, અને સર્વ જીવોને મોક્ષસુખ આપે છે માટે જૈનધર્મનું જ્ઞાન ભવ્યજીવોએ ગ્રહણ કરવુ જીવાદિક નવ પદાર્થ જાણવા જીવાદિક નવ પદાર્થ જાણવાથી સમકિતની પ્રાપ્તિ થાય છે કહ્યું છે કે—

॥ गाथा ॥

जीवाइ नव पयत्थे, जो जाणइ तस्स होइ सम्मत्त ।
भावेण सद्दहंतो, अयाणमाणेवि सम्मत्त ॥ १ ॥

જીવાદિક નવ પદાર્થને જે રૂડી રીતે જાણે છે, તેને સમ્યકત્વ પ્રગટે છે, અજાણતા પણ જે નવતત્ત્વની ભાવપૂર્વક શ્રદ્ધા રાખે છે તેને પણ સમકિત હોય છે, એમ કેવલી ભગવાને કહ્યું છે, તે સત્ય છે એમ ભાવવડે પણ સમકિત પ્રકટે છે સાત નયોથી નવ તત્ત્વનુ સ્વરૂપ જાણતા શ્રદ્ધા કરતા નિશ્ચયથી સમકિતની પ્રાપ્તિ થાય છે ભવ્ય જીવોએ નિરપેક્ષપણે વાદ વિવાદ અને આગ્રહ છોડીને સાપેક્ષનયે વસ્તુનું સ્વરૂપ

સાત નયોની સાપેક્ષતા સમજ્યા વિના હઠ, કદાગ્રહ, વિવાદની હયાતી છે જેમ કોઈ નગરની બહાર એક જ્ઞાની ઉદ્યાનમા રહેતા હતા ત્યા કેટલાક મૂર્ખાઓ આવ્યા તે મૂર્ખાઓ ઘીની વાત જ્ઞાનીને પૂછવાના હતા, તેમાથી એક મૂર્ખે ખાનગીમા પૂછ્યુ ઘૃતનુ કારણ શુ છે? જ્ઞાનીએ કહ્યું ઘાસ છે બીજા મૂર્ખાએ ખાનગીમા ઘૃતનું કારણ પૂછ્યુ જ્ઞાનીએ કહ્યું, ગાય છે, ત્રીજાને ખાનગીમા આચળ બતાવ્યા, ચોથાને દોહન બતાવ્યું, પાચમાને દૂધ બતાવ્યુ છઠ્ઠાને દહિ બતાવ્યું, સાતમાને માખણ બતાવ્યુ તે મૂર્ખાઓ આ પ્રમાણે ખાનગીમા પૂછીને ગુપચુપ ત્યાથી નીકળી ગયા પશ્ચાત્ એક સરોવરના તીરે બેઠા પછી તેમાથી એકે કહ્યું ભાઈઓ! જુઓ, ઘીનુ કારણ ઘાસ છે ત્યારે બીજાએ કહ્યું કે—ગાય છે, ત્યારે ત્રીજાએ કહ્યું ઘીનુ કારણ આચળ છે, બીજી બધી વાત ખોટી છે; ચોથાએ ઘૃતનુ કારણ દૂધ કહી બીજી વાતોનુ ખ ડન કર્યું પાચમાએ ઘૃતનુ કારણ દહીં બતાવી બીજા કારણોનુ ખ ડન કર્યું છઠ્ઠાએ ઘૃતનુ કારણ માખણ બતાવી, બીજાઓએ માનેલા કારણોનુ ખ ડન કર્યું, અને પરસ્પર વાદવિવાદ કરવા લાગ્યા, લઢવા લાગ્યા; પોતપોતાના માનેલા કારણોને જ તેઓ સત્ય માનવા લાગ્યા એવામા પેલા જ્ઞાની પુરુષ આવી પહોચ્યા, અને સર્વેએ તેમને નમસ્કાર કર્યો જ્યારે જ્ઞાનીએ મૂર્ખાઓને વાદવિવાદનું કારણ પૂછ્યુ ત્યારે તેઓએ પોતપોતાની સર્વ હકીકત જણાવી ત્યારે સર્વને શાત કરી જ્ઞાની કહેવા લાગ્યા કે—હે ભવ્યો! તમો સર્વને મે જુદા જુદા કારણ કહ્યા છે તમારી પરીક્ષા જોવાને જુદી જુદી વાત કહી છે, પણ તમે

સમજ્યા નહિ એકેકને એક એક કારણ બતાવ્યુ, પણ તેટલાથી ઘૃત બનતુ નથી, સાતે કારણોને ભેગા કરીએ તો ઘી થાય જુઓ તે હુ તમને સમજાવુ પ્રથમ ઘાસ ખાધા વિના ગાય દૂધ આપે નહિ, માટે ઘાસ પણ ઘૃતનુ કારણ છે, તથા ગાય અગર ભેસ વિગેરે વિના દૂધ થતુ નથી, માટે ગાય વિગેરે પણ ઘૃતનુ કારણ છે, તથા આચળ વિના દૂધ નીકળે નહિ, આચળને પણ દોહ્યા વિના દૂધ નીકળે નહિ માટે દોહન પણ દૂધપ્રતિ કારણુ છે, અને દૂધ વિના દહીં થાય નહિ, દહીં વિના માખણુ થાય નહિ, માખણુ વિના ઘૃત થાય નહિ, માટે દૂધ, દહીં અને માખણુ પણ ઘી થવામા કારણ છે તેમજ વલોવનાર તથા ગોળો વિગેરે પણ ઘૃતમા નિમિત્ત કારણ છે ઘીનુ કારણ માખણુ માને અને બીજુ માને નહિ તો, દહીં વિના માખણુ બની શકનાર નથી, માટે દહીં પણ ઘીનુ કારણ માનવુ જોઇએ તથા દૂધનુ કારણ ઘાસ, ગાય વિગેરે છે અને આસન્ન કારણુ દહીં–માખણુ છે, પણ આસન્ન કારણુ દહીં અને માખણુ એ બે માને, અને બીજા માને નહિ, તે પણ યોગ્ય નથી, કારણ કે દહીંનુ કારણ દૂધ છે દૂધ વિના દહીં થાય નહિ, માટે દૂધ પણ માનવુ જોઇએ દૂધ, દહીં, અને માખણુ એ ત્રણ વિના અન્ય ઘીના કારપુ નથી એમ કહેવુ તે પણ યોગ્ય નથી, કારણ કે દૂધ પણ આચળ વિના નીકળે નહિ, માટે આચળ પણ કારણુ માનવુ, અને ભેસ તથા ગાય વિગેરે વિના આચળ હોય નહિ, માટે ગાય વિગેરેને પણ કારણુ માનવા જોઇએ, અને ગાય પણ ઘાસ

વિગેરે ભક્ષ્ય વિના દૂધ આપે નહિ, માટે તે પણ કારણ માનવા જોઇએ, એમ સાપેક્ષદૃષ્ટિથી સર્વ માનતા, ઘી(ઘૃત)ની ઉત્પત્તિ બને છે તેમ અત્ર પણ નૈગમ વિગેરે સાત નયથી એક ધર્મરૂપ વસ્તુની સિદ્ધિ થાય છે સાત નયોની સાપેક્ષતાએ ધર્મવસ્તુનું પૂર્ણસ્વરૂપ સિદ્ધ થાય છે, માટે **ભવ્ય પુરુષોએ સાત નયોથી સત્યધર્મસ્વરૂપ સમજી હઠ કદાગ્રહ દૂર કરી જૈનદર્શનનો સ્વીકાર કરવો.** કાળથી કાર્યની ઉત્પત્તિ કાલવાદી માને છે, તથા સ્વભાવવાદી સ્વ ભાવથી કાર્યની ઉત્પત્તિ એકાંતે સ્વીકારે છે—નિયતિવાદી નિયતિથી કાર્ય સિદ્ધ માને છે કર્મવાદી કર્મથી એકાંતે કાર્યની ઉત્પત્તિ માને છે, અને ઉદ્યમવાદી એકાંતે ઉદ્યમથી કાર્યસિદ્ધિ માને છે એમ પાચ વાદીઓ એકેક કારણ માની અન્યનો નિષેધ કરી પરસ્પરદ્વેષ કરે છે, તેઓ વાદવિવાદ કરતા શ્રી **વીરપ્રભુની** પાસે ન્યાય મેળવવા ગયા, ત્યારે શ્રી વીરપ્રભુએ કહ્યુ કે-પાચ કારણો મળેથી, કાર્યની સિદ્ધિ થાય છે **જુઓ એક મનુષ્યની ઉત્પત્તિ ઉપર ઘટના કરીએ** ગર્ભ ધારણ કરવાનો કાળ આવે છે, ત્યારે સ્ત્રી ગર્ભને ધારણ કરે છે; કંઈ તે બાલ્યા વસ્થામા ગર્ભ ધારણ કરતી નથી, તેમજ મનુષ્યની ઉત્પત્તિ સ્ત્રીથી થાય છે, લીંબડાથી લીંબોળી થાય છે, આબાને કેરી થાય છે, ગધેડીથી ગધેડા થાય છે મનુષ્યોત્પત્તિ સ્વભાવ સ્ત્રીમા છે, માટે સ્વભાવ પણ કારણ છે સ્ત્રીને ગર્ભ રહ્યો, પણ નિયતિ હોય તો જીવી શકે છે, નહિતો ગર્ભમા પણ કેટલાક મરી જાય છે, માટે મનુષ્યોત્પત્તિપ્રતિ નિયતિ પણ કારણ છે, તથા પૂર્વ ભવમા મનુષ્યગતિ કર્મ બાધ્યુ ન હોત, તો મનુષ્યાવતાર

આવત નહિ, માટે કર્મ પણ કારણ છે તથા ગર્ભમા ઓજાહાર, લોમાહાર, વિગેરે આહાર ગ્રહણ કરવાનો પ્રયત્ન રાખ્યો નહોત, તો તે વૃદ્ધિ પામત નહિ માટે, પુરુષાર્થ પણ કારણ છે એમ કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પાચ પણ મનુષ્ય પ્રતિ કારણ છે–**એમ દરેક કાર્યસિદ્ધિમા પાચ કારણના સમવાયની જરૂર છે.** આ પ્રમાણે શ્રી વીરપ્રભુના ઉપદેશથી અજ્ઞાન નષ્ટ થવાથી, પાચ વાદીઓ પણ જૈનદર્શનમા ભળ્યા આ રીતે પ્રસગોપાત્ત અત્ર વર્ણન કરી મૂળ વિષય ઉપર આવીને કહેવામા આવે છે કે આત્માની પરમાત્મદશાની પ્રાપ્તિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પામીને બનશે. કાલાદિક સામગ્રી પામતા મોક્ષરૂપ સપૂર્ણ કાર્યની સિદ્ધિ થશે શ્રી આનદઘનજી મહારાજ પણ શ્રી અજિતનાથના સ્તવનમા કહે છે કે—

काल लब्धि लही पंथ निहाळशु रे, ए आशा अवलंब,
ए जन जीवरे जिनजी जाणजो रे, आनन्दघनमत अंब–पन्थडो॥

સાનુકૂળ સામગ્રીની સપૂર્ણતાએ ક્ષાયિકભાવે મોક્ષની પ્રાપ્તિ થશે કથની કથતા, જો તત્ત્વની પ્રાપ્તિ ન થાય, તો કથનીથી પણ આત્મહિત નથી, માટે આત્મસ્વભાવમા રમણતા કર !! તેવી તુ પરમાત્મપદ પામીશ અન્તરમા વર્તનાર ત્રણ ભુવનના નાથ–એવા આત્માનુ ધ્યાન કરો, તેથી શાશ્વત સુખરૂપ મેવા પામશો. સત્ય–શાશ્વત પદ પામવા આત્મદેવનુ આરાધન કરો નિશ્ચયથી જોતા આત્માજ દેવ છે તથા આત્માજ ગુરુ છે, નિશ્ચયથી જોતા આત્મામા જ ધર્મ છે, અને વ્યવહારથી પૂજ્ય અરિહત દેવ, સુસાધુ ગુરુ અને તીર્થંકરે કહેલો ધર્મ જાણવો. ગચ્છ–ગચ્છની ભિન્નતા, તથા ગચ્છની બાહ્યક્રિયામા ફેર છે, તેમા—

જે એકાંત રાગી થઈ, સત્યતત્ત્વ જોતો નથી, તે આત્મહિત કરતો નથી બાહ્ય ગચ્છાદિકમા એકાંત ધર્મ માની જીવો અનેકાંત ધર્મનુ સેવન કરી શકતા નથી વ્યવહારમા ગચ્છ માનવો જોઇએ શ્રી વીરપ્રભુની પરંપરાએ સુવિહિત ગચ્છ ચાલ્યો આવે છે. સાધુએ ગચ્છમા વાસ કરવો જોઇએ–એમ ઉપદેશમાળામા કહ્યુ છે. ગચ્છથી વીરપ્રભુનું શાસન ચાલે છે આત્મજ્ઞાનની પ્રાય લોપતા થઈ છે, અહો! જગત્મા જ્ઞાનવિના મહાઅન્ધેર ચાલી રહ્યુ છે, તેમજ અનેકાંત ધર્મના જ્ઞાતા મુનિવર્યો તો અલ્પ છે, અને અજ્ઞાની જીવો તો જ્યા ત્યા અથડાય છે. વિષમ કલિકાલમા મનુષ્યનો સમુદાય પ્રાય આત્મજ્ઞાનપ્રતિ લક્ષવાળો નથી, તથા જનસમુદાયની પ્રાય આત્મજ્ઞાનપ્રતિ ભાવના થતી નથી અને આત્મજ્ઞાનની વાત સમજી પણ શકતો નથી; તેમની જેવી ભવિતવ્યતા તે બાબતનો શોક કરવો યોગ્ય નથી સર્વાંશે જિનકથિત સ્યાદ્વાદદર્શન પરિપૂર્ણ છે, એમ નિશ્ચય છે સ્યાદ્વાદ જ્ઞાન વિના મોક્ષની સાધના કરવી, તે પોતાની મતિનો ઉન્માદ જાણવો; તત્ત્વની પરીક્ષા કરી તત્ત્વની શ્રદ્ધા કરવી અને તેનો આદર કરવો તે બતાવવામા આવે છે

### दुहा.

करो परीक्षा तत्त्वनी, गुरुगम धारी ज्ञान ॥<br>
पंडित पुरुषो पारखे, त्यजी कदाग्रह मान ॥१६१॥<br>
वीर वीर श्री वीरनी, वाणीनो उपकार ॥<br>
गुरुकृपाए जाणीयो, कहेतां नावे पार ॥ १६२ ॥

केवलज्ञानी वीरना, वचने छे विश्वास ॥
काललब्धि सामग्रीथी, फळशे सघळी आश ॥१६३॥
श्रीशखेश्वर पासजी, करजो सेवक स्हाय ॥
नगर धुलेवा आवीने, बुद्धिसागर गाय ॥ १६४ ॥
केशरीआ ऋषभप्रभु, करजो मुज पर म्हेर ॥
आपपसाए आत्ममा, थाशे लीलाल्हेर ॥ १६५ ॥
ओगणीस बासठ सालमा, वसन्त पञ्चमी दिन ॥
नगर धुळेवामा कर्यो, पूर्ण ग्रन्थ सुखलीन ॥ १६६ ॥

ભાવાર્થ-સુગમ છે, તેથી વિશેષ લખ્યો નથી આ ગ્રન્થ દુહામા રચવાનો પ્રારંભ ઇડરગઢમા વિ સંવત ૧૯૬૨ માગશર સુદિ એકમના રોજ કરવામા આવ્યો હતો ત્યાર બાદ વિજાપુરના સંઘમા કેસરીયાજી જતા સ્થિરતાના વખતમા પ્રાંતિજ, અહમ્મદનગર, રૂપાલ, ટીંટોઈ, શામળાજી, વીંછીવાડા, ડુંગરપુર અને કેશરીયાજીમા પં શ્રી રૂપવિજયજી મહારાજની દેરીની ઉપરએક ઉંચી ટેકરી છે ત્યા-બાકીની રચના કરવામા આવી હતી શ્રી કેશરીઆનાથની કૃપાથી, ધુલેવાનગરમા દુહાથી પૂર્ણ ગ્રંથ સમાપ્ત કર્યો

ज्ञानक्रियाभ्यां मोक्षः જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ છે, માટે આ ગ્રન્થ વાંચી જ્ઞાનક્રિયાપરાયણ થવુ શુદ્ધ આચરણ વિનાના શુષ્ક જ્ઞાનિયો હોલીના રાજાની પેઠે, આત્મા આત્મા પોકારે છે, પણ પોતાના આચરણ સુધારતા નથી, અને જાણે તત્ત્વ પામ્યા હોય એમ માની સ્વેચ્છાચારી બને છે, તેમને હિતશિક્ષા

આપવાની કે જ્ઞાનનુ ફળ વિરતિ છે આસ્ત્રવના આચરણ છોડી, સવરના આચરણ ગ્રહણ કરવા, શ્રાવકના બાર વ્રત ગ્રહણ કરવા અને શક્તિ હોય તો દીક્ષા અંગીકાર કરી પંચમહાવ્રત પાળવા એકાંત ક્રિયાવાદીને હિતશિક્ષા કે, જ્ઞાનપૂર્વક ક્રિયાથી સવર તથા નિર્જરા ની પ્રાપ્તિ થાય છે શાસનની ઉન્નતિ, જ્ઞાનથી થાય છે, તથા પોતાના નિર્મલ આચરણથી થાય છે જ્ઞાનથી શાસન ચાલે છે ભગવાનની વાણી શ્રુતજ્ઞાનનો પરમ આધાર છે જ્ઞાન ભણવુ, ભણાવવુ, જ્ઞાનાભ્યાસીઓને સહાય આપવી, જ્ઞાનવિના અંધારુ છે દેવગુરુધર્મને પણ જ્ઞાનવિના કોઈ જાણી શકતુ નથી, માટે સૂર્યસમાન એવા જ્ઞાનનુ એકચિત્તથી આરાધન કરવુ

ग्रन्थकर्तृप्रशस्ति

चतुर्विंश॰ स्वामी जिनभगवतां, वीरभगवाँ-
स्तदीया शिष्याणां विशदपरिपाटी बहुरभूत् ॥
गुरुस्तस्या श्रीहीरविजयइतिप्रादुरभवत् ।
यदाऽऽदिष्टैः सद्भिः सुलभमभवन्मोक्षविभवम् ॥ १ ॥
सहजसागरस्तस्य शिष्योऽभून्मुनिपुङ्गव॰ ॥
चारित्रशुद्धिधर्त्ताऽसौ तच्छिष्यो जयसागरः ॥ २ ॥
जयसागरशिष्योऽपि, जीवसागरनामक ॥
धर्मैकजीविनस्तस्य, शिष्योऽभून्मानसागरः ॥ ३ ॥
मयगलसागरऋषिणा, तस्य शिष्यत्वमनन्तर विहितम् ॥
तदनन्तरमनुभविता पद्मसागराख्यमुनिवर्य्यः ॥ ४ ॥

सुज्ञानसागरमुनि प्रथयाञ्चकार ।
गुर्वी गुरोः सरलभक्तिमसौ ततोऽग्रे ॥
सुज्ञानसागरमुनेरभवत्सुशिष्यः ।
रूपेण य॰ सहित आत्मन इत्यभिख्य ॥ ५ ॥

स रूपसागरो यस्य, नाममात्र हि सुश्रवम् ।
तच्छिष्योऽजनि धर्मात्मा, निधानसागरो मुनि ॥ ६ ॥

निधानमागरस्यापि, शिष्योऽभून्मुनिसत्तमः ।
मयामागर इत्येव, सज्ञया ख्यातकीर्तिकः ॥ ७ ॥

आस्ता शिष्यावुभौ साधो श्रीमयासागरस्य यौ ।
याभ्यां परपरा ख्याता श्रीवीरपरमात्मन ॥ ८ ॥

नेमसागर इत्याख्यो गौतममागरश्च तौ ।
अभूताग्रामनोद्धारे, दत्तचित्तौ मनीषिणौ ॥ ९ ॥

धर्मात्मा खलु नेमिमागरमुनि सवेगपक्षोद्धरन् ।
मच्चारित्रजुषा पथः शिथिलता मूलोपघात नयन् ॥
निस्तन्द्र क्रियया कुठारसमया कर्माटवीं छेदयन् ।
मव्यान् दशनया सुधामधुरया मोक्षोपयोग्यान् दिशन् ।१०

तच्छिष्यो रविमागरो रविरिनाऽज्ञानान्धकारान्तकः ।
श्रीमत्सागरगच्छपुष्करतले शीतत्विषा सचयः ॥
सच्चारित्रपरायणात्मनिरत शान्त प्रतापी मुनिः ।
तच्छिष्य॰ सुखसागरो विजयते शिष्यप्रशिष्यावृतः ॥११॥

भवेच्चेत् कोऽपि पापीयान्, दृष्ट्वा त सुखमागरम् ।
सुखस्य सागरे मग्नो, जायते नात्र सशय. ॥ १२ ॥

श्रीवचोवर्गणा यस्य, यादृशी तोपदायिनी ।
वक्तु नो शक्यते यैस्ते, भुक्ता जानन्ति तद्रसम् ॥१३॥

शैथिल्येऽपीन्द्रियादीना, चारित्रे शूरताधरः ।
अहो चेतस ऐकाग्र्य, मुनेरेकान्तवासिन' ॥ १४ ॥

तच्छिष्याग्रणिवुद्धिसागरमुने. सत्त्वानुकम्पार्थिनः ।
जीवो मोक्षपथ कथ सुलभतामित्याशयय कृति' ॥
यावच्चन्द्रदिवाकरौ प्रभवता श्रेयोऽर्थिनां श्रेयसे ।
ग्रन्थ श्रेष्ठजनादृत सविवृतिः पूर्ति गतो भावत. ॥१५॥

कृष्णश्रेष्ठिसुपुत्राय माणसाग्रामवासिने ।
श्रावकवीरचन्द्राय, चात्मार्थे विवृति कृता ॥ १६ ॥

पावकाङ्काङ्कचन्द्राब्द (१९९३) वैक्रमे पूर्णिमातिथौ ।
पूर्णतामगमद्ग्रन्थ , श्रावणे भृगुवासर ॥ १७ ॥

सानन्दसङ्घविज्ञप्त्या, चातुर्मास्य कृत मुदा ।
सुखाब्धिगुरुणा सार्धं, समाधिसुखपूर्वकम् ॥ १८ ॥

ॐ ह्रीँ श्रीँ धरणेन्द्रपद्मावतीसहिताय शखेश्वरपार्श्वनाथाय शांति तुष्टि पुष्टि कुरु २ स्वाहा । ॐ शांतिः शांतिः शांति.३

અમેવ, ૧૯૬૩

———卐———

## क्रमशः मुक्ति माटेनु भावना पद.

( ओधवजी सदेशो कहेजो श्यामने–ए राग )

अपूर्व अवसर समकित श्रद्धाथी लही,
वैरी वामीश कर्म मर्म जजाळजो,
सादि अनंती स्थिति मय भागो ए कह्यो,
टळे अनादि शातपणे निरवारजो अ—१

दुःख सुख समभावे वेदु हु आतमा,
शत्रुमित्र पुत्रादिक पर समचित्त जो,
चउगति छेदक चोथु गुणठाणु लही,
दर्शन मोहनी टळता थाउ पवित्रजो अ—२

अनंतभवकारक क्रोधादिक चउ हणी,
आतमभावे थाउ हु सम स्थिरजो,
अंतरदृष्टिथी आतमने देखता,
टळे अनादिपरपरिणति भवपीड जो अ—३

आत्मासख्यप्रदेशे दृष्टि जोडता,
प्रथम हेतु पामी थाउ फकीरजो,
चार कषायने टाळी गुणश्रणि चढे,
धर्मध्यान वेगेथी सयत वीर जो अ—४

रोगशोकवियोगादिक दूरे टळ्या
निरागी नि स्नेही अप्रतिबद्धजो,
निर्लेपी आकाशनी परे तत्त्वथी,
क्षपकश्रेणि शुकल परिणाम रद्धजो, अ—५

भिन्न भिन्न स्वरूप आतमनु भाळसु,
दुःखकारक टळियो पुद्गल साथे

आत्मानुभवसागर कल्लोले चढयो,
उछळी समता आतमज्ञान तरंगजो अ—६

आत्मस्वरूपे आरोहण गुणठाणनुं
कर्मप्रकृति विचित्र खरती जोयजो;
सोऽहं सोऽहं लागी ताळी ध्याननी,
तत्त्वमसिपद सम्यक् त्या अवळायजो अ—७

धर्मास्तिकायादिक पाचे द्रव्यनु,
भिन्नपणु त्या आतमद्रव्यथी होयजो,
तेना गुण पर्यायादिक पण भिन्न छे,
अस्तिपणे वसिया स्वद्रव्यमा जोयजो अ—८

नास्तिकता तेनी छे आतमद्रव्यमा,
स्वगुणनी अस्तिता आत्म अनंतजो;
अस्तिता नास्तिता समकाळे रही,
वाच्याऽवाच्यपणे भाखे भगवंतजो अ—९

द्रव्य गुण पर्याय स्वरूपनी चिन्तना,
पुद्गलथी न्यारो मुज आतमद्रव्यजो;
स्वपरप्रकाशक भोक्ता छे निजऋद्धिनो,
करे प्रवृत्ति तत्त्वविवेचक भव्यजो अ—१०

काल अनादिथी लाग्या कर्म जे घातिया,
कर्मतणो गुणठाणे बारम अन्तजो;
केवलज्ञानी क्षायिकवीर्य धरी वरे,
सयोगी गुणस्थानक तेरमु कान्तजो. अ—११

दग्धरज्जुवत् वेदनीयादिक चारनी
स्थितिनु होये ज्याहि जेटलु मानजो;

भोगवी चउदमु गुणठाणु उल्लंघता
सिद्ध बुद्ध परमातम श्री भगवान्जो अ—१२

मनवचकायाकर्माएकनी वगणा,
पुद्गलसगनो जरा नहि सवधजो
जन्म जरा मरणादिक सहु दूरे गयु,
लह्यो अपूर्व आतम कर्म अबधजो अ—१३

आविर्भावे भासी गुणनी सतति
सहजानन्दे विचरे आतम भूपजो,
पूर्वप्रयोगे गतिपरिणामे सिद्धमा,
पहोंच्यो चेतन टळी अनादिधूपजो अ—१४

सादि अनन्ती स्थिति छे शाश्वतपदतणी,
षट्कारक परिणमता तत्त्वस्वरूपजो,
निराकार साकाररूप दो चेतना,
चिदानन्द गुणधारक श्री चिद्रूपजो अ—१५

सहस्र जिह्वा आयुष्य पूर्वकरोडनु,
केवलज्ञानी कहेता न लहे पारजो;
व्यवहार निश्चय नय वेने अवलवता,
बुद्धिसागर शाश्वतपद निर्धारजो अ—१६

ॐ अर्हं महावीर; शान्तिः शान्ति शान्ति



# શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજી ગ્રંથમાળામાં
## પ્રકટ થયેલા ૧૧૨–ગ્રંથો

| | | |
|---|---|---|
| ૦ | ૧ અધ્યાત્મવ્યાખ્યાનમાળા | ૦–૪–૦ |
| ૦ | ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો | ૦–૮–૦ |
| ૦ | ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૦–૮–૦ |
| + | ૪ સમાધિશતકમ્ | ૦–૮–૦ |
| ૦ | ૫ અનુભવપચ્ચીશી | ૦–૮–૦ |
| ૦ | ૬ આત્મપ્રદીપ | ૦–૮–૦ |
| ૦ | ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો | ૦–૮–૦ |
| ૦ | ૮ પરમાત્મદર્શન | ૦ ૧૨ ૦ |
| + | ૯ પરમાત્મજ્યોતિ ( આવૃત્તિ ૨ ) | ૧–૮–૦ |
| ૦ | ૧૦ તત્ત્વબિંદુ | ૦–૪–૦ |
| ૦ | ૧૧ ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી) | ૦–૧–૦ |
| ૦ | ૧૨–૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા | ૦–૬–૦ |
| ૦ | ૧૪ તીર્થયાત્રાનું વિમાન ( આ ત્રીજી ) | ૦–૮–૦ |
| ૦ | ૧૫ અધ્યાત્મભજન સંગ્રહ | ૦–૬–૦ |
| ૦ | ૧૬ ગુરુબોધ ( આ બીજી ) | ૦–૮–૦ |
| + | ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા ( આ ૨ ) | ૦ ૧૦ ૦ |
| ૦ | ૧૮ ગહુંલીસંગ્રહ ભા ૧ ( આ ૨ ) | ૦–૬–૦ |
| ૦ | ૧૯–૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભા ૧–૨ | ૦–૨–૦ |
| ૦ | ૨૧ ભજનપદ સંગ્રહ ભાગ ૬ ઠ્ઠો | ૦ ૧૨-૦ |
| ૦ | ૨૨ વચનામૃત | ૦ ૧૪ ૦ |
| | ૨૩ યોગદીપક ( આ ૨ ) | ૩–૦–૦ |
| + | ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા | ૧–૦–૦ |

| | |
|---|---|
| ૨૫ આનંદઘનપદ ભાવાર્થ ( આ ૩ ) | ૧૦ ૦ ૦ |
| ૨૬ અધ્યાત્મશાંતિ ( આ ચોથી ) | ૦ ૧૨ ૦ |
| ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો | ૦–૮–૦ |
| ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ | ૦–૩–૦ |
| ૨૯ કુમારપાલ ( હિંદી ) | ૦–૬–૦ |
| ૩૦ થી ૩૪ સુખસાગર ગુરુગીતા ગ્રન્થ ૫ | ૦–૪–૦ |
| ૩૫ ષડ્દ્રવ્યવિચાર ( આવૃત્તિ ૩ ) | ૦–૪–૦ |
| ૩૬ વિજાપુર વૃત્તાંત નાનુ | ૦–૪–૦ |
| ૩૭ સાબરમતી ગુણશિક્ષણ કાવ્ય | ૦–૬–૦ |
| ૩૮ પ્રતિજ્ઞાપાલન | ૦–૫–૦ |
| ૩૯–૪૦–૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા | ૧ ૦ ૦ |
| ૪૦ સંઘપ્રગતિ આ ૨ જી | ૧–૦–૦ |
| ૪૨ જૈનધાતુપ્રતિમા લેખ સંગ્રહ ભાગ ૧ | ૧–૦–૦ |
| ૪૩ મિત્રમૈત્રી | ૦–૮–૦ |
| ૪૪ શિષ્યોપનિષદ્ | ૦–૨–૦ |
| ૪૫ જૈનોપનિષદ્ | ૦–૨–૦ |
| ૪૬–૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા પત્ર સદુપદેશ ભા ૧ | ૩–૦–૦ |
| ૪૮ ભજનસંગ્રહ ભા ૮ | ૩–૦–૦ |
| ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા ૧ ( આ ૨ ) | ૨–૮–૦ |

૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા ૧ ના ચાર કટકા જુદા પાકા બાંધેલા. ૧–દેવચંદ્ર ચોવીસી રૂ ૦ાા, ૨–નયચક્રસાર રૂ ૦ાા, ૩–કર્મગ્રન્થ રૂ ૦ાાાેં, ૪–વિચારરત્નસાર રૂ ૧j

| | |
|---|---|
| ૫૦ કર્મયોગ. ( આવૃત્તિ બીજી ) | ૧૨ ૮ ૦ |
| ૫૧ આત્મદર્શન | ૦ ૧૦ ૦ |

| | | |
|---|---|---|
| | ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય. | ૦ ૧૦ ૦ |
| | ૫૩ શ્રીમદ્ દેવચદ્ર ભા ૨, ( આ ૨ ) | ૨-૮-૦ |
| + | ૫૪ ગહુલી સગ્રહ ભા ૨, ( આ ૨ ) | ૦-૬-૦ |
| | ૫૪ ગહુલી સગ્રહ ભા ૧-૨ ભેગા પાકા બાધેલા | ૦ ૧૨ ૦ |
| • | ૫૫ કર્મપ્રકૃતિટીકા ભાષાતર | ૩-૦-૦ |
| + | ૫૬ ગુરુગીત ગહુલીસગ્રહ | ૦ ૧૨ ૦ |
| + | ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા, (આ ૨) | ૦-૬-૦ |
| ૦ | ૫૯ દેવવદન સ્તુતિ સ્તવનસગ્રહ | ૦-૪-૦ |
| ૦ | ૬૦ પૂજાસગ્રહ ભા ૧ લો | ૧-૦-૦ |
| | ૬૧ ભજનસગ્રહ ભાગ ૯ | ૧-૮-૦ |
| | ૬૨ ભજનપદસગ્રહ ભાગ ૧૦ | ૧-૦-૦ |
| | ૬૩ પત્રસદુપદેશ ભાગ ૨ | ૧-૮-૦ |
| ૦ | ૬૪ ધાતુપ્રતિમા લેખસગ્રહ ભા ૨ | ૧-૦-૦ |
| + | ૬૫ જૈનદૃષ્ટિએ ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | ૧-૦-૦ |
| ૦ | ૬૬ પૂજાસગ્રહ ભાગ ૧-૨ | ૨-૦-૦ |
| ૦ | ૬૭ સ્નાત્રપૂજા | ૦-૨-૦ |
| + | ૬૮ શ્રીમદ્ દેવચદ્રજી અને તેમનુ જીવનચરિત્ર | ૦-૪-૦ |
| | ૬૯-૭૨ શુદ્ધોપયોગ વિ સસ્કૃત ગ્રથ ૪ | ૦ ૧૨ ૦ |
| | ૭૩-૭૭ સઘકર્તવ્ય વિ સસ્કૃત ગ્રથ ૫ | ૦ ૧૨ ૦ |
| ૦ | ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ | ૦-૪-૦ |
| + | ૭૯ ચિન્તામણિ, | ૦-૪-૦ |
| + | ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રીસ્તિ ધર્મનો મુકાબલો તથા જૈન ખ્રીસ્તિ સવાદ | ૧-૦-૦ |
| + | ૮૨ સત્યસ્વરૂપ | ૦-૬-૦ |

+ ૮૩ ધ્યાનવિચાર. ૦-૮-૦
૮૪ આત્મશક્તિપ્રકાશ ( આ ૨ ) ૦ ૧૪ ૦
૮૫ સાવત્સરિક ક્ષમાપના ( આ ૩ ) ૦-૮-૦
૦ ૮૬ આત્મદર્શન (મણિચ દ્રજીકૃત સજ્ઝાયોનું વિવેચન) ૦-૪-૦
૦ ૮૭ જૈનધાર્મિક શ કાસમાધાન. ૦-૪-૦
૦ ૮૮ કન્યાવિક્રયનિષેધ ૦-૬-૦
+ ૮૯ આત્મશિક્ષાભાવનાપ્રકાશ. ૦-૭-૦
૯૦ આત્મપ્રકાશ ( ત્રીજી આવૃતિ ) ૧૦-૦-૦
૦ ૯૧ શોકવિનાશક ગ્રથ ૦-૧-૦
+ ૯૨ તત્વવિચાર ૦-૬-૦
૯૩-૯૭ અધ્યાત્મગીતા વિ સસ્કૃત ગ્રથ ૫ ૧-૦-૦
૦ ૯૮ જૈનસૂત્રમા મૂર્તિપૂજા. ૦-૩-૦
+ ૯૯ શ્રી યશોવિજયજી નિબ ધ ૦-૬-૦
૧૦૦ ભજનપદ સગ્રહ ભાગ ૧૧ ૦ ૧૨ ૦
૧૦૧ ભજનપદ સ ભા ૧, ૨ ( આ ૪ થી ) ૨-૮-૦
૦ ૧૦૨ ગુજરાત બૃહદ્ વિજાપુર વૃત્તાત ૧-૪-૦
૧૦૩-૪ શ્રીમદ્ દેવચદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા દેવવિલાસ ૦ ૧૨ ૦
૧૦૫ મુદ્રિતજૈન શ્વે ગ્રન્થગાઈડ ૧-૮-૦
૧૦૬ કક્કાવલિ-સુબોધ ૧-૪-૦
+ ૧૦૭ સ્તવનસગ્રહ ( દેવવદન સહિત ) ૦-૧૦ ૦
+ ૧૦૮ પત્ર સદુપદેશ ભાગ ૩ ૦-૬-૦
૧૦૯ શ્રીબુદ્ધિસાગરસૂરીશ્વર સ્મારક ગ્રથ ૦ ૧૨ ૦
૦ ૧૧૦ પ્રેમગીતા સસ્કૃત ૦-૬-૦

૧૧૧ યોગનિષ્ઠ આચાર્ય-શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિજીનું વિસ્તૃત જીવનચરિત્ર ૧૧-૦-૦
૧૧૨ અધ્યાત્મસાર ૦ ૧૨ ૦

ગ્રંથા માટે પત્ર વ્યવહારનું સ્થળ—
શ્રી વિજાપુર (ગુજરાત) શ્રી બુદ્ધિસાગરજીસૂરિ જ્ઞાનમંદિર તથા
મંત્રીઓ **શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ-મુંબઈ**
**C/o મગળદાસ લલ્લુભાઇ ઘડિયાળી**
ઠે ૩૪૭, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

- ૦ આ નિશાનવાલા ગ્રંથો સીલકમાં નથી
- \+ ,, ,, ,, ૧૫ થી ૨૫ નકલ સુધી છે

---

**શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકટ થયેલ ગ્રન્થો મળવાના ઠેકાણા.**

(૧) શ્રી બુદ્ધિસાગરજીસૂરિ જૈન જ્ઞાનમંદિર શ્રી વિજાપુર (ગુજરાત)
(૨) શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ-મુંબઈ ઠે૦ ૩૪૭- ઠે૦ કાલબાદેવી રોડ-મુંબઈ ૨
(૩) શ્રી મેઘરાજ પુસ્તક ભંડાર-ઠે૦ ગોડીજીની ચાલ- ઠે૦ કીકાસ્ટ્રીટ મુંબઈ ૨
(૪) શ્રી અમૃતલાલ ચકરચંદ હીરાચંદ-શ્રી અમદાવાદ- ઠે૦ ઝવેરીવાડ-આબલીપોળ ઉપાશ્રય પાસે
(૫) શ્રી સોમચંદ ડી શાહ, પાલીતાણા (સૌરાષ્ટ્ર)